વિલિયમ જેમ્સકૃત.

# માનસશાસ્ત્ર.

અનુવાદકર્તા,

હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ,

એમ. એ., એલએલ. બી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ,

આસિ. સેક્રેટરી—અમદાવાદ.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા

# ઉપોદ્‌ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબઈનિવાસી સ્વર્ગવા. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૯ ઉપરોજ વિલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨,૦૦૦ પોતે સોસાઇટીને સોંપ્યા. તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં. સદરહુ વિલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મીલકત પુસ્તક પ્રસાર માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે સન ૧૮૯૪ માં રૂ. ૧૮,૦૦૦ ની સરકારી પ્રૉમિસરી નોટો પુસ્તકો તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી છે, તેમાંથી આજપર્યંત નીચેનાં પુસ્તકો "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

| | |
|---|---|
| ૧. કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા તેમાં સુધારો કરવાના ઉપાય. | |
| ૨. માને શિખામણ. | રૂ. ૦—૭—૦ |
| ૩. નીતિમંદિર. | રૂ. ૦—૬—૦ |
| ૪. બાળલગ્નથી થતી હાનિ. | રૂ. ૦—૧૨—૦ |
| ૫. પુનર્વિવાહપક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી ! | રૂ. ૦—૬—૦ |
| ૬. ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર. | રૂ. ૦—૫—૦ |
| ૭. ધાર્મિક પ્રશ્નો. | રૂ. ૦—૪—૦ |
| | રૂ. ૦—૪—૦ |
| | રૂ. ૦—૪—૦ |
| | રૂ. ૧ |

ગ્રી ક પ. રૂ ૧—૦—
નવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર રૂ ૦—૨—
ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો. રૂ. ૦—૧૨—
ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ ભાગ ૨ જો. રૂ ૧—૦
૧૬. નીતિવિજ્ઞાન રૂ. ૧—૦—૦
૧૭ ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર રૂ ૧—૪—૦
૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર. રૂ ૦—૬—૦
૧૯. પરોપકાર રૂ ૦—૧૨—૦
૨૦. દેશનું ખાતર. રૂ ૦—૪—૦
૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ રૂ ૨—૮—૦
૨૨. કિરાતાર્જુનીય કાવ્યનું મૂળસાથે ગુજરાતી ભાષાન્તર રૂ ૧— —૦
૨૩. વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો રૂ ૦—૧૨—૦
૨૪. વાર્નિશ રૂ ૧—૦—૦
૨૫. જીવનનો આદર્શ. રૂ ૦—૧૨—૦
૨૬. શ્રીનિકૌમુદી. રૂ ૦—૮—૦
૨૭. શિશુપાલ વધ-પૂર્વાર્ધ (સર્ગ ૧ થી ૧૦) રૂ ૧—૦ ૦
૨૮ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય રૂ ૦— —૦
૨૯. રસાયનશાસ્ત્ર રૂ ૦—૧૬—૦
૩૦. બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ
વિભાગ ૧ લો. રૂ ૦—૧૨—૦
૩૧. જાપાનની કેળવણીની પદ્ધતિ. રૂ ૦—૧૮—૦
૩૨. શિશુપાલવધ—ઉત્તરાર્ધ (સર્ગ ૧૧-૨૦) રૂ ૧—૦—૦
૩૩. લૅન્ડૉરના કાલ્પનિક સંવાદો, ભાગ ૧ લો. રૂ ૦—૧૨—૦
૩૪. ખગોળ વિદ્યા ૦—૧૨—
૩૫. લૅન્ડૉરના કાલ્પ[illegible]
માનસશાસ્ત્ર

# માનસશાસ્ત્ર

## પ્રકરણ પ્હેલું.

### માનસશાસ્ત્રનો વિષય.

મનુષ્યના મનના વિવિધ બાહ્ય વ્યાપારોનું વર્ણન, વર્ગીકરણ તથા શાસ્ત્રીય સંશોધન–હેને માનસશાસ્ત્ર કહેવાય છે. માનસિક વ્યાપારો જ્હેને આપણે ટુંકામાં મનોવ્યાપારો કહીશું તેઓમાં ઇન્દ્રિય વાટે મળતા *સંસ્કારો, વાસનાઓ, ભાવનાઓ, અનુમાનો, સંકલ્પો, આવેગો, પ્રેરણાઓ, ઇચ્છાઓ વિગેરે જે કંઇ વ્યાપારો મનમા ઉત્પન્ન થાય છે તે સર્વેનો સમાવેશ થાય છે. આ સર્વે વ્યાપારોના સ્વરૂપો, હેમની ઉત્પત્તિનાં કારણો તથા હેમના પરસ્પર સંબન્ધનો અભ્યાસ કરવો એ માનસશાસ્ત્રનો વિષય છે.

આ અભ્યાસ કયા દૃષ્ટિબિન્દુથી કરવો હેનો વિચાર કરવો આવશ્યક છે, અને તે વિચાર કરવામાં માનસશાસ્ત્રનો બીજાં શાસ્ત્રો સાથે તથા ઉચ્ચતમ શાસ્ત્ર–તત્વજ્ઞાન સાથે શો સંબંધ છે હેનો પણ વિચાર નિકટ રીતે સમાયેલો છે. સકલ વિશ્વમાં પદાર્થો તથા પ્રાણીઓના સર્વે વિભાગો વચ્ચે પરસ્પર અડગાડગી ભાવનો એટલો દૃઢ સમ્બન્ધ છે કે કોઇ પણ એક વિભાગનું જ્ઞાન બીજા વિભાગોના જ્ઞાનશિવાય અપૂર્ણ રહે છે, અને જ્યા સુધી સર્વે વિભાગોનું જ્ઞાન મેળવી શકાય નહીં ત્યા સુધી કોઇ પણ એક વિભાગનું જ્ઞાન મેળવવું અશક્ય છે. તેમજ વિશ્વના અપૂર્ણ જ્ઞાન માટે હેના દરેક

---

* આપણી પ્રત્યક્ષ આવેલી કોઇ પણ વસ્તુનુ ઇન્દ્રિયો વડે જે ભાન થાય હેને અંગ્રેજીમા Sensation કહે છે. ગુજરાતીમા આ અર્થ સુચવવા માટે ઇન્દ્રિય પ્રત્યક્ષ અથવા ઇન્દ્રિય સંસ્કાર અથવા એકલા પ્રત્યક્ષ કે સંસ્કાર શબ્દો વાપરીશુ.

વિભાગના વિશિષ્ટ જ્ઞાનની જરૂર રહે છે. આવું અપૂર્ણ જ્ઞાન કે જે તત્વજ્ઞાનનો ઉદ્દેશ છે તે મેળવવું મનુષ્ય મારે અત્યન્ત કઠિન છે અને કદાચ દુર્લભ પણ છે, પરન્તુ તે જ્ઞાન આપણી શક્તિ અનુસાર જેટલું બને તેટલું મેળવવા માટે ઉત્તમ રીતિ એ છે કે પ્રત્યેક વિભાગને બીજા વિભાગોથી ક્ષણવાર જુદો પાડી ત્હેનું વિશિષ્ટ જ્ઞાન મેળવવું કે જેથી અંતે તે સર્વ જ્ઞાનનું એકીકરણ કરી તેના વડે તત્વજ્ઞાનની રચના થઇ શકે. આવા વિવિધ વિભાગોનાં શાસ્ત્રોને આપણે વિજ્ઞાનશાસ્ત્રો કહીશું. દરેક વિજ્ઞાનશાસ્ત્રનું લક્ષણ એ છે કે પોતાની સાથે સંબન્ધ ધરાવતા બીજા વિષયો તરફ નિર્લક્ષ બની પોતાનાજ વિષય ઉપર ધ્યાન આપે છે, અને પોતાના વિષયને લગતા કેટલાએક મૂળ સિદ્ધાંતો કે જે પોતે પોતાનાજ વિષયના સંકુચિત દૃષ્ટિબિન્દુ વડે સિદ્ધ કરવાને અશક્ત છે ત્હેમને ત્હેમના સત્યાસત્યનું નિરાકરણ કર્યા શિવાય માની લે છે. જેમકે પદાર્થશાસ્ત્ર પ્રકૃતિના પરમાણુઓમાં પ્રકમ્પમય ગતિ તથા એક પ્રકારની શક્તિ રહેલી છે એ સિદ્ધાંત ગતિ, શક્તિ વિગેરેનું તાત્વિક સ્વરૂપ શું છે ત્હેનું નિરાકરણ કર્યા શિવાય માની લે છે. ભૌતિકશાસ્ત્ર અતિસૂક્ષ્મ પરમાણુઓનું અસ્તિત્વ તથા ત્હેમની આકર્ષણ-અપકર્ષણ શક્તિ માની લે છે. રસાયણશાસ્ત્ર પણ અમુક પદાર્થો વચ્ચે રાસાયણિક સમાનતાના ગુણોનું અસ્તિત્વ સ્વીકારી લે છે. શારીરશાસ્ત્ર રસાયણશાસ્ત્રના સિદ્ધાન્તો માની લે છે, અને આપણે આગળ જોઇશું તેમ માનસશાસ્ત્ર શારીરશાસ્ત્રના કેટલાએક સિદ્ધાન્તો સ્વીકારી લે છે. અત્રે સહજ પ્રશ્ન થશે કે જ્યારે દરેક વિજ્ઞાનશાસ્ત્ર પોતાના સિદ્ધાન્તો કે જેમના ઉપર આખા શાસ્ત્રનો પાયો રચાયેલો હોય છે ત્હેમને સિદ્ધ કર્યા સિવાય માની લે છે, તો તે શાસ્ત્રોએ સ્થાપેલા નિયમો સત્ય છે ત્હેનું પ્રમાણ શું? આ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન અને તત્વજ્ઞાનના સંબન્ધ વિષેના ગહન વિષયમાં વધારે ઉંડા ઉતર્યાથી જ આપી શકાય. અહીં તો એટલુંજ જાણવાની જરૂર છે કે દરેક વિજ્ઞાનશાસ્ત્રે માની લીધેલા સિદ્ધાન્તો પ્રમાણ સહિત

સિદ્ધ કરવાને તે વિજ્ઞાનશાસ્ત્ર પોતે અશક્ત છે, કારણ કે ત્હેનો પોતાનો વિષય સંકુચિત હોઇ જે કંઇ સિદ્ધ કરવાને પોતાના વિષયની બહાર જવું પડે તેમ હોય તે સર્વે સિદ્ધ કર્યા શિવાય માની લેવાની જરૂર પડે છે. આ એક વિજ્ઞાનની અપૂર્ણતા છે ખરી, પરન્તુ તે અનિવાર્ય છે. કારણ કે મનુષ્ય-બુદ્ધિ સૃષ્ટિનું એકસામટું એટલે કે એકી વખતે ત્હેના સઘળા ભાગોનું વિશિષ્ટજ્ઞાન મેળવવાને અશક્ત છે.

માનસશાસ્ત્રનો આવા એક વિજ્ઞાનશાસ્ત્ર તરીકે આપણે અહીં અભ્યાસ કરવાનો છે. અર્થાત્ ત્હેનો વિષય આપણા માનસિક જીવનના બાહ્ય વ્યાપારોનું વર્ણન તથા વિવેચન કરવામાં જ સંકુચિત રહેલો છે. મનનું તાત્વિક સ્વરૂપ શું છે તથા જ્ઞાન મેળવવાની શક્તિ કેવી રીતે અને કેટલે સુધી મન ધરાવે છે, તે વિગેરે મનના અન્ત સ્વરૂપ વિષે ઉદ્ભવતા ગહન પ્રશ્નોનું નિરાકરણ માનસશાસ્ત્ર તત્વજ્ઞાનને સોંપી દે છે, અને પોતે મનના બાહ્ય સ્વરૂપ વિશેષ, એટલે કે એક પછી એક ઉત્પન્ન થતા વ્યાપારોનો પ્રવાહ તેજ મન છે એમ સ્વીકારી, તે વ્યાપારોના નિયમો તથા ત્હેમના પરસ્પર સંબંધનું શાસ્ત્રીય રીતે સંશોધન કરે છે. આ સંશોધન કરવામાં તે નીચેના બે સિદ્ધાન્તોનું સત્ય સ્વીકારી આગળ વધે છેઃ—

૧. એક પછી એક અનુસરતા મનોવ્યાપારોના પ્રવાહનું અસ્તિત્વ. આ સિદ્ધાન્તનો અર્થ એ છે કે મનનું અન્તસ્વરૂપ ગમે તે હો, તથા તે વિષે જડવાદીઓ તથા ચેતનવાદીઓ વચ્ચે ગમે તે વિરોધ હોય, પરન્તુ એક પછી એક અનુસરતા મનોવ્યાપારોમાં મનનું બાહ્ય સ્વરૂપ જણાય છે એ વાત તો સર્વમાન્ય છે, અને તેથી માનસશાસ્ત્ર આ સર્વમાન્ય સિદ્ધાન્ત ઉપર પોતાનો પાયો રચે છે.

૨. બીજો સિદ્ધાન્ત એ છે મનુષ્યને જે કંઇ જ્ઞાન મળે છે ત્હેનું સાધન મન છે. અર્થાત્ મનને પોતાના વ્યાપારો

વડે વસ્તુઓનું જ્ઞાન મળી શકે છે, તથા પ્રત્યેક મનો-
વ્યાપાર કોઈ પણ વસ્તુનું પણ જ્ઞાન કરાવે છે. આ
જ્ઞાન ગમે તો જડ વસ્તુઓ વિષે હોય, કે ચેતન પ્રાણીઓ
વિષે હોય, કે પછી બીજાના કે પોતાના મન વિષેજ હોય,
પરન્તુ તે સઘળું મનોવ્યાપારો વડેજ મળી શકે છે.

આ બે સામાન્ય સિદ્ધાન્તો ઉપર માનસશાસ્ત્રનો પાયો રચાયેલો છે.

હવે મનનો અભ્યાસ આપણે કેવી રીતે કરવાનો છે તે જોઈએ.

કોઇ પણ વસ્તુનો અભ્યાસ કરવામાં ત્હેની પરિસ્થિતિ શી છે અને તે પરિસ્થિતિ સાથે ત્હેનો શો સંબંધ છે, તે સર્વે જાણવાની મુખ્ય આવશ્યકતા છે. અર્થાત્ મનની શક્તિઓ શી જણાય છે અને તે શાથી ઉત્પન્ન થઇ છે ત્હેનો અભ્યાસ જે પરિસ્થિતિમાં મન રહે છે ત્હેના અભ્યાસ સાથે નિકટ સંબંધ ધરાવે છે. મનુષ્ય જ્યારથી જન્મે છે ત્યારથીજ ત્હેના મનમાં બીજ રૂપે અમુક શક્તિઓ રહેલી હોય છે. આ શક્તિઓના વિકાસ માટે ત્હેમનો ઉપયોગ અર્થાત્ અનુભવની જરૂર રહે છે પરન્તુ તે અનુભવ કેવા સ્વરૂપનો છે અને તેથી માનસિક શક્તિઓનો વિકાસ કેવા રૂપમા થાય છે, ત્હેનો આધાર જે પરિસ્થિ-તિમા મનને અનુભવ મેળવવાનો છે ત્હેના ઉપર રહે છે. મનુષ્યના શરીરના અવયવો તથા મનની શક્તિઓની ઉત્ક્રાન્તિ કેવી રીતે થઇ છે ત્હેના અભ્યાસથી સ્પષ્ટ જણાય છે કે જે જે શારીરિક તથા માન-સિક શક્તિ મનુષ્ય ધરાવે છે તે નિરર્થક નથી, પરન્તુ જે પરિસ્થિતિમા મનુષ્યને રહેવાનું છે તેમાં તે સહીસલામત રીતે રહી પોતાનો ઉત્કર્ષ કરી શકે તેવી રીતે તે શક્તિઓ ત્હેમની પરિસ્થિતિ સાથે ઘણે અંશે એકમય થયેલી છે. સર્વે જાતના પ્રાણીઓની રચના એવી છે કે જે જાતિ પોતાની પરિસ્થિતિ સાથે એકમય થાય, અર્થાત્ આસપાસના સંયોગોમાં રહી શકવાને જરૂરની શક્તિઓ ધરાવે તેજ જાતિ ટકી શકે છે. આમ હોવાથી સર્વે માનસિક શક્તિઓ મનુષ્ય પોતાની પરિસ્થિતિમાં રહી શકે ને પ્રયોજનથી ઉત્પન્ન થયેલી છે. ઉદાહરણ

તરીકે કોઇ વસ્તુ આપણા જીવનને ઉપયોગી હોય તો હેને જોતાં જ આપણું મન હેને જાણવાની અથવા મેળવવાની પ્રેરણા ધરાવે છે કોઇ વસ્તુ આપણા જીવનને હાનિકારક હોય તો પ્હેલેથી હેની તરફ બ્હીકની લાગણી ઉત્પન્ન થાય છે. ઝેરી વસ્તુઓ પારખવાને કડવાશનો સ્વાદ અનુભવવાની શકિત મનમાં રહેલી છે, અને જે વસ્તુઓ આપણા જીવનને પણું જરૂરની છે તે સર્વે મેળવવા માટે ક્ષુધાની પ્રેરણા પ્રથમથી જ રહેલી છે. આ ઉપરથી સ્હમજાશે કે આપણું માનસિક જીવન તથા હેની શકિતઓ મુખ્યત્વે કરીને સપ્રયોજન છે, અર્થાત બાહ્ય સૃષ્ટિમાં આપણું જીવન ગાળવા માટે ઉપયોગી હોવાને લીધેજ આપણી વિવિધ વિચાર શકિતઓ વિકાસ પામેલી છે. મહાન તત્વવેત્ત હરબર્ટ સ્પેન્સરે આ વિષે એક સિદ્ધાન્ત સ્થાપ્યો છે કે આપણા મન તથા શરીરની રચનાનું બાહ્ય સૃષ્ટિમાં રહેલી રચનાની સાથે ઐકમત્ય થવું તેજ આપણા શારીરિક તથા માનસિક જીવનનો ધર્મ છે. દાખલ તરીકે બાહ્ય સૃષ્ટિની રચના એવી છે કે પ્રાણીઓના જીવન માટે અન્ન વગેરે સર્વે જરૂરની વસ્તુઓ એક સ્થળે હોતી નથી પરન્તુ જુદે જુદે સ્થળે તથા જુદાં જુદાં રૂપોમાં કાચી કે પાકી સ્થિતિમાં હોય છે, તેથી હેમને મેળવવાની, ઉગાડવાની કે પકાવવાની જરૂર રહે છે. આમ હોવાને લીધે મનુષ્યમાં હરવા ફરવાના અવયવોની વિવિધ ઇન્દ્રિયોની તથા જે જે અન્નનું લોહી બની શકે તેવા અન્નનું પાચન થવા માટે પાચકયન્ત્ર વિગેરે અવયવોની રચનાની જરૂર રહે છે. જો આ બન્ને રચનામાં એકતા ન હોય તો પ્રાણી માત્રનું જીવન ટકી શકેજ નહી.

હવે આપણે મનની પરિસ્થિતિનું મુખ્ય લક્ષણ શું છે તે જોઇશું. મનનું અન્ત સ્વરૂપ ગમે તે હોય પરન્તુ હેનું બાહ્ય સ્વરૂપ તો એજ છે કે મનના સર્વે વ્યાપારો સાથે અત્યંત નિકટ સંબન્ધ ધરાવે છે. આ સંબન્ધ એટલો ગાઢ છે કે વિચારો, લાગણીઓ, ઇચ્છાઓ વગેરે સર્વે મનોવ્યાપારોની થોડી ઘણી અસર શરીર ઉપર થયા વિના રહેતીજ નથી. ધારો કે હમણાં બેઠે બેઠે મ્હને

વિચાર આવ્યો કે મ્હારે જરૂરના કામ માટે કોઇ સ્થળે જવું છે અને તરતજ હું ઉભો થાઉં ત્યારે મ્હારી શારીરિક સ્થિતિમાં જે ફેરફાર થયો ત્હેનું કારણ મ્હારા મનમાં વિચારની સ્ફુરણા છે. હું ઉભો થયો તેથી મ્હારા વિચારની શરીરના સ્નાયુઓ ઉપર દૃશ્યમાન રીતે અસર થઇ, પરન્તુ ધારો કે મ્હને વિચાર તો આવ્યો છતાં હું ઉભો થયો નહીં. અહીં મ્હારા વિચારની અસર કાંઇ બ્હાર તો જણાઇ નહીં, પરન્તુ અદૃશ્ય રીતે પણ ત્હેની અસર થયા વિના રહેતી નથી. અહીં પણ મ્હારા વિચારની શરીર ઉપર અસર કરવાની શક્તિ તો એની એજ છે, પરન્તુ ધારો કે મ્હારે ઉભા ન થવાનું કારણ એ છે કે મ્હને બીજો વિચાર આવ્યો કે આજ તો બહુ મોડું થઇ ગયું છે તેથી કાલે જઇશ. હવે આ બીજો વિચાર આવ્યો ત્હેની પણ શારીરિક અસર થવી જોઇએ. અને તે અસર પ્હેલા વિચારની જે કાંઇ અસર થાત ત્હેને દાબી દેવાની છે. અર્થાત્ બન્ને વિચારો પોતપોતાની શારીરિક અસરો ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે અને પરસ્પર વિરોધી ન હોય તો ત્હેમની અસર દૃશ્યમાન રીતે પણ થાય પરન્તુ અહીં બીજા વિચારની અસર પ્હેલા વિચારને રોકવાની છે અને આવી બન્ને અસરો સ્હામસ્હામુ કામ કરવાથી બીજી અસર પ્હેલી અસરને નબળી કરી નાખે છે અને ત્હેને દૃશ્યમાન્ થવા દેતી નથી આ ઉપરથી જણાશે કે મનના દરેક આવિર્ભાવ, ગમે તો તે કોઇ પ્રબળ ઇચ્છા હોય અથવા કોઇ ડહો વિચાર હોય કે માત્ર કલ્પના હોય પરન્તુ તે સર્વેનુ પરિણામ શરીરના સ્નાયુઓમા કોઇપણ પ્રકારની ગતિ ઉત્પન્ન કરવાનુ છે.

જેવી રીતે મન શરીરના અવયવો ઉપર અસર કરે છે, તેવીજ રીતે શરીરમા થતા ફેરફારો પણ મન ઉપર અસર કરી શકે છે. આનુ કારણ એ છે કે માનસિક શક્તિઓના આવિર્ભાવનો મુખ્ય આધાર મગજમા થતા વ્યાપારો ઉપર રહેલો છે. એટલે મગજની સ્થિતિ મનપર અસર કરે છે. આ સિદ્ધાતને શરીરના દરદોથી મન

ઉપર થતી અસરનો અનુભવ તથા શારીરશાસ્ત્રનો અભ્યાસ સંપૂર્ણ રીતે ટેકો આપે છે. આ સિદ્ધાન્તનું રહસ્ય શોધવું તથા તેના ઉપરથી ઉત્પન્ન થતા બીજા પ્રશ્નો જેવા કે શરીર વિના મન રહી શકે કે નહીં તથા રહી ન શકે તો ત્હેનું શું કારણ છે એ વિગેરે પ્રશ્નોનો ઉત્તર આપવો તે માનસશાસ્ત્ર માટે અશક્ય છે. પરન્તુ શરીર તથા મનની સારી તેમજ નબળી સ્થિતિઓના અનુભવસિદ્ધ અભ્યાસથી એ સિદ્ધાન્તનું સત્ય માનવાને પ્રબળ કારણ મળે છે. માથા ઉપર જોરથી ફટકો મારવાને લીધે પુષ્કળ લોહીનો પ્રવાહ કોઇપણ રસ્તે શરીરમાંથી નીકળી જવાને લીધે, તેમજ અત્યન્ત દારૂ, અફીણ તથા કેટલીએક દવાઓ લેવાને લીધે, મન બેભાન થઇ જાય છે તથા તાવ વગેરે દરદોથી થતા શરીરના વિકારોથી મગજ નબળું પડવાને લીધે મનની શક્તિઓ પણ નબળી પડી જાય છે એ સર્વ જાણીતું છે. તેમજ શરીરની તન્દુરસ્તીથી મગજમાં લોહી વધવાને લીધે, અથવા મગજના તન્તુઓને પ્રબળ બનાવનાર કોઈ ઔષધ લેવાને લીધે મનની શક્તિઓ પ્રદીપ્ત થાય છે તે પણ જાણીતું છે. મગજ થાકી ગયું હોય ત્યારે ગરમાગરમ ચ્હા અથવા કૉફી લીધાથી મનની શક્તિઓ સજીવન થાય છે તે પણ ચ્હા-કૉફી પીનારાઓને સુવિદિત છે આપણા મનમા ખુશાલી, દિલગીરી વગેરેની સ્થિતિઓ તથા ત્હેમને લગતા વિચારોનો આધાર ત્હેમને ઉત્પન્ન કરનારી વસ્તુઓ કરતા મગજમાં ફરતા લોહીના પ્રવાહની સ્થિતિ ઉપર વધારે રહેલો છે એમ કહીએ તો ખોટું નથી. તેમજ અમુક સંયોગોમા માણસનું મન હીંમતવાન્ રહેશે કે ભયભીત થઈ જશે, ત્હેનો આધાર પણ ત્હેના જ્ઞાનતન્તુઓ ઉપર ઘણે અંશે રહે છે. ગાડા માણસોના મગજની પરીક્ષા ઉપરથી જણાય છે કે ઘણુંખરૂં મગજના ભાગોમા વિકાર થયેલો હોય છે. તે ઉપરાંત મગજના અમુક ભાગના બગાડ અથવા નાશથી મનની પણ અમુક શક્તિઓનો નાશ થાય છે તે પણ વિવિધ પ્રયોગોથી સિદ્ધ થયેલું છે. આ પ્રમાણે એટલું તો નિઃસંશય

જણાય છે કે મનનું સ્થાન મગજમાં છે. અને મનોવ્યાપારો તથા મગજમાં થતા ફેરફારો પરસ્પર અત્યન્ત નિકટ સંબન્ધ ધરાવે છે

ઉપર જણાવ્યા પ્રમાણે શરીર તથા મન એટલે શારીરશાસ્ત્ર તથા માનસશાસ્ત્રના નિકટ સંબન્ધના સિદ્ધાન્ત ઉપર આપણે માનસશાસ્ત્રની રચના કરવાની છે. પરન્તુ આગળ ચાલ્યા પ્હેલાં એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે કે આ સિદ્ધાન્તનો અર્થ એમ નથી કે શરીર તેજ મન છે, અથવા યન્ત્રની માફક થતા શારીરિક વ્યાપારોના નિયમોથી માનસિક નિયમો સ્વતન્ત્ર છે જ નહીં, એમ માનવાને આપણી પાસે કાંઇ પણ કારણ નથી આપણા સિદ્ધાન્તનો અર્થ એટલોજ છે કે મનુષ્યના મનના આવિર્ભાવો અર્થાત્ મનોવ્યાપારોનો આધાર શરીરના એટલે પ્રકૃતિના નિયમો ઉપર રહેલો છે. પરન્તુ તે આધારવડે મનનું ખરૂં સ્વરૂપ શું છે તે વિષે કાંઇ પણ સિદ્ધ થઇ શકતુ નથી, અર્થાત્ કેવળ પ્રકૃતિના નિયમોથી મનનું રહસ્ય જાણી શકીએ તેમ નથી તે સિદ્ધાન્ત પણ આપણે સ્વીકારીશુ. અહીં તો આપણે માનસશાસ્ત્રને વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ જોવાનું છે, અને તેથી મનના બાહ્ય વ્યાપારોનો અભ્યાસ કરવામાં ત્હેમની સાથે સંબન્ધ ધરાવતા શારીરિક વ્યાપારો વિષે પણ થોડું ઘણું જાણવાની આવશ્યકતા છે.

## પ્રકરણ બીજું.

### તન્તુચક્રની રચના તથા ત્હેનાં કાર્યો.

ઉપરના પ્રકરણમા આપણે જોયુ તેમ સર્વે માનસિક ક્રિયાઓ શરીરમા થતી ક્રિયાઓ સાથે અત્યન્ત નિકટ સંબંધ ધરાવે છે. આમ હોવાથી શરીરની જે રચનાનો મન સાથે સંબન્ધ રહેલો છે તે કેવી જાતની છે અને ત્હેનું શુ કાર્ય છે તે જાણવાની પ્રથમ જરૂર છે. આ રચનાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે શારીરશાસ્ત્રના

ઊંડા અભ્યાસની આવશ્યકતા છે. પરન્તુ અહિંઆં તો માત્ર પ્રસ્તુત વિષયને લગતી મુખ્ય બાબતોનુંજ વર્ણન થઇ શકે તેમ છે.

આપણા શરીરના-માથાથી તે પગસુધી-સર્વે ભાગોમાં અસંખ્ય તન્તુઓ અનેક શાખાઓમાં વ્હેંચાઇને પ્રસરી રહેલાં છે. આ તન્તુઓમા થતા વ્યાપારોને લીધે મનો વ્યાપારો ઉત્પન્ન થતા હોવાથી ત્હેને જ્ઞાનતન્તુઓ કહેવાય છે. અને જેમ કોઇ વૃક્ષની નાની મોટી સર્વે શાખાઓ થડમા મળે છે, તેમ આ સર્વે તન્તુઓ વિવિધરીતે એક બીજા સાથે ગુંચવાઇને અન્તે મગજમા મળે છે. તન્તુઓની આ રચના તન્તુચક્ર કહેવાય છે, અને મગજ તન્તુચક્રનું મધ્યસ્થાન એટલે ઉત્પત્તિસ્થાન તરીકે રહેલું છે, શરીરની સર્વે ઇન્દ્રિયો તથા સ્નાયુઓમા જ્ઞાનતન્તુઓના છેડાઓ રહેલા છે. આખ, કાન, જીભ, નાક, તથા ચામડી એ પ્રત્યેક ઇન્દ્રિયમા જ્ઞાનતન્તુઓની ઘણી સૂક્ષ્મ શાખાઓ પ્રસરી રહેલી હોય છે. આ સર્વે તન્તુઓમાના કેટલાએકનો એક છેડો શરીરના પૃષ્ટ ભાગ એટલે સપાટી ઉપર આવેલા ઇન્દ્રિયસ્થાનોમાં રહેલો હોય છે. અને બીજો છેડો મગજની સાથે સંબન્ધ ધરાવે છે. અર્થાત્ તેઓ તારના દોરડાની માફક સર્વે ઇન્દ્રિયોનો મગજ સાથે સંબન્ધ ઉત્પન્ન કરે છે. હવે જ્યારે બ્હારની કોઇ વસ્તુનો અમુક ઇન્દ્રિય ઉપર સંસ્કાર પડે છે ત્યારે તે ઇન્દ્રિયમા રહેલા જ્ઞાનતન્તુઓના અણુઓમા એક જાતની પ્રકંપમય ગતિ ઉત્પન્ન થાય છે, અને આ ગતિ એક પ્રવાહની માફક તન્તુમા પ્રસરી ઠેઠ મગજના ઉચ્ચ ભાગમા પ્હોંચે છે. અને જેવી તે ગતિ ત્યા પ્હોંચે છે કે તરત તે વસ્તુનું જ્ઞાન જ્હેને ઇન્દ્રિય પ્રત્યક્ષ અથવા સંસ્કાર કહીશુ તે ઉત્પન્ન થાય છે આવી રીતે તન્તુઓમા થતી ક્રિયા મગજમા પ્હોચ્યાથી પ્રત્યક્ષ માનસિક ક્રિયા ઉપજે છે. આ તન્તુઓ ઇન્દ્રિયો ઉપર પડેલા વસ્તુઓના સંસ્કારોનુ મગજમા સંવહન કરે છે, તેથી ત્હેને સંવાહક તન્તુઓ કહેવાય છે. હવે આ સંવાહક તન્તુઓ ઉપરાંત એક બીજી

તન્તુના જ્ઞાનતન્તુઓ છે ત્હેમનો એક છેડો મગજ સાથે સંબન્ધ ધરાવે છે અને બીજો શરીરના વિવિધ અવયવોમાં આવેલા સ્નાયુઓમા રહેલો હોય છે. આ તન્તુઓનું કાર્ય મગજમાથી સ્નાયુઓમાં ગતિનો પ્રવાહ લઈ જઈ તે સ્નાયુઓમા આકુંચન ઉત્પન્ન કરવાનું છે, અને આવાં આકુંચનોથીજ શરીરના અવયવોમાં ગતિ એટલે હીલચાલ પેદા થાય છે આવી રીતે આ જ્ઞાનતન્તુઓ મગજમાથી સ્નાયુઓમા પ્રવાહનું ઉદ્વહન કરી શરીરના કોઈ પણ ભાગમા ગતિ ઉત્પન્ન કરે છે તેથી ત્હેને ઉદ્વાહક તન્તુઓ કહેવાય છે. ટુકામા કહીએ તો સંવાહક તન્તુઓનું કાર્ય ઇન્દ્રિયસ્થાનોમાથી બાહ્ય વસ્તુઓના સંનિકર્ષથી ઉત્પન્ન થતા પ્રવાહોને મગજમા લઈ જઈ વસ્તુઓનું પ્રત્યક્ષ જ્ઞાન ઉપજાવવાનું છે, અને ઉદ્વાહક તન્તુઓનું કાર્ય આ પ્રવાહોને તેમજ મગજમા ઉત્પન્ન થતા કેટલાએક બીજા પ્રવાહોને સ્નાયુઓમા લઇ જઇ કોઇ પણ કાર્ય કરવા માટે શારીરિક અવયવોની જે કંઇ ગતિ જરૂરની છે તે ગતિ સ્નાયુઓના આકુંચનો વડે ઉત્પન્ન કરવાનું છે. આ બન્ને જાતના તંતુઓ એક જાળની માફક આખા શરીરમા પ્રસરી રહેલા છે, અને મગજના પદાર્થમાનો ત્હેમનો સંબન્ધ એટલો બધો ગુંફિત છે કે સૂક્ષ્મદર્શક યન્ત્ર વડે પણ ત્હેમનું સ્પષ્ટ નિરીક્ષણ થઈ શકતું નથી આ સર્વે તન્તુઓ અમુક રાસાયણિક પદાર્થના બનેલા હોય છે, અને ત્હેમના અણુઓ અત્યન્ત ત્વરાથી પ્રકંપમય ગતિના પ્રવાહો એક સ્થળેથી બીજે સ્થળે પ્હોચાડી શકે છે.

તન્તુચક્ર માત્ર તન્તુઓનુંજ બનેલું હોતુ નથી. તન્તુઓની ઘટમાળમા ઠેકાણે ઠેકાણે ગઠાઇ ગયેલો પદાર્થ જોવામા આવે છે અને તે પદાર્થમાથી અનેક તન્તુઓ ફુટાયેલા હોય છે. આ પદાર્થને તન્તુગ્રન્થિ કહેવાય છે, અને આવી અખ્યાબંધ તન્તુગ્રન્થિઓ તન્તુચક્રના ઘણા ભાગોમા અને મુખ્યત્વે કરીને મગજ તથા ઇંદ્રિયસ્થાનોમા જોવામા આવે છે. સૂક્ષ્મદર્શક યન્ત્રવડે જોતા આવી પ્રત્યેક

ગ્રન્થિના તન્તુરસમાં ઘણાં બારીક કણો જ્હેને કોષો કહેવાય છે તે માલુમ પડે છે. આ કોષો જુદા જુદા આકાર તથા કદના હોય છે અને તન્તુઓના ઘણાખરા છેડાઓમાં તેઓ જોવામાં આવે છે. આવી રીતે તન્તુઓ અને તન્તુગ્રન્થિઓથી આખું તન્તુચક્ર બનેલું હોય છે. મગજમાં તથા વાંસાની વચ્ચે કરોડમાં આવેલું તન્તુઓનું રજ્જુ જ્હે કરોડરજ્જુ કહેવાય છે તેના પદાર્થમાં તન્તુઓ કરતાં તન્તુગ્રન્થિઓ વધારે હોય છે, અને ઇંદ્રિયસ્થાનો કે જ્યાં સંવાહક તન્તુઓના છેડાઓ આવેલા છે ત્યાં પણ તન્તુગ્રન્થિઓ વધારે હોય છે. તન્તુઓનો રંગ ધોળો હોય છે અને ગ્રન્થિઓનો રંગ-ભૂરાશ પડતો હોય છે હવે આ ગ્રન્થિઓનું મુખ્ય કાર્ય તન્તુઓની વાટે આવતા પ્રવાહોને ગ્રહણ કરી અમુક કાર્ય માટે જે સ્થળે પ્રવાહોને જવાની જરૂર હોય તે સ્થળે મોકલવાનું છે. ચેતનક્રિયાઓનો મુખ્ય આધાર આ ગ્રન્થિઓમાં થતી ક્રિયાઓ ઉપર રહેલો છે, અને મગજમાં રહેલી ગ્રન્થિઓના વ્યાપારોથીજ વિચારો, ભાવનાઓ, વગેરે ઉચ્ચ ચેતન વ્યાપારો સંભવે છે.

ઉપરની હકીકતથી સ્હમજાશે કે તન્તુચક્રનું મુખ્ય કાર્ય જે કાઇ શારીરિક ક્રિયાઓ આપણા જીવન માટે જરૂરની છે તે સર્વે ઉત્પન્ન કરવાનું છે. કોઈ વૃક્ષના થડ ઉપર કુવાડાનો ઘા કરીશું તો ત્હેના બીજા ભાગો ઉપર કાંઇપણ તાત્કાલિક અસર નહીં થાય, પરંતુ મનુષ્યના પગ ઉપર જો કુવાડો મારીશું તો તરતજ શરીરનાં બીજાં અવયવોમાં બચાવ કરવા વગેરેની હીલચાલ ઉત્પન્ન થશે. આનું કારણ એજ છે કે વૃક્ષમા જ્ઞાનતન્તુઓની ગુંફિત રચના નથી પરંતુ મનુષ્યમાં એવી રચના છે. જેવો મનુષ્યના પગ ઉપર કુવાડો પડયો કે તરતજ શરીરના તે ભાગમા આવેલાં સંવાહક તંતુઓમાં પ્રકંપમય ગતિનો પ્રવાહ ઉત્પન્ન થઇ મગજમાં પ્હોંચ્યો અને ઘા વાગ્યાનું પ્રત્યક્ષજ્ઞાન ઉત્પન્ન થયું. હવે જેવો આ સંવાહક તન્તુઓનો પ્રવાહ મગજમાં પ્હોંચ્યો કે તરતજ શરીરનાં અવયવોમાં ગતિ

ઉત્પન્ન કરનારા ઉદ્વાહક તન્તુઓના મગજમા આવેલા છેડાઓમાં તે પ્રવાહ પ્રસરે, અને તેમના બીજા છેડાઓ જે સ્નાયુઓમા આવેલા છે ત્યા જઇ તેણે સ્નાયુઓનુ આકુંચન ઉત્પન્ન કર્યું એટલે ગતિ પેદા થઇ ધારો કે તે મનુષ્યને સાથી નાસી જવાનો વિચાર થયો તો તે પ્રવાહ હાથ પગના સ્નાયુઓમા આવેલા ઉદ્વાહક તન્તુઓમા વળેલો હોય છે અથવા તે કુવાડો ઉચકી લઇને સામે સા ઉભા રહેવાનો વિચાર થયો તો તે પ્રવાહ હાથ પગના સ્નાયુઓમા આવેલા ઉદ્વાહક તન્તુઓ તરફ ગયેલો હોય છે આવી રીતે આપણા શરીરમા પરસ્પર નિકટ સબન્ધ ધરાવનાર જ્ઞાનતન્તુઓની અત્યન્ત સુકિત રચનાને લીધે કોઇ પણ કાર્ય માટે શરીરના જુદા જુદા અવયવોની જે કઇ ક્રિયાઓ જરૂરની હોય છે, તે સર્વે એક સાથે આપણાથી બની શકે છે જેવી રીતે તળાવમા કાકરો નાખ્યાથી પાણીમા વર્તુળાકારની ગતિ ઉત્પન્ન થાય છે અને તે વર્તુળ ધીમે ધીમે વધીને તળાવના છેડા સુધી પ્રસરે છે, તેવી રીતે કોઇ પણ ઇંદ્રિયમા આવેલા અવાહક તન્તુઓમા બ્હારની વસ્તુનો સંસ્કાર પડવાથી તેમનામા જે પ્રકપમય ગતિ ઉત્પન્ન થાય છે તે ગતિનો પ્રવાહ મગજ અથવા તન્તુચક્રના બીજા ભાગોમા આવેલા મધ્ય સ્થાનોમા જઇ ઉદ્વાહક તતુઓને માગ શરીરના કોઇપણ ભાગમા પ્હોચી શકે છે એ લક્ષમા રાખવાની જરૂર છે કે ઇન્દ્રિયોના પ્રોત્સાહનને પરિણામે શરીરના અવયવોમા ગતિ વગેરે જે કઇ કાર્યો ઉત્પન્ન થાય છે તે સર્વે સપ્રેયજન છે, કોઈ પણ હાનિકારક વસ્તુ આપણી સમક્ષ હોય તો ઇદ્રિયોવાટે તેનુ જ્ઞાન થતા જ તેને દૂર કરવા માટે જરૂરની શારીરિક ક્રિયાઓ ઘણી વખત એમની મેળેજ ઉત્પન્ન થાય છે ઉદાહરણ તરીકે આખમા કાકરી પડે છે તો તરતજ પાપણો બંધ થઇ જાય છે, અને આખમાથી પાણી નીકળી તે કાકરીને ભીની કરી કાઢી નાખે છે આપણા શરીરની ઘણી ક્રિયાઓ અને ખાસ

કરીને પશુપક્ષિઓના કાર્યો આવી જાતના હોય છે. આ સર્વે કાર્યોનું લક્ષણ એ છે કે જેવી રીતે કોઈ ભરેલી બંદુકનો ઘોડો દાબ્યો કે તરતજ ભડાકો થાય છે, તેવી રીતે જેવો કોઇ ઇન્દ્રિયોના સંવાહક તન્તુઓ ઉપર પ્રોત્સાહક વસ્તુનો સંસ્કાર પડયો કે તરતજ ઉદ્વાહક તન્તુઓ વડે કંઇક સપ્રયોજન શારીરિક ક્રિયા ઉત્પન્ન થાય છે. આવા કાર્યો પ્રેરણાત્મક અથવા પરાવર્તિત કાર્યો કહેવાય છે, કારણ કે આ કાર્યો પ્રોત્સાહક વસ્તુની શરીર ઉપરની ક્રિયાના પરાવર્તન એટલે ઉત્તરરૂપે હોય છે, પાચન, શ્વાસોશ્વાસ, હૃદયના ધબકારા વગેરે શરીરના અવયવોમા થતી ઘણી ક્રિયાઓ તેમજ છીંક, ઉધરસ, ઉચકી વગેરે પણ પરાવર્તિત કાર્યો છે. હવે આ જે શારીરિક ક્રિયાઓ અહીં કહી તે સર્વેનું લક્ષણ એ છે કે તે ક્રિયાઓ કરવામા મનુષ્યને કંઇ વિચાર કરવો પડતો નથી ઇન્દ્રિયોના પ્રોત્સાહનથી તેઓ પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. અર્થાત્ તેઓ સર્વે ઇચ્છારહિત કાર્યો છે આવી રીતે વિચારનો અભાવ તે પરાવર્તિત કાર્યોનુ મુખ્ય લક્ષણ છે. અને આ લક્ષણ પશુ પ્રાણીઓના પરાવર્તિત કાર્યોમા વિશેષે કરીને હોય છે મનુષ્યના કાર્યોમા આ ગુણ બહુ ઓછો જોવામા આવે છે, અને વિચારનો વ્યાપાર ત્હેના ઘણાખરા કાર્યોમા રહેલો હોય છે ઉદાહરણ તરીકે કોઇ મનુષ્ય દોડતા દોડતા પડી જાય તો પડવાનુ ભાન થવાની સાથેજ શરીરને બહુ ઇજા ન થાય માટે હાથમા અમુક ગતિ ઉત્પન્ન થાય છે. હવે આ ગતિનું સ્વરૂપ પરાવર્તિત કાર્યના જેવુજ છે પરન્તુ ઉપલા ઉદાહરણ અને કાર્યમા મુખ્ય ભેદ એ છે કે આંખમાથી પાણી નીકળવાની ક્રિયા આપણી ઇચ્છાશક્તિની બહાર છે પરન્તુ આ કાર્યમા ઇચ્છા શક્તિનો થોડો વ્યાપાર રહેલો છે કારણ કે પડતી વખત હાથને કેવી રીતે રાખવો તે વિષે આપણે એક ક્ષણમા પણ વિચાર કરી શકીએ છીએ અને ઇચ્છા પ્રમાણે ગમે તે સ્થિતિમા હાથને ગતિ આપી શકીએ છીએ. આવા કાર્યો અર્ધપરાવર્તિત કાર્યો કહેવાય છે. કારણ કે આમા

પ્રેરણા તેમજ ઇચ્છા શક્તિ બન્નેના વ્યાપારો થોડે ઘણે અંશે હોય છે. પરન્તુ આ બન્ને જાતનાં કાર્યોમાં મનુષ્યનાં સઘળાં કાર્યો સમાઇ જતા નથી એ વાત લક્ષમાં રાખવાની છે. મનુષ્યનાં ઘણાં કાર્યોમા ઇચ્છા શક્તિનો વ્યાપાર એટલો બધો હોય છે કે ઇન્દ્રિયોના સંસ્કારથી ઉદ્ભવતાં કાર્યોનું પોતાની ઇચ્છા પ્રમાણે નિયન્ત્રણ થઇ શકે છે, અને તેથી પરાવર્તિત કાર્યોની માફક અમુક સંસ્કારોથી અમુકજ કાર્ય થશે એમ પહેલેથી કહી શકાતું નથી. ઉદાહરણ તરીકે કોઇ મનુષ્ય એન્જીનની સીસોટી સાંભળી રેલ્વેગાડીમા બેશી જાય છે ત્યારે કર્ણેન્દ્રિય ઉપર પડતા સંસ્કારથી ત્હેનું કાર્ય ઉત્પન્ન થાય છે. પરન્તુ એજ સંસ્કાર પડ્યાથી આજ કાર્ય થાત તે કહી શકાતું નથી, કારણ કે જો ત્હેની બેસવાની ઇચ્છા ન થઇ હોત તો આ કાર્ય ઉત્પન્નજ ન થાત. આવાં કાર્યો ઇચ્છાત્મક કાર્યો કહેવાય છે અને ઉચ્ચ પ્રાણીઓ તથા મનુષ્યોથીજ તે બના શકે છે. હવે આ ત્રણે પ્રકારના જે કાર્યો આપણે જોયા તે સર્વેનું સામાન્ય લક્ષણ એ છે કે તેઓ કોઇપણ ઇન્દ્રિય માર્ગે થતા પ્રત્યક્ષ જ્ઞાનના પરિણામ રૂપે હોય છે. અર્થાત્ સંવાહક તન્તુઓમાથી મગજમા જતા પ્રવાહોથી તેઓ ઉત્પન્ન થાય છે. પરન્તુ આપણે સાધારણ રીતે જાણીએ છીએ કે પ્રત્યેક કાર્ય કઇ ઇન્દ્રિયના સંસ્કારવડે ઉત્પન્ન થતું નથી. એકાએક કઇ વિચાર આવ્યો ને આપણે ઉભા થયા, ત્યારે તે કાર્ય કોઇ ઇન્દ્રિયના સસ્કારથી ઉત્પન્ન થતું નથી એ વાત સ્પષ્ટ છે. આનું શારીરિક કારણ એ છે કે આ કાર્ય કરવા માટે પગના સંવાહક તન્તુએ મગજમા આવેલા પ્રવાહથી ઉત્પન્ન થતો નથી, પરન્તુ મગજમાજ ઉત્પન્ન થયેલો છે અને ત્હેની ઉત્પત્તિ મગજના ગતિ ઉત્પાદક મધ્યસ્થાનોમાના કોઇ એકમાથી થયેલી હોય છે. મગજના તન્તુરસના પદાર્થના અમુક ભાગમાં પ્રત્યક્ષો ઉત્પન્ન કરનારા મધ્યસ્થાનો રહેલા છે, અને અમુક ભાગમા ગતિ ઉત્પન્ન કરનારાજ મધ્યસ્થાનો રહેલા છે, પ્હેલો ભાગ પ્રત્યક્ષક્ષેત્ર કહેવાય છે, અને

બીજા ભાગ ગતિક્ષેત્ર કહેવાય છે. પ્રત્યક્ષ ક્ષેત્રમાં સર્વે સંવાહક તન્તુઓ મળે છે. અને ગતિક્ષેત્રમાં સર્વે ઉદ્દવાહક તન્તુઓ મળે છે. હવે આ બન્ને ક્ષેત્રો ઘણાં સુક્ષ્મ તન્તુઓ વડે એક બીજા સાથે સંબન્ધ ધરાવે છે; અને તેથી સંવાહક તન્તુઓનો પ્રવાહ ઉદ્દવાહક તંતુઓમાં જઈ શકે છે. પરાવર્તિત કાર્યોમાં અમુક સંવાહક તન્તુઓનો પ્રવાહ અમુક ઉદ્દવાહક તન્તુઓમાંજ જાય છે. હવે ગતિક્ષેત્રના ઉદ્દવાહક તન્તુઓ ફક્ત સંવાહક તન્તુઓ સાથેજ સંબન્ધ ધરાવતા નથી, પરંતુ મગજનાં બીજાં ક્ષેત્રો સાથે પણ તંતુઓ વડે સંબન્ધ ધરાવે છે. જ્યારે મનમાં કંઇપણ વિચાર આવે છે ત્યારે મગજના અમુક ક્ષેત્રના તન્તુઓમાં પ્રવાહ ઉત્પન્ન થાય છે, અને તે વિચાર જો કાંઇ કાર્ય કરવાનો હોય તો તે પ્રવાહ ગતિક્ષેત્રનાં ઉદ્દવાહક તન્તુઓમાં જાય છે.

આ પ્રમાણે મનુષ્ય સહિત સર્વે ઉચ્ચ પ્રાણીઓના કાર્યો તન્તુચક્રની રચના સાથે અત્યન્ત નિકટ સંબન્ધ ધરાવે છે. હવે સર્વ કોઇ જાણે છે કે પશુ પ્રાણીઓના કાર્યો કરતાં મનુષ્યનાં કાર્યો ઘણાં ઉચ્ચ ગ્રંથિત છે, એટલે આ ઉપરથી એક વાત સ્પષ્ટ જણાય છે કે પશુ પ્રાણીઓનાં તન્તુઓની રચના કરતા મનુષ્યનું તન્તુચક્ર વધારે ગ્રંથિત હોવુ જોઇએ અને જે પ્રકારના વિચારો મનુષ્ય કરી શકે છે પરન્તુ પશુ પ્રાણીઓથી થઇ શકતા નથી તે સર્વે માટે વિશેષ તન્તુરચના મનુષ્યના મગજમા હોવી જોઇએ. આ સર્વેનો નિર્ણય કરવા માટે પ્રાણીઓની જાતિમાંથી એક જાતિનું તન્તુચક્ર તપાસી, તથા હેનાથી થતાં કાર્યોનું નિરીક્ષણ કરી, હેની અને મનુષ્યની તન્તુરચના વચ્ચે શું શું સમાનતા તથા ભિન્નતા રહેલી છે તે જાણવાની મુખ્ય જરૂર છે.

મનુષ્યના તન્તુચક્રનો વિકાસ સ્હમજવા[1] માટે કોઇ દેડકાનું તન્તુચક્ર તપાસી જોવું એ સૌથી ઉત્તમ રીતિ છે. હવે આ તન્તુચક્ર તપાસતાં જણાય છે કે શરીરના જુદા જુદા ભાગોમાં પ્રસરેલાં

તન્તુઓ ઉપરાંત મગજ અને મગજના પદાર્થમાંથીજ લંબાયેલું સંખ્યાબન્ધ તન્તુઓનું એક રજ્જુ હોય છે. જેવી રીતે મગજ માથાની ખોપરીમા ઢંકાયેલું છે તેમ આ રજ્જુ વાંસામા આવેલી હાડકાની કરોડમા ઢંકાયેલું હોય છે અને તે રજ્જુમા તથા મગજના વિવિધ ભાગોમા સર્વ સંવાહક તથા ઉદ્વાહક તન્તુઓ મળે છે આ કરોડ રજ્જુના ઉપલા છેડામાથી મગજનો પદાર્થ વિસ્તાર પામેલો હોય છે. આ પદાર્થ અંદરથી પોલો હોય છે, અને વચમા બે જગાએ ઘણુ સંકોચ પામેલો હોવાથી ત્રણ વિભાગમા વ્હેંચાઇ ગયેલો હોય છે. સૌથી નીચો ભાગ અધરાશ, વચલો ભાગ મધ્યમાશ અને સૌથી ઉંચો ભાગ ઉત્તમાશ કહેવાય છે અધરાશને બે મુખ્ય પેટા વિભાગમા વ્હેંચી શકાય છે ઉપરનો 'સેરીબેલન' અને નીચેનો ભાગ 'મેડ્યુલા ઑબ્લોગેટા' કહેવાય છે 'મેડ્યુલા ઑબ્લોગેટા' કરોડ રજ્જુની સાથે જોડાયેલો હોય છે અને ત્હેનો આકાર લંબગોળ નગીના જેવો હોય છે. મધ્યમાશના ભાગો 'ઑપ્ટીક લોબ્સ' તથા 'થેલેમાઇ' કહેવાય છે ઉત્તમાશ 'થેલેમાઇ' સાથે સંબન્ધ ધરાવે છે અને ત્હેનો પદાર્થ લંબગોળ હોય છે આ પદાર્થ વચમાથી બે સરખા ભાગોમા વ્હેંચાઈ ગયેલો હોય છે અને ત્હેનો દરેક ભાગ ગોળાર્ધ કહેવાય છે મગજના આ સર્વ ભાગો અંદરથી પોલા હોય છે, અને કરોડ રજ્જુઓના તન્તુઓ આ પોલાણમાથી મગજના જુદા જુદા ભાગો સાથે જોડાયેના હોય છે.

આવી રીતે દેડકાના તન્તુચક્રનું બંધારણ હોય છે. હવે આ સર્વ ભાગોનો પરસ્પર સંબન્ધ કેવો છે તે જાણવુ અગત્યનુ છે અને તે જાણવાને કોઈ એક દેડકાને લઇ ત્હેના તન્તુચક્રના વિવિધ ભાગોને એક બીજાથી જુદા કર્યાથી તે દેડકાના કાર્યોમા શો ફેરફાર થાય છે ત્હેનુ નિરીક્ષણ કરવાની જરૂર છે. હવે જો દેડકાના કરોડ રજ્જુ અને અધરાશ વચ્ચેના ભાગને કાપી નાખીને કરોડ રજ્જુને મગજનો સંબંધ જુદો કરીએ, અર્થાત્ ફક્ત કરોડ રજ્જુનોજ શરી-

રના બીજા ભાગો સાથે સંબન્ધ રહેવા દઇએ, તો તે દેડકા મરી જશે તો નહીં પરન્તુ હેનાં કાર્યો કરવાની શક્તિમાં ઘણો ફેરફાર જણાશે. હેનાથી શ્વાસ લઇ શકાશે નહીં, તથા કોઇ વસ્તુ ગળી પણ શકાશે નહીં. હેને ઉંધો સુવાડયો હોય તો તે પોતાની મેળે ચતો થઇ શકશે નહીં, તથા પોતાની મેળે ચાલી તથા અવાજ પણ કરી શકશે નહીં. પરન્તુ જો મ્હોં ઝાલીને હેને લટકાવ્યું હોય અને હેની ચામડી ઉપર ચરચરાટ થાય એવી વસ્તુ લગાડી હોય, તો તે વસ્તુને ચામડી ઉપરથી ઘસી નાંખવા માટે આત્મરક્ષણનાં કાર્યો ઝડપથી કરી શકશે. હેની છાતી ઉપર તે વસ્તુ અડકાડીશું તો પોતાના બન્ને આગલા પંજાઓથી તે ભાગ ઘસવા માંડશે, અને જો આગલા પંજાઓની કોણી ઉપર લગાડીશું તો પાછલા પંજાઓથી તે ભાગ ઘસી નાંખશે, અને જો તે પગને છેદીથી કાપી નાખીશું તો પ્હેલાં તો તે લંગડો પગ આમતેમ હલાવશે અને છેવટે બીજા પગવડે તે ઘૂંટણને ઘસવા માંડશે. ટુંકામાં હેની સ્પર્શેન્દ્રિય ઉપર કોઇ પણ પ્રોત્સાહક વસ્તુ લગાડીશું તો અમુક સપ્રયોજન અને ચોકસ કાર્યો હેનાથી બની શકે છે. હવે આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે દેડકાના કરાડ રજ્જુમાં સ્પર્શેન્દ્રિયના સંસ્કારો મળ્યાથી પોતાના રક્ષણાર્થે અમુક કાર્યો કરવાની તન્તુઓ તથા તન્તુગ્રન્થિઓની રચના હોવી જોઇએ, અને તેથી હેના કરાડ રજ્જુને આત્મરક્ષણ માટેનાં કાર્યોનું મધ્યસ્થાન કહી શકાય. એટલું જ નહીં પરન્તુ કરાડ રજ્જુના વિવિધ ભાગોને કાપીને જુદા કરવાથી જણાય છે કે તે દરેક ભાગ એક બીજાથી સ્વતન્ત્ર રીતે વર્તી શકે છે, અને દરેક ભાગમાં હાથ, પગ, માથું વગેરે અવયવોમાંના એકની ક્રિયા માટેની તન્તુરચના રહેલી છે. નરજાતિના દેડકામાં હાથની હીલચાલો માટેની તન્તુરચના ધરાવતો કરાડ રજ્જુનો ભાગ પ્રજોત્પાદક ઋતુમાં વિશેષ કરીને પ્રવૃત્તિમય રહે છે અને આ ભાગને તન્તુચક્રના બીજા ભાગોથી જુદો કરવામાં આવ્યો

હોય છતાં પણ દેડકાના બે હાથ વચ્ચે આંગળી મુકી હોય તો તે આંગળીને સજ્જડ પકડી રાખી ઘણા વખત સુધી ત્હેને વળગી ર્‌હેશે.

તેવીજ રીતે પ્રયોગોવડે સિદ્ધ થઇ શકે છે કે દેડકાના મગજના સર્વે વિભાગો એક બીજાથી સ્વતન્ત્ર છે, અને પ્રત્યેકમાં અમુક કાર્યો કરવાની સ્વતન્ત્ર તન્તુરચના રહેલી છે. ઉદાહરણ તરીકે અધરાંશમાંની તન્તુરચનાને લીધે તે ખોરાક ગળવાનું કાર્ય કરી શકે છે તેમજ કુદી તથા તરી શકે છે. અને મધ્યમાંશની તન્તુરચના વડે મ્હોમાંથી અવાજ કહાડી શકે છે. ફક્ત ઉત્તમાંશના બીજા ભાગો સાથેનો સંબન્ધ કાપી નાખવામાં આવ્યો હોય તો ત્હેના કાર્યોમાં ઘણો ઓછો ફેરફાર થશે, અને સાધારણ મનુષ્યને તો ત્હેના કાર્યો ઉપરથી તે વાત જાણી શકાશે પણ નહીં, કારણકે ઇન્દ્રિયોના સંસ્કારોથી નીપજતા કાર્યો માટેની સઘળી તન્તુરચના વ્યાપાર થઇ શકે ત્હેવી સ્થિતિમાં રહે છે. ઉત્તમાંશ વિનાનો દેડકો ઉપર જણાવેલા સર્વે કાર્યો કરી શકે છે, અને તેમ કરતાં વચ્ચે કંઇ અન્તરાય હોય તો ત્હેનાથી સાવધ પણ રહી શકે છે. અમુક ઋતુમાં જનનક્રિયાની પ્રેરણા પણ ત્હેનામાં જણાય છે. પરન્તુ એટલો ફેર હોય છે કે બ્હારની વસ્તુથી ઇન્દ્રિયના પ્રોત્સાહન વિના કંઇ પણ કાર્ય ત્હેનાથી બની શકતું નથી, અને જે જે કાર્યો તે કરી શકે છે તે સર્વે યન્ત્રની માફક અસ્ખલિત રીતે થાય છે. આવી રીતે ઉત્તમાંશવાળા અને ઉત્તમાંશ વિનાના દેડકામાં એટલો ફેર હોય છે કે ઉત્તમાંશ વિનાનો દેડકો ચોક્કસ કાર્યો કરી શકે છે ખરો પરન્તુ તે સર્વે યન્ત્રની માફક એકજ દિશામાં અને ઇન્દ્રિયોના પ્રોત્સાહનો વડેજ થાય છે, અને ઉત્તમાંશવાળા દેડકાને કાર્યો માટે ઇન્દ્રિયના પ્રોત્સાહનની જરૂર રહેતી નથી તથા પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે વખત ગમે તે કાર્ય કરી શકે છે. આમ હોવાથી ઉત્તમાંશવાળા દેડકાને અમુક ઇન્દ્રિય સંસ્કારો આપ્યાથી ત્હેની પાસે અમુકજ કાર્યો આપણે કરાવી શકતા નથી—અર્થાત્ ઉત્તમાંશવાળું દેડકું પોતાના

શરીરનાં અવયવોની હીલચાલોનું ઉત્પાદક કારણ પોતાનામાંજ ધરાવે છે અને પોતાની સ્વેચ્છા પ્રમાણે કાર્યોનું નિયન્ત્રણ કરી શકે છે.

હવે આ સર્વે પ્રયોગોમાંથી શું તાત્પર્ય નિકળે છે તે આપણે જોઇએ. એક મુખ્ય વાત એ નીકળે છે ઉત્તમાંશ સહિત તથા ઉત્તમાંશ રહિત બન્ને દેડકાઓમાં સરખી જાતનાં કાર્યો કરતી વખતે બન્નેના એક જ જાતના અવયવોમાં ગતિ ઉત્પન્ન થાય છે, અર્થાત્ ઉત્તમાંશ રહિત દેડકો પોતાના માર્ગમાં આવેલું લાકડું જોઇ કુદી જાય છે ત્યારે પગનાં જે સ્નાયુઓમાં હીલચાલ ઉત્પન્ન થાય છે તેજ સ્નાયુઓમાં ઉત્તમાંશ સહિત દેડકો જ્યારે તેવીજ રીતે કુદી જાય છે ત્યારે હીલચાલ ઉત્પન્ન થાય છે. પરન્તુ ફેર એટલો કે બન્નેમાં તે સ્નાયુઓ તન્તુચક્રના જુદા જુદા ભાગો સાથે સંબંધ ધરાવે છે. આ ઉપરથી એમ જણાય છે કે તન્તુચક્રના ઉત્તમાંશ સિવાયના સર્વે ભાગોમાંથી અમુકમાં અમુક કાર્યો કરવાની તન્તુરચના રહેલી છે અને તેથી ઉપર જણાવેલા બન્ને દેડકાઓ સરખા કાર્યો કરી શકે છે. બીજી મુખ્ય વાત એ નીકળે છે કે ઉત્તમાંશમાં તન્તુચક્રના બીજા ભાગોની માફક અમુકજ કાર્યો કરવાની તન્તુરચના રહેલી નથી પરન્તુ કોઇ પણ કાર્ય કરવા માટે જુદા જુદા તન્તુ વ્યાપારો એક સાથે થઈ શકે તથા અમુક તન્તુ વ્યાપારોની ક્રિયા અટકી શકે તે સર્વે માટેની તન્તુરચના રહેલી છે. અર્થાત્ કોઇ અમુક કાર્ય કરવા માટે તન્તુચક્રના જુદા જુદા ભાગોને એક સામટો વ્યાપાર તથા તે કાર્યના પ્રતિબન્ધક તન્તુ વ્યાપારોનું નિયન્ત્રણ લાવવા માટે ઉત્તમાંશમાં રચના રહેલી છે. આમ હોવાથી ઉત્તમાંશ રહિત પ્રાણીનાં કાર્યો યન્ત્રની માફક અમુક દિશામાં જ થાય છે. અને ઉત્તમાંશ સહિત પ્રાણીઓ પોતે ધારેલું કાર્ય કરવા માટે અનેક રીતે તન્તુવ્યાપારોનું સંયોજન તથા નિયન્ત્રણ કરી શકે છે. આવી રીતે ઉત્તમાંશમાં થતી ક્રિયાઓની સાથે ઉચ્ચ પ્રકારના માનસિક વ્યાપારો થાય છે, અને તેથી ઉત્તમાંશના સર્વે ભાગો ઉચ્ચ સ્થાનો તથા

મધ્યમાશ, અધરાશ તેમજ કરોડ રજ્જુમા રહેલી તન્તુરચનાઓ નીચ સ્થાનો કહેવાય છે.

દેડકાની માફક કબુતરો ઉપર આવા પ્રયોગો કર્યાથી પણ આવી જાતનાજ પરિણામો મળે છે. આ પરિણામોનું શેડર નામનો લેખક આ પ્રમાણે વર્ણન આપે છે "ઉત્તમાશરહીત કબુતરને સર્વે પદાર્થો સરખાજ હોય છે...દરેકવસ્તુને તે જડ પદાર્થ ધારે છે. ત્હેની પાસે કોઇ પ્રાણી હોય, જડ વસ્તુ હોય અથવા કોઇ સંહારક પક્ષી હોય પરન્તુ તે કબુતર ત્હેના ઉપર ચ્હડીને બેસે છે ઉત્તમાશરહિત માદા કબુતર નગના અવાજને ઓળખી શકતી નથી. ઉત્તમાશ રહીત નર કબુતર માદા પોતા તરફ આકર્ષાય ત્હેવા સ્વરો કહાડી શકે છે પરન્તુ માદા ત્હેની પાસે આવે તે છતા ત્હેને ઓળખી શકતુ નથી. તેજ રીતે ઉત્તમાશરહિત માદા પોતાના બચ્ચાને ઓળખી શકતી નથી અને બચ્ચાઓ ખોરાક માટે ત્હેની પાછળ પાછળ ફરે પરન્તુ પથ્થર પાસેથી ખોરાક મળે તો ત્હેની પાસેથી મળે! આવુ કબુતર ઘણુજ ગરીબ હોય છે અને મનુષ્ય તરફ બ્હીક ત્હેનામા રહેતીજ નથી"

હવે આ સર્વે વર્ણન ઉપરથી મનુષ્યના તન્તુચક્રનું સ્વરૂપ સ્હેલાઇથી સ્હમજી શકાશે એટલુ તો નિર્વિવાદ છે કે મનુષ્યનું શરીર ત્હેનાથી નીચી પંક્તિઓના પ્રાણીઓના શરીરમાથી ઉત્ક્રાન્તિ પામેલ છે અને તેથી ત્હેના તન્તુચક્રની રચના પણ ત્હેજ રીતે ઉત્ક્રાન્તિ પામેલી છે. છેક નીચી પંક્તિના પ્રાણીઓનુ તન્તુચક્ર વિશિષ્ટ ભાગોમા વ્હેચાઇ વિકાસ પામેલુ હોતુ નથી ત્યાથી એક પંક્તિ ઉંચે ચ્હડીએ તો કેટલાએક પ્રાણીઓમા તન્તુચક્ર વિશિષ્ટ ભાગોમા વ્હેંચાઇ ગયેલુ જણાય છે, પરંતુ આ ભાગો એક બીજાથી સ્વતન્ત્ર હોય છે અને ઉત્તમાશનો થોડો ઘણો વિકાસ થયેલો જણાતો નથી તેથી ઉંચે ચ્હડીએ તો દેડકાની તન્તુચક્રની માફક ઉત્તમાશનો થોડો ઘણો વિકાસ થયેલો હોય છે પરન્તુ આપણે તો દેડકાના તન્તુચક્રની માફક ઉત્તમાશનો થોડો ઘણો વિકાસ થયેલો હોય છે પરન્તુ આપણે ઉપર જોઇ

ગયા તેમ નીચ સ્થાનો હજી ઉત્તમાંશથી સ્વતન્ત્રપણે વર્તે છે. પરન્તુ જ્યારે મનુષ્યના તન્તુચક્ર આગળ આવીએ છીએ ત્યારે ત્યાં ઉત્તમાંશનો સૌથી વધારે વિકાસ થયેલો જણાય છે, અને હેનો તન્તુચક્રના બીજા ભાગો સાથે એટલો નિકટ સંબન્ધ જણાય છે કે ઉત્તમાંશ વિનાનો પુરૂષ જીવી શકતોજ નથી. અર્થાત્ ઉચ્ચ સ્થાનો તથા નીચ સ્થાનો વચ્ચે પરસ્પર ગાઢ સંબન્ધ હોય છે, અને નીચ સ્થાનોના ઘણા વ્યાપારો ઉત્તમાંશની ક્રિયાથી નિયન્ત્રિત થઈ શકે છે. મનુષ્યનું ઉત્તમાંશ એ ગોળાર્ધોમાં વ્હેંચાયેલું હોય છે, અને પ્રત્યેક ગોળાર્ધમાં સંખ્યાબન્ધ અને અત્યન્ત સૂક્ષ્મ તન્તુ કોષો તથા સર્વે નીચ સ્થાનો સાથે સંબન્ધ ધરાવનાર તન્તુઓ રહેલા છે.

હવે ઉત્તમાંશ કાર્ય વિષે એટલું ચોક્કસપણે જણાય છે કે તન્તુચક્રના નીચ સ્થાનોનો વ્યાપાર ઇન્દ્રિયોની પ્રોત્સાહક વસ્તુઓ હાજર હોય ત્યારેજ થાય છે, પરન્તુ ઉત્તમાંશમાં રહેલા ઉચ્ચ સ્થાનોના વ્યાપાર માટે આ વસ્તુઓની જરૂર રહેતી નથી. મનના વિચારોથીજ હેમના વ્યાપારો ઉદ્ભવે છે, અને ઇન્દ્રિયો માર્ગે જે પ્રત્યક્ષો ઉત્તમાંશમાં આવે છે તે સર્વે આ વિચારોને માત્ર સૂચવે છે. હવે વિચારો અને પ્રત્યક્ષો વચ્ચે નિકટ સંબન્ધ છે, કારણ કે કોઇ પણ કાર્ય કર્યાથી ભૂતકાળમાં શા પ્રત્યક્ષો મળ્યાં છે તથા ભવિષ્યમાં શાં શા પ્રત્યક્ષો મળશે હેની માનસિક કલ્પના તેજ કોઇ કાર્યનો વિચાર હોય છે. રસ્તા ઉપર સાપ જોવાથી તે ઘણું ભયકારક પ્રાણી છે એવો વિચાર કરીને આઘા ખસી જઇએ ત્યારે તે વિચાર ખરૂં જોતા સાપ કરડવાથી જે જે પ્રત્યક્ષો અનુભવાય છે હેની આબેહુબ માનસિક કલ્પનાઓનો બનેલો હોય છે. આ કલ્પનાઓ આપણા ભૂતકાળમાં વાંચેલા, સાંભળેલા અથવા કદાચ અનુભવેલા પ્રત્યક્ષ જ્ઞાનના સ્મરણથી થાય છે. આવી રીતે ઉત્તમાંશ સહિતનું પ્રાણી પ્રોત્સાહક વસ્તુના અભાવમાં કલ્પનાત્મક વિચાર દ્વારા પોતાનાં કાર્યો કરી શકે છે, પરન્તુ ઉત્તમાંશ રહિત પ્રાણીનાં કાર્યો માટે તો તે કાર્યો કરતી વખતેજ

પ્રોત્સાહક વસ્તુઓની જરૂર રહે છે. બીજી મુખ્ય બાબત એ તીકલે છે કે ઉત્તમાંશ સ્મરણશક્તિનું મુખ્ય સ્થાન છે, અને ભૂતકાળના અનુભવના સંસ્કારો હેમાં સચવાઈ રહેલા હોય છે, મનુષ્યનું ઉત્તમાંશ બીજાથી વધારે વિકાસ પામેલું હોવાથી હેની સ્મરણશક્તિ બીજા સર્વે પ્રાણીઓ કરતાં ઉચ્ચ પ્રકારની છે, અને આવી સ્મરણશક્તિને લીધેજ હેના કાર્યોમાં વિચારનું મુખ્ય સ્થાન હોય છે.

ઉત્તમાંશ વિનાનું પ્રાણી ભૂતકાળ તથા ભવિષ્યકાળ વિષે વિચાર કરી શકતુંજ નથી. અને દરેક કાર્ય કરતા પ્હેલાં આવી રીતે વિચાર કરવાનો ગુણ જ્હેને આપણે દીર્ઘદૃષ્ટિ કહીએ છીએ તે ગુણ આવા પ્રાણીમાં હોતો નથી. જે પ્રાણીને અત્યન્ત ગુંચિત પરિસ્થિતિમા રહેવાનું હોય છે હેને દીર્ઘદૃષ્ટિની વધારે જરૂર હોય છે, અને કુદરતની રચના એવી છે કે વધારે ઉચ્ચ પંક્તિના પ્રાણીઓની પરિસ્થિતિ વધારે ગુંચ છે, અને તેથી આવા પ્રાણીઓ પોતાનું જીવન ટકાવી શકે હેમનાં કાર્યો નીચ સ્થાનોમાથી યન્ત્રની માફક થતા નથી, પરન્તુ ઉચ્ચ સ્થાનો સાથે સંબન્ધ ધરાવે છે. દેડકા વગેરેના ખરાં કાર્યો નીચ સ્થાનોમા ઉદ્દ્ભવે છે. પક્ષીઓના નીચ સ્થાનોમાથી થતા કાર્યો હેના કરતાં થોડા હોય છે. ઉંદર, ખીસકોલી વગેરેના કાર્યો એથી થોડા, અને કુતરાના એથી પણ થોડા કાર્યો નીચ સ્થાનોમાંથી થાય છે, અને વાનરો તથા મનુષ્યોમા ભાગ્યેજ કોઈ કાર્યો કેવળ નીચ સ્થાનોમાથી ઉદ્દ્ભવે છે.

આવી રીતે પોતાનાં કાર્યો ઉત્તમાંશમાથી ઉદ્દ્ભવવાથી ઉચ્ચ પ્રાણીઓને ઘણા લાભ થાય છે. ઉદાહરણ તરીકે ધારો કે કોઇ ઉચ્ચ પંક્તિના પ્રાણીમા અન્નની વાંછના અને તે વાછના તૃપ્ત કરવાનું કાર્ય ઉત્તમાંશ સાથે સંબન્ધ નહીં ધરાવતા નીચ સ્થાનોમાથી પરાવર્તિત કાર્યોરૂપે ઉદ્દ્ભવે. આમ જો થાય તો હેનું પરિણામ એજ આવે કે અન્નનો પદાર્થ પોતાની પાસે છે એવુ ઇન્દ્રિયો વડે એને ભાન થાય કે તરતજ, જેમ અગ્નિ ઉપર મુકેલું પાણી ગરમ થયા વિના રહે નહીં

તેમ, તે પ્રાણી અન્નને પોતાના મ્હોંમાં મુક્યા વિના રહે નહીં. અને અંતે અતિશય ભક્ષણથી તે પ્રાણીની જાતિનો અન્તજ આવે. પરન્તુ ઉત્તમાંશના વિકાસને લીધે ઇચ્છાશક્તિનો વિકાસ થયેલો હોવાથી તે પોતાની ક્ષુધાને વિચારપૂર્વક નિયન્ત્રિત કરી શકે છે. આવી રીતે ક્ષુધા ઉપરાંત બીજી ઘણી વાંછનાઓ તૃપ્ત કરવાનાં કાર્યો ઉચ્ચ પ્રાણીઓમાં ઉત્તમાંશથી ઉત્પન્ન થાય છે.

મનુષ્યના માનસિક જીવનમાં ઇન્દ્રિયના વર્તમાન વિષયની વાંછના અને ભૂત ભવિષ્યના વિચાર વચ્ચેનો ભેદ પ્રાધાન્યપણે રહેલો છે. સર્વ કાળમાં જે મનુષ્યોના વિચારો સૌથી વધારે દીર્ઘદષ્ટિવાળા હોય છે, ત્હેની બુદ્ધિ ઉત્તમ ગણાય છે. એક કલાક પછી શું કરવું તેના વિચાર વિનાનો રખડેલ પુરૂષ, બીજે દિવસે શું કરવું ત્હેના લેશ માત્ર વિચાર વિનાનો લ્હેરી મનુષ્ય, ફક્ત પોતાના એકજ જમાના માટે મ્હેનત કરનારો કુંવારો પુરૂષ, પોતાની પછીના જમાના માટે મ્હેનત કરનારો સંતાનવાળો પુરૂષ, અમુક જનસમાજ અને ભવિષ્યના ઘણા જમાનાઓનો હિતચિન્તક સ્વદેશાભિમાની નર અને છેવટે સમસ્ત મનુષ્ય જાતિ માટે તથા અનન્ત કાળ સુધીના વિચાર કરનાર તત્વચિન્તક અગવા ભક્ત પુરૂષ—આ સર્વે પુરૂષોને એક પછી એક ઉત્તમાંશના વ્યાપાર સાથે રહેલી વિચાર શક્તિના ચઢતા ક્રમમાં ગોઠવી શકાય.

ઉપર આપણે જોયું કે ઉત્તમાંશના ગોળાર્ધો સ્મરણશક્તિના સ્થાનો છે, એટલે કે તેઓ તન્તુઓ વાટે આવતા પ્રવાહોના સંસ્કારોને સાચવી રાખી ભવિષ્યમા તે સંસ્કારોને ફરીથી ઉપજાવવાની શક્તિ ધરાવે છે. હવે અમુક ઇન્દ્રિય વાટે ચાલતા સંસ્કારો પ્રત્યેક ગોળાર્ધના અમુક ક્ષેત્રમાંજ જઇને ત્યાં તન્તુ વ્યાપાર ઉત્પન્ન કરી તે વ્યાપારની અસર તન્તુઓમાં સચવાઇ રહે છે કે ગમે તે ક્ષેત્રમા જઇ વ્યાપાર ઉત્પન્ન કરી શકે છે એ પ્રશ્ન શારીરશાસ્ત્રીઓમાં ઘણો ચર્ચાયેલો છે. આ ચર્ચાને પરિણામે ઘણે અંશે સિદ્ધ થઇ શકે છે કે પ્રત્યેક ગોળાર્ધના જુદા જુદા ક્ષેત્રો જુદી જુદી ઇન્દ્રિયો તથા જુદા જુદા

સ્નાયુ વિભાગો સાથે સંબન્ધ ધરાવે છે, એટલે કે અમુક ઇન્દ્રિયમાનનુ વ્યાપારથી ગોળાર્ધોના અમુક ક્ષેત્રોમાં વ્યાપાર ઉત્પન્ન થાય છે.

હવે આ મતમાં રહેલું સત્ય સમજવા માટે મગજના વિભાગો તથા માનસિક વ્યાપારો વિષે કેટલાએક પ્રચલિત મતો વિષે થોડું ઘણું જાણવાની જરૂર છે. ઉપરની ચર્ચામાં મુખ્ય પ્રશ્ન એ છે કે મગજને, અમુક વિભાગમા અમુક જ વ્યાપાર થાય એવા જુદા જુદા વિભાગોમા વ્હેંચી શકાય કે નહીં? આ પ્રશ્ન વિષે ગૉલ નામના એક વિદ્વાને એવો મત પ્રચલિત કર્યો છે કે મનની જુદી જુદી શક્તિઓ મગજના જુદા જુદા વિભાગો ઉપર આધાર રાખે છે. આ મત બાંધવામા ગૉલની પદ્ધતિ એ હતી કે કોઇ માનસિક શક્તિના અત્યન્ત વિકાસવાળો કોઇ પુરૂષ એને મળતો ત્યારે ત્હેનું મસ્તક તપાસતો અને જો મસ્તકનો અમુક ભાગ બીજા ભાગો કરતાં વધારે ઉપસેલો એટલે ટેકાવાળો જણાતો તો તે ભાગને તે માનસિક શક્તિનુ સ્થાન અથવા અવયવ ગણતો. આ ઉપરથી મગજ અથવા ખરૂં જોતા ખોપરીના અમુક અમુક ભાગો અમુક અમુક માનસિક શક્તિઓનાં સ્થાનો છે એવી કલ્પના કરી મસ્તિષ્ક વિદ્યા ત્હેણે રચી. આ મસ્તિષ્ક વિદ્યા સાધારણ મનુષ્યને આકર્ષણીય લાગે તેમ હોવાથી કેટલેક દરજ્જે લોકપ્રિય થઇ, પરન્તુ વિજ્ઞાનશાસ્ત્રીઓને તો તે સંતોષકારક જણાઇ નથી. કારણ કે આ વિદ્યા ફક્ત અનુમાનને આધારે જ રચાઇ છે જ્યા જ્યા કોઇ વિકાસ પામેલી માનસિક શક્તિ હોય ત્યા ત્યાં મગજનો અમુક ભાગ વિકાસવાળો હોવોજ જોઇએ એ વ્યાપ્તિ સિદ્ધ થઇ શકતી નથી. તે ઉપરાત ગૉલની મુખ્ય ભૂલ એ હતી કે ત્હેણે માનસિક શક્તિઓનો આધાર ખોપરી તથા ચ્હેરાના સમવિષમ ભાગો ઉપર મુકયો હતો, અને તેમ કરવામા ત્હેની માન્યતા એ હતી કે ખોપરીના ભાગોની સમવિષમના પ્રમાણેજ મગજની સમવિષમતા હોવી જોઇએ. પરન્તુ શારીરશાસ્ત્રના અભ્યાસથી આ માન્યતા કેવળ ભૂલભરેલી જણાય છે. મગજના બંધારણને ખોપરીના બંધારણ સાથે કંઇ પણ સંબન્ધ

નથી, અને એવા ઘણા પુરુષો હોય છે કે જેઓની ખોપરી મોટી પરન્તુ મગજ સ્થૂળ હોય છે, અથવા ખોપરી નાની પરન્તુ તીવ્ર હોય છે. ઘણી વખત એમ બને છે ખરૂં કે ખોપરીના, ચ્હેરાનાં અથવા શરીરના કોઇ અવયવના બ્હારના બાંધારણ ઉપરથી મનુષ્યના સ્વભાવ તથા વર્તન વિષેનું અનુમાન ખરૂં પડે છે. પરન્તુ આ અનુમાનોથી મગજના જુદા જુદા વિભાગોના વિશિષ્ટ વ્યાપારો વિશે કંઇ પણ સિદ્ધ થઇ શકતું નથી. વળેલું નાક અને મજબુત જડબું ઘણું ખરૂં વ્યાવહારિક કાર્યશક્તિનાં ચિહ્નો જણાય છે. તથા નરમ અને નાજુક હાથો ઉચ્ચ જાતની લાગણી સૂચવે છે. તેમજ ચંચલ ચક્ષુની સાથે ઘણુંખરૂં ઉચ્ચ વાક્શક્તિ રહેલી હોય છે. તથા બળદ જેવી જાડી અને ટુંકી ગરદન વિષય વાસનાના ચિહ્ન તરીકે મનાય છે, પરન્તુ આ ઉપરથી એમ નથી સિદ્ધ થઇ શકતું કે આવી આંખ અથવા ગરદનવાળા ચ્હેરાની અંદર રહેલું મગજ પોતે આ માનસિક શક્તિઓ તથા ગુણોનું સ્થાન છે.

આવી રીતે આપણા મનોવ્યાપારોના મૂળતત્વો મગજના કયા કયા ભાગોના વ્યાપારો સાથે સંબન્ધ ધરાવે છે, ત્હેનો ઉત્તર મસ્તિષ્ક વિદ્યા આપી શકતી નથી. આ વિદ્યા કહે છે કે અમુક મનુષ્યમા પોતાની સંતતિ તરફનો પ્રેમ ઘણો હોવો જોઇએ કેમકે ત્હેના મસ્તકમાં સંતતિ પ્રેમનો ટેકો વિકાસ પામેલો છે. પરન્તુ સંતતિ પ્રેમ પોતે શું છે અને ત્હેના માનસિક તત્વો શાં શાં છે અને ત્હેનાં તત્વો અનેક હોય તો મસ્તકનો એકજ ભાગ ત્હેનું અવયવ કેવી રીતે થઇ શકે એ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપવાને આ વિદ્યા અશક્ત છે. ત્હેની દૃષ્ટિએ તો સર્વે માનસિક શક્તિઓ જાણે જુદાં જુદાં મનો હોય તેમ સ્વતન્ત્રપણે વર્તે છે.

આધુનિક વિજ્ઞાનશાસ્ત્રી આ વિષયને મસ્તિષ્ક-વિદ્યાથી જુદા જ રૂપે જુએ છે. ત્હેની દૃષ્ટિએ મગજ ઇન્દ્રિયો સાથે સંબન્ધ ધરાવનારાં તથા ગતિ ઉત્પન્ન કરનારાં મૂળતત્વો—તન્તુઓ તથા તન્તુ ગ્રન્થિઓનું

બનેલું છે. તેમજ મન પણ ઇન્દ્રિય સ્થાનોમાંથી આવતાં પ્રત્યક્ષો તથા શરીરનાં અવયવોમાં ગતિ ઉત્પન્ન કરનાર તથા નિયન્ત્રણ કરનાર મનો વ્યાપારોના વિવિધ સંમિશ્રણોનું બનેલું છે. મેનાર્ટ નામનો વિદ્વાન આ પ્રમાણે મગજના ઉત્તમાંગને શરીરના પ્રત્યેક સ્નાયુ તથા ઇન્દ્રિયમાં રહેલા સર્વે તન્તુઓના ઊર્ધ્વ બિન્દુઓનું બનેલું છે એમ જણાવે છે. અર્થાત્ ઉત્તમાંગના સર્વે બિન્દુઓ સંવાહક તથા ઉદ્વાહક તન્તુઓના પ્રતિનિધિરૂપે રહેલા છે, અને આ બિન્દુઓ તન્તુ વ્યાપારોના મૂળતત્વો તરીકે હોય છે. તન્તુઓ તથા મનના ગુફિત વ્યાપારો આ મૂળતત્વોના અનેક ગુફિત મિશ્રણો તથા સંયોગોથી થાય છે. હવે આ પ્રમાણે મગજ તથા મનને આવા મૂળતત્વો અને તેમના સંયોગોના બનેલા માનીએ, તો પછી મન અને મગજના વિભાગો વિષે નિર્ણય કરવા માટે આપણે એટલુંજ જોવાનું છે કે ઇન્દ્રિયોમાંથી જ્યારે જ્યારે પ્રત્યક્ષો મળે છે ત્યારે ત્યારે ઉત્તમાંગના કયા ક્ષેત્રના ઊર્ધ્વ બિન્દુઓમાં તન્તુ વ્યાપાર થાય છે, તેમજ જ્યારે જ્યારે ગતિ ઉત્પન્ન કરનાર માનસિક વ્યાપારો થાય છે ત્યારે ત્યારે મગજના કયા ક્ષેત્રના બિન્દુઓમાં વ્યાપાર થાય છે. આ બિન્દુઓ (ક્ષેત્ર) નક્કી કર્યા પછી પ્હેલા વિભાગને ઇન્દ્રિય ક્ષેત્ર અને બીજા વિભાગને ગતિ ક્ષેત્ર કહીશું, તથા મગજના જુદા જુદા ક્ષેત્રોને એક બીજા સાથે સંબન્ધ કરાવનાર તન્તુઓને સાહચર્ય ક્ષેત્ર કહીશું, કારણ કે વિવિધ મૂળ મનોવ્યાપારનું સાહચર્ય એટલે એક સાથે ઉત્પન્ન થવું તે આ ક્ષેત્રના તન્તુઓના વ્યાપારોને લીધે બની શકે છે. જેમકે રસ્તામાં ધસી આવતા ઘોડાનું પ્રત્યક્ષ મળતાંજ આપણને ત્યાંથી નાસી જવાનો વિચાર આવે છે, અથવા કોઈ વસ્તુને જોયાથી પૂર્વે જોયેલી તેના જેવીજ કે તેણે મળતી બીજી વસ્તુનો વિચાર આવે છે તે આ સાહચર્ય તન્તુઓના વ્યાપારો ઉપર આધાર રાખે છે. હવે આવી રીતે જુદી જુદી મૂળ મનો વ્યાપારોની સાથે સંબન્ધ ધરાવતા મગજના વિવિધ ક્ષેત્રો હોવા વિષે શા શા મુખ્ય પ્રમાણો મળી શકે છે તે આપણે જોઇશું.

ઉત્તમાશની ક્રિયાઓના પ્રયોગ સહિત નિરીક્ષણથી એક બાબત સ્પષ્ટ રીતે જણાય છે કે પ્રત્યેક ગોળાર્ધના મધ્ય ભાગમાથી સર્વે ગતિઉત્પાદક તન્તુ પ્રવાહો નીકળી 'મેડ્યુલા ઑબ્લોંગેટા' તથા કરોડ રજ્જુમા થઇને અન્તે સ્નાયુઓમા જઈ હેમના આકુંચનોવડે ગતિ ઉત્પન્ન કરે છે. આથી આ મધ્ય ભાગ ગોળાર્ધનુ ગતિ ક્ષેત્ર કહેવાય છે. કુતરાઓ, વાનરો વગેરે પ્રાણીઓના ઉત્તમાશના આ ક્ષેત્રના જુદા જુદા ભાગોમા વિદ્યુત્ વડે પ્રવાહો ઉત્પન્ન કર્યાથી મુખ, પુંછડી વગેરે આગળના તથા પાછળના અવયવોમા ચોક્કસ જાતની હીલચાલ ઉત્પન્ન થાય છે. આ હીલચાલનુ લક્ષણ એ છે કે તે જે ગોળાર્ધમા વિદ્યુત્ પ્રવાહ લગાડ્યો હોય હેની સામી બાજુના અવયવોમા તે થાય છે, અર્થાત્ જમણા ગોળાર્ધના ગતિ ક્ષેત્રમા વિદ્યુત્ પ્રવાહ લગાડ્યો હોય તો શરીરના ડાબી બાજુના અવયવોમા ગતિ ઉત્પન્ન થાય છે. આનુ કારણ એ છે કે જમણા ગોળાર્ધમાથી નીકળતા તન્તુઓ ઉત્તમાશમાથી નીકળ્યા પછી ડાબી બાજુએ જઇ તે બાજુના સ્નાયુઓ સાથે સબન્ધ વગવે છે, અને ડાબા ગોળાર્ધમાથી નીકળતા તન્તુઓ જમણી બાજુના સ્નાયુઓમા જાય છે. તેવીજ રીતે કોઇ કુતરાના ઉત્તમાશના ગતિ ક્ષેત્રના અમુક ઊર્ધ્વ બિન્દુનુ પ્રોત્સાહન થવાથી હેના આગલા પગમા હીલચાલ ઉત્પન્ન થાય છે એમ પ્રયોગ વડે જોયા પછી, આ ઉર્ધ્વ બિન્દુને કાપી નાખવામા આવ્યુ હોય તો તે પગમા પ્હેલા તો જાણે પક્ષઘાત થયો હોય એમ જણાય છે. થોડા વખત પછી હેમા હીલચાલ ઉત્પન્ન થઇ શકે છે ખરી પરન્તુ તે કુતરો પોતાની મરજી પ્રમાણે હેને ગતિ આપી શકતો નથી, તે પગથી તે જમીન ખોદી શકતો નથી, તેમજ બરોબર દોરી પણ શકતો નથી. હેના બીજા પગોની ક્રિયા જેમની તેમ રહે છે, ફક્ત તે પગની ક્રિયા હેની ઇચ્છા પ્રમાણે થઈ શકતી નથી. મનુષ્યના મગજમા પણ આવી રીતે ગતિ ક્ષેત્રનો કોઇ ભાગ દરદ અથવા અકસ્માત્‌થી નષ્ટ થયો હોય, તો તે ભાગની સાથે

સંબન્ધ ધરાવનારા અવયવોમાં ગતિ ઉત્પન્ન થઈ શકતી નથી, અને જો ઉત્તમાંગના ઘણાખરા ભાગમાં આવી ઇજા થઇ હોય તો સર્વ સ્નાયુઓ સજજડ થઇ જવાથી લકવો ઉત્પન્ન થાય છે.

ઉત્તમાંગમાં આવા પ્રકારનું ગતિ ક્ષેત્ર હોવાનું એક સબળ પ્રમાણ મોટાર એફેસીઆ નામના દરદથી મળે છે. આ દરદનું લક્ષણ એ છે કે ત્હેનાથી પીડાતા મનુષ્યની વાક્‌શક્તિ ત્હેની ઇચ્છાને વશ રહેતી નથી. શબ્દો ઉચ્ચારવાની શક્તિ નષ્ટ થતી નથી તથા જીભ અથવા હોઠ પણ રહી જતા નથી. તે મનુષ્યનો અવાજ મ્હેલાના જેવોજ હોય છે, અને વાચાની સાથે સંબન્ધ ધરાવનારાં તન્તુઓ સિવાય મ્હેના બીજાં સર્વ તન્તુઓમા વ્યાપારો થઇ શકે છે. તે મનુષ્ય હસી શકે છે, રોઇ શકે છે, તથા ગાઇ પણ શકે છે. પરન્તુ કાં તો ત્હેના શબ્દો ઉચ્ચારી શકાતા નથી, અથવા તો થોડાજ અર્થ વિનાના શબ્દો માત્ર ઉચ્ચારી શકે છે. અથવા જે કંઈ તે બોલે છે તે સંબન્ધ વગરનું હોય છે, અને બોલતાં બોલતાં ખોટા ઉચ્ચારો થાય છે, તથા ખોટા શબ્દો બોલાઇ જવાય છે. ઘણી વખત આવો મનુષ્ય પોતાની ભૂલો સ્હમજી શકે છે, અને તેથી મનમાં અત્યંત દુખી થાય છે.

હવે આવી અવસ્થામાં મરી ગયેલા કોઈ મનુષ્યના મગજનું નિરીક્ષણ કરવામા આવે તો સ્પષ્ટ રીતે જણાઇ શકે છે. ગોળાર્ધના મધ્ય ભાગના સૌથી નીચેના તન્તુવળમાં (convultion) કંઇપણ ઇજા થયેલી હોય છે. બ્રોકા નામના વિદ્વાને આ શોધ કર્યાથી આ તન્તુવળ બ્રોકાના તન્તુવળના નામથી ઓળખાય છે. ઘણે ભાગે જમણો હાથ વાપરનારા લોકોમા ડાબા ગોળાર્ધમા અને ડાબેરા મનુષ્યોમાં જમણા ગોળાર્ધમા આવી ઇજા જોવામા આવે છે ઘણા ખરા પુરુષોમા બારીક તથા વિશેષ પ્રવૃત્તિવાળાં કાર્યો મુખ્યત્વે કરીને ડાબા ગોળાર્ધમાંથી ઉત્પન્ન થાય છે અને એને પરિણામે ઘણા ખરાં કાર્યો જમણા હાથ વડે થાય છે. આનું કારણ આપણે ઉપર જોયું તે પ્રમાણે એ છે કે પ્રત્યેક ગોળાર્ધમાંથી નીકળતા તન્તુઓમાના

ઘણાખરા તન્તુઓ શરીરના સ્હામી બાજુના ભાગમાં જાય છે. પરન્તુ આવી ડાબા ગોળાર્ધની ક્રિયા આપણને બ્હારથી જણાતી નથી. તેનું કારણ એ છે કે શરીરથી ડાબી તેમજ જમણી બાજુએ રહેલાં કેટલાંએક અવયવો ડાબા ગોળાર્ધ સાથે સંબંધ ધરાવે છે. વાચાશક્તિનાં અવયવોમાં આવી રીતનું બને છે. આ તથા બીજા કેટલાંએક અવયવોના જમણા તેમજ ડાબા ભાગમાં જમણા ગોળાર્ધની ક્રિયાથી તન્તુ વ્યાપાર થઇ શકે છે, તેમજ ડાબા ગોળાર્ધની ક્રિયાથી પણ વ્યાપાર થઈ શકે છે. જ્યારે સાદાં તથા નાના કાર્યો કરવાનાં હોય છે ત્યારે આવી જાતનો વ્યાપાર થાય છે. પરન્તુ શબ્દોના ઉચ્ચારણ જેવાં ગુંફિત કાર્યોમાં ઘણુંખરાં મનુષ્યોમાં ડાબો ગોળાર્ધ એકલો બન્ને બાજુનાં અવયવો પ્રવાહો મોકલે છે, અને મોટોર એફેસીઆના દર્દ ઉપરથી સિદ્ધ થાય કે જ્યારે આ ગોળાર્ધમાં ઇજા થાય છે ત્યારે વાચાના અવયવોમા સાદી ક્રિયાં ઉત્પન્ન થઇ શકે છે ખરી. કારણ કે જમણા ગોળાર્ધનો તે અવયવો સાથેનો સંબંધ સાબુત હોવાથી હસવા, રોવા, ગાવા વગેરેની સાદી ક્રિયાઓ થઇ શકે છે. પરન્તુ શબ્દોના ઉચ્ચારણ જેવી ગુંફિત ક્રિયા થઇ શકતી નથી. આ સર્વે ક્રિયાઓ ઉપરથી એટલું ચોક્કસ રીતે સિદ્ધ થાય છે કે સર્વે ગતિ–ઉત્પાદક તન્તુ પ્રવાહો ગોળાર્ધના મધ્ય ક્ષેત્રોમાંથી નીકળે છે.

ગતિક્ષેત્રનું સ્વરૂપ જોયા પછી હવે ઉત્તમાંગના ઇન્દ્રિય ક્ષેત્ર વિષે શું જણાય છે, એટલે કે ઇન્દ્રિયોમાંથી આવતા પ્રવાહો ઉત્તમાંગના કયા ક્ષેત્રમાં તન્તુ વ્યાપાર ઉત્પન્ન કરે છે તે જોઈશું. પ્રયોગ વડે એમ સિદ્ધ થઇ શક્યું છે કે ચક્ષુ–ઇન્દ્રિયનાં ઊર્ધ્વ બિન્દુઓનું સ્થાન પ્રત્યેક ગોળાર્ધના પાછલા ભાગમાં ખુણામાં આવેલું છે. બન્ને ગોળાર્ધોનાં આ સંસ્થાનોને 'ઑક્સીપીટલ લોબ્સ' ( occipitel lobes ) એટલે ચક્ષુ ક્ષેત્રો કહેવાય છે. આ લોબ્સ અને ચક્ષુઓ વચ્ચે તન્તુઓની એવી રચના છે કે બન્ને ઢાંકીઓની ડાબી બાજુનાં

તન્તુઓ ડાબા ગોળાર્ધમાં જાય છે અને જમણી બાજુના તન્તુઓ જમણા ગોળાર્ધમાં જાય છે. આમ હોવાથી જ્યારે જમણા ગોળાર્ધના 'લોબ' માં કંઇ ઇજા થાય છે, ત્યારે બન્ને ચક્ષુઓના જમણા ભાગો આંધળા થાય છે, અને જમણા ભાગો વડે ડાબી બાજુની વસ્તુઓ દેખાતી હોવાથી આવી ઇજાવાળો પુરૂષ પોતાના દષ્ટિક્ષેત્રની ડાબી બાજુ જોઇ શકતો નથી. આ દરદ 'હેમીઆનોપ્પીઆ' કહેવાય છે બન્ને ગોળાર્ધોના ચક્ષુ ક્ષેત્રોમાં ઇજા થઇ હોય તો એટલે બેવડે 'હેમીઆનોપ્સીઆ' એમને તદ્દન અન્ધાપો આવે છે. આ બન્નેમાં ફેર એટલો છે કે માત્ર 'હેમીઆનોપ્પીઆ'માં દષ્ટિક્ષેત્રનો અર્ધો ભાગ નષ્ટ થાય છે ખરો પરન્તુ દશ્ય વસ્તુઓની માનસિક પ્રતિમાઓ કલ્પવાની શક્તિ રહે છે પરન્તુ બેવડા 'હેમીઆનોપ્સીઆ' માં તો તદ્દન અન્ધાપો થવાથી ચક્ષુઓના પ્રત્યક્ષો નષ્ટ થાય છે, પરન્તુ દશ્ય પદાર્થોનું સ્મરણ કરવાની તથા તેમને કલ્પવાની શક્તિ રહે છે ચક્ષુ-ઇન્દ્રિયમાં કંઇ ઇજા થવાથી અન્ધાપો આવ્યો હોય તો વસ્તુઓ દેખાતી નથી, પરન્તુ તેમનું સ્મરણ કરવાની તથા કલ્પના કરવાની શક્તિ તો રહે છે હવે આપણે જોયું કે ઉત્તમાંશ સ્મરણ શક્તિનું સ્થાન છે, અને તેથી એમ સિદ્ધ થાય છે કે જ્યારે અન્ધાપાની સાથે દશ્ય વસ્તુઓનું સ્મરણ કરવાની શક્તિ જતી રહે છે ત્યારે ઉત્તમાંશમાં જ કંઇ ઇજા થવાનો સંભવ છે અને નિરીક્ષણ તથા પ્રયોગથી જણાય છે કે આ ઇજા ગોળાર્ધોના પાછલા ભાગના ખુણામાં થયેલી હોય છે, અને તેથી આ ભાગ ચક્ષુ-ક્ષેત્ર એટલે ચક્ષુ-ઇન્દ્રિયના ઉર્ધ્વ સ્થાન તરીકે સિદ્ધ થાય છે.

દશ્ય વસ્તુઓનું સ્મરણ તથા કલ્પના કરવાની અશક્તિના વિવિધ રૂપો હોય છે, અને તેમાંના એક રૂપને 'માનસિક અન્ધાપો' કહે છે આ અન્ધાપામાં ચક્ષુઓમાંથી તેજનું પ્રત્યક્ષ ઉત્પન્ન કરનારા પ્રવાહો ઉત્તમાંશમાં જઇ ત્યાં તેમના સંસ્કાર પાડે ખરા, પરન્તુ મન તે સંસ્કારોનો અર્થ સમજી શકતું નથી. અર્થાત્ તે સંસ્કારો

અને જે વસ્તુઓનું તેઓ જ્ઞાન કરાવે છે તે બન્ને વચ્ચેનો સંબન્ધ મન સ્હમજી શકતું નથી. આનું શારીરિક કારણ એ છે કે આ અન્ધાપામા ચક્ષુ તો ઇજા વગરનું હોય છે અને તેથી સંસ્કારો અનુભવી શકાય છે ખરા, પરન્તુ આ ક્ષેત્રને ઉત્તમાંગના બીજી ઇન્દ્રિયો વિગેરેના ક્ષેત્રો સાથે સંબન્ધ કરનારાં તન્તુઓમાં કંઇ પણ વિકાર થયેલો હોય છે. આમ હોવાથી છાપેલા અક્ષરો અથવા શબ્દો અમુક સ્વરો તથા હેમનું ઉચ્ચારણ કરવાની ક્રિયા ઉત્પન્ન કરે છે ખરા, પરન્તુ ઉત્તમાંગના ઉચ્ચારણ તથા કર્ણેન્દ્રિયના ક્ષેત્રો અને ચક્ષુક્ષેત્ર વચ્ચેનો સંબન્ધ તુટી જવાથી એમ બને કે ચક્ષુ વડે શબ્દો જોયાથી તે શબ્દોના સ્વરનો તથા હેમને ઉચ્ચારણ કરવાની ક્રિયાનો ખ્યાલ આવી શકતો નથી. અને તેથી 'એલેકસીઆ' એટલે વાચી શકવાની અશક્તિ નીપજે છે હવે જ્યારે કોઇ મનુષ્ય કોઇ વસ્તુને દૃષ્ટિથી ઓળખતો નથી, ત્યારે ઘણી વખત એમ બને છે કે તે વસ્તુને હાથમા લીધાથી અગર કોઇ જાતનો સ્પર્શ કર્યાથી તરત હેને ઓળખી શકે છે તથા હેનું નામ દઇ શકે છે. આનું કારણ એજ સ્હમજી શકાય છે કે ઉત્તમાંગના ચક્ષુ ક્ષેત્ર અને ઉચ્ચારણ ક્ષેત્ર વચ્ચેનો સંબન્ધ તુટેલો હોય, પરન્તુ સ્પર્શેન્દ્રિય ક્ષેત્ર અને ઉચ્ચારણ ક્ષેત્ર વચ્ચેનો સંબન્ધ અક્ષત હોય છે. જે મનુષ્યમા માનસિક અંધાપો સંપૂર્ણપણે હોય છે અર્થાત્ ઉત્તમાંગના વિવિધ ક્ષેત્રો વચ્ચે સંબન્ધ કરાવનારા ઘણાખરા તન્તુઓમા વિકાર થયેલો હોય છે, હેને દૃષ્ટિ, સ્પર્શ, કર્ણ વગેરે કોઇ પણ ઇન્દ્રિયના સંસ્કારો જ્ઞાન ઉપજાવી શકતા જ નથી, અને તેથી તે તદ્દન ચિત્તભ્રમ અથવા દિવાનો બની જાય છે. સાધારણ વસ્તુઓને પણ તે ઓળખી શકતો નથી. પાઘડી માથા ઉપર મુકવાને બદલે ખભા ઉપર મુકશે અથવા ધોતીઇ પહેરવાને બદલે માથા ઉપર મુકશે, સાબુને કાં તો મ્હોમા મુકશે, અને ખોરાક હાથમાં મુક્યો હોય તો કાં તો ફેંકી દેશે મગજની આવી ગંભીર વ્યાધિને 'એગ્નોસીઆ' અથવા 'એપ્રેક્સીઆ

કહે છે. કર્ણેન્દ્રિયનું ઊર્ધ્વ સ્થાન બન્ને ગોળાર્ધોના મધ્ય ભાગમાં નીચેના તન્તુવર્ગોમાં રહેલું છે, અને એ તન્તુવર્ગો 'ટેમ્પોરલ લોબ્સ' કહેવાય છે. આ સ્થાનનું અસ્તિત્વ પણ ઉપર જણાવેલા 'એફેસીઆ' ના દરદથી સિદ્ધ થાય છે; અને આ ઇન્દ્રિયના 'એફેસીઆ' ને 'સેન્સરી એફેસીઆ' કહે છે. ત્હેને લગતી શોધ 'વર્નીક' નામના વિદ્વાને કરી છે. 'એફેસીઆ' થી પીડાતા મનુષ્યોના મગજનું નિરીક્ષણ કર્યાથી ત્હેને જણાયું કે કેટલાએક દરદીઓ વાચાને સ્દમજી શકે છે ખરા પરન્તુ પોતે બોલી શકતા નથી, અને કેટલાએક પોતે બોલી શકતા નથી એટલુંજ નહીં પરન્તુ બોલેલું સ્દમજી પણ શકતા નથી; અને આ બીજી જાતના દરદીઓના મગજ ઉપરથી ત્હેને જણાયું કે તેઓના ઉત્તમાશના શ્રવણ ક્ષેત્રમા કંઈ પણ વિકાર થયેલો હોય છે, અને આ વિકારથી શબ્દ બધિરતા એટલે શબ્દોનો અર્થ સ્દમજવાની અશક્તિ થાય છે 'મોટાર એફેસીઆ' ની માફક અહીં પણ જમણા હાથનો ઉપયોગ કરનારા પુરૂષોના ડાબા ગોળાર્ધમા આવા વિકારને લીધે શ્રવણ શક્તિ તદ્દન જતી ર્‌હેતી નથી, કારણ કે જમણા ગોળાર્ધનું શ્રવણ ક્ષેત્ર સાજું હોવાથી અસ્પષ્ટ શ્રવણ તો અનુભવી શકાય છે ખરૂં, પરન્તુ શ્રવણની સહાયતાથી શબ્દો ઉચ્ચારવાની શૃંખિત ક્રિયા તો જમણા અવયવોનો ઉપયોગ કરનાર પુરૂષોમાં કેવળ ડાબા ગોળાર્ધના કર્ણેન્દ્રિય સ્થાન ઉપર આધાર રાખે છે, અને તેથી સાંભળેલા શબ્દો તથા જે વસ્તુઓનું તેઓ જ્ઞાન કરાવે છે તેમજ તે શબ્દોનુ ઉચ્ચારણ કરવાની ક્રિયાઓ વચ્ચેનો સંબંન્ધ આ ગોળાર્ધના વ્યાપારને લીધે થાય છે. ઘણાખરા મનુષ્યોમા શબ્દોને ઉચ્ચારવાની ક્રિયા તે શબ્દોનું શ્રવણ થયા પછી થાય છે. અને તેથી શ્રવણ ક્ષેત્રમા કંઇ વિકાર થયો હોય ત્યારે શબ્દોનો ઉચ્ચાર કરવાની પણ અશક્તિ થાય છે. પરન્તુ જેઓ શબ્દોનુ મનના શ્રવણ કર્યાં સિવાય ત્હેમને ઉચ્ચારી શકે છે, તેઓમા આવી અશક્તિ જોવામા આવતી નથી. ઉદાહરણ તરીકે કોઇ મનુષ્યના મનમાં કોઇ વસ્તુને ચક્ષુવડે

જોયાથી અગર ત્હેનું નામ ચક્ષુવડે વાંચ્યાથીજ તે નામનો ઉચ્ચાર કરવાની ટેવ પડી હોય, તો શ્રવણ ક્ષેત્રની ઇજારથી ઉચ્ચાર કરવાની શક્તિ નષ્ટ થતી નથી. માનસિક બધિરતા એટલે કર્ણેન્દ્રિયના સંસ્કારોનો અર્થ સમજવાની અશક્તિ તેનામાં જણાશે ખરી, પરન્તુ ઉચ્ચાર શક્તિમાં કંઇ હરકત થશે નહીં.

ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય તથા સ્પર્શેન્દ્રિયના ઊર્ધ્વ સ્થાનો ગોળાર્ધોના અમુક અમુક ક્ષેત્રોમાં રહેલાં છે એમ માનવાનાં પણ કારણો મળે છે. આ ઇન્દ્રિયોનાં ક્ષેત્રોની મર્યાદા હજી નિશ્ચયપૂર્વક જણાઈ શકી નથી, પરન્તુ સ્પર્શેન્દ્રિયનું ક્ષેત્ર ગતિક્ષેત્રમાંજ પાછલા તથા વચલા તન્તુવળોમાં આવેલું છે એમ જાણી શકાય છે.

આ સર્વે હકીકત ઉપરથી જણાશે કે માસ્તિષ્ક વિદ્યા ધારે છે તેમ મગજમાં વાચાની કોઇ એકજ સ્વતન્ત્ર ઇન્દ્રિય નથી તેમ ત્હેની કોઇ એકજ સ્વતંત્ર માનસિક શક્તિ પણ નથી. અર્થ સહિત શબ્દો ઉચ્ચારવામાં સમગ્ર મન તથા સમગ્ર મગજની થોડી ઘણી ક્રિયા થાય છે અને તેવીજ રીતે કોઇપણ માનસિક શક્તિનું મગજમાં અમુક જ સ્વતંત્ર સ્થાન નથી. પરન્તુ મૂળ માનસિક ક્રિયાઓનાં જુદાં જુદાં સ્થાનો મગજમાં રહેલાં છે, અને આમાંના કોઇ પણ સ્થાનની ક્રિયા બીજાં સ્થાનોની ક્રિયાઓ સાથે નિકટ સંબન્ધ ધરાવે છે.

હવે આ સર્વે હકીકત ઉપરથી બીજી એક મુખ્ય વાત એ નીકળે છે કે ઉત્તમાંગના સર્વે ક્ષેત્રો ઇન્દ્રિયો તથા સ્નાયુઓમાં રહેલા તન્તુઓના ઉર્ધ્વ બિન્દુઓ છે. ઇન્દ્રિય સંસ્કારો તથા સ્નાયુઓની ગતિ ઉત્પન્ન કરવાની રચના આ ઉર્ધ્વ બિન્દુઓમાં નથી. આ રચના તો નીચ સ્થાનોમા જ રહેલી છે. પરન્તુ તે ઊર્ધ્વ સ્થાનો આ સર્વે સંસ્કારો તથા ગતિઓના ઉત્તમાંગના પ્રતિનિધિઓ રૂપે રહેલાં છે, અને તેઓનું મુખ્ય કાર્ય નીચ સ્થાનોમાં થતી વિવિધ ક્રિયાઓ વચ્ચે સંબન્ધ ઉપજાવી તેઓ સર્વે એક સાથે થઇ શકે એવી રચના કરવાનું છે. જેમ કોઇ શહેરમાં એક સ્થળેથી બીજે સ્થળે ટેલીફોન મોકલવો

હોય તો રેલ્વેફાનના મધ્ય સ્થળમાં તે બન્ને સ્થળો વચ્ચે સંબન્ધ જોડાય ત્યારે સંદેશો જઇ શકે છે, તેવીજ રીતે ઉત્તમાંગમાં આઈ એક મધ્ય સ્થળ છે અને ત્હેનાં સર્વ ઊર્ધ્વ બિન્દુઓ સંબન્ધ કરાવનારા તન્તુઓ વડે એક બીજા સાથે જોડાયેલાં હોય છે. અને જ્યારે તન્તુપ્રવાહ એક ઊર્ધ્વ બિન્દુમાંથી બીજા ઊર્ધ્વ બિન્દુમા જાય છે, ત્યારે નીચ સ્થાનોમાં તે બન્ને ઊર્ધ્વ બિન્દુઓ જે તન્તુઓના પ્રતિનિધિ હોય તે તન્તુઓની ક્રિયાઓ વચ્ચે સંબન્ધ જોડાય છે આવી રીતે જ્યારે જ્યારે ઇન્દ્રયોનાં પ્રત્યક્ષોથી કંઇ કાર્ય ઉત્પન્ન થાય છે ત્યારે ઉત્તમાંગના ગતિક્ષેત્ર તથા ઇન્દ્રિયક્ષેત્ર બન્નેમાં બં. વચ્ચે પ્રવાહો આવ જા કરે છે. જે જે પ્રવાહો નીચ સ્થાનોમાં ઊર્ધ્વ સ્થાનોમા આવે છે, તે સર્વ માનસિક વ્યાપારો ઉત્પન્ન કરે છે. ચક્ષુક્ષેત્રમાં પ્રવાહ આવે તો દષ્ટિનો ચેતન વ્યાપાર થાય છે. શ્રવણક્ષેત્રમાં આવે તો શ્રવણનું ચેતન થાય છે, અને ગતિક્ષેત્રના અમુક ભાગમા આવે તો સ્પર્શનું ચેતન થાય છે.

અત્રે એટલું જાણવાની જરૂર છે કે ઉત્તમાંગના સર્વે ભાગોની વિશિષ્ટ ક્રિયાઓ વિષે આપણું જ્ઞાન હજી ઘણું અપૂર્ણ છે. ગોળાર્ધોના આગલા ભાગોમા નીચેના ક્ષેત્રોનું કાર્ય હજી નિશ્ચયપૂર્વક જણાઇ શક્યું નથી, અને તેઓમાં વિકાર થવાથી કોઈ પ્રકારની વ્યાધિ હજી સુધી જણાઇ નથી, તેમજ મનના સર્વે વ્યાપારો એક ઊર્ધ્વ સ્થાનમાથી બીજા ઊર્ધ્વ સ્થાનમાં જતા પ્રવાહોના સહચારી કાર્યો છે એ સૂત્ર પણ ઘણું ગોધમ છે. એકંદર રીતે જોતા હજી તન્તુવ્યાપારો કરતાં ત્હેમના સહચારી માનસિક વ્યાપારો વિષે આપણું જ્ઞાન વધારે છે. પરન્તુ ત્હેની સાથે એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે તન્તુઓ તથા ઉત્તમાંગના વ્યાપારો વિષે જે કાંઇ ચોક્કસ રીતે જણાયેલું છે તે સર્વથી માનસિક વ્યાપારો તથા ત્હેના નિયમો ઉપર ઘણો પ્રકાશ પડે છે. અને જેમ તન્તુચક્ર વિષેનું પણ જ્ઞાન વધતું જાય છે, તેમ તેમ મનના બાહ્ય સ્વરૂપ વિષેનું પણ જ્ઞાન વધતુ જાય

છે, અને આ કારણુથીજ તન્તુચક્ર વિષેનું આપણું જ્ઞાન અપૂર્ણ તથા અનિર્ણિત હોવા છતાં ચેતન ક્રિયાઓના અભ્યાસની સાથે ત્હેમની સહચારી તન્તુક્રિયાઓનો અભ્યાસ કરવાની આવશ્યકતા છે.

તન્તુચક્રના કાર્યનો વિષય સમાપ્ત કર્યા પ્હેલાં એક મહત્વના પ્રશ્ન વિષે થોડું ઘણું જાણવાની જરૂર છે. આ પ્રશ્ન એ છે કે ઉત્તમાંશની ક્રિયાની સાથે જે ચેતન વ્યાપાર થાય છે તેજ ત્હેનું સઘળું ચેતન છે કે તન્તુચક્રના નીચ સ્થાનોના વ્યાપારોમાં પણ સ્વતન્ત્ર ચેતન વ્યાપારો રહેલા છે ? આપણે ઉપર જોયું કે દેડકાનું ઉત્તમાંશ કાપીને જુદું કર્યા છતાં ત્હેનાથી ચેતન વ્યાપારો થઇ શકે છે, કારણ કે ત્હેના સર્વે નીચ સ્થાનો જુદા જુદા સ્વતન્ત્ર યન્ત્રોની માફક વર્તે છે. ઇન્દ્રિયના પ્રોત્સાહન સિવાય કંઇ કાર્ય ત્હેનાથી થઇ શકતું નથી, અને પ્રોત્સાહનવડે જે કંઇ થઇ શકે છે તે યન્ત્રની માફક અસ્ખલિત રીતે થાય છે. પરન્તુ મનુષ્યના ઉત્તમાંશ વિષે આપણે જોયું કે જ્યારે ત્હેના કોઇ પણ ક્ષેત્રમાં વિકાર થાય છે ત્યારે તે ક્ષેત્રની ક્રિયાઓ સાથે થતા માનસિક વ્યાપારો પણ નષ્ટ થાય છે, અર્થાત્ ઉત્તમાંશના નાશની સાથે મનુષ્યના સઘળા મનો વ્યાપારોનો નાશ થાય છે. આ પ્રશ્ન વિષે ઘણો મતભેદ રહેલો છે, અને કેટલાએકનું માનવું એમ છે કે મનુષ્યમાં નીચ સ્થાનોની સાથે પણ સ્વતન્ત્ર ચેતન વ્યાપારો રહેલા છે, પરન્તુ તે સર્વે અજ્ઞાન મનો વ્યાપારો છે. આ મત કેટલાક દરજ્જે ખરો છે. તે મત બાજુ ઉપર મુકી દઇએ છતાં એટલું તો નક્કી છે કે જે માનસિકને જે વ્યાપારો કરવામાં તે સર્વે આપણા પોતાના છે એવું જ્ઞાન રહેલું છે તે વ્યાપારોને બહુ માન્ય અર્થમાં લઇએ તો ત્હેવા વ્યાપારો તો ઉત્તમાંશની ક્રિયા સાથે જ રહેલા છે એમ સિદ્ધ થઇ શકે છે. અને નીચ સ્થાનોમાં કોઇ પણ જાતની ચેતન ક્રિયા રહેલી હોય તો તે વિષે આપણને કંઇ પણ આત્મ જ્ઞાન નથી. જુદી જુદી જાતનાં પ્રાણીઓની ચેતન ક્રિયા તપાસવાથી એટલું તો સ્પષ્ટ

રીતે જણાઈ શકે છે કે જેમ જેમ ઉત્ક્રાન્તિ ક્રમમા પ્રાણીનું સ્થાન નીચું હોય છે, તેમ તેમ ત્હેના તન્તુચક્રના સર્વે ભાગો એક બીજાથી સ્વતન્ત્ર હોય તેના ચેતન વ્યાપારો પણ સ્વતન્ત્ર હોય છે, અને જેમ જેમ તન્તુચક્રના વિકાસની સાથે ઉત્તમાશનો વિમસ થતો જાય છે તેમ તેમ સર્વે તન્તુ વ્યાપારો ઓછા સ્વતન્ત્ર થતા જાય છે, અને તેથી માનસિક વ્યાપારો પણ ઉત્તમાશની ક્રિયાની સાથે વધારે વધારે નિકટ સબન્ધ ધરાવે છે. તન્તુઓના પ્રત્યેક મધ્યસ્થાનનું લક્ષણ એ છે કે પ્રાણીઓ તેમજ મનુષ્યોમા જે જે કાર્યો તે મધ્ય સ્થાનમાથી ઉદ્ભવે છે તે સર્વે સપ્રયોજક હોય છે. શરીરના બીજા અવયવોની માફક આ સર્વે તન્તુ સ્થાનોથી ધીમે ધીમે પ્રાણીઓમા ઉત્ક્રાન્તિ પામે છે, અને આ ઉત્ક્રાન્તિમા નીચ સ્થાનો વધારે વધારે યન્ત્રવત્ થતા જાય છે, અને ઉચ્ચ સ્થાનો વધારે વધારે ગ્રન્થિત અને ઉચ્ચ માનસિક વ્યાપારો ઉત્પન્ન કરી શકે તેવા બને છે. આમ હોવાથી ઉચ્ચ પ્રાણીઓમા જે જે કાર્યો ત્હેમના જીવનને હરકત પ્હોચ્યા સિવાય એક જ દિશામા થઈ શકે છે ત્હેવા સવળા કાર્યો કરવામા મનનો વ્યાપાર ઓછો થાય છે અને ત્હેમનું કરોડરજ્જુ કેવળ યન્ત્રની માફક બની જાય છે અને જે જે કાર્યો તે પ્રાણીઓની વિશિષ્ટ પરિસ્થિતિની સાથે એકમય થવા માટે જરૂરના હોય છે તે સર્વેનો ઉદ્ભવ ઉત્તમાશમાથી થાય છે અને તેથી ઉત્તમાશનું બધારણ અને ત્હેની સહચારી માનસિક ક્રિયાઓ, જેમ જેમ પ્રાણીઓના જીવનમા ઉત્ક્રાન્તિ થતી જાય છે તેમ તેમ, વધારે વિકાસ પામતા જાય છે ઉદાહરણ તરીકે શ્વાનો કરતા મનુષ્યો અને વાનરોના નીચ સ્થાનો પોતાની મેળે ઓછા કાર્યો કરી શકે છે સસલાઓ કરતા શ્વાનોમા, બાજ પક્ષી કરતા સસલામા, કબુતરો કરતા બાજ પક્ષીમા, દેડકાઓ કરતા કબુતરોમા, અને માછલીઓ કરતાં દેડકાઓમા આવા કાર્યો ઓછા થાય છે અને ઉચ્ચ સ્થાનોના કાર્યો વધારે થાય છે.

---

# પ્રકરણ ત્રીજું.

## તન્તુ વ્યાપારનાં કેટલાંએક સામાન્ય લક્ષણો.

ઉપરના વર્ણનમાં આપણે જોયું કે કોઇ પણ પ્રકારનું ઇન્દ્રિય જ્ઞાન અથવા સ્નાયુઓનાં આકુંચનો તન્તુઓમાં પ્રવાહ ઉત્પન્ન થયા સિવાય બની શકતાં નથી. પ્રવાહ શબ્દ અહીં કંઇ અલંકારિક અર્થમાં નહિ પરન્તુ હેના ખરા અર્થમાં વપરાયેલો છે. ગતિ ઉત્પાદક તન્તુ ગ્રન્થિમાંથી સ્નાયુઓમાં જતો પ્રવાહ બન્દુકના ધડાકાને ઘણી રીતે મળતો આવે છે. આ પ્રવાહ સંવાહક તન્તુઓના પ્રવાહ કરતાં વધારે બળવાન્ હોય છે. દેડકાના પગના સ્નાયુમાં પ્હેલાં ઉદ્વાહક તન્તુના પ્રોત્સાહનવડે અને પછી સંવાહક તન્તુના પ્રોત્સાહનથી પરાવર્તિત રીતે આકુંચન ઉત્પન્ન કર્યું હોય તો એમ જણાય છે કે બીજી રીત કરતા પ્હેલી રીતે આકુંચન ઉત્પન્ન કરવામાં વધારે બળવાન્ પ્રોત્સાહનનો ઉપયોગ કરવો પડે છે. આ ઉપરથી એમ અનુમાન થઇ શકે છે કે પરાવર્તિત કાર્યોમા તન્તુકોષો સંવાહક તન્તુના પ્રવાહને પ્હેલા તો પ્રતિરોધ આપે છે અને પછીથી તે પ્રવાહ ઉદ્વાહક તન્તુઓમા કમજોર થઇ સ્નાયુઓમાં જાય છે.

હવે આવા પરાવર્તિત કાર્યોમા પ્રોત્સાહન લગાડયા પછી સ્નાયુઓમા આકુંચન ઉત્પન્ન થતા કેટલો વખત જાય છે હેનો નિર્ણય કરવા માટે થોડાંએક વર્ષોથી પ્રયોગો કરવામાં આવ્યા છે. આ વખત '<u>પ્રત્યાઘાત-સમય</u>'-( reaction-time ) કહેવાય છે. કોઇ પણ વસ્તુની અત્યન્ત શીઘ્રતા જણાવવી હોય તો આપણે તેને મનના વિચારોની શીઘ્રતા સાથે સરખાવીએ છીએ, કારણ કે માનસિક વ્યાપારો વર્ણન ન થઈ શકે એવી ત્વરાથી ઉત્પન્ન થાય છે. કેટલાએક શારીરશાસ્ત્રીઓએ આવા પ્રયોગોથી વિચારોની ત્વરા માપવાનો યત્ન કર્યો છે. પરન્તુ આ સર્વે પ્રયોગો પરાવર્તિત કાર્યો વિશેજ બની શકે છે, અને એ કાર્યો એટલી ત્વરાથી ઉત્પન્ન થાય છે કે

તેઓમાં વિચારની ક્રિયા કેટલો વખત થાય છે તે વિષે કંઇ પણ નિશ્ચયપૂર્વક જાણી શકાતું નથી. ફક્ત આ પ્રયોગોથી કોઇપણ પ્રોત્સાહનનો પ્રત્યાઘાત થતાં કેટલો સમય જાય છે તેટલું જણાય શકે છે.

આ પ્રત્યાઘાત–સમય યન્ત્ર વડે માપી શકાય છે. જે મનુષ્ય ઉપર પ્રયોગ કરવાનો હોય ત્હેને અમુક પ્રોત્સાહન આપવામાં આવે છે, અને તે યન્ત્રની રચના એવી હોય છે કે જે ક્ષણે તે પ્રોત્સાહન લગાડવામાં આવે તેજ ક્ષણે કાળમાપક યન્ત્ર સાથે ત્હેનો સંબન્ધ થઇ તે યન્ત્ર ઉપર ત્હેનું ચિહ્ન પડે છે. પછી તે પ્રોત્સાહન વડે તે મનુષ્યનાં અમુક સ્નાયુઓમાં આકુંચન ઉત્પન્ન થાય છે, અને ત્હેનું પણ તે યન્ત્ર ઉપર ચિહ્ન પડે છે. આ બંન્ને ચિહ્નોના કાળાન્તરથી પ્રત્યાઘાત સમય જણાય છે. આવાં કાળમાપક યંત્રો જુદા જુદા પ્રકારનાં હોય છે. એક પ્રકારના યન્ત્રમાં એક ગોળ ફરતા નાના ભેલ ઉપર કાજલ લગાડેલો કાગળ ચોંટાડેલો હોય છે, અને તે કાગળ ઉપર વિદ્યુત્ શક્તિવડે ચાલતી એક કલમ લીટી દોરે છે. પ્રોત્સાહન લગાડવાની સાથે આ કલમ પાછી ખેંચાય છે, અને પ્રત્યાઘાત થવાની વારજ તે પાછી મૂળ જગો ઉપર આવે છે અને પાછી ગોળ ફરતા કાગળ ઉપર લીટી દોરાય છે. હવે બીજી એક વિદ્યુત શક્તિવડે ચાલતી અને પ્રકંપમય ગતિવાળા ધાતુના એક કકડા સાથે જોડેલી કલમ આ લીટીની હેઠળ કાળ દર્શાવનારી એક પ્રકંપમય લીટી દોરે છે, અને આ લીટીવડે ઉપરની લીટીના તુટેલા ભાગનો સમય એટલે પ્રત્યાઘાત–સમય જણાઈ આવે છે.

હવે કોઇ પણ મનુષ્યને પ્રત્યાઘાત સમય કેટલો લાગશે તે પ્રોત્સાહન મળવા પ્હેલા ત્હેના મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે. જો તે પ્રત્યાઘાતની ક્રિયા વિષે વિચાર નહીં કરતાં જે પ્રોત્સાહન મળવાનું છે ત્હેના ઉપર ધ્યાન આપે તો સમય વધારે લાગે છે, પરન્તુ જો તે પ્રત્યાઘાતની ક્રિયા ઉપરજ એક ચિત્ત રાખે તો સમય ઓછો થાય છે. પ્રયોગ વડે જણાય છે કે સાધારણ રીતે પ્રત્યાઘાત–

સમય એક સેકન્ડના પાંચમાથી દશમા ભાગ સુધીનો હોય છે. આ ઉપરથી એમ જાણી શકાય છે કે આ પ્રત્યાઘાતની ક્રિયા કેવળ પરાવર્તિત કાર્ય છે, અર્થાત્ હેમાં માનસિક વ્યાપારનું સ્થાન કંઇ જણાતું જ નથી; કારણ કે સંવાહક તથા ઉદ્‌વાહક તન્તુઓ તથા તન્તુ ગ્રન્થિઓમાંથી પ્રવાહને પસાર થતાંજ આટલો વખત લાગે છે; પ્રોત્સાહન ઉપર ધ્યાન આપવાથી ઉદ્‌વાહક તન્તુઓ આવી ઉત્તેજીત સ્થિતિમાં હોતાં નથી, અને તેથી પ્રોત્સાહન મળ્યા પછી તન્તુ પ્રવાહને હેમનામાંથી પસાર થતાં વધારે સમય લાગે છે.

હવે આ સમય જુદા જુદા પુરૂષોમાં અને એકજ પુરૂષમાં જુદી જુદી વખતે વધારે ઓછો હોય છે, વૃદ્ધ તથા અજ્ઞાન પુરૂષોમાં સમય વધારે થાય છે અને કોઈ વખત એક સેકન્ડ સુધીનો હોય છે. બાળકોમાં પણ વધારે એટલે લગભગ અર્ધો સેકન્ડ જેટલો હોય છે. ટેવ તથા અભ્યાસથી સમય બહુ ઓછો થાય છે. શરીર અથવા મનને શ્રમ પડયો હોય ત્યારે વધારે થાય છે અને એકાગ્ર ધ્યાન આપ્યાથી ઓછો થાય છે. આ ઉપરાંત જુદા જુદા પ્રોત્સાહનમાં જુદો જુદો વખત હોય છે. દૃષ્ટિ અને સ્પર્શ કરતાં ધ્વનિના પ્રોત્સાહનમાં પ્રત્યાઘાત સમય ઓછો હોય છે. અને ઘ્રાણેન્દ્રિય તથા રસનેન્દ્રિયના પ્રોત્સાહનમાં આ સમય વધારે હોય છે. જેમ પ્રોત્સાહન વધારે બળવાન હોય તેમ પ્રત્યાઘાત સમય ઓછો થાય છે. નીશો ઉત્પન્ન કરનારી વસ્તુઓ લેવાની ટેવ પડયાથી સમય વધે છે. આવા પદાર્થો તન્તુઓને જડ બનાવે છે.

ઉપર વર્ણવેલા સાદા પ્રત્યાઘાતો ઉપરાંત ગ્રંથિત પ્રત્યાઘાતોનો સમય પણ પ્રયોગવડે જાણી શકાય છે. કોઇ પણ પ્રત્યાઘાત પરાવર્તિત રીતે ન થતાં કંઇ પણ મનોવ્યાપાર થયા પછી ઉત્પન્ન થાય છે હેને ગ્રંથિત પ્રત્યાઘાત કહેવાય છે. હવે આમનો વ્યાપાર કેટલા સમયમાં થાય છે તે જાણવાને ઘણા પ્રયોગો કરવામાં આવ્યા છે. તેમજ કોઇ વિચારનો બીજા વિચાર સાથે સાહચર્ય સંબન્ધ થતાં

હોય તો ત્હેમાંનો એક વિચાર મનમાં ઉત્પન્ન થયા પછી બીજો વિચાર કેટલા સમયમાં ઉદ્ભવે છે ત્હેનો નિર્ણય કરવાને પણ પ્રયોગો કરવામાં આવ્યા છે. આ સમય જુદી જુદી જાતના વિચારો પ્રમાણે જુદો જુદો હોય છે. કોઇ પણ અણુચિન્હ શબ્દનું દષ્ટિથી પ્રત્યક્ષ મળ્યા પછી ત્હેનો સહચારી અર્થ મનમાં સ્ફુરતા એક સેકન્ડનો ૨/૫ મો ભાગ થાય છે એમ ગાલ્ટન નામના વિદ્વાને પ્રયોગવડે બતાવ્યું છે. તન્તુપ્રધાન–તન્તુક્રિયાઓનો એક વિશિષ્ટ નિયમ એ છે કે કોઇ એક નબળું પ્રોત્સાહન જે પોતે તન્તુઓના મધ્ય સ્થાનમાં પ્રવાહ ઉત્પન્ન કરી શકે નહીં તે જો પોતાના જેવાજ બીજા નબળા પ્રોત્સાહનો સાથે સંયોજાય તો તન્તુઓમાં પ્રવાહ ઉત્પન્ન કરી શકે છે. અર્થાત જે કાર્ય કોઇ પ્રોત્સાહનથી એકલા બની શકતું નથી તે બે અથવા વધારે પ્રોત્સાહનોના સંયોજનથી ઉત્પન્ન થઇ શકે છે <u>પ્રત્યેક પ્રોત્સાહન પ્રવાહ ઉત્પન્ન કરવામાં મદદ કરે છે તથા તન્તુઓને ઉત્તેજીત સ્થિતિમાં લાવે છે.</u> અને આ સ્થિતિ ધીમે ધીમે વધ્યા પછી અન્તે છેલ્લા પ્રોત્સાહનથી શરૂ થઇ કાર્ય ઉત્પન્ન થાય છે આ છેલ્લા પ્રોત્સાહનથી પ્રવાહ ઉત્પન્ન થવાની સાથે પ્રત્યક્ષનો માનસિક વ્યાપાર સ્પષ્ટ રીતે થાય છે. આ નિયમના અનેક ઉદાહરણો પ્રાણીઓના શારીરિક તથા માનસિક જીવનમાંથી મળી આવે છે. ગાડીમાં જોડેલો ઘોડો જો ચાલતા અટકી જાય અને હઠમાં આવે તો ત્હેને ચલાવવા માટે અનેક પ્રોત્સાહનો એક સામટા લગાડવાથી અન્તે ત્હેની હઠ ઉતરે છે, ગાડી હાકનાર લગામ ખેંચીને અવાજ કરે, બીજો કોઇ માણસ ત્હેના કાન ખેંચીને દોરે, ત્રીજો પાછળથી ચાબુક મારે અને બીજાઓ પાછળથી ગાડીને ધકેલે તો અન્તે ઘોડો ચાલવા માડે છે. તેવીજ રીતે કોઈ વાત આપણે ભુલી ગયા હોઇએ અને તેને સંભારવી હોય તો તે વાતની સાથે આપણા અનુભવમાં સંબન્ધ ધરાવતી જેમ બને તેમ વધારે વસ્તુઓ મનમાં લાવવાથી અન્તે તે યાદ આવે છે. જેમકે એકાદ વખત દીઠેલા માણસની આકૃતિ

સંભારવી હોય તો તે માણસને જે સ્થળે દીઠો હોય તે સ્થળ, જે સમયે જોયો હોય તે સમય, બીજા કોઇ માણસની સાથે દીઠો હોય તો તે માણસ, અમુક વેશમા જોયો હોય તો તે વેશ વગેરે વસ્તુઓ એક સાથે ધ્યાનમા લાવ્યાથી અન્તે ત્હેની આકૃતિ મનમા સ્ફૂરી આવે છે. કેવળ અજાણ્યો પુરૂષ, ઘોર અન્ધારૂ અથવા મોટો અવાજ આ સર્વે જુદે જુદે વખતે અનુભવવામા આવ્યા હોય તો એકદમ ભય લાગશે નહીં પરન્તુ આ ત્રણેનો જો એક સાથે અનુભવ થયો હોય તો તરત ભય ઉત્પન્ન થશે. કોઇ માણસ રસ્તે જતો હોય અને એક જાતની વસ્તુ વેચનારાઓ એક પછી એક બેઠેલા હોય અને દરેક વેચનાર પોતાનો માલ ખરીદવાનો આગ્રહ કરે તો છેવટે તે માણસ કદાચ છેલ્લા વેચનાર પાસેથી તે વસ્તુ ખરીદવાને લલચાશે. આ ઉપરાંત આ નિયમના અનેક ઉદાહરણો આપણા રોજના જીવનમા મળી આવે છે.

ઉત્તમાંગમા લોહીનુ પરિવર્તન–ઉત્તમાંગના કોઇ પણ ભાગમા તન્તુવ્યાપાર થવાની સાથે લોહીના પરિવર્તનમા તથા શ્વાસોચ્છ્વાસની ક્રિયામા નાના મોટા ફેરફારો થયા કરે છે. સાધારણ રીતે ઉત્તમાંગમા થતી ક્રિયાઓથી લોહીનુ દબાણ વધે છે, અને હૃદયના ધબકારાઓ ઓછા–વધતા થાય છે. મોસો નામના શારીરશાસ્ત્રીએ 'પ્લેથીસ્મોગ્રાફ' નામના યન્ત્ર વડે શોધ કરી છે કે મનોવ્યાપાર થતી વખત હાથોમા લોહીનુ પરાવર્તન ઓછું થાય છે, અને તેઓમા રહેલી ધોરી નસો તંગ થાય છે. મગજમા રૂધિરવાહિની નસો ઘણી રહેલી છે, અને તેથી તે વાદળીની માફક લોહીથી ભરેલું રહે છે. વળી મોસોએ પ્રયોગવડે બતાવ્યું છે કે માનસિક વ્યાપારો થવાથી પગોમા લોહી ઓછુ થાય છે અને મગજમા વધે છે. જે મનુષ્ય ઉપર પ્રયોગ કરવામા આવ્યો હતો ત્હેને એક ત્રાજવા જેવા સમતોલ મેજ ઉપર એવી રીતે સુવાડવામા આવ્યો હતો કે શરીરના મગજ તથા પગ તરફના બન્ને છેડાઓમાનો સ્હેજ પણ ભાર વધે તો તરત તે મેજ

વધારે ભારવાળા છેડા તરફ નમી જાય. આવી રીતે ગોઠવેલા ટેબલ ઉપર સુવાડેલા માણસના મનમાં કંઇ પણ વ્યાપાર થયો કે તરતજ મગજલોહી વધવાને લીધે માથા તરફનો છેડો નમી ગયો ! આ ઉપરાંત એક બીજી રીતિથી પણ માનસિક વ્યાપાર થતી વખત મગજમાં લોહીનો તાત્કાલિક પ્રવાહ થાય છે તે સિદ્ધ થયેલું છે. આ પ્રયોગમાં મોસોએ ત્રણ પુરૂષો કે જેમની ખોપરી ફાટ પડવાથી મગજનો ભાગ બ્હારથી ખુલ્લો થયો હતો ત્હેમના મગજ સાથે એક યન્ત્ર લગાડયું હતું. આ યન્ત્ર એવું હતું કે મગજમાં લોહીના પ્રવાહનું દબાણ વધે કે તરતજ તે પ્રવાહની ગતિ પ્રમાણે એક કાગળ ઉપર લીટીઓ દોરાય. જ્યારે જ્યારે આ માણસોએ વાતો કરવા માંડી કે મનમાં કંઇ ગણવા માંડયું કે તરત યન્ત્રવડે મગજમાં લોહીના પ્રવાહનો વેગ વધેલો જણાયો. આવા બીજા ઘણા પ્રયોગો મોસોએ કરેલા છે. એક સમયે ત્હેણે એક સ્ત્રીના મગજ સાથે આ યન્ત્ર લગાડયું હતું તે વખત કંઇ પણ દેખીતા કારણ સિવાય ત્હેને તે સ્ત્રીના મગજમાં લોહીનો પ્રવાહ વધેલો જણાયો. પાછળથી ત્હેને જણાયું કે તે ક્ષણે તે સ્ત્રીએ સ્હામે એક મનુષ્યની ખોપરી પડી હતી ત્હેના સ્હામું જોયું હતું અને તેથી ત્હેના મનમાં સ્હેજ બ્હીકની લાગણી ઉત્પન્ન થઇ હતી

મગજના વ્યાપારની બીજી એક વિચિત્રતા એ છે કે ત્હેમાં થતા તન્તુ વ્યાપારોથી થોડી ઘણી ઉષ્ણતા ઉત્પન્ન થાય છે. જુદી જુદી જાતના પ્રયોગોથી સિદ્ધ થઈ શકયુ છે કે કોઈ પણ મનોવ્યાપાર થતી વખત અને ખાસ કરીને ક્રોધના આવેશ જેવી લાગણી મનમાં ઉત્પન્ન થતી વખત લગભગ એક ડીગ્રી સુધી મગજની ઉષ્ણતા વધે છે. જ્ઞાનેન્દ્રિયોના વ્યાપારથી પણ મગજના તન્તુઓ ઉષ્ણ થાય છે એમ જણાયું છે. તેમજ જુદા જુદા સ્નાયુઓના આકુંચનો આશરે દશ મિનિટ સુધી જોરથી ઉત્પન્ન કરવાથી ખોપરીના જુદા જુદા ભાગો વધારે ઉષ્ણ થાય છે, અને ઘણી વખત ઉષ્ણતા એક ડીગ્રી કરતાં પણ વધારે થાય છે.

મગજની ક્રિયા વિષે અન્તે એટલું કહેવાની જરૂર છે કે હેનો તન્તુ પદાર્થ અનેક રસાયણિક તત્વોનો બનેલો હોય છે. કેટલાએક શારીરશાસ્ત્રીઓની એવી માન્યતા છે કે ફોસ્ફરસ નામનો રસાયણિક પદાર્થ તેજ મગજનું મુખ્ય તત્વ છે, અને જ્યારે જ્યારે તન્તુ વ્યાપાર થાય છે ત્યારે ત્યારે હેમાંથી થોડું ઘણું ફોસ્ફરસ ઓછું થાય છે. તેમજ મગજમાં જો ફોસ્ફરસ વધે તો તન્તુ વ્યાપાર અને હેને લીધે બુદ્ધિ વ્યાપાર પણ વધારે થાય છે. આના સમર્થનમાં એમ કહેવામાં આવે છે કે ખેડુતો કરતાં મચ્છીમારો વધારે બુદ્ધિમાન હોય છે, કારણ કે તેઓ માછલીઓ વધારે ખાય છે અને માછલીઓમાં હમેશાં ફોસ્ફરસ વધારે હોય છે. આ મતને તદ્દન ખોટો ન કહી શકાય, પરન્તુ તે ઘણે ભાગે તો સત્ય નથી. આ વિષે પ્રયોગો કરતાં એમ જણાયું છે કે કેટલાએક બુદ્ધિ વ્યાપારોમાં કેટલીએક વખત ફોસ્ફરસ શારીરમાંથી વધારે જાય છે અને કેટલીએક વખત ઓછું જાય છે. ગાડપણના આવેશમાં ઓછું ફોસ્ફરસ જાય છે અને નિદ્રામાં વધારે જાય છે. ફોસ્ફરસ વાળી દવાઓ જ્ઞાનતન્તુઓની નબળાઈના દર્દોમાં અસરકારક નીવડે છે ખરી, પરન્તુ તેથી એમ નથી સિદ્ધ થતું કે ફોસ્ફરસજ તન્તુઓનું મુખ્ય તત્વ છે. આ ભૂલને લીધે કેટલાએક શારીરશાસ્ત્રીઓએ મનોવ્યાપારને એક ઝરતા પદાર્થના જેવો ગણ્યો છે. તેઓ કહે છે કે જેમ મૂત્રાશયમાંથી મૂત્ર સ્રવે છે તથા પિત્તાશયમાંથી પિત્ત સ્રવે છે, તેમ મગજમાંથી વિચાર સ્રવે છે. આ માન્યતા કેવળ ભુલભરેલી છે. વિચાર થતી વખત મગજમાંથી અનેક રસાયણિક તત્વો લોહીમાં સ્રવે છે એ વાત ખરી હશે, પરન્તુ આ તત્વોનું સ્રવણ તે કંઇ વિચાર નથી. આ સ્રવણની સાથે મનોવ્યાપારોનું સાહચર્ય છે, પરન્તુ મગજમાંથી જે કંઇ ઝરે છે તે હમેશાં રસાયણિક પદાર્થજ હોઇ શકે અને તેથી મનોવ્યાપારને પિત્ત વગેરે શારીરમાં ઉત્પન્ન થતા પ્રવાહી પદાર્થો સાથે સરખાવવો એ મનોવ્યાપારના ખરા સ્વરૂપનું અજ્ઞાન જ દર્શાવે છે.

---

## પ્રકરણ ચોથું.

### ટેવ.

કોઇ પણ કઠિન વસ્તુ આપણે ઘણી વખત કરીએ છીએ ત્યારે ધીમે ધીમે ત્હેની કઠિનતા ઓછી થતી જાય છે કારણ કે તેમ કરવાની ટેવ પડી જાય છે. દાખલા તરીકે મનમાં ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે તેને એકદમ દાબી દેવો એ ઘણું મુશ્કેલ છે. પરન્તુ જ્યારે જ્યારે ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે ત્યારે વારંવાર પ્રયત્નોથી ત્હેને દાબી દેવાની ધીમેધીમે ટેવ પડે છે, અને કેટલાએક મનુષ્યોમાં તો એ ટેવ એટલી દૃઢ થયેલી હોય છે કે ક્રોધના સર્વ આવિર્ભાવો પોતાની ઇચ્છાવડે સંપૂર્ણ રીતે નિયન્ત્રિત રહે છે. તેવી જ રીતે વારંવાર દારૂ પીવાથી એટલી દૃઢ ટેવ પડી જાય છે કે ઘણા પ્રયત્નો કર્યા છતા પણ તે ટેવ મુકાતી નથી. આપણા રોજના જીવનના કાર્યો વિષે વિચાર કરીશું તો સહજ જણાશે કે જે જે કાર્યો આપણે કરીએ છીએ ત્હેમાંનાં ઘણાં યન્ત્રની માફક ઝડપથી થાય છે કારણ કે તેમ કરવાની ટેવ પડી ગયેલી હોય છે. સ્હાજે બ્હારથી ફરી આવ્યા પછી કપડા ઉતારતી વખતે ઘડીઆળને ચાવી આપવાની ટેવ હોય તો તે વખત કંઇ પણ વિચાર કર્યા વિના તરત હાથ ઘડીઆળના ખીસ્સામા જાય છે. અને જો ચાવી આપતી વખત મન કંઇ વિચારમાં હોય છે તો તેમ કર્યાનું સ્મરણ પણ રહેતું નથી, અને ઘણી વખત એમ પણ બને છે કે ચાવી આપવાનું જ્યારે સાંભરે છે ત્યારે (જઇને જોઇએ છીએ તો) ખબર પડે છે કે હમણાં જ ચાવી આપી છે. બપોરે જમીને થોડું સુવાની ટેવ પડી હોય તો તેમ કર્યા શિવાય કોઇ કામમા મન બરાબર લાગતું નથી. આ ઉપરથી બે વાત સ્હમજાશે કે કોઈ પણ કાર્ય કરવાની ટેવ પાડ્યા પછી તે કરવાને વિચાર તથા મ્હેનતની ઓછી જરૂર રહે છે; અને એક ટેવ પડ્યા પછી તેને મુકી દઇ શકાય ખરી; પરન્તુ તેમ કરતા ઘણી કઠિનતા

જણાય છે. હવે આનું કારણ શું છે તે આપણે જોવાનું છે, પરન્તુ તે કારણ સ્હમજવા માટે આપણાં જ્ઞાનતન્તુઓ કેવી જાતના પદાર્થના બનેલા છે અને તેના ગુણો શા શા છે તે જાણવું જોઇએ, અને તેની સાથે પદાર્થ માત્રના કેટલાએક ગુણો વિષે પણ થોડું ઘણું જાણવાની જરૂર છે.

ઘણાખરા પદાર્થોના અણુઓનું બંધારણ એવું હોય છે કે તેઓ ઉપર કોઇ પણ જાતનું બ્હારનું અથવા અન્દરનું બળ લગાડવામાં આવે તો પ્હેલા તો તે અણુઓ તેને થોડો ઘણો અટકાવ આપે છે. પરંતુ જો બળ વધારે હોય અગર પદાર્થ ઉપર ત્હેની અસર વારંવાર થાય તો છેવટે ત્હેને તાબે થઇને ત્હેના બંધારણમાં જે ફેરફાર તે બળથી થાય છે તે ફેરફારને ટેવાઈ જાય છે, અને જ્યા સુધી બીજા કોઇ બળની અસર ન થાય ત્યાં સુધી એ ફેરફારને વળગી રહે છે. આવી રીતે કોઇ પણ બળની અસરને એકદમ નહીં પરન્તુ ધીમે ધીમે તાબે થાય એવા ગુણને સંસ્કાર ગ્રાહકતા કહે છે. (એટલે કે) જે સંસ્કાર પદાર્થ ઉપર પાડવામાં આવ્યો હોય તેને ગ્રહણ કરીને તે બનતા સુધી વળગી રહે છે. નિર્જીવ પદાર્થોમાં આ ગુણ થોડો જોવામા આવે છે, પરન્તુ સજીવ પદાર્થોમાં અને ખાસ કરીને જ્ઞાન તન્તુઓમાં તે ઘણા મોટા પ્રમાણમા રહેલો છે. નિર્જીવ પદાર્થો જે કોઇ આકાર તેમને આપવામા આવ્યો હોય તેને કેવી રીતે ટેવાઈ જાય છે તે ડૉ. હાર્બો ક્રુમોંના નીચેના શબ્દો ઉપરથી સ્હેલાઇથી સ્હમજાશેઃ—

'કોઇ પણ નવુ કપડું અમુક વખત પ્હેર્યા પછી પહેલાં કરતાં શરીરને કેવું બંધબેસતું થઇ જાય છે એ સર્વ કોઇ જાણે છે. ત્હેનું કારણ એ છે કે ત્હેના દોરાઓના ઘાટમાં ફેરફાર થઇ શરીરના આકારના સંસ્કારને બંધબેસતુ થાય છે. કોઇ તાળાને થોડો વખત વાપર્યા પછી ત્હેને ઉઘાડતાં વાસતાં ઓછી મહેનત પડે છે. કારણ કે પ્હેલાં ત્હેનું યન્ત્ર ખડબચડું હોવાને લીધે વધારે જોર વાપરવું

પડે છે. તેનું કારણ પણ એ છે કે ધીમે ધીમે તે ઉચ્છ્વાસને અનુકૂળ થઇ જાય છે. કોઇ કાગળને પ્હેલાં વાળ્યો હોય તો પછી તેજ પ્રમાણે તેને વાળતા ઓછી મહેનત પડે છે. કોઇ ઉસ્તાદને હાથે વપરાએલી સારંગીના સુરો સુધરે છે, કારણ કે ત્હેના સર્વે ભાગો ઉચ્ચ સંગીતના આન્દોલનોથી પરિચિત થઇ જાય છે. આને લીધેજ પ્રખ્યાત વગાડનારાઓએ વાપરેલાં વાજીંત્રોની કિંમત ઘણી ભારે હોય છે. જમીન ઉપર પાણીના પ્રવાહથી ધીમે ધીમે મોટો તથા ઉંડો વ્હેળો બની જાય છે, અને તેમા એક વખત પાણી સુકાઇ ગયા પછી જ્યારે ફરીથી પાણીનો પ્રવાહ ચાલે છે ત્યારે બનતા સુધી પ્હેલાને માર્ગેજ ચાલે છે. તેવીજ રીતે બહારના પદાર્થોના સંસ્કારોથી જ્ઞાનતન્તુઓની જાળમય રચનામા પણ જોઇએ તેવા પ્રવાહોના માર્ગો બની જાય છે, અને ભવિષ્યમા જ્યારે ત્હેવા સંસ્કારો આવે છે ત્યારે તેજ માર્ગોએથી મગજમા સ્હેલાઇથી જાય છે

નિર્જીવ કરતા સજીવ પદાર્થો એટલે પ્રાણીઓના શરીરમા આ ગુણ ઘણા વધારે પ્રમાણમા રહેલો છે આપણા પોતાના શરીરનું ઉદાહરણ લઇએ તો તે સ્હેલાઇથી જણાશે. શરીરના કોઇ ભાગમા ઘા વાગ્યાથી દરદ થયુ હોય તો ભવિષ્યમા ત્હેની આસપાસના ભાગો કરતા તે ભાગમા સોજો આવવાનો તથા દરદ થવાનો વધારે સંભવ રહે છે. ધુંટણ મચડાઇ ગયુ હોય અગર હાથ ઉતરી ગયો હોય તો ફરીથી તેજ ભાગો મચડાઇ જવાનો અગર ઉતરી જવાનો વધારે ભય રહે છે કોઇ સાધામા મધિવા આવી ગયો હોય તો ફરીથી ત્યાજ ઉથલો ખાવાનો સંભવ રહે છે. શરીરના ઘણા દર્દો એવા છે કે થોડી વખત થઇને બેશી ગયા હોય તે છતા કંઇ પણ નાનું કારણ મળે તો પણ તરત ઉથલો ખાય છે. પરન્તુ જો કોઇ પણ દરદને ઉખડુંજ ચાપ્યુ હોય તો ફરીથી થવાની ધાસ્તી રહેતી નથી કારણ કે ત્યા સુધીમા શરીરના અવયવો તે દરદને ટેવાઇ ગયેલા હોતાં નથી અર્થાત્ આપણે સાધારણ રીતે કહીએ છીએ તેમ તે

કરીને હજી ત્યાં ઘર કર્યું હતું. 'શત્રુને તથા રોગને ઉગતાંજ ચાંપવા જોઇએ' એ કહેવતનો અર્થ આ ઉપરથી સ્પષ્ટ સમજાશે.

ઉપરના વર્ણન ઉપરથી જણાશે કે નિર્જીવ તેમજ સજીવ પદાર્થોમાં કંઈ પણ જાતનું વલણ અથવા ટેવ જોવામાં આવે ત્હેનું કારણ એ છે કે ત્હેના ઉપર પડતા સંસ્કારોને ગ્રહણ કરીને ત્હેમને સાચવી રાખવાનો ગુણ તે પદાર્થોમાં રહેલો છે. આ ઉપરથી આપણા મનમાં જે ટેવો પડે છે ત્હેનું કારણ રહેલાઇથી સમજી શકીશું. અર્થાત્ આપણા મનની સર્વે ટેવોનો આધાર મગજ સાથે સંબન્ધ રાખનાર સર્વે જ્ઞાનતન્તુઓના પદાર્થમાં રહેલા સંસ્કાર આદ્રકતાના ગુણ ઉપર રહેલો છે. હવે મગજના પદાર્થો ઉપર કેવી જાતના સંસ્કારો અસર કરી શકે છે તે આપણે જોવાનું છે. કોઇ સાધારણ પદાર્થ ઉપર ગમે તે પ્રકારનું બળ લાવી જુદા જુદા સંસ્કારો ઉત્પન્ન કરી શકાય. પરન્તુ મગજના પદાર્થ ઉપર દરેક જાતનું બળ લાવી શકાય તેમ નથી. ત્હેનો પદાર્થ હાડકાની ખોપરીની અન્દર લોહીના પ્રવાહી પ્રદાર્થની વચ્ચે એવી રીતે ગોઠવાયેલો છે કે માથા ઉપર અસાધારણ જોરના ધક્કા શિવાય બીજા કોઇ પણ બળના સંસ્કારો ત્હેના ઉપર પડી શકતા નથી. જે કંઇ સંસ્કારો ત્હેના ઉપર પડી શકે છે તે ત્હેની આસપાસ રહેલા લોહીના અને મુખ્યત્વે કરીને ઇન્દ્રિયોમાંથી ઉત્પન્ન થઈ મગજ સાથે સંબન્ધ ધરાવતા (efferent) જ્ઞાન તન્તુઓનાજ છે. આપણે ઉપર જોયું તેમ આ તન્તુઓ બ્હારના વિષયોની ઉપલબ્ધિથી ઉત્પન્ન થતા પ્રવાહોને તારના દોરડાની માફક મગજમાં લઇ જાય છે. અને મગજના શીર્ષણ્યાર્ધો (Hemi-spheres) ના પદાર્થોમા આ પ્રવાહોના સંસ્કારોને એકદમ ગ્રહણ કરી ત્હેમનાથી ટેવાઈ જવાનો ગુણ રહેલો છે. ઇન્દ્રિયોમાંથી મગજમાં જતા આ પ્રવાહો મગજમાથી ઇન્દ્રિયો તરફ જતાં (efferent) તન્તુઓમા થઇને બ્હાર નીકળતી વખતે જે માર્ગો ગ્રહણ કરે છે તે માર્ગોમાં ત્હેમના સંસ્કારો મુકતા જાય છે.

આ માર્ગો એકદમ ઘસાઈ જતા નથી, અને જેમ જેમ વધારે પ્રવાહો આ માર્ગોમાંથી જાય છે તેમ તેમ તેઓ ઉંડા અને વધારે ટકાઉ બને છે. પરિણામે એમ થાય છે કે ઇન્દ્રિયોમાંથી મગજમાં અમુક જાતનું પ્રત્યક્ષ ( sensation ) લાવતો પ્રવાહ અમુક માર્ગે મગજની બ્હાર નીકળ્યો હોય તો ભવિષ્યમાં દરેક પ્રસંગે ત્હેવી જાતના પ્રવાહને તેજ માર્ગે નીકળવાનું વલણ રહે છે, અને જેમ જેમ વધારે વખત આ પ્રમાણે બને છે તેમ તેમ તે વલણ વધતું જાય છે. આવી જાતનું વલણ તે આપણી સર્વે ટેવોનું મૂળ છે.

નિર્જીવ પદાર્થો કરતાં સજીવ પદાર્થો એટલે પ્રાણીઓના શરીરના પદાર્થોમાં સંસ્કાર ગ્રાહકતા એટલે ટેવ પડવાનો ગુણ ઘણાજ વધારે પ્રમાણમાં હોવાનું કારણ એ છે કે પ્રાણીઓના શરીરમાં જ્યાં સુધી જીવ રહે છે ત્યાં સુધી તે તાજાં અને નવાંજ રહ્યા કરે છે, અને તેથી જે જે સંસ્કારો ત્હેના ઉપર પડે છે તે સર્વે ઘસાઇ જતા નથી પરન્તુ ધીમે ધીમે દૃઢ થતા જાય છે. એક સાધારણ ઉદાહરણથી આ વાત સ્પષ્ટ સ્હમજાશે. ઘણી વખત એમ બને છે કે કોઇ નવી અંગ કસરત અગર નવું મગજમારીનું કાંઇ કામ આપણે શીખતા હોઇએ તો તે વખત થોડું ઘણું શીખ્યા પછી શરીર અગર મગજનો થાક લાગવાથી ત્હેને મુકી દેવું પડે છે, પરન્તુ એક બે દિવસ આરામ લઇને પાછું શરૂ કરીએ ત્યારે આપણી તે વિષેની પ્રવિણતામાં એકાએક એટલો વધારો જોવામાં આવે છે કે આપણને પોતાનેજ ઘણો વિસ્મય લાગે છે. આનું કારણ એ છે કે આ નવું કાર્ય શીખતાં જે સંસ્કારો મગજમાં પડે છે તે સર્વે જ્ઞાનતન્તુઓને થોડો આરામ અને પુષ્ટિ મળ્યા પછી ચિરસ્થાયી બને છે. આ વિષે ડૉ. કારપેન્ટર 'માનસેન્દ્રિય શાસ્ત્ર' નામના પુસ્તકમાં લખે છે કેઃ—

" કોઇ વૃદ્ધ શરીર કરતાં ઉગતા અને કોમળ શરીરમાં કોઈ પણ જાતની ખાસ ટેવો વધારે અસરકારક રીતે પડી જાય છે તેમજ વધારે વખત સુધી રહે છે. આવી ટેવને પરિણામે જે કોઈ અવયવને

અમુક જાતનું વારંવાર શિક્ષણ મળ્યું હોય તો ત્હેને ટેવાઈ જાય છે, જેમકે ન્હાનપણથી શારીરિક કસરત કરી હોય તો સ્નાયુઓનું કદ અને બળ વધે છે, તથા શરીરના સાંધાઓ બહુજ સ્હેલાઈથી વળી શકે છે. આવી રીતે સંસ્કારોને ટેવાઇ જવાનો ગુણ શરીરના બીજા સર્વે ભાગો કરતાં મગજમાં વધારે રહેલો છે. કારણ કે મગજનો પદાર્થ વારંવાર લોહીની પુષ્ટિ મળવાથી હમેશાં નવો અને તાજો જ રહે છે. × × × કોઈ પણ તરત જન્મેલા બાળકના મગજનું બંધારણ ત્હેના પૂર્વજોના મગજના બંધારણ જેવું થવાનું વલણ રહે છે. પરન્તુ બાલ્યાવસ્થામા જ્ઞાનતન્તુઓના પદાર્થનો અને ખાસ કરીને મગજનો સંસ્કાર ગ્રાહકતાનો તથા પુષ્ટિ મેળવવાનો ગુણ વધારે હોવાથી તે અવસ્થામા નવી ટેવો પાડયાથી તે બંધારણમા ફેરફાર થવાનો સંભવ પણ ઘણો રહે છે. અને આવા ફેરફારથી તે બાળકની ભવિષ્યની પ્રજાના મગજમા પણ ફેરફાર થાય છે. × × × મનના વિચારો વચ્ચે સહચારી સંબન્ધના વાદનો માનસિક સિદ્ધાન્ત તથા મગજની સંસ્કાર ગ્રાહકતા અને પુષ્ટિમત્તાનો શારીરિક સિદ્ધાન્ત એ બન્ને એક સર્વમાન્ય નિયમ પ્રતિપાદન કરે છે કે કોઇ પણ માનસિક વ્યાપારના ક્રમની વારંવાર પુનરાવૃત્તિ થઇ હોય તો તે મગજમા હમેશ માટે છપાઈ રહે છે, અને તેથી કોઇ પણ સંજોગોમાં વિચારો, ભાવનાઓ તથા કાર્યો આપણા મનમાંથી ઉત્પન્ન થયાં હોય તો ભવિષ્યમા ત્હેવા સંજોગોમાં કંઇ પણ મ્હેનત તથા પરિણામ વિષેના વિચાર વગર તેજ વિચારો, ભાવનાઓ તથા કાર્યો મનમાથી ઉદ્‌ભવે છે. આનુ કારણ એ છે કે મગજનો પણ શરીરના બીજા ભાગોની માફક જે રીતે વારંવાર ઉપયોગ થયો હોય તે રીતથી તે ટેવાઈ જાય છે. અને જ્ઞાનતન્તુઓના પદાર્થમાં હમેશા જીર્ણોદ્ધાર થતોજ રહેવાથી ત્હેમનો પદાર્થ નમ્ર રહે છે, અને તેથી આ ટેવો ત્હેમનામાં ચિરસ્થાયી બનીને રહે છે. × × × સાધારણ રીતે જાણીતું છે. કોઇ પણ વિચારો વચ્ચે

ન્હાની ઉમ્મરમા સંબન્ધ થયો હોય તો તે વધારે ગાઢો બને છે, અને ત્હેનું શારીરિક કારણ એજ છે કે મગજના વિકાસ અને વૃદ્ધિની વખતમા ત્હેના પદાર્થ ઉપર ત્હેના સસ્કારોની ઘણી અસર થાય છે, આથી ન્હાનપણમા કાંઇ પણ મોઢે કર્યું હોય તો તે મગજમા છપાઇ રહે છે અને જો કે પછીની ઉમ્મરમા ત્હેનું સ્પષ્ટ રીતે સ્મરણ કદાચ થતું નથી પરન્તુ ત્હેની અસર કદી નષ્ટ થતી નથી. કારણ કે મગજ વિકાસ પામતું હોય તો તે વખતમા ત્હેના અવયવોમા કાંઇ પણ ફેરફાર ચોક્કસ રીતે થયો હોય તો તે ફેરફાર હંમેશ માટે મગજમા રહે છે, તેમજ ત્હેના પદાર્થને વારવાર પુષ્ટિ મળ્યાથી તે તાજોજ હોય છે અને કોઇ થાની માફક ત્હેની નિશાની જીદગીના અન્ત સુધી રહે છે "

હવે આપણે વ્યવહારિક વર્તન ઉપર ટેવની શી અસર થાય છે તે જોઇશુ પ્રથમ તો મુખ્ય અસર એ છે કે ટેવ પડવાને લીધે કોઇ પણ કાર્ય કરવા માટે શરીરમાની સર્વ ગતિઓ ઘણી સરળ બને છે અને પરિશ્રમ ઘણો ઓછો થઇ જાય છે કોઇ પણ મનુષ્ય ત્હેના જન્મથીજ સર્વે કાર્યો કરવાને કુશળ હોતો નથી. અને તેથી પોતાના જીવન માટે ઘણાખરાં કાર્યો ત્હેને શીખવા પડે છે તથા ત્હેમાના કેટલાએક શીખવામા તો ઘણીજ મહેનત અને દુઃખ પડે છે આ કાર્યો કરવા માટે જો આપણને દરેક વખત સરખી મહેનત કરવી પડતી હોય તો ઘણાજ થોડા કાર્યો ત્હેનાથી બની શકે અને પરિણામે ત્હેની જીદગી પણ ટુકી થઇ મનુષ્ય જાતિનો નાશ થવાનો પણ સભવ રહે પણ આપણે ઉપર જોયું તેમ કુદરતની અદ્‌ભૂત રચના એવી છે કે ટેવ તથા અભ્યાસને લીધે સર્વે કાર્યો સરળ થઇ જાય છે, અને આપણા જ્ઞાનતન્તુઓ તથા સ્નાયુઓની શક્તિનો વ્યય જેમ બને તેમ ઓછા પ્રમાણમા થાય છે ડૉ મૌડસલી માન સેન્દ્રિય શાસ્ત્ર વિષેના પુસ્તકમા લખે છે કે—

"જો કોઇ પણ માર્ગ થોડી ઘણી વખત કર્યો પછી સ્હેલું ન

થઇ શકતું હત અને દરેક વખત ત્હેને કરવા માટે સરખી કાળજી અને મ્હેનત જોઇતી હત, તો આખી જીંદગીમાં એક બે કાર્યોજ મનુષ્ય કરી શકત અને ત્હેના વિકાસમાં કંઇ પણ ઉત્કર્ષ બની શકત નહીં. કપડાં પ્હેરવા અને ઉતારવામાં ત્હેનો આખો વખત જાત, શરીરની સર્વે ગતિઓ માટે ત્હેનું સઘળું ધ્યાન અને બળ વપરાત, બાળકોને પ્રથમ શીખતાં જેટલી મ્હેનત પડે છે, તેટલીજ મ્હેનત દરેક વખત હાથ ધોવામાં અગર બટન ઘાલવામાં કરવી પડત અને આ બધું કરવામાં પુષ્કળ થાક લાગત."

બીજું પરિણામ એ છે કે કોઈ પણ કાર્ય કરવાને જે ધ્યાન આપવું પડે છે તે ટેવ પડયા પછી ઓછું થાય છે. આના પ્રમાણ માટે એક ઉદાહરણ લઇશું. ધારો કે અમુક કાર્ય કરતાં જ્ઞાન તન્તુઓમાં અ, બ, ક, ડ વગેરે ક્રમવાર ફેરફારો થાય છે. હવે આ કાર્યને પ્હેલી વખત કરતાં જે જે ફેરફારો ખોટે રસ્તે લઈ જતા હોય તે સર્વેને અટકાવી ઉપલા ક્રમ પ્રમાણે દરેક ફેરફાર ઉત્પન્ન કરવાને ઇચ્છાપૂર્વક ધ્યાન દઇને મ્હેનત કરવી પડે છે. પરન્તુ ટેવ પડયા પછી દરેક ફેરફાર પછી ત્હેની પછીનો ખરો ફેરફાર કોઈ ખોટા ફેરફારનો વિચાર આવ્યા વિના તથા મ્હેનતથી ધ્યાન આપ્યા સિવાય તત્કાળ ઉત્પન્ન થાય છે. અને અન્તે એ ક્રમ મગજમા એટલો બેસી જાય છે કે પ્હેલો ફેરફાર અ, ઉત્પન્ન થયો કે તરત આખો ક્રમ, અ, બ, ક, ડ પ્રવાહની માફક જ્ઞાનતન્તુઓમાં વહે છે. જ્યારે આપણે કોઇ વાજીંત્ર વગાડતાં શીખીએ છીએ ત્યારે પ્હેલા તો વારેઘડીએ ખોટા સૂરોની ચાવીઓ ઉપર હાથ પડી જાય છે, પરન્તુ જ્યારે તે વાજીંત્ર વગાડવામાં પ્રવીણતા મેળવીયે છીએ ત્યારે એક ખરી ચાવી ઉપર હાથ મુક્યા પછી કંઇ પણ ધ્યાન આપ્યા વિના તથા હાથનાં સ્નાયુઓને મ્હેનત આપ્યા વિના તે પછીની સર્વે ખરી ચાવીઓ ઉપર ઝડપથી હાથ ફરી વળે છે. આવી રીતે ટેવ પડયા પછી ઇચ્છાપૂર્વક ધ્યાન વિના ખરે વખતે ખરી ક્રિયા

કરી શકીએ છીએ, એટલુંજ નહીં પરન્તુ કોઇ કામની ટેવ પડી ગઇ હોય તો અયોગ્ય વખતે અને ખોટે સ્થાને પણ તે કામ ભૂલથી ઘણી વખત થઇ જાય છે. દાખલા તરીકે ધારો કે કોઇને પોતાના ઘરમાં બારણું વાસતી વખત સાંકળ દેવાની ટેવ પડી ગઇ હોય તો કોઇને ઘેર મળવા ગયા પછી બહાર જતી વખતે બારણું બન્ધ કરવાનું કહેવામાં આવ્યું હોય તો ત્યાં પણ ભૂલથી સાંકળ દેવાઇ જાય છે! દરેક માણસને અમુક કામ અમુક રીતે કરવાની ટેવ પડી ગયેલી હોય છે. લુગડાં પ્હેરવામાં, પેટીઓ કે કબાટ ઉઘાડવા વાસવામાં વગેરે નાની નાની ક્રિયાઓ રોજ કરવામાં દરેક મનુષ્યને કેટલીક ચોક્કસ ટેવો બંધાઈ જાય છે. આ ટેવો પડયા પછી બહુ વિચાર કર્યા વિના તથા ધ્યાન આપ્યા વિના યન્ત્રની માફક આપણે કાર્ય કર્યા જઇએ છીએ. મોજાં અગર જોડા પ્હેરતી વખત કયા પગમાં પ્હેલાં પ્હેરીએ છીએ, મેડીના બરણા કઇ બાજુએ ઉઘડે છે, કબાટનું અગાડી ગયેલું બારણું કેવી રીતે ઉંચું કર્યા પછી વસાય છે, વગેરે પ્રશ્નોનો જવાબ આપતાં આપણું મન ઘણી વખત ભૂલાવામાં પડે છે, પરન્તુ આપણો પગ અથવા હાથ કદી ભૂલ કરતો નથી. પોતે વાળ કેવી રીતે ઓળે છે અગર દાંત કયા ક્રમમાં સાફ કરે છે તેનું ખરું વર્ણન કોઇક જ આપી શકે, પરન્તુ જે ચોક્કસ ક્રમની ટેવ પડી ગઇ હોય તે ક્રમ પ્રમાણે તો દરેક મનુષ્ય વર્તે છે.

ઉપરના વર્ણન ઉપરથી જણાશે કે ટેવ પડેલા વ્યાપારોમાં સ્નાયુઓની દરેક નવી સંકોચમય ગતિ ઇચ્છાપૂર્વક વિચારથી ઉત્પન્ન થતી નથી, પરન્તુ દરેક ગતિ ત્હેની તરતજ પ્હેલાં થયેલી ગતિના પ્રત્યક્ષથી ઉત્પન્ન થાય છે. ટેવ પડયા વગરના કાર્યમાં ત્હેની પ્રત્યેક ક્રિયા માટે ધ્યાન, ઇચ્છા વગેરે માનસિક શ્રમની જરૂર રહે છે. પરન્તુ ટેવ પડેલા કાર્યોમાં મનના ઉચ્ચતર વ્યાપાર વગર સ્નાયુઓની ગતિના ફક્ત પ્રત્યક્ષજ સર્વે ક્રિયાઓને પ્રેરે છે.

ટેવ કેવી રીતે પડે છે અને પડયા પછી કેવી રીતે આપણા

મગજમાં છપાઇ જાય છે તે આપણે જોયું. હવે અમુક રીતે વર્તવાની ટેવ પડયાથી આપણા જીવન ઉપર શી અસર થાય છે તે જોવાનું છે. સર્વ કોઇ જાણે છે કે જેવી રીતે સદાચરણોની ટેવ પડે છે તેવીજ રીતે દુરાચરણોની પણ ટેવો બંધાય છે. અને જેમ કુદરતના નિયમોમાં વિશ્વની ઘટમાળ રચવાની શક્તિ રહેલી છે, તેમ ટેવ પણ કુદરતની માફક આચરણોની ઘટમાળ રચી આપણા નૈતિક જીવન ઉપર અસાધારણ અસર કરવાની શક્તિ ધરાવે છે. ડયુક આફ વેલીંગ્ટને કહેલું છે કે ટેવ કંઇ ફક્ત એક જાતની કુદરત નથી. પરન્તુ કુદરત કરતા દસગણી વધારે શકિત ધરાવે છે. એક વખતે ટેવ પડયા પછી તે કેવી રીતે ઠસી જાય છે તે થોડા ઉદાહરણો ઉપરથી સ્પષ્ટ સ્હમજાશે. એક એવી દંતકથા છે કે લશ્કરમાં લાંબી નોકરી કરી પરવારેલો એક સિપાઇ હાથમા લ્હેનું ખાવાનું લઇને જતો હતો ત્હેવામા એક મશ્કરાએ બુમ પાડી "એટેન્શન! (ધ્યાન આપો!)" હવે આ શબ્દ કવાયત કરતી વખતે જ્યારે બોલાય છે ત્યારે સર્વે સિપાઇઓએ એકદમ બન્ને હાથ પગ સાથે રાખી ટટાર ઉભું રહેવું પડે છે. આ સિપાઇને કવાયત કરવાની એટલી બધી ટેવ પડી ગઇ હતી કે જેવો ત્હેણે તે શબ્દ સાભળ્યો કે તરત ત્હેના હાથમાંથી ખાવાનું હેઠળ પડી ગયુ અને ત્હેના હાથો યન્ત્રની માફક નીચા પડી ગયા! ટેવની મન ઉપર કેટલી સજ્જડ અસર થાય છે ત્હેનું ઉત્તમ દૃષ્ટાન્ત એ છે કે ન્હાનપણથી કેદખાનામા ગયેલા અને ત્યાં ને ત્યાં વૃદ્ધ થયેલા કેદીઓ ત્યાંની જીંદગીને એટલા બધા ટેવાઇ ગયેલા હોય છે કે ઘણી વખત તેઓએ છૂટા થયા પછી પણ પાછા કેદખાનામા જ રહેવાની ઇચ્છા દર્શાવી છે! ટેવની અસર મનુષ્યનાજ મન ઉપર નહીં પરન્તુ જનાવરના મન ઉપર પણ ઘણી જોવામા આવે છે. લડાઇમા વપરાતા ઘોડાઓ ત્હેમના સ્વારો મરી ગયા પછી પણ રણશિંગડાનો અવાજ સાંભળીને રોજની ટેવ પ્રમાણે ભેગા થઇ એક હારમાં ઉભા રહે છે. પાળેલાં કુતરાઓ, બળદો, કબુતરો

વિગેરે તથા ગાડીના અને ખાસ કરીને ટ્રામના ઘોડાઓ જે પ્રમાણે ટેવાઇ જાય છે તે પ્રમાણે સર્વે કામો કર્યાજ જાય છે. અને ત્હેનો આબેહુબ ચિતાર કોઇ સરકસ જોયાથી બહુ સારી રીતે આવે છે. એક સમયે યુનાઇટેડ સ્ટેટસમા એક સરકસના જનાવરોને રેલ્વેમાં લઇ જતા હતા ત્હેવામા રેલ્વેને અકસ્માત્ થવાથી એક વાઘના પાંજરાનું બારણું ઉઘડી ગયુ અને વાઘ બ્હાર નીકળ્યો, પરન્તુ તે પાંજરામાં રહેવાને એટલો બધો ટેવાઇ ગયો હતો કે બ્હાર ત્હેને બધુ તદ્દન નવું લાગવાથી તરતજ પાછો પાંજરામાં આવીને ભરાઇ ગયો.

આવી રીતે ટેવોને લીધે દરેક મનુષ્યના વર્તનની જાળ અમુક રીતે બંધાઇ જાય છે. ધનવાન્ પુરૂષો મોજ મજાહને ટેવાઈ જાય છે, તેમ ગરીબ વર્ગના લોકો ગરીબાઇથી એટલા બધા ટેવાઇ જાય છે કે ધનવાન્ પુરૂષોની ઇર્ષા કરવાનો પણ ત્હેમને અવકાશ હોતો નથી. ઘણુંજ મુશ્કેલ અગર નીચ ધંધાઓમા ઉછરેલા મનુષ્યો તે ધધાઓને તજી દેતા નથી ત્હેનું કારણ પણ ટેવ છે. ટેવને લીધેજ મચ્છીમાર તથા ખલાસીઓ ભર તોફાને દરિયામાં રહી શકે છે, ખાણોમા કામ કરનારાઓ હમેશા અંધારામા રહી શકે છે; ધ્રુવની પાસેના પ્રદેશોમાં રહેનારાઓ અત્યન્ત બરફ તથા શરદીમા રહી શકે છે, તથા ઉષ્ણ પ્રદેશમા નિવાસ કરનારાઓ સૂર્યના પ્રચંડ તાપ ખમી રહે છે, અને આપણે તેમના હુમલાથી બચીએ છીએ. જે દિશામા આપણને પ્હેલા શિક્ષણ મળ્યુ હોય અથવા આપણે પોતે અભ્યાસ પાડયો હોય તે દિશામા આપણા જીવનનો પ્રવાહ વહે છે તથા પ્હેલા અરૂચિકર જણાતો ધંધો પણ ટેવને લીધે એટલો ગોઠી જાય છે કે ભવિષ્યમાં બીજા કોઇ ધંધા માટે ધીમે ધીમે નાલાયક બની જવાય છે. પચીસ વર્ષની વયના યુવકમા પણ વેપારનો, દાકતરનો, શિક્ષકનો, વકીલનો અથવા ગમે તે ધંધો તેણે ગ્રહણ કર્યો હોય ત્હેની છાપ પડી જાય છે. તથા તેની બોલી, રીતભાત તથા ત્હેના આખા વર્તનમા ત્હેની અસર થોડી ઘણી જણાયા વિના રહેતી નથી 'કુમળું ઝાડ જેમ

વાળીએ તેમ વળે " એ કહેવત પ્રમાણે કુમળું મન પણ જે પ્રમાણે ટેવોથી વાળીએ તેમ વળી શકે છે. ત્રીસ વર્ષની ઉમરે તો આપણું વર્તન એટલું બંધાઈ ગએલું હોય છે કે ત્હેની અસર જીવનપર્યન્ત રહે છે. આમ હોવાથી વીસ તથા ત્રીસ વર્ષ વચ્ચેની ઉમરનો સમય માનસિક તથા વ્યાવહારિક ટેવો પાડવા માટે ઉત્તમ છે. અને વીસ વર્ષની નીચેની ઉમરનો સમય પોતાને જ લગતી બાબતો જેવી કે શબ્દોના ઉચ્ચારો, આવભાવો, ચાલવાની રીત, બોલવાની છટા વગેરે ટેવો પાડવા માટે ઉત્તમ છે. વીસ વર્ષ પછી કોઇ પરભાષા શીખવામાં આવે તો તે ભાષામાં વપરાતા ઉચ્ચારો બરાબર મ્હોંડે ચડતા નથી. તથા તે ઉમર પ્હેલાં ગુંગણું બોલવાની ટેવ પડી ગઇ હોય તો તે ટેવ મુકી દેતાં કઠિન જણાય છે. કોઈ ગરીબ માણસને મેલાં તથા હલકાં લુગડાં પ્હેરવાની ટેવ પડી ગઇ હોય તો પાછળથી ધનવાન્ થયા પછી પણ ગર્ભ શ્રીમન્તની માફક સુશોભિત રીતે વસ્ત્રો સજતાં ત્હેને આવડતું જ નથી.

આવી રીતે કોઇ પણ જાતની ટેવ પડયા પછી આપણા મનમા ત્હેને વશ થઇ જવાનું વલણ હમેશાં રહે છે. માટે કેળવણીની ઉત્તમ રીતિ એજ છે કે આપણી સર્વે ટેવોને અર્થાત્ જ્ઞાનતન્તુઓની ઘટનાને આપણા નૈતિક ઉત્કર્ષની બાધક નહીં પરન્તુ સાધક બનાવવી જોઇએ. જેવી રીતે અમુક રકમ કમાતાં મ્હેનત તથા શ્રમ પડે છે, પરન્તુ ત્હેને વ્યાજે મુકયા પછી ધીમે ધીમે વ્યાજ વધતું જાય છે અને અન્તે વ્યાજમાથી જ આપણો નિર્વાહ થાય છે, તેવીજ રીતે પ્રથમ તો સારા આચરણોની ટેવ પાડતાં આત્મનિગ્રહ તથા માનસિક શ્રમથી કઠિનતા પડે છે, પરન્તુ ટેવ પડયા પછી તે ટેવોને લીધેજ આપણા જીવનનો પ્રવાહ નૈતિક માર્ગે ચાલ્યો જાય છે. આ ઉપરથી મુખ્ય સાર ગ્રહણ કરવાનો એ છે કે જેમ બને તેમ વ્હેલી ઉમરમાં આપણા શારીરિક તથા નૈતિક જીવન માટેનાં સર્વે ઉપયોગી કાર્યોની દૃઢ ટેવ પાડી દેવી જોઇએ, અને

વિગેરે તથા ગાદીના અને ખાસ કરીને ફ્રાન્સના ઘોડાઓ જે પ્રમાણે ટેવાઇ જાય છે તે પ્રમાણે સર્વે કામો કર્યાજ જાય છે. અને ત્હેનો આબેહુબ ચિતાર કોઇ સરકસ જોયાથી બહુ સારી રીતે આવે છે. એક સમયે યુનાઇટેડ સ્ટેટ્સમાં એક સરકસના જનાવરોને રેલ્વેમાં લઇ જતા હતા ત્હેવામાં રેલ્વેને અકસ્માત્ થવાથી એક વાઘના પાંજરાનું બારણું ઉઘડી ગયું અને વાઘ બ્હાર નીકળ્યો, પરન્તુ તે પાંજરામાં રહેવાને એટલો બધો ટેવાઇ ગયો હતો કે બ્હાર ત્હેને બધું તદ્દન નવું લાગવાથી તરતજ પાછો પાંજરામાં આવીને ભરાઇ ગયો.

આવી રીતે ટેવોને લીધે દરેક મનુષ્યના વર્તનની જાળ અમુક રીતે બંધાઇ જાય છે. ધનવાન્ પુરૂષો મોજ મજાહને ટેવાઈ જાય છે, તેમ ગરીબ વર્ગના લોકો ગરીબાઇથી એટલા બધા ટેવાઇ જાય છે કે ધનવાન્ પુરૂષોની ઇર્ષ્યા કરવાનો પણ ત્હેમને અવકાશ હોતો નથી. ઘણાજ મુશ્કેલ અગર નીચ ધંધાઓમાં ઉછરેલા મનુષ્યો તે ધંધાઓને તજી દેતા નથી ત્હેનું કારણ પણ ટેવ છે. ટેવને લીધેજ મચ્છીમાર તથા ખલાસીઓ ભર તોફાને દરિયામાં રહી શકે છે, ખાણોમાં કામ કરનારાઓ હંમેશાં અંધારામાં રહી શકે છે; ધ્રુવની પાસેના પ્રદેશોમાં રહેનારાઓ અત્યન્ત બરફ તથા શરદીમાં રહી શકે છે. તથા ઉષ્ણ પ્રદેશમા નિવાસ કરનારાઓ સૂર્યનો પ્રચંડ તાપ ખમી રહે છે, અને આપણે તેમના હુમલાથી બચીએ છીએ. જે દિશામાં આપણને પ્હેલા શિક્ષણ મળ્યુ હોય અથવા આપણે પોતે અભ્યાસ પાડયો હોય તે દિશામાં આપણા જીવનનો પ્રવાહ વહે છે તથા પ્હેલા અંગીકાર કરેલો ધંધો પણ ટેવને લીધે એટલો ગોઠી જાય છે કે ભવિષ્યમાં બીજા કોઇ ધંધા માટે ધીમે ધીમે નાલાયક બની જવાય છે. પચીસ વર્ષની વયના યુવકમાં પણ વેપારનો, દાકતરનો, શિક્ષકનો, વકીલનો અથવા ગમે તે ધંધો તેણે ગ્રહણ કર્યો હોય ત્હેની છાપ પડી જાય છે. તથા તેની બોલી, રીતભાત તથા ત્હેના આખા વર્તનમાં ત્હેની અસર થોડી ઘણી જણાયા વિના રહેતી નથી. "કુમળું ઝાડ જેમ

વાળીએ તેમ વળે " એ કહેવત પ્રમાણે કુમળું મન પણ જે પ્રમાણે ટેવોથી વાળીએ તેમ વળી શકે છે. ત્રીસ વર્ષની ઉમરે તો આપણું વર્તન એટલું બંધાઈ ગએલું હોય છે કે ત્હેની અસર જીવનપર્યન્ત રહે છે. આમ હોવાથી વીસ તથા ત્રીસ વર્ષ વચ્ચેની ઉમરનો સમય માનસિક તથા વ્યાવહારિક ટેવો પાડવા માટે ઉત્તમ છે. અને વીસ વર્ષની નીચેની ઉમરનો સમય પોતાને જ લગતી બાબતો જેવી કે શબ્દોના ઉચ્ચારો, આવભાવો, ચાલવાની રીત, બોલવાની છટા વગેરે ટેવો પાડવા માટે ઉત્તમ છે. વીસ વર્ષ પછી કોઇ પરભાષા શીખવામાં આવે તો તે ભાષામાં વપરાતા ઉચ્ચારો બરાબર મ્હોંડે ચડતા નથી. તથા તે ઉમર પ્હેલાં ગંગણું બોલવાની ટેવ પડી ગઇ હોય તો તે ટેવ મુકી દેતાં કઠિન જણાય છે. કોઈ ગરીબ માણસને મેલાં તથા હલકાં લુગડાં પ્હેરવાની ટેવ પડી ગઇ હોય તો પાછળથી ધનવાન થયા પછી પણ ગર્ભશ્રીમન્તની માફક સુશોભિત રીતે વસ્ત્રો સજતાં ત્હેને આવડતું જ નથી.

આવી રીતે કોઇ પણ જાતની ટેવ પડયા પછી આપણા મનમા ત્હેને વશ થઇ જવાનું વલણ હમેશાં રહે છે. માટે કેળવણીની ઉત્તમ રીત એજ છે કે આપણી સર્વ ટેવોને અર્થાત્ જ્ઞાનતન્તુઓની ઘટનાને આપણા નૈતિક ઉત્કર્ષની બાધક નહીં પરન્તુ સાધક બનાવવી જોઇએ. જેવી રીતે અમુક રકમ કમાતાં મ્હેનત તથા શ્રમ પડે છે, પરન્તુ ત્હેને વ્યાજે મુકયા પછી ધીમે ધીમે વ્યાજ વધતું જાય છે અને અન્તે વ્યાજમાથી જ આપણો નિર્વાહ થાય છે, તેવીજ રીતે પ્રથમ તો સારાં આચરણોની ટેવ પાડતાં આત્મનિગ્રહ તથા માનસિક શ્રમથી કઠિનતા પડે છે, પરન્તુ ટેવ પડયા પછી તે ટેવોને લીધેજ આપણા જીવનનો પ્રવાહ નૈતિક માર્ગે ચાલ્યો જાય છે. આ ઉપરથી મુખ્ય સાર ગ્રહણ કરવાનો એ છે કે જેમ બને તેમ વ્હેલી ઉમરમા આપણા શારીરિક તથા નૈતિક જીવન માટેના સર્વ ઉપયોગી કાર્યોની દઢ ટેવ પાડી દેવી જોઇએ, અને

કોઇપણ દુરાચરણોની ટેવ ન પડે એવી સંભાળ રાખી વર્તવું જોઇએ. નિત્યના કાર્યોને જેમ જેમ મ્હેનત વિના યન્ત્રની માફક કરતા શીખીએ તેમ તેમ આપણા મનની શક્તિઓને નિરંકુશ બની ઉચ્ચતર કાર્યો કરવાનો વધારે અવકાશ મળે છે. જે મનુષ્યને સર્વે બાબતોમા અનિશ્ચિત રહેવાની ટેવ પડી ગઈ હોય છે તે જાતેજ ઉત્પન્ન કરેલા દુઃખને આધીન બને છે. કંઈ પણ કાર્ય શરૂ કરવામા, ઉઠવા બેસવામાં, કોઇની સાથે બોલવામા, ખાવા પીવામા વગેરે નાની બાબતોમા પણ ત્હેનું મન હીંડોળાની માફક ફરે છે, અને ત્હેનો ઘણો ખરો વખત સાધારણ કાર્યો માટે પણ મનમા હા-ના કરવામા જાય છે.

આ ઉપરથી ટેવોની નૈતિક અસર વિષે બે ત્રણ સિદ્ધાન્તો હમેશા સ્મરણમા રાખવાની જરૂર છે એક તો એ છે કે કોઈ પણ નવી ટેવ પાડતી વખત અથવા જૂની ટેવ મૂકી દેતી વખત મનને જેમ બને તેમ નિશ્ચિત તથા દૃઢ રાખીને શરૂ કરવુ જોઇએ. જે જે સાધનોથી તે નવી ટેવ મનમા ઠસી જાય ત્હેવા સર્વે સાધનોની મદદ લઇ તે ટેવને ત્હેમના વડે સજ્જડ બનાવવાને એક લક્ષ થવુ જોઇએ તેમજ તે ટેવની સર્વે બાધક વસ્તુઓને જેમ બને તેમ મનમાથી દૂર રાખી, તથા બને તો તે ટેવ પાડવાનું મનમા વચન લઇને પણ, એક ચિત્ત થવું જોઇએ. આમ કર્યાથી શરૂઆતમજ તે ટેવ એટલી બળવાન થશે કે ત્હેને પડતી મુકવાની લાલચનું જોર ઓછુ થઈ ધીમે ધીમે તે નષ્ટ થઇ જશે. બીજો સિદ્ધાન્ત એ છે કે જ્યા સુધી નવી ટેવ મનમા ઠમી ગયેલી ન હોય ત્યા સુધી ત્હેનો એક અપવાદ થવા દેવો જોઇએ નહીં આ સિદ્ધાન્ત બહુ અગત્યનો છે, જેમ એક મહામહેનતે ભરેલું દોરીનું પીલ્લું એક વખત જમીન ઉપર પડ્યા પછી ત્હેના ઘણા આંટાઓ ઉકલી જાય છે, તેવીજ રીતે ટેવ પાડવામા જો એકાદ અપવાદ કર્યો હોય તો તે ટેવનું બળ ઘણું ઓછુ થઇ જાય છે. તેટલાજ માટે કોઇ પણ ટેવ

પાડવાનો અભ્યાસ નિરન્તર અને અસ્ખલિત રાખવાની આવશ્યકતા છે. પ્રો. બેઇન લખે છે કે "આપણા વર્તન સંબન્ધી ટેવોનું મુખ્ય લક્ષણ એ છે કે તે ટેવો પાડતી આપણા મનમાં બે વિરૂદ્ધ શક્તિઓ હોય છે. અને એક શક્તિને અત્યન્ત બળવાન્ કરવા માટે બીજી શક્તિને કેવળ બળહીન કરવી પડે છે. આ વિમર્દમાં બળવાન્ કરવાની શક્તિને એક વખત હાર ખાવા દેવી જોઇએ નહીં. અને તે શક્તિને સતત વિજય આપીને એટલી દૃઢ બનાવવી જોઇએ કે હેની વિરૂદ્ધ શક્તિ પરાજય પામી માનસિક રણભૂમિમાંથી અદૃશ્ય થાય. મનના ઉત્કર્ષ માટે આ એક ઉત્તમ રીતિ છે."

આ રીતે પ્રથમથી જ ટેવોને દૃઢ કરવાની ખાસ જરૂર છે. હવે કુટેવો પડી ગઇ હોય હેમને એકદમ તજી દેવી જોઇએ, અગર ધીમે ધીમે ઓછી કરવી જોઇએ તે વિષે કેટલાએક મતભેદ છે. કારણ કે હેના આધાર મુખ્યત્વે કરીને જે માણસે તે ટેવ તજી દેવાની છે હેનું મન દૃઢ કે નબળું છે હેના ઉપર રહેલો છે. પરન્તુ તે કુટેવને જેટલા બને તેટલા માનસિક બળથી દાબી દઇ, હેને બદલે નવી સુટેવ એકદમ પાડવાની રીતિ ઉત્તમ છે તે વિષે તો મતભેદ છેજ નહીં. એક વાત ધ્યાનમાં રાખવાની એ છે કે તેમ કરવામાં આપણું મન ખમી શકે તે કરતાં વધારે નિગ્રહ તેના ઉપર કરવા જતાં પરિણામ ઉલટું વિપરીત આવે છે. કારણ તેથી નવી ટેવ પાડવામાં નિષ્ફળ થવાય છે, અને જુની ટેવ વધારે દૃઢ બને છે. દારૂ પીવાની, અફીણ ખાવાની, ગાંજો પીવાની તથા બીજાં ઘણા દુરાચરણોને લગતી લાંબા વખતથી પડેલી ટેવો મુકી દેતાં જો મન ઉપર વધારે પડતો દાબ મુકવામાં આવે તો ઘણી વખત એમ બને છે કે તે ટેવ જવાને બદલે મન વધારે જોરથી તે તરફ દોડે છે. પરન્તુ જેટલો દાબ મન ખમી શકે તેટલો તો જરૂર વાપરવામાં આવે તથા તેમ કરતાં દુઃખ પણ સહન કરાય તોજ તે ટેવ જડમૂળથી ઉખડી શકે. દરેક કુટેવ છોડવામાં થોડું ઘણું દુઃખ તો અવશ્ય

રહેલું છે, પરન્તુ તે દુઃખ સહન કર્યાનું પરિણામ અન્તે સુખમય છે એ વિચારથી તે દુઃખની તીવ્રતાને ઓછી કરવી જોઇએ. આ સંબંધી એક માનસિક નિયમ લક્ષમાં રાખવાની જરૂર છે કે કોઇ પણ વાંછનાને કદાપિ ફળીભૂત થવા દીધી ન હોય તો તે ઘણાજ થોડા વખતમાં ત્હેના અનિર્વાહને લીધે દુર્બળતાથીજ મનમાં ને મનમાં નષ્ટ થાય છે.

ઉપરના બે સિદ્ધાન્તો ઉપરાન્ત એક ત્રીજો સિદ્ધાન્ત પણ મનમાં રાખવાની જરૂર છે. તે એ છે કે પ્રત્યેક નિશ્ચય મનમાં બને તથા જે કોઈ ટેવ પાડવાની હોય ત્હેને માટે ઉપયોગી ભાવનાઓ મનમાં ઉત્પન્ન થાય તે સર્વેને વર્તનમા મુકવાની જેમ બને તેમ વ્હેલી તક લેવી જોઇએ. જે કાંઇ નિશ્ચિત વિચારો તથા ભાવનાઓ મનમાં ઉત્પન્ન થાય છે તે સર્વેને અસર મગજ ઉપર ફક્ત ત્હેમના ઉત્પન્ન થવાથી થતી નથી, પરન્તુ ત્હેમને વર્તનમાં મુકતાં સ્નાયુઓ તથા જ્ઞાનતન્તુઓમા થતી ગતિઓથી થાય છે. ગમે તેટલા ઉચ્ચ સિદ્ધાન્તો આપણે જાણતા હોઇએ તથા આપણા વિચારો તથા ભાવનાઓ ગમે તેટલી શુદ્ધ હોય પરન્તુ જ્યાં સુધી તે પ્રમાણે આપણું વર્તન રાખીએ નહીં ત્યા સુધી આપણા જીવનમાં ત્હેમની છાપ પડી શકતી નથી. આપણા જીવનના અગત્યના પ્રસંગોમાં ચોક્કસ ઉચ્ચ આશયો રાખીને અમુક રીતે તત્કાળ વર્તવું એ ઇચ્છા શક્તિનો મુખ્ય ધર્મ છે, અને ઇચ્છા શક્તિને દૃઢ બનાવવી એ સદ્વર્તનનું મુખ્ય લક્ષણ છે. અમુક રીતે વર્તવાનું વલણ ત્હેવી રીતે નિરન્તર વર્તાથીજ મનમાં દૃઢ થાય છે. કાંઈ પણ નિશ્ચય કર્યો હોય અથવા ઉચ્ચ ભાવના ઉત્પન્ન થઈ હોય, પરન્તુ જો ત્હેમને મનમાં ને મનમાંજ રહેવા દીધા હોય તો તેમ કર્યાની ટેવ પાડવાને લીધે સર્વે નિશ્ચયો તથા ભાવનાઓને કંઇ પણ કાર્ય પ્રેર્યો વિના મનમાં ઉત્પન્ન થઈ ત્યાંજ અટકાવવાનું વલણ રહે છે. ઘણા મનુષ્યો એવા હોય છે કે જેમનાં મન બહુજ વિચારશીલ હોય છે,

સારા ખોટાનો વિવેક બહુ બારીક રીતે તેઓ કરી શકે છે, તથા તેઓના મનની લાગણીઓ પણ બહુ તીવ્ર હોય છે, પરન્તુ જ્યાં કંઈ હીમ્મતવાળું કાર્ય કરવાનું હોય છે ત્યાં તેઓ નિર્બળ બની જાય છે. આવા મનુષ્યોનું માનસિક જીવન વિચારમાં શરૂ થઇ તેમાં જ પુરૂં થાય છે, અને વિચારશક્તિ ગમે તેટલી ઉચ્ચ હોય પરન્તુ ત્હેમનું વ્યાહવારિક જીવન તો ઘણી વખત નિષ્ફળ નીવડે છે. જે કંઇ ઉચ્ચ વિચાર તથા ભાવના ઉત્પન્ન થાય ત્હેની અસર વર્તન ઉપર થાય તો જ જ્ઞાન તથા વર્તનનું ઐક્ય બની શકે છે. આ ઉપરથી સ્હમજી શકાશે કે નવલકથા વાચવાની, નાટકો જોવાની તથા કેટલીએક વખત સંગીત સાંભળવાની વગેરે જે જે ટેવોથી મનની લાગણીઓ ઘણી ઉશ્કેરાય છે, તે ટેવોને મનમાં વધારે પડતી પાડવાથી મનની ઉશ્કેરવાની શક્તિ વધે છે, અને અન્તે મન આવી રીતે નબળું થવાથી વર્તન ઉપર ઘણી વખત ખરાબ અસર થાય છે. આવું ખરાબ પરિણામ અટકાવવાને ઉત્તમ માર્ગ એ છે કે જ્યારે જ્યારે કંઇ પણ ઉચ્ચ ભાવના ઉત્પન્ન થાય ત્યારે ત્યારે ત્હેનો કોઇપણ પ્રકારનો આવિર્ભાવ કર્યા શિવાય ત્હેને મનમાંથી ખસવા દેવી જોઇએ નહીં. આવો આવિર્ભાવ કોઈ મોટું કાર્ય કરવામાંજ રહેલો નથી, ગમે તો ઘણાં સાધારણ કાર્યો કરવામાં આવે તેમાં એ પ્રત્યેક સદ્વિચાર તથા ભાવનાનો વર્તનમાં આવિર્ભાવ તો અવશ્ય થવો જોઇએ. જે પ્રમાણે ભાવનાઓને કાર્યો ઉપર અસર કરવા દેવા સિવાય મનમાં જ નષ્ટ થવા દઇએ તો તે સર્વે ભાવનાઓનું તેવી રીતે નષ્ટ થવાનું વલણ બંધાય છે, તેજ પ્રમાણે જો ઘણી વખત કોઇ કાર્ય માટે પ્રયત્ન કરતાં અટકી જઇએ તો થોડા વખતમાં આપણામાથી પ્રયત્ન કરવાની શક્તિ પણ નષ્ટ થાય છે. તેજ નિયમ પ્રમાણે જો આપણું ધ્યાન જે વસ્તુ ઉપર રાખવું જોઇએ તે વસ્તુ ઉપર ન રાખતા તેને બીજે રખડવા દઇએ તો તેમ કરવાની ટેવ પડયા પછી આપણા ધાર્યા છતાં પણ એક વસ્તુ ઉપર

ધ્યાન ટકી શકતું નથી. આ ઉપરથી એક સિદ્ધાન્ત મનમાં રાખવાની જરૂર છે કે કંઇ ખાસ કારણ ન હોય તે છતાં પણ પ્રયત્ન કરવાની શક્તિનો દરરોજ ઉપયોગ કરીને ત્હેને જાગ્રત રાખવી જોઇએ. અર્થાત્ નજીવી બાબતોમાં પણ મન ઉપર દાબ રાખી પ્રયત્નો કર્યા જવા જોઇએ. આવી મન ઉપર સંયમ રાખવાની કેળવણી ઘર ઉપર ઉતરાવેલા વીમાના જેવી હોય છે. વીમાની રકમ કંઇ પણ ક્ષણિક લાભ વિના આપવી પડે છે, પરન્તુ જો કોઇ વખત ઘરમાં આગ લાગે છે તો તે વીમાને લીધે મોટા નુકશાનમાથી બચાય છે. તેવીજ રીતે જે મનુષ્યે દરરોજ નજીવી બાબતોમાં પણ એક ધ્યાન થવાની, પ્રયત્નો કરવા તરફ ઇચ્છા શક્તિ કેળવવાની તથા મનને નિગ્રહમાં રાખવાની ટેવો પાડી હોય છે, ત્હેને તરત તો બહુ લાભ થતો નથી પરન્તુ જીવનના ગંભીર પ્રસંગો ઉપર જ્યારે બીજા પુરૂષો કે જેઓએ આવી ટેવ પાડી હોતી નથી તેઓ ગભરાઇ જઇ નિષ્ફળ નીવડે છે ત્યારે તે પુરૂષ ત્હેના સ્થિર અને અંકુશવાળા મનને લીધે એક કીલ્લાની માફક દૃઢ રહી શકે છે.

આવી રીતે માનસિક ભાવોનો શારીરિક દૃષ્ટિએ અભ્યાસ કર્યાથી નીતિશાસ્ત્રના સિદ્ધાન્તોને ઉત્તમ સમર્થન મળે છે. આવા અભ્યાસથી સ્પષ્ટ રીતે સમજાય છે કે પ્રત્યેક પુરૂષના મનમાં ઘણી જાતની ટેવો રહેલી છે, અને ન્હાની અવસ્થામા જે માર્ગે ટેવો પાડવા ધારીએ તે માર્ગે પડી શકે છે. આપણું વર્તન સારૂં હોય કે ખરાબ હોય પરન્તુ તે આપણે પોતેજ ઉત્પન્ન કરેલું હોય છે. ફક્ત સારા અથવા ખોટા કાર્ય નહિ પરન્તુ સારા અથવા ખોટા વિચારની પણ મગજના જ્ઞાનતન્તુઓ ઉપર અસર થાય છે. ઘણી વખત કંઇ ખોટું કામ કર્યા પછી આપણે પસ્તાઇએ છીએ, અને દરેક વખત મનમા કહીએ છીએ કે 'હશે! આ વખત જવા દો. હવેથી નહીં કરૂં.' આવી રીતે જવા દઇને આપણે મન વાળીએ છીએ. પરન્તુ આપણું મગજ ત્હેને જવા દેતું નથી. મગજના જ્ઞાનતન્તુઓના અણુઓમા, તો

હેની છાપ પડ્યા વિના રહેતીજ નથી. જે કંઇ આપણે કરીએ છીએ અથવા જે કોઇ વિચાર મનમાં લાવીએ છીએ તે કદાપિ હેમની થોડી ઘણી અસર મન ઉપર ઉત્પન્ન કર્યા વિના રહેતીજ નથી. દરેક વખત હેમની અસર મગજમાં પડે છે, અને હેવી અસરો ભેગી થયા પછી તેમ કરવાની ટેવ બંધાઇ જાય છે. આવી રીતે ટેવો પડવાથી આપણને લાભ તથા હાનિ બન્ને થાય છે. ખરાબ કાર્યો કરવાની ટેવો પડી ગઇ હોય તો હાનિ થાય છે, અને સદ્‌વર્તનની ટેવ પડી હોય તો લાભ થાય છે. જેમ ઘણી વખત દારૂ પીવાથી દારૂડીયા બની જવાય છે, તેમજ ઘણી વખત સારાં કૃત્યો તથા ઉચ્ચ વિચારો કરવાથી વિદ્વાન્ તથા મહાત્મા પણ થઇ શકાય છે. માટે પ્રત્યેક યુવકે સારી ટેવો પાડવાની આવશ્યકતા સ્વીકારી પરિણામની ચિન્તા કર્યા સિવાય સદ્‌વર્તનના માર્ગ તરફ પ્રયત્ન કર્યા જવા જોઇએ. અને આ અમૂલ્ય સિદ્ધાન્ત સર્વદા સ્મરણમાં રાખવો જોઇએ કે નીતિમય વિચારો તથા કાર્યો કરવાની ટેવ પાડવી તે અગાધ ધન સંચિત કરવા કરતા પણ આપણું જીવન ઉચ્ચ બનાવવા માટે વધારે ઉપયોગી છે.

## પ્રકરણ પાંચમું.

### મન તથા શરીરનો સંબન્ધ.

હવે આપણે માનસિક આવિર્ભાવોનો જ્ઞાનતન્તુઓમાં થતાં આન્દોલનો (vibrations) સાથે કેવી જાતનો સંબન્ધ છે તે તરફ ફરીએ. આ વિષે જુદા જુદા વિરૂદ્ધ મતો પ્રચલિત છે જેમાંના મુખ્ય આપણે અહીં તપાસીશું. જડવાદને અનુસરીને એક મત એવો પ્રચલિત છે કે મન કોઇપણ જાતની કાર્યોત્પાદક શક્તિ ધરાવતુંજ નથી. વિચારોનો જે પ્રવાહ આપણા મનમાં વહ્યા કરે છે હેમાં કોઇપણ વિચાર પોતા થકી જ બીજાને ઉત્પન્ન કરી શકતો નથી

તેમજ જ્યારે જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે જ્ઞાનતન્તુઓમાં જે આન્દોલનો થાય છે તે સર્વેને ઉત્પન્ન કરવાની શક્તિ વિચારોમા નથી પરન્તુ વિચારો તો માત્ર તન્તુઓમાં થની ગતિઓને લીધે જ ઉત્પન્ન થાય છે. અર્થાત્ ચેતન ક્રિયામાં શારીરિક ક્રિયાને ઉત્પન્ન કરવાની શક્તિ છેજ નહીં પરન્તુ કાર્યોત્પાદક શક્તિ તો શારીરિક ક્રિયાઓમાંજ રહેલી છે અને આ બન્ને ક્રિયાઓ તદ્દન ભિન્ન પ્રકારની હોઇ તે બન્ને વચ્ચે એટલે માનસિક આવિર્ભાવો તથા તન્તુ વ્યાપારો વચ્ચે કોઇપણ જાતનો કાર્ય કારણનો નહીં પરન્તુ કેવળ સાહચર્યનો જ સંબન્ધ રહેલો છે. આ મતને માનસશાસ્ત્રમાં યન્ત્રવાદ કહે છે. કારણ કે જેવી રીતે કોઇપણ યન્ત્રની ગતિઓ ચોક્કસ ક્રમમા પોતાની મેળે થયા જ કરે છે અને જુદી જુદી ગતિઓ એક સાથે થાય છે, તેવી જ રીતે આ મત પ્રમાણે મનુષ્યના મગજમા ઇન્દ્રિયસ્થાનો તરફથી કોઇ પણ જાતનું પ્રોત્સાહન મળ્યાથી તન્તુઓમાં પ્રકંપમય ગતિઓ શરૂ થાય છે. અને આ ગતિઓ અમુક ક્રમમા એકબીજાને ઉત્પન્ન કરી અન્તે ઉદ્વાહક તન્તુઓને માર્ગે જઇ સ્નાયુઓમાં આકુંચનો ઉપજાવે છે આવી રીતે શારીરિક વ્યાપારોથી જ આપણા કાર્યો ઉત્પન્ન થાય છે અને માનસિક વ્યાપારો તો એક દૃષ્ટાંત માફક તન્તુ વ્યાપારોની સાથે હેમના ઉપર કોઇપણ જાતની અસર કર્યાં વિના રહે છે. આ વાદ શારીરશાસ્ત્રીઓમા વિશેષે કરીને પ્રચલિત છે અને હેમાંના કેટલાએકના મત પ્રમાણે તો શરીરમાં થતી ક્રિયાઓ તથા વિક્રિયાઓ ત્યારેજ બરોબર રીતે સ્હમજી શકાય કે જ્યારે શરીરમાં ચેતન જેવી વસ્તુ છે તેનો વિચારજ આપણે દૂર મુકીએ. હવે આ વાદના સમર્થન માટે શા મુખ્ય કારણો અપાયા છે તે આપણે ટુકામાં જોઇશું. ઉપર પ્રમાણે જોયું કે દરેક મનોવ્યાપારના સાથે તન્તુ વ્યાપાર અવશ્ય રહેલો છે, ગમે તો મનોવ્યાપાર પ્રબળ હોય અથવા નિર્બળ હોય, ચિર સ્થાયી હોય અથવા નિર્બળ હોય પરન્તુ પ્રત્યેક

મનોવ્યાપાર સાથે તન્તુ વ્યાપાર રહેલો છે. આ એક શારીરશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત છે. આ સિદ્ધાંતને અનુસરીને યન્ત્રવાદીઓ એમ કહે છે કે મનુષ્યનાં કેટલાંએક કાર્યો વ્હારથી મનવડે ઉત્પન્ન થયાં હોય તેમ લાગે છે પરંતુ વાસ્તવિક રીતે તે કાર્યો કરવામાં કોઇપણ જાતની માનસિક ક્રિયા હોતી જ નથી અને વ્હારના પ્રોત્સાહનથી તન્તુ વ્યાપારો ઉત્તેજીત થઇ તે વ્યાપારોજ કાર્યને ઉત્પન્ન કરે છે. આવાં કાર્યો જ્હેને પરાવર્તિત કાર્યો (reflections) કહેવાય છે તે મનુષ્યથી થઈ શકે છે તે નિઃસંશય છે. છીકણી સુંઘવાથી છીંક આવે, આંખમાં કણું પડવાથી પાણી આવે, આંખ ઉપર કોઇ પદાર્થ આવતો હોય તો આંખ એકદમ મીંચાઇ જાય વિગેરે વિવિધ પ્રકારનાં ઘણા પરાવર્તિત કાર્યો મનુષ્યથી થાય છે. પ્રયોગોથી સિદ્ધ થયેલું છે કે આવાં કાર્યો અધરાંશ તથા કરોડરજ્જુમાં આવેલી તન્તુ ગ્રન્થિઓમાં થતી પ્રકંપમય ગતિઓ વડે ઉત્પન્ન થાય છે. હવે જ્યારે માનસિક વ્યાપાર રહિત આવાં કાર્યો કેવળ તન્તુ વ્યાપારથીજ ઉદ્ભવે છે તો માનસિક વ્યાપાર સહિત ઉત્તમાંશમાં શિર્ષવ્યાપીઓમાંથી જેઓ શરૂ થાય છે તેવાં કાર્યો પણ જો કે વધારે ગુંફિત છે છતાં તન્તુ વ્યાપારથીજ ઉત્પન્ન થાય છે એમ શા માટે માનવું ન જોઇએ? કરોડરજ્જુ પરાવર્તિત કાર્યો ઉત્પન્ન કરવાનું યન્ત્ર છે તો એમ શા માટે ન માનવું કે મગજનું ઉત્તમાંશ પણ ઉંચી જાતનાં કાર્યો કરવાનું યન્ત્ર છે? આ કારણ યન્ત્રવાદના સમર્થનમાં મુખ્યત્વે કરીને અપાય છે. ડેકાર્ટ, સ્પૉલ્ડીંગ, હક્સી, કલીફ્ડ વિગેરેએ આ વાદ સત્ય છે એમ બનાવવાને પ્રયત્ન કર્યો છે. તે સર્વેનો સાર એજ છે કે મનુષ્યો સજીવ યન્ત્રો છે, રહેમના સર્વે કાર્યો શરીરમાં થતા તન્તુ વ્યાપારોને લીધેજ ઉદ્ભવે છે, ક્રિયા ઉત્પન્ન કરવાની શક્તિ ચેતનમાં છેજ નહીં અને જેમ કોઇ પદાર્થની ગતિઓ પ્રમાણે અને ત્હેમના ઉપર કોઇ જાતની અસર કર્યા શિવાય તે પદાર્થની પાછળ હમેશાં ચાલ્યો આવે છે તેમ મનોવ્યાપારો તન્તુ

વ્યાપારોની સાથે કેવળ સાહચર્ય સંબન્ધજ ધરાવે છે. આ ઉપરથી જ્યારે કે આ મત પ્રમાણે મનુષ્યનાં સાદાં તેમજ અત્યન્ત ગુંચવાડા ભરેલાં કાર્યો શારીરિક ક્રિયાઓથી જ થાય છે અને કોઈ વિદ્વાન માણસોના કાર્યો ઉત્તમ હોય તો ત્હેનું કારણ એમ નથી કે ત્હેનું ચેતન ઉચ્ચ છે પરન્તુ ત્હેના જ્ઞાનતન્તુઓ ઉંચા પ્રકારના પ્રકંપો ઉત્પન્ન કરવાની શકિત ધરાવે છે. આ પ્રમાણે જો શેકસપીયરનું તન્તુચક્ર તથા ત્હેની પ્રાકૃતિક પરિસ્થિતિ આપણે બરાબર જાણી શકીએ તો ત્હેના જીવનના અમુક વખતે કેટલાક કાગળો ઉપર ત્હેનો હાથ અમુકજ કાળા ચિહ્નો ( અક્ષરો )ના સમૂહ જ્હેને આપણે હેમલેટનો લેખ કહીએ છીએ તેને કેવી રીતે ચીતરી શકયો તે આપણે ચોક્કસ રીતે કહી શકીએ. તેમજ તે લેખમાના સર્વે છેડાઓ તથા ફેરફારોનું કારણ શેકસપીયરના મનમા વિચારોનું અસ્તિત્વ છે કે નહીં તે જાણવાની દરકાર પણ કર્યા વિના સ્હમજી શકીએ !

હવે આ વાદ સત્ય છે કે નહીં તથા ત્હેના સમર્થન માટે જે કારણ અપાય છે તે સબળ છે કે તે આપણે જોઇશું. બહિર્જગતના કેટલાએક ઉત્તેજક કારણોથી ઉત્પન્ન થતા તન્તુ પ્રવાહો કરોડ રજ્જુ વિગેરેમા રહેલી અમુક તન્તુગ્રન્થિઓમા થઈ ઉદ્વાહક તન્તુઓને માર્ગે પરાવર્તિત કાર્યો ઉપજાવી શકે છે તેમા તો કંઇ સંશય છેજ નહીં. જેવી રીતે ભરેલી બંદુકનો ઘોડો દાબ્યો કે તરત ભડાકો થાય છે તેવીજ રીતે પ્રાણીઓના લગભગ સર્વે અને મનુષ્યના કેટલાએક કાર્યો એવા હોય છે કે ઇંદ્રિયને પ્રોત્સાહક કારણ મળ્યુ કે તરતજ તન્તુ પ્રવાહ શરૂ થઇ જે અવયવોથી કાર્ય થવાનુ હોય તે અવયવોમા ગતિ ઉત્પન્ન કરે છે પરન્તુ પ્રશ્ન એ છે કે આવા અત્યંત થોડા સમયમા થતા પરાવર્તિત કાર્યોમા કોઇપણ જાતની ચેતનક્રિયા છેજ નહીં કે મગજના તન્તુ સ્થાનોમાથી ઉત્પન્ન થતા કાર્યોમા જેટલો ચેતન વ્યાપાર હોય છે તેટલો નહીં પરંતુ ત્હેનાથી નીચા પ્રકારનો પણ ચેતન વ્યાપાર છે કે નહીં ? દેડકાં, કબુતર

વિગેરે પ્રાણીઓ તેમજ મનુષ્યો પરાવર્તિત કાર્યો કરી શકે છે પરંતુ પ્રાણીઓનું ચેતન નીચા પ્રકારનું છે અને મનુષ્યનું ચેતન ઉંચા પ્રકારનું છે તેને લીધે તે બન્નેના પરાવર્તિત કાર્યોમાં ફેર પડતો નથી ? આ પ્રશ્નનો જવાબ કેટલાએક વિજ્ઞાનશાસ્ત્રીઓએ હકારમાં આપેલો છે. યન્ત્રવાદીઓ એમ કહે છે કે જેવી રીતે દેડકા વિગેરેનાં ચેતનરહિત અવયવો, જેમકે કરોડરજ્જુ યાન્ત્રિક રીતે જાણે મનોવ્યાપારથી ઉત્પન્ન થતા હોય તેવા કાર્યો ઉપજાવી શકે છે તેવીજ રીતે મગજના શિર્ષસ્થાનોના તન્તુસ્થાનોમાથી ઉત્પન્ન થતાં કાર્યોની સાથે જે ચેતન વ્યાપારો જણાય છે તે પણ યાંત્રિક રીતે અર્થાત્ તન્તુ વ્યાપારોને લીધેજ ઉત્પન્ન થતા હોય તે વાત સંભવિત જણાય છે અર્થાત્ ચેતન નહીં પરંતુ તન્તુ-વ્યાપારોજ કાર્યોત્પાદક શક્તિ ધરાવે છે. આના ઉત્તરમા શારીરશાસ્ત્રના જ કેટલાએક વિદ્વાનો એમ કહે છે કે જેવી રીતે મગજના ઉત્તમાંશમાથી ઉત્પન્ન થતાં કાર્યો જાણે મનોવ્યાપાર સહિત જણાય છે હેનું કારણ એ છે કે જે તંતુસ્થાનોમા તે ઉત્પન્ન થાય છે, તેઓમા ચેતન વ્યાપાર રહેલો છે તેવીજ રીતે જો કરોડરજ્જુમાથી ઉત્પન્ન થતા સર્વે કાર્યો જાણે મનોવ્યાપારથી ઉત્પન્ન થયા હોય એમ લાગતુ હોય તો તે ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે કરોડરજ્જુમા નીચા પ્રકારનું પણ અદશ્ય ચેતન હોવુ જોઇએ, અર્થાત્ નીચા કે ઉંચા પ્રકારનું દશ્ય કે અદશ્ય પરંતુ ચેતનમાજ કાર્યોત્પાદક શક્તિ રહેલી છે. આવી રીતે યંત્રવાદીના સમર્થનમા જે પ્રમાણ અપાય છે હેની વિરુદ્ધ પણ પ્રમાણ મળી શકે છે પરંતુ આ વિરુદ્ધ પ્રમાણનું સત્ય સ્હમજવા માટે ચેતનનું મુખ્ય લક્ષણ શુ જણાય છે તે તપાસવાની આવશ્યકતા છે. પ્રથમ તો યંત્રવાદીઓ જ્યારે એમ કહે છે કે મનોવ્યાપારો તંતુવ્યાપારો શિવાય થતાજ નથી છતા તે બન્ને તદ્દન ભિન્ન હેમની વચ્ચે કેવળ સાહચર્ય સિવાય કોઈ પણ જાતનો સંબંધ છેજ નહીં ત્યારે તેઓ ભુલી જાય છે કે જ્યા કોઇ બે વસ્તુઓમા કોઈપણ પ્રકા-

રનો સંબન્ધ છે ત્યાં તેઓનાં સ્વરૂપ તદ્દન ભિન્ન હોઇ શકેજ નહીં. કોઇપણ પ્રકૃતિ શાસ્ત્રની સંકુચિત દૃષ્ટિએ ચેતન તથા જડ વસ્તુઓના સાદૃશ્ય અથવા આનુપૂર્વીના સંબન્ધોનું રહસ્ય સમજવું કઠિન છે. કારણ કે તે રહસ્ય સમજવાને જડ તથા ચેતન બન્નેનાં સ્વરૂપો તથા નિયમો સમજવાની જરૂર છે અને જ્યાં સુધી તે રહસ્ય સંપૂર્ણ રીતે સમજવામાં આવ્યું નથી ત્યાં સુધી ચેતન વ્યાપારોની કેવળ અવગણના કરી શારીરિક વ્યાપારોનેજ કારણો રૂપે માનવા આ શારીરશાસ્ત્રનું સ્વમતાભિમાન જ છે. પ્રત્યેક વિજ્ઞાનશાસ્ત્ર પોતાના વિષયના મૂળરૂપે જણાતા કેટલાએક સિદ્ધાન્તો તેમનું સત્યાસત્ય તપાસ્યા વિના સ્વીકારી લે છે અને તે સત્યાસત્યનું નિરાકરણ કરવું એ તત્વજ્ઞાનનો ધર્મ છે. પરન્તુ પોતે તો જો કે તેનું સત્ય માની લે છે છતા તે સત્ય સાબીત કરવાને તે અશક્ત છે, તેમજ તે સિદ્ધાન્તો છે તે પણ પોતાની સંકુચિત દૃષ્ટિથી તે કહી શકતું નથી. આવી રીતે <u>મનોવ્યાપારો કાર્યોત્પાદક શક્તિ ધરાવે છે</u> એ બહુમાન્ય સિદ્ધાન્તનું સત્ય માનસશાસ્ત્ર સ્વીકારે છે અને તે સત્ય સાબીત કરવા માટે તત્વજ્ઞાન ઉપર આધાર રાખે છે.

ચેતનમા કાર્યોત્પાદક શક્તિ રહેલી છે એમ ધારવાનું ફક્ત આ કારણ નથી પરન્તુ બીજું પણ એક સબળ કારણ છે. પ્રાણીઓની સર્વે જાતિઓમા ચેતનનો વિકાસ કેવી રીતે થયો છે અને જેમ જેમ ચેતનનું સ્વરૂપ ઉચ્ચ બને છે તેમ તેમ તે કેવી રીતે પ્રાણીઓના સંરક્ષણનું સાધન બને છે તે સર્વેના અભ્યાસથી ચેતનમાં કાર્યો ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે એમ વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ સિદ્ધ થાય છે. પ્રાણીઓની જાતિઓની પરંપરામા જેમ જેમ ઉંચે જઇએ છીએ તેમ તેમ ચેતન વધારે વિકસિત તથા શક્તિ થતું જાય છે. માછલીઓ કરતાં વાનરોનું ચેતન વધારે ઉચ્ચ છે અને મનુષ્યનું ચેતન સૌથી વધારે ઉચ્ચ છે આ ઉપરથી જણાશે કે જીવન વિગ્રહમા પોતાના સંરક્ષણાર્થે જે શક્તિઓ કોઇ પણ પ્રાણી ધરાવે છે,

તેમાંની ચેતન પણ એક શક્તિ છે, અને જેવી રીતે બીજી શક્તિઓ પ્રાણીઓનું સંરક્ષણ કરે છે તેમ ચેતન પણ વિશ્વમાં ચાલતા સતત વિગ્રહમાં જીવનનું રક્ષણ કરનાર સાધન છે એમ કહેવામાં કંઇ ખોટું નથી. પરન્તુ જો તે કોઇ પણ જાતનું શારીરિક રક્ષણ કરી શકે તેમ હોય તો તેનામા શારીરિક વ્યાપારો ઉત્પન્ન કરવાની શક્તિ હોવીજ જોઇએ: હવે ચેતન કેવી રીતે પ્રાણીઓના શરીરનું સંરક્ષણ કરી શકે છે તે જો બનાવી શકીએ અને જે પ્રાણીઓમાં ચેતનનું અત્યન્ત વિકસિત સ્વરૂપ જોવામાં આવે છે તે સર્વેનાં બીજાં અવયવો એવી ખામીવાળા છે કે ચેતન જે શક્તિ ધરાવે છે કે તેજ શક્તિનો ત્હેમનામાં અભાવ હોય છે એમ જો આપણે સિદ્ધ કરી શકીએ તો અન્તે એજ નિર્ણય ઉપર આવીએ કે ચેતનમાં અમુક જાતની શક્તિ રહેલી છે માટેજ પ્રાણીઓમાં ત્હેનો વિકાસ થયેલો હોવો જોઇએ. હવે ચેતનના સર્વે વ્યાપારો તપાસવાથી એક ત્હેનું મુખ્ય લક્ષણ એ જણાય છે કે ચેતનમાં કોઇપણ વસ્તુની બીજી વસ્તુઓમાંથી પસંદગી કરવાની ઇચ્છા શક્તિ પ્રધાનપણે રહેલી છે. અને ઘણુંખરૂં જે વસ્તુમાં ત્હેને રસ પડે છે એ વસ્તુ તરફ ત્હેની ઇચ્છા થાય છે.

હવે ઉચ્ચ ચેતન ધરાવનાર પ્રાણીઓનાં તન્તુચક્ર વિગેરે અવયવોમાં શી ખામી છે ત્હેનું નિરીક્ષણ કરતાં જણાય છે કે જ્યાં જ્યાં ચેતનનું રૂપ ઉચ્ચ છે ત્યાં ત્યાં મગજનું ઉત્તમાંશ કે જ્યાં સર્વે તન્તુઓનાં મધ્યસ્થાનો રહેલા છે તે ઘણું અસ્થિર અને ચંચળ જોવામાં આવે છે. પરન્તુ આવી અસ્થિરતાને લીધે જ જે પ્રાણીનું આવું મગજ હોય છે તે ગમે તેવી પરિસ્થિતિમાં મુકાયું હોય તે પરિસ્થિતિની સાથે એકાગ્ર થવાને ઘણી જુદી જુદી જાતનાં કાર્યો કરવાની શક્તિ ધરાવે છે. જે પ્રાણીઓના મગજનું બંધારણ બહુ સ્થિર અને નીચા પ્રકારનું હોય છે, તેઓ જે કંઇ કાર્યો કરે છે તે ચોક્કસ રીતે અમુક દિશામાં અને અસ્ખલિત રીતે કરે છે-

પરન્તુ તેઓ ઘણા ઓછાં જ કાર્યો કરી શકે છે અને પરિસ્થિતિના ફેરફારને લીધે જે જુદી જુદી જાતના કાર્યો કરવા પડે તે કરવાની શક્તિ ત્હેમનામા હોતી નથી તાત્પર્ય એ છે કે ઉંચા પ્રકારનું મગજ ઘણુંજ જુદી જુદી જાતના કાર્યો કરવાની શક્તિ ધરાવે છે પરન્તુ અમુક પ્રસગે કયુ કાર્ય કરવુ એમા ત્હેનાથી ચોક્કસ રીતે વર્તી શકાતુ નથી અને તેથી ખોટુ તથા ખરૂં ગમે તે કાર્ય ત્હેનાથી થઇ શકે છે, ત્યારે નીચા પ્રકારનુ મગજ થોડા કાર્યો કરવાની શક્તિ ધરાવે છે અને જે કાર્યો તે કરે છે તે ઘણુંખરૂં ખરાં અને ભૂલ વિનાના કરી શકે છે. હવે જ્યા જ્યા મગજનું બંધારણ અસ્થિર છે ત્યાં ત્યા ચેતનનો પ્રકાર ઉચ્ચ હોય છે અને જેમ મગજનો પદાર્થ વધારે અસ્થિર તેમ ચેતનનું સ્વરૂપ વધારે વિકાસ પામેલું જોવામા આવે છે આમ હોવાનું કારણ એજ છે કે જે મગજનું બંધારણ અસ્થિર છે ત્હેનામા એકી વખતે જુદા જુદા કાર્યો કરવાની શક્તિ હોવાને લીધે પોતાનો હેતુ સાધવા માટે અમુક વખતે કયુ કાર્ય અને કયા કાર્યો કરતા અટકવુ તે માટે વર્તમાનકાળ તથા ભવિષ્ય-કાળનો પણ વિચાર કરવાની જરૂર રહે છે અને આ જરૂરને લીધેજ ત્હેનામા ઉચ્ચ પ્રકારનું ચેતન વિકાસ પામેલુ હોય છે અર્થાત્ ત્હેના ઉચ્ચ ચેતનને લીધે જ પોતાનો હેતુ સરે ત્હેવુ કાર્ય બીજાં બધા કાર્યોમાથી પસદ કરી શકે છે આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે ચેતનમા કાર્ય ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે અને ચેતન નિરર્થક નથી પરન્તુ પ્રાણીઓને પોતાના સંરક્ષણાર્થે જુદી જુદી જાતની પરિસ્થિતિ સાથે એકાગ્ર થવા માટે જે વિવિધ કાર્યો કરવા પડે તે સર્વેનો વિચાર આણી શારીરિક વ્યાપારો તે ઉપજાવી શકે છે મનુષ્ય પોતાના ઉચ્ચ ચેતનને લીધેજ અસખ્ય કાર્યો કરી શકે છે તથા ખોટા કાર્યો કરતા ઇન્દ્રિયોને પોતાની ઇચ્છા શક્તિના પ્રભાવથી રોકી શકે છે આ ઉપરથી જણાશે કે મનુષ્યનું મગજ એક જાતનુ યન્ત્ર છે એમ કહેવુ ભુલભરેલુ છે, કારણ કે યન્ત્ર તો જે રીતે ત્હેનુ બંધારણ

ગોઠવવામા આવ્યું હોય તે પ્રમાણે હમેશા એકજ રીતે કામ કરી શકે છે. અમુક હેતુ સાધવા માટે પોતે ખરી રીતે કે ખોટી રીતે ચાલે છે હેનુ યન્ત્રને પોતાને કંઇ ભાન હોતુ નથી. આગગાડીનું વરાળયન્ત્ર નદીનો પુલ સ્હામો હોય કે તુટેલો હોય પણ ઉતારુઓની દરકાર કર્યા વિના સરખા જોરથી જ ચડ્યુ જશે. આ ઉપરથી સ્હમજાશે કે જડવસ્તુઓમા હેતુપૂર્વક કાર્યો કરવાની શક્તિ છેજ નહીં હવે જ્યારે આપણે ઉપર જોયુ તેમ મનુષ્ય પોતાના હેતુના બાધક કાર્યો અટકાવી શકે છે અને હેતુના સાધક કર્મો કરી શકે છે તો પછી મનુષ્યના મગજને યન્ત્ર કેવી રીતે કહી શકાય? યન્ત્રવાદીઓ આ પ્રશ્નનો કંઇ પણ સબળ ઉત્તર આપી શકતા નથી.

આવી રીતે મનને યન્ત્ર તરીકે ધારવા વિરૂદ્ધ સબળ કારણો મળે છે અને ચેતનની ઉત્ક્રાન્તિના અભ્યાસથી સિદ્ધ થાય છે કે મન પોતાની ઇચ્છા શક્તિથી તન્તુઓમા થતી ગતિઓમા ફેરફાર તથા નિયન્ત્રણ કરી શકે છે

માનસિક વ્યાપારો વિષે બીજો એક મત કેટલાએક માનસશાસ્ત્રીઓએ પ્રચલિત કર્યો છે અને તે હવે આપણે તપાસીશુ આ મત પ્રમાણે આપણા સર્વે મનોવ્યાપારો સૂક્ષ્મ વ્યાપારોના મિશ્રણથી ઉત્પન્ન થાય છે અને જેમ કોઈ જડ પદાર્થ અદૃશ્ય અણુઓના સમૂહનો બનેલો હોય છે તેમ પ્રત્યેક મનોવ્યાપાર પણ જુદા જુદા અને અવિભાજ્ય માનસિક અણુઓના સમૂહનો બનેલો હોય છે આ ઉપરથી આ વાદ 'માનસિક પરમાણુવાદ' તરીકે ઓળખાય છે આ મનના ઘણા ખરા અનુયાયિઓ તરફથી હેને સિદ્ધ કરવા માટે ઉત્ક્રાન્તિવાદની મદદ લઇ એમ કહેવામા આવે છે કે સૃષ્ટિની ઉત્ક્રાન્તિના જડપદાર્થો, વનસ્પતિજીવન, પ્રાણીજીવન અને અન્તે માનસિક વિકાસ પામેલુ મનુષ્ય જીવન આ સર્વે અનુક્રમે ઉત્પન્ન થયેલા છે હવે આ સર્વે ઉત્ક્રાન્તિ એકજ ક્રમમા ઉત્પન્ન થયેલી હોવાથી તે સર્વેને સામાન્ય નિયમો લાગુ પડતા હોવા જોઇએ. પ્રકૃતિના પરમાણુઓ તેજ જગતના

પરન્તુ તેઓ ઘણાં ઓછાં જ કાર્યો કરી શકે છે અને પરિસ્થિતિના ફેરફારને લીધે જે જુદી જુદી જાતના કાર્યો કરવાં પડે તે કરવાની શક્તિ ત્હેમનામા હોતી નથી. તાત્પર્ય એ છે કે ઉચ્ચ પ્રકારનું મગજ ઘણાજ જુદી જુદી જાતનાં કાર્યો કરવાની શક્તિ ધરાવે છે પરન્તુ અમુક પ્રસંગે કયું કાર્ય કરવું એમ ત્હેનાથી ચોકસ રીતે વર્તી શકાતુ નથી અને તેથી ખોટુ તથા ખરું ગમે તે કાર્ય ત્હેનાથી થઇ શકે છે, ત્યારે નીચા પ્રકારનુ મગજ થોડા કાર્યો કરવાની શક્તિ ધરાવે છે અને જે કાર્યો તે કરે છે તે ઘણુંખરું ખરાં અને ભૂલ વિનાના કરી શકે છે. હવે જ્યાં જ્યા મગજનું બંધારણ અસ્થિર છે ત્યાં ત્યા ચેતનનો પ્રકાર ઉચ્ચ હોય છે અને જેમ મગજનો પદાર્થ વધારે અસ્થિર તેમ ચેતનનું સ્વરૂપ વધારે વિકાસ પામેલું જોવામા આવે છે. આમ હોવાનું કારણ એજ છે કે જે મગજનું બંધારણ અસ્થિર છે ત્હેનામા એકી વખતે જુદા જુદા કાર્યો કરવાની શક્તિ હોવાને લીધે પોતાનો હેતુ સાધવા માટે અમુક વખતે કયું કાર્ય અને કયા કાર્યો કરતાં અટકવુ તે માટે વર્તમાનકાળ તથા ભવિષ્યકાળનો પણ વિચાર કરવાની જરૂર રહે છે અને આ જરૂરને લીધેજ ત્હેનામા ઉચ્ચ પ્રકારનું ચેતન વિકાસ પામેલુ હોય છે અર્થાત્ ત્હેના ઉચ્ચ ચેતનને લીધે જ પોતાનો હેતુ સરે ત્હેવું કાર્ય બીજાં બધા કાર્યોમાથી પસંદ કરી શકે છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે ચેતનમાં કાર્ય ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે અને ચેતન નિરર્થક નથી પરન્તુ પ્રાણીઓને પોતાના સંરક્ષણાર્થે જુદી જુદી જાતની પરિસ્થિતિ સાથે એકાગ્ર થવા માટે જે વિવિધ કાર્યો કરવા પડે તે સર્વેનો વિચાર આણી શારીરિક વ્યાપારો તે ઉપજાવી શકે છે. મનુષ્ય પોતાના ઉચ્ચ ચેતનને લીધેજ અસંખ્ય કાર્યો કરી શકે છે તથા ખોટા કાર્યો કરતાં ઇન્દ્રિયોને પોતાની ઇચ્છા શક્તિના પ્રભાવથી રોકી શકે છે. આ ઉપરથી જણાશે કે મનુષ્યનું મગજ એક જાતનુ યન્ત્ર છે એમ કહેવું ભુલભરેલું છે; કારણ કે યન્ત્ર તો જે રીતે ત્હેનું બંધારણ

માનસિક પ્રદેશમા અવિનાત હોય છે પરન્તુ એક બીજા સાથે અમુક પ્રમાણમા સમિશ્રણ થયા પછી ચેતન પ્રદેશમા પ્રવેશ કરે છે.

આ મત ધરાવનાર એક વિદ્વાન હરબર્ટ સ્પેન્સર ત્હેનું સ્પષ્ટીકરણ કરતા લખે છે કે "જો કે પ્રત્યક્ષ વૃત્તિ ભાવના વિગેરે દરેક મનોવ્યાપાર અવિભાજ્ય તથા અપૃથક્કરણીય જણાય છે પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી. ખાસ કરીને એક જાતનો મનોવ્યાપાર એવો છે કે ત્હેના અંગોરૂપી સૂક્ષ્મ મનોવ્યાપારોમા પ્રયોગવડે પૃથક્કરણ બની શકે છે અને આ મનોવ્યાપાર તે સંગીતના સૂરનું પ્રત્યક્ષ છે પ્રયોગવડે સિદ્ધ થઇ ગયુ છે કે એક સેકન્ડના વખતમા વધારે સોળ પ્રમાણે પ્રહાર થાય છે ત્યારે દરેક પ્રહારનું જુદું પ્રત્યક્ષ મનમા ઉત્પન્ન થાય છે પરંતુ જ્યારે સર્વે પ્રહારોનો વેગ એક સેકન્ડના સોળ કરતા વધારે પ્રમાણમા થાય છે ત્યારે તે સર્વે પ્રહારોના જુદા જુદા પ્રત્યક્ષો ઉદ્‌ભવતા નથી પરન્તુ ત્હેને બદલે એકજ લાગટ પ્રત્યક્ષ મનમા ઉત્પન્ન થાય છે, જ્હેને આપણે નાદ કહીએ છીએ. પ્રહારોનો વેગ આથી પણ વધારે વધે છે. નાદમા ફેરફાર થઇ તીવ્ર સ્વર બને છે અને અન્તે પ્રહારોનો વેગ અમુક પ્રમાણ કરતા વધારે થાય ત્યારે ત્હેની તીવ્રતા એટલી બધી વધે છે, કે તે સ્વર તરીકે ઓળખી શકાતો પણ નથી આવી રીતે પ્રહારોથી ઉત્પન્ન થતા એક જાતના પ્રત્યક્ષોના જુદા જુદા સંમિશ્રણોથી વિવિધ જાતના મનોવ્યાપારો ઉત્પન્ન થાય છે. આ તો આપણે કર્ણેન્દ્રિયના પ્રત્યક્ષો વિષે જોયુ પરન્તુ રંગ ગન્ધ, સ્પર્શ, રસ વિગેરે સર્વે ઇન્દ્રિયોના પ્રત્યક્ષો ચેતનના મૂળ વ્યાપારોના સમિશ્રણથી ઉત્પન્ન થયેલા છે. એમ અનુમાન કરવામા કંઇ પણ બાધ જણાતો નથી બાહ્ય પદાર્થોના સંનિકર્ષથી ઉત્પન્ન થતા સર્વે પ્રકારના પ્રત્યક્ષોનું મૂળતત્વ એકજ હોવુ જોઇએ કારણ કે જો એક ઇન્દ્રિયના વિવિધ પ્રત્યક્ષોની અસામ્યતા તે ઇન્દ્રિયના મૂળ વ્યાપારોના ફક્ત જુદા જુદા સમિશ્રણોને લીધેજ હોય તો જુદી જુદી ઇન્દ્રિયોના પ્રત્યક્ષોની અસામ્યતા પણ ચેતનના મૂળ વ્યાપારોના

મળનતો છે અને ઉત્ક્રાન્તિને આધીન-જડ અથવા ચૈતન્ય-સર્વ વસ્તુઓ પરમાણુઓના વિવિધ મિશ્રણોથી બનેલી છે અર્થાત્ મળ ગતિવાળાં પ્રકૃતિનાં પરમાણુઓનીજ ઉત્ક્રાન્તિથી જડ તથા ચેતનમય પ્રાણીઓ ઉત્પન્ન થયા છે હવે પ્રશ્ન એમ ઉત્પન્ન થાય છે કે પરમાણુઓનાજ વિવિધ મિશ્રણોથી જો સર્વ વસ્તુઓ ઉત્પન્ન થયેલી છે અને પ્રત્યેક ઉચ્ચતર જીવન ધરાવતી વસ્તુ ત્હેનાથી નીચતર જીવનવાળી વસ્તુનાં અણુઓનાં નવા મિશ્રણથીજ કોઈ પણ નવું તત્વ ઉમેરાયા વિના ઉત્ક્રાન્તિ પામી છે તો જડ વસ્તુઓમાથી ચેતનવાળી વસ્તુઓ ઉત્પન્ન થઈ ત્યારે ચેતનનું નવું તત્ત્વ ક્યાથી આવ્યુ ? હવે ઉત્ક્રાન્તિવાદીઓમા એકજ પ્રકારના એટલે ફક્ત જડ વસ્તુઓનાજ નિયમોથી જડ તેમજ ચેતન સૃષ્ટિનું સ્વરૂપ સમજવાની શ્રદ્ધા એટલી બધી છે કે આ પ્રશ્નના ઉત્તરમા તેઓ એમ કહે છે કે ચેતન કોઈ સ્વતન્ત્ર વસ્તુ છેજ નહીં પરન્તુ પ્રકૃતિના પરમાણુઓનો એક ગુણ છે અને તે પરમાણુઓનું અમુક પ્રકારનું મિશ્રણ થાય છે ત્યારે આ ગુણ ઉત્પન્ન થાય છે. આમ હોવાથી મનનો ઉદ્ભવ એ કાંઇ નવી વસ્તુનો ઉદ્ભવ નથી પરન્તુ પ્રાકૃતિક પરમાણુઓમા સૃષ્ટિકાળથી જ ચેતના કોઇપણ જાતના અવિકસિત રૂપમા પણ હાજર હોવી જ જોઇએ આ ઉપરથી કેટલાએક ઉત્ક્રાન્તિવાદીઓ એમ કલ્પના કરે છે કે પ્રથમથી જ પ્રકૃતિના પ્રત્યેક પરમાણુની સાથે ચેતનાનું પરમાણુ સંયુક્ત હોવું જોઇએ અને તેવી રીતે પ્રકૃતિના પરમાણુઓ વિવિધ પ્રકારનાં પરસ્પર મિશ્રણોથી જડ પદાર્થો તથા મગજ વિગેરે શરીરના અવયવો બને છે જેવી રીતે માનસિક પરમાણુઓ તેવા જ મિશ્રણોથી ચેતનાના વિવિધ રૂપો-ધારણ કરે છે. આવી રીતે દરેક મનોવ્યાપાર જડપદાર્થની માફક પરમાણુઓનો બનેલો છે અને જેમ પ્રત્યેક જડ પરમાણુ પોતે અદૃશ્ય છે પરન્તુ બીજાં અનેક પરમાણુઓની સાથે જોડાવાથી ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થ બને છે તેમ પ્રત્યેક માનસિક પરમાણુ પોતે

માનસિક પ્રદેશમાં અવિજ્ઞાત હોય છે પરન્તુ એક બીજા સાથે અમુક પ્રમાણમાં સંમિશ્રણ થયા પછી ચેતન પ્રદેશમાં પ્રવેશ કરે છે

આ મત દર્શાવનાર એક વિદ્વાન હરબર્ટ સ્પેન્સર હેનું સ્પષ્ટીકરણ કરતા લખે છે કે "જો કે પ્રત્યક્ષ વૃત્તિ ભાવના વિગેરે દરેક મનોવ્યાપાર અવિભાજ્ય તથા અપૃથક્કરણીય જણાય છે પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી ખાસ કરીને એક જાતનો મનોવ્યાપાર એવો છે કે હેના અગોચર સૂક્ષ્મ મનોવ્યાપારોમાં પ્રયોગવડે પૃથક્કરણ બની શકે છે અને આ મનોવ્યાપાર તે સંગીતના સૂરનું પ્રત્યક્ષ છે પ્રયોગવડે સિદ્ધ થઇ ગયુ છે કે એક સેકન્ડના વખતમાં વધારે સોળ પ્રમાણે પ્રહાર થાય છે ત્યારે દરેક પ્રહારનું જુદું પ્રત્યક્ષ મનમાં ઉત્પન્ન થાય છે પરંતુ જ્યારે સર્વે પ્રહારોનો વેગ એક સેકન્ડના સોળ કરતા વધારે પ્રમાણમાં થાય છે ત્યારે તે સર્વે પ્રહારોના જુદા જુદા પ્રત્યક્ષો ઉદ્ભવતા નથી પરન્તુ હેને બદલે એકજ લાગટ પ્રત્યક્ષ મનમાં ઉત્પન્ન થાય છે, હેને આપણે નાદ કહીએ છીએ પ્રહારોનો વેગ આથી પણ વધારે વધે છે. નાદમાં ફેરફાર થઇ તીવ્ર સ્વર બને છે અને અન્તે પ્રહારોનો વેગ અમુક પ્રમાણ કરતા વધારે થાય ત્યારે હેની તીવ્રતા એટલી બધી વધે છે, કે તે સ્વર તરીકે ઓળખી શકાતો પણ નથી આવી રીતે પ્રહારોથી ઉત્પન્ન થતા એક જાતના પ્રત્યક્ષોના જુદા જુદા સંમિશ્રણોથી વિવિધ જાતના મનોવ્યાપારો ઉત્પન્ન થાય છે આ તો આપણે કર્ણેન્દ્રિયના પ્રત્યક્ષો વિષે જોયુ પરન્તુ રસ ગન્ધ સ્પર્શ, રંગ વિગેરે સર્વે ઇન્દ્રિયોના પ્રત્યક્ષો ચેતનના મૂળ વ્યાપારોના સંમિશ્રણથી ઉત્પન્ન થયેલા છે એમ અનુમાન કરવામાં કશ પણ બાધ જણાતો નથી બાહ્ય પદાર્થોના સંનિકર્ષથી ઉત્પન્ન થતા સર્વ પ્રકારના પ્રત્યક્ષોનું મૂળત્વ એકજ હોવું જોઇએ કારણ કે જો એક ઇન્દ્રિયના વિવિધ પ્રત્યક્ષોની અસામ્યતા તે ઇન્દ્રિયના મૂળ વ્યાપારોના ફક્ત જુદા જુદા સંમિશ્રણોને લીધેજ હોય તો જુદી જુદી ઇન્દ્રિયોના પ્રત્યક્ષોની અસામ્યતા પણ ચેતનના મૂળ વ્યાપારોના

વિવિધ સંમિશ્રણોને લીધેજ હોવાં જોઇએ. હવે ચેતનના આ મૂળ વ્યાપારો શા છે કે જ્હેમના પરસ્પર સંમિશ્રણથી અને સંમિશ્રણના પણ સંમિશ્રણથી અસંખ્ય મનોવ્યાપારો ઉત્પન્ન થઇ શકે છે? શારીરિક અને માનસિક ક્રિયાઓના સંબન્ધ ઉપરથી સંભવિત અનુમાન એજ થઇ શકે છે કે બાહ્ય વસ્તુઓનો કોઇ ઇન્દ્રિય સાથે સંનિકર્ષ થવાથી જ્યારે તે ઇન્દ્રિયમા રહેલાં તન્તુઓમાં સુક્ષ્મ પ્રકંપો થાય છે ત્યારે પ્રત્યેક તન્તુપ્રકંપ મગજના પ્રતીતિ સ્થાનમાં જઇ એક સૂક્ષ્મ અને અજ્ઞાત મનોવ્યાપાર ઉત્પન્ન કરે છે. અને જ્યારે સંખ્યાબન્ધ તન્તુ પ્રકંપોથી આવા સંખ્યાબન્ધ વ્યાપારો થાય છે ત્યારે તે સર્વેનું એકીકરણ થઇ તે ચેતન પ્રદેશમા પ્રત્યક્ષરૂપે પ્રવેશ કરે છે આ ઉપરથી સ્પષ્ટ થશે કે તન્તુ પ્રકંપની સાથે ઉદ્ભવતો પ્રત્યેક સૂક્ષ્મ વ્યાપાર જ્હેને માનસિક પરમાણુનું નામ આપી શકીએ તે આપણા સર્વે મનોવ્યાપારોનું મૂળતત્ત્વ છે

ઉપર પ્રમાણે સ્પેન્સર માનસિક પરમાણુનાદ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તર્કમા કેટલાએક દોષો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. પ્રથમ તો એક વાત ચોક્કસ છે કે સંગીતના સુરનુ પ્રત્યક્ષ અને ત્હેનું બાહ્ય ઉત્પાદક કારણ એ બે વચ્ચેનો સંબંધ જોતાં જણાય છે કે સુર તે એક લાગટ પ્રત્યક્ષ છે અને ત્હેનું કારણ બાહ્ય વસ્તુના પ્રકંપો અનેક અને એક બીજાથી જુદા હોય છે. આ ઉપરથી એટલુ નક્કી થાય છે કે કોઇ પણ જગાએ આ પ્રકંપોમા ફેરફાર થઇ ત્હેમનું એકીકરણ થયું હોવું જોઇએ. હવે પ્રશ્ન એ છે કે આ ફેરફાર ક્યા થાય છે, તન્તુઓમાં કે મનમા? સ્પેન્સર એમ માની લે છે કે બાહ્ય વસ્તુના પ્રકંપો હવા માર્ગે કર્ણેન્દ્રિયમા આવી ત્યાથી શ્રવણના જ્ઞાન તંતુ માર્ગે નીકળી ત્હેમની સંખ્યામાં ઘટાડો થયા વિના ઠેઠ મગજના ઉત્તમાંગમાં પ્હોચે છે અને ત્યા પ્હોચ્યા પછી ત્હેમની સંખ્યાના જેટલાજ સૂક્ષ્મ મનોવ્યાપારો ઉત્પન્ન કરે છે અને તે પછી ત્હેમના

એકીકરણનો ફેરફાર મનમાં થાય છે. સ્પેન્સરનો તર્ક એવો છે કે એક પ્રકારના સર્વે કોષો (cells) જેટલાં પ્રકંપો ત્હેમને મળે છે તેટલા બધા ત્હેમની ઉપરના કોષોને પ્હોંચાડે છે એટલે જો કે એક એક કના ૨૦,૦૦૦ પ્રમાણે તન્તુ પ્રકંપો થતા હોય તો ઠેઠ મગજના કોષોમાં તેટલાજ પ્રકંપો ઉત્પન્ન થાય છે. અને ત્હેમાના દરેક પ્રકંપની સાથે એક મનોવ્યાપાર થાય છે. આમ થયા પછી આ ૨૦,૦૦૦ સૂક્ષ્મ મનોવ્યાપારો પોતાની મેળે એકઠા થઇ એક લાગટ મિશ્રિત મનોવ્યાપાર ઉત્પન્ન કરે છે.

હવે આ તર્કનો મુખ્ય દોષ એ છે કે કારણોની સંખ્યામાં વધારો થયાથી કાર્યની સંખ્યા પણ તેટલીજ વધે છે એ સ્પેન્સરની ધારણા ભૂલભરેલી છે. ઉદાહરણ તરીકે કોઈ લોલક ઉપર એક નમ્ર પ્રહાર કર્યાથી તે કેટલેક સુધી વાંકું જઈ પાછું મૂળ સ્થિતિ ઉપર આવે છે. પરંતુ પ્રહારોમાં જ્યારે અમુક વધારો થાય છે ત્યારે તેટલોજ વધારો લોલકના આંદોલનોમાં થતો નથી. કારણ કે ત્હેના ઉપર પ્રહારો જો ઘણી ત્વરાથી પડે તો ત્હેના આંદોલનોજ બંધ થઇ જશે અને જાણે સ્થિર હોય તેમ વાકુંજ રહ્યા કરશે. તેવીજ રીતે કોઇ વાંસળીમાં હવા ફૂંક્યાથી તે સ્વર અમુક વખત સુધી મોટો થાય છે પરંતુ અંતે હવાનું જોર બહુ વધે છે ત્યારે તે સ્વર વધારે મોટો થવાને બદલે એકાએક બંધ પડી જાય છે. અને ત્હેની ઉપરનો બીજો જ સૂર સંભળાય છે. આવી રીતે કારણોની સખ્યામાં વધારો કર્યાથી થોડા વખત સુધી કાર્યની સંખ્યામાં તેટલોજ વધારો થાય છે પરંતુ અમુક વધારો થયા પછી કાર્યમાં કેવળ વધારો થવાને બદલે ત્હેના સ્વરૂપમાજ ભિન્નતા જણાય છે. આ નિયમના અનેક ઉદાહરણો ભૌતિક તેમજ માનસિક દૃષ્ટિમાથી મળી શકે છે. અને જ્ઞાનતંતુઓમાં થતી પ્રકંપમય ગતિઓ વિશેષે કરીને આ પ્રમાણે વર્તે છે. આનું કારણ એ છે કે તંતુઓ કરતા કોષો વધારે સ્થૂળ હોય છે અને તેથી તંતુઓમાં ત્વરાથી થતી ગતિઓ કોષોમાથી

નીકળ્યા પછી ઘણી ઓછી થઇ જાય છે. ઇન્દ્રિય સ્થાનમાંથી ઉત્પન્ન થતી ગતિઓ જેમ જેમ કોષોમાંથી પસાર થતી જાય છે તેમ તેમ તેમની સંખ્યા ઓછી થઇ અને મગજમાં પ્હોંચી મનોવ્યાપારો ઉત્પન્ન કર્યાં પ્હેલાં તે સર્વનું એકીકરણ થાય છે, અર્થાત્ સર્વ સૂક્ષ્મ ગતિઓનો એક તંતુ વ્યાપાર બની મગજમાં ત્હેનાથી એકજ અવિ ભાજ્ય અને અપૃથક્કરણીય મનોવ્યાપાર ઉત્પન્ન થાય છે, આવી રીતે તંતુઓમાં થતી ક્રિયાઓથી માનસિક પરમાણુવાદની વિરૂદ્ધ પ્રમાણ મળે છે અને અજ્ઞાત મનોવ્યાપારનું અસ્તિત્વ ખોટું ઠરે છે. પરંતુ આ વાદની વિરૂદ્ધ બીજું પણ એક સબળ કારણ છે. આ વાદ પ્રમાણે તંતુ વ્યાપારોથી ઉત્પન્ન થતા અજ્ઞાત મનોવ્યાપારો પોતાની મેળે જ પોતાનું એકીકરણ કરી લઇ એક મનોવ્યાપારરૂપે ચેતનમાં પ્રકટ થાય છે પરંતુ આવા એક બીજાથી ભિન્ન મનોવ્યાપારો પોતાની મેળેજ એક કેવી રીતે થઇ જાય એ વાત સમજી શકાય તેમ નથી. જુદી જુદી વસ્તુઓનું કોઇ એકીકરણ જ્યારે આપણને જણાય છે ત્યારે તે વસ્તુઓ આપણા માનસિક દૃષ્ટિબિન્દુથી એક જણાય છે પરંતુ પ્રત્યેક વસ્તુ તો એક બીજાથી જુદીજ રહે છે અર્થાત્ આપણને તે એકીકરણ તે એકીકરણ જણાવાનું ખરૂં કારણ તે વસ્તુઓમા નથી, ત્હેમને ગ્રહણ કરવાની આપણી માનસિક શક્તિમા છે. આવી રીતે જડ વસ્તુઓ તેમજ માનસિક વ્યાપારો પોતાનું એકીકરણ પોતેજ ઉત્પન્ન કરવાને અશક્ત છે. અને પોતાનાથી જુદી એવી બીજીજ કોઈ વ્યક્તિ ઉપર ત્હેમના એકીકરણનો આધાર રહે છે.

## પ્રકરણ ૬ ઠું.

### માનસશાસ્ત્રના અભ્યાસની પદ્ધતિ.

અત્યાર સુધી આપણે માનસિક વ્યાપારોની સાથે અનુભવવામાં આવતી શારીરિક ક્રિયાઓ વિષે વિવેચન કર્યું છે. હવેના પ્રકરણોમાં માનસિક વ્યાપારોનો પોતાનો અભ્યાસ કરવાનો છે. હવે તેમ કરતાં પ્હેલાં મનોવ્યાપારોનો કેવી રીતિએ અભ્યાસ કરવાનો છે તે તપાસવું આવશ્યક છે. પ્રથમ એટલું લક્ષમાં રાખવાની જરૂર છે કે મન વિષે જે અભ્યાસ આપણે કરવાનો છે તે ત્હેમના અન્તર્ સ્વરૂપ વિષે નહીં પરન્તુ ત્હેના આવિર્ભાવો વિષે કરવાનો છે અર્થાત્ માનસશાસ્ત્રને એક વિજ્ઞાનશાસ્ત્ર તરીકે ગણી મનનો પોતાનો નહીં પરન્તુ મનુષ્યોના મનોનો અભ્યાસ કરવાનો છે એમ કહી શકાય. આ દૃષ્ટિએ સૃષ્ટિમાં જેમ અનેક ઇન્દ્રિયગમ્ય વસ્તુઓ છે તેમ મન પણ એક અતીન્દ્રિય વસ્તુ છે અને માનસિક વ્યાપારોનું નિરીક્ષણ તે વ્યાપારોને પોતાના મનની બ્હારની વસ્તુઓની માફક જ ગણીને કરવું જોઇએ એટલે કે જેમને વ્યાપારનું નિરીક્ષણ કરવાનું હોય ત્હેમને પોતાના મનના વિચારો બીજા વિચારોથી જેમ બને તેમ દૂર રાખી નિષ્પક્ષપાતે નિરીક્ષવા જોઇએ. ઉદાહરણ તરીકે ધારો કે આપણા કોઇ વિચારને બીજા કોઇ મનુષ્યના વિચાર સાથે સરખાવવો હોય તો તેમ કરવામાં આપણા વિચારને એક બાહ્ય વસ્તુની માફક આપણા મનના અન્ય અનુભવોથી તટસ્થ રાખવો જોઇએ, અર્થાત્ આપણા જેમના વ્યાપારનું નિરીક્ષણ કરવાનું હોય ત્હેને ક્ષણવાર મનથી બાહ્ય ગણવો જોઇએ. હવે મનોવ્યાપારોનું નિરીક્ષણ કરવાની શી શી રીતિઓ છે તે આપણે જોઇશું.

આ રીતિઓમાં મુખ્ય અન્તર્નિરીક્ષણની રીતિ છે. આપણા પોતાના મનમાં શું શું થાય છે ત્હેનું અવલોકન કરવું તે અન્તર્નિ-

રીક્ષણ કહેવાય છે. જ્યારે જ્યારે આપણે આપણા મનમા ડુબકી મારીએ છીએ ત્યારે ત્યારે ત્યા હંઇક પણ મનોવ્યાપારો થતા જણાય છે. ગમે તો તે ક્ષણે મનમા વિચાર હોય, ભાવના હોય, રાગ હોય, ઇચ્છા હોય પરન્તુ આ સર્વે વ્યાપારોનો પ્રવાહ મનમા વહ્યાજ કરે છે. હવે આ સર્વે વ્યાપારો જાણવાને તથા હ્રેમની પરસ્પર તુલના કરવાને આપણી ઇન્દ્રિયો અશક્ત છે કારણ કે તેઓ આપણા મન-માજ હોવાથી ઇન્દ્રિયગમ્ય નથી. હ્રેમને જાણવાનું મુખ્ય સાધન તે આપણું મનજ છે, અર્થાત્ હ્રેમનુ જ્ઞાન મેળવવા માટે મનને પોતાની અન્દર જઇ ત્યા શું થાય છે હ્રેનું નિરીક્ષણ કરવાનું હોય છે. આવી રીતે પોતાની દૃષ્ટિને અન્દર ફેરવી આત્મ નિરીક્ષણ કરવું એ મનની એક મુખ્ય શક્તિ વાસ્તવિક રીતે મનમા રહેલી છે કે નહીં તથા મન પોતાનું જ નિરીક્ષણ કરી શકે એ શક્ય છે કે નહીં તે વિષે કેટલો-એક મતભેદ રહેલો છે. કૉમ્ત વિગેરે કેટલાએક વિદ્વાનો એમ કહે છે કે મન પોતાની હારની વસ્તુઓ જાણી શકે પણ પોતાને જ જાણી શકવાને તે કેવળ અશક્ત છે. આમ હોવાના જે કારણો કૉમ્ત આપે છે હ્રેનો સાર એ છે કે જ્ઞાનના દરેક કાર્યમા જ્ઞાતા અને અને જ્ઞેય એ બન્ને પરસ્પર ભિન્ન અને એક બીજાથી બાહ્ય હોવા જોઇએ. જો જ્ઞાતા ને જ્ઞેય એકજ હોય તો જ્ઞાતા પોતે એક ભાગ વિચાર કરે અને બીજે ભાગ પ્હેલા ભાગને વિચાર કરતા નિરીક્ષણ કરે એમ ભાગોમા કેવી રીતે વ્હેંચાઇ શકે ? વળી મનોવ્યાપારો એટલા ક્ષણિક હોય છે કે હ્રેમનું નિરીક્ષણ કરવા જઇએ તે પ્હેલાં તો તેઓ કાતો નષ્ટ થયા હોય છે અથવા તો હ્રેમનુ સ્વરૂપ બદલાઇ ગયેલું હોય છે. કોઇપણ મનોવ્યાપાર એવો હોતો નથી કે હ્રેનુ નિરીક્ષણ કરવા માટે હ્રેને અમુક વખત સુધી મનમા રાખી મૂકીએ. ક્રોધ, ભય વિગેરે રાગો એવી જાતના છે કે જ્યા સુધી તેઓ મનમા હોય છે ત્યા સુધી તે એટલું ઉશ્કેરાયેલું હોય છે કે હ્રેમનું નિરીક્ષણ કરવાને મનને અવકાશ હોતો જ નથી. મન જે

કાંઈ જાણી શકે છે તે બાહ્ય વસ્તુઓ વિષેજ છે. કારણ કે આવી વસ્તુઓનેજ તે પોતાની સન્મુખ રાખી ઇન્દ્રિયોવડે ચોકસ નિરીક્ષણ કરી શકે છે. આ કારણોને લીધે માનસિક જ્ઞાનનો નિયમ એ છે કે મન પોતાનાજ વ્યાપારો સિવાય બીજી સર્વ વસ્તુઓનું જ્ઞાન મેળવી શકે છે.

એક તરફથી અન્તર્નિરીક્ષણ વિરૂદ્ધ જ્યારે આમ કહેવાય છે ત્યારે બીજી તરફથી કેટલાએક માનસશાસ્ત્રીઓ બાહ્ય વસ્તુઓના નિરીક્ષણ કરતાં અન્તર્નિરીક્ષણને વધારે ચોકસ અને ભૂલ વિનાનું ધારે છે. આના સમર્થનમા તેઓ એમ કહે છે કે બાહ્ય વસ્તુઓનું નિરીક્ષણ કરતા કરતા આપણી ઇન્દ્રિયોની શક્તિ સંકુચિત હોવાથી ઘણી વખત છેતરાઇએ છીએ અને તેથી ઘણી વખત તેઓ જેવી દેખાય છે ત્હેવી ખરી રીતે હોતી નથી. પરન્તુ મન પોતાના વ્યાપારોનુ પોતેજ નિરીક્ષણ કરવાથી જેવા તે વ્યાપારો હોય છે ત્હેવાજ ત્હેમને દેખી શકે છે અને તેમા ભૂલ થવાનો સંભવ રહેતો નથી. આમ હોવાથી બાહ્ય નિરીક્ષણથી મળેલું જ્ઞાન કુટિલ અથવા આડંબર છે, જ્યારે અન્તર્નિરીક્ષણથી મળતુ જ્ઞાન સર્વદા સ્પષ્ટ અને સીધુંજ હોય છે.

હવે આ બન્ને વિરૂદ્ધ મતો વિષે માનસશાસ્ત્રમા બહુ ચર્ચા થયેલી છે. અન્તર્નિરીક્ષણની વિરૂદ્ધનો મત માનસશાસ્ત્રને એક સ્વતન્ત્ર શાસ્ત્ર તરીકે સ્વીકારવા ના કહે છે અને ત્હેને શારીરશાસ્ત્રનું અંગ માને છે; કારણ કે તે મત પ્રમાણે મનોવ્યાપારોનું અન્તર્નિરીક્ષણ અશક્ય હોવાથી માનસશાસ્ત્ર મનોવ્યાપારોની સાથે થતી શારીરિક ક્રિયાઓ કે જ્હેમનુ ઇન્દ્રિયોવડે નિરીક્ષણ બની શકે તે તેમના અભ્યાસ ઉપર રચાયેલુ છે. હવે સર્વ કોઇને શંકા થશે કે શુ અન્તર્નિરીક્ષણ અશક્ય છે તે ખરૂં? આ શંકાનું સમાધાન કરતા જ્હૉન મીલ નામનો વિદ્વાન્ માનસશાસ્ત્રી કહે છે કે માનસિક વ્યાપારો ક્ષણિક હોવાથી જે સમયે તેઓ મનમા ઉત્પન્ન થાય છે તેજ સમયે ત્હેમનુ નિરીક્ષણ કરવુ એ ઘણી વખત અશક્ય છે ખરૂં

પરન્તુ તે સર્વે વ્યાપારોની સ્મૃતિ જ્યાં સુધી તાજી હોય છે ત્યાં સુધી ત્હેમનું નિરીક્ષણ કરવું તે અશક્ય નથી અને ગમે તો આ વ્યાપારોનું નિરીક્ષણ ત્હેમના અસ્તિત્વ કાળમાં થાય અથવા પાછળથી ત્હેમના સ્મરણમાંથી થાય પરન્તુ તે બન્ને જાતના નિરીક્ષણો સીધી રીતે તથા સ્પષ્ટ રીતે બની શકે છે, કારણ કે જે વિષયનું જ્ઞાન પ્રત્યક્ષ રીતે થાય છે તે વિષયનું નિરીક્ષણ પણ પ્રત્યક્ષ એટલે સીધી રીતે બની શકે છે.

મીલના કહેવા પ્રમાણે અન્તર્નિરીક્ષણની ક્રિયા અશક્ય નથી તે પ્રત્યેક મનુષ્યને પોતાના જ અનુભવ ઉપરથી જણાશે. પૂર્વે થઇ ગયેલા મનોવ્યાપારોને સ્મૃતિમા પુનર્જીવન આપી ત્હેમનુ નિરીક્ષણ તથા પરસ્પર તુલના કરી શકીએ છીએ તે તો પ્રત્યક્ષ અનુભવની વાત છે પરન્તુ આવી રીતે અન્તર્નિરીક્ષણ શક્ય છે ત્હેનો અર્થ કેટલાએક માનસશાસ્ત્રીઓ ધારે છે તેવી રીતે એમ નથી થતો કે તે સર્વદા અસ્ખલિત તથા ભૂલ વિનાનું જ હોય છે. જેમ આ વસ્તુઓના નિરીક્ષણમા ભૂલ થવાનો સંભવ છે તેમજ પોતાના વ્યાપારોનું નિષ્પક્ષપાતથી નિરીક્ષણ કરવામા મન ઘણી વખત ભૂલ ખાય છે. આમ હોવાનુ મુખ્ય કારણ એ છે કે કોઇ પણ મનોવ્યાપારનુ અનુભવ કાળનુ સ્વરૂપ પાછળથી ત્હેના નિરીક્ષણ કાળ વખતે જણાતા સ્વરૂપથી ભિન્ન હોય છે. કોમ્તનુ કહેવું ખરૂં છે કે માનસિક વ્યાપારોનું નિરીક્ષણ તથા બીજા વ્યાપારો સાથે ત્હેમની તુલના બની શકે તેમ હોય તો તે વ્યાપારો પુરા થયા પછીજ બની શકે છે. કોઇ પણ મનોવ્યાપાર જ્યા સુધી વર્તમાન છે ત્યા સુધી પોતાને જ પોતાનો વિચાર વિષય કરી શકતો નથી. ત્હેનો વિષય હમેશાં પોતાથી બાહ્ય એવી કોઇ વસ્તુ હોવી જોઇએ. કેટલીએક વખત કોઈ વિચારનું ત્હેના વર્તમાન કાળમાંજ નિરીક્ષણ કરતા હોઇએ એમ જણાય છે ઉદાહરણ તરીકે 'મ્હને થાક લાગ્યો છે' અથવા 'હું ગુસ્સે થયો છુ' એમ જ્યારે કહીએ છીએ ત્યારે

થાક અથવા ગુસ્સો બન્નેના પ્રત્યક્ષ અનુભવ તથા નિરીક્ષણ સાથે જ થાય છે એમ આપણે માનીએ છીએ. પરન્તુ આવા અનુભવો વખતે મનના વ્યાપારોને ધ્યાનપૂર્વક તપાસવાથી આમાં રહેલી ભૂલ તરત જણાઇ આવે છે. 'મ્હને થાક લાગ્યો છે' એમ જ્યારે કહીએ છીએ તે ક્ષણની માનસિક સ્થિતિ અને થાક પોતાની માનસિક સ્થિતિ-તે બન્ને એક નથી. તેમજ 'હું ગુસ્સે થયો છું' એમ જ્યારે કહીએ છીએ તે ક્ષણની માનસિક સ્થિતિ અને ક્રોધ પોતાની જ સ્થિતિ તે બન્ને પણ જુદી સ્થિતિઓ છે અર્થાત્ થાક અનુભવવાની અને થાક લાગ્યો છે એમ કહેવાની તેમજ ક્રોધ અનુભવવાની તથા ક્રોધ આવ્યો છે તે કહેવાની સ્થિતિઓ એટલે સુધી જુદી છે કે નિરીક્ષણ અવસ્થામાં જણાતા થાક અને ક્રોધ ત્હેની પ્હેલાંની અનુભવ અવસ્થાના ખરા થાક અને ક્રોધથી જુદુંજ રૂપ ધરાવે છે. આમ હોવાનું કારણ એ છે કે થાકનો વિચાર કરવો તે થાક નથી તેમજ ક્રોધનો વિચાર કરવો તે પણ કંઇ ક્રોધ નથી. વિચાર કરતાની વારજ ખરા થાક અને ક્રોધની તીવ્રતામાં ઘણો વિકાર થઇ જાય છે.

આ ઉપરથી જણાશે કે જો કે અન્તર્નિરીક્ષણ અશક્ય છે એમ તો ન કહી શકાય પરન્તુ ત્હેનાથી માનસિક વ્યાપારોનું સર્વદા ચોક્કસ જ્ઞાન મળી શકતું નથી. આપણા મનના પ્રબળ અને સ્થિર સ્થાયી વ્યાપારોનું નિરીક્ષણ તો સ્હેલાઇથી થઇ શકે છે પરન્તુ ક્ષણિક વિચારો અને ખાસ કરીને ત્હેમનો અરસપરસનો સંબન્ધ ત્હેમનું નિરીક્ષણ કરતાં ઘણી વખત ભૂલમાં પડીએ છીએ. આપણા વિચારો જ્યારે અત્યન્ત ત્વરાથી મનમાં વહ્યા કરે છે ત્યારે ત્હેમના ક્રમનું કોઇપણ ચોક્કસ રીતે નિરીક્ષણ થઇ શકતું નથી. જુદી જુદી જાતનાં પ્રત્યક્ષો જો કે બીજી બધી બાબતમાં સરખાં હોય પરન્તુ ત્હેમના પરિણામોની તુલના નિરીક્ષણથી ચોક્કસ રીતે બની શકતી નથી. ઉદાહરણ તરિકે એકજ પદાર્થનો એક વખત પીઠ ઉપર સ્પર્શ થયો હોય અને બીજી વખત ગાલ ઉપર સ્પર્શ થયો હોય તો આ

અને સ્પર્શોથી ઉત્પન્ન થતાં પ્રત્યયોમાંથી વધારે પરિણામ કોનું હોય છે તે નિરીક્ષણથી કહી શકાતું નથી. કોઈની ગૂંચિત લાગણીમાં કયા કયા અંશો સમાયલા છે હેનું ચોક્કસ જ્ઞાન નિરીક્ષણથી મળી શકતું નથી. આવી રીતે ઘણા મનોવ્યાપારો અન્તર્નિરીક્ષણને વશ થઈ શકતા નથી.

આટલી મુશ્કેલીઓ છતાં માનસિક વ્યાપારોના જ્ઞાન માટે અન્તર્નિરીક્ષણ એ એક મુખ્ય રીતિ છે તે સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. મનમાં શું થાય છે તે જાણવાનું સાધન મન પોતે જ છે. પરન્તુ હેની સાથે એટલું યાદ રાખવું જોઈએ કે અન્તર્નિરીક્ષણમાં ભૂલ થવાનો સંભવ હોવાથી માનસશાસ્ત્ર રચવા માટે હેના એકલાના ઉપર આધાર રાખી શકાય તેમ નથી આમ હોવાથી બીજી રીતિઓનો પણ ઉપયોગ કરવાની જરૂર રહે છે, અને છેવટે અન્તર્નિરીક્ષણથી મેળવેલાં પરિણામોને આ રીતિઓથી મળતા પરિણામો સાથે સરખાવ્યા પછી જે કંઈ સામાન્ય સિદ્ધાન્તો મળી આવે હેને સ્વીકારવું તેજ રીતિ ઉત્તમ છે.

હવે આ બીજી રીતિઓ શી છે તે જોઈએ. આમાંની મુખ્ય તે પ્રયોગની રીતિ છે. જેમ ભૌતિકશાસ્ત્ર વિગેરે પ્રકૃતિને લગતાં વિજ્ઞાનશાસ્ત્રોમાં જડ પદાર્થોના બંધારણ તથા નિયમો જાણવા માટે તે પદાર્થોને આપણી મરજી પ્રમાણે ભેગા અથવા જુદા કરી હેમના ઉપર અનેક પ્રયોગો કર્યાથી ચોક્કસ જ્ઞાન મળે છે તેમ માનસશાસ્ત્રમાં પણ મનોવ્યાપારોને આપણી મરજી પ્રમાણે ઉત્પન્ન કરી હેમનું સ્વરૂપ જાણવાને વિવિધ પ્રયોગો કરવાથી સારૂં પરિણામ મળી શકે છે. આ રીતિનો ઉપયોગ ફક્ત થોડા વર્ષોથીજ શરૂ થયો છે. ખાસ કરીને જર્મનીમાં કેટલાએક શારીરશાસ્ત્રીઓ તથા માનસશાસ્ત્રીઓએ આવા પ્રયોગો ઘણાજ શ્રમ તથા ધૈર્યથી કર્યા છે. આ પ્રયોગોનું મુખ્ય પ્રયોજન માનસિક વ્યાપારોના મૂળતત્વો શોધવાનુ છે. અને તે વ્યાપારો ઉપર ગણિતશાસ્ત્રનો જેટલો બને તેટલો ઉપયોગ કરી

તેઓએ કેટલાએક પ્રયોગોમાં ફતેહ પણ મેળવી છે. હાલ પણ ઇંગ્લાંડ અમેરીકા વિગેરે દેશોમાં આ રીતિનો પ્રચાર મોટા પાયા ઉપર કરવામાં આવે છે, અને કેટલેક સ્થળે તો માનસિક પ્રયોગો માટે ખાસ પ્રયોગશાળાઓ સ્થાપવામાં આવી છે. પરન્તુ આ રીતિમાં પણ કેટલીએક મુશ્કેલીઓ નડે છે. મનના સર્વે વ્યાપારો ઉપર પ્રયોગો બની શકતા નથી. કારણ કે કેટલાએક વ્યાપારોનું જડ વસ્તુઓની માફક ગણિતપૂર્વક માપ બની શકતું નથી. માનસશાસ્ત્રના જે જે પ્રદેશોમા આવા પ્રયોગો કરવામાં આવ્યા છે ત્હેમાંના મુખ્ય નીચે પ્રમાણે છેઃ-૧ માનસિક તથા શારીરિક વ્યાપારોના સંબન્ધ વિષેના નિયમો તથા પ્રત્યયો અને ત્હેમનાં પ્રોત્સાહક કારણો વચ્ચેના સંબન્ધના નિયમો. ૨. દિગ્દર્શન ( perception of space ) નાં તત્વોનું પૃથક્કરણ. ૩. સાદા માનસિક વ્યાપારોના અસ્તિત્વ કાળનું માપ. ૪. દિક્ અને કાળના અન્તરના તથા ઇન્દ્રિયજન્ય અનુભવોના સ્મરણનું ચોક્કસપણું. ૫. સાદી માનસિક સ્થિતિઓની પરસ્પર અસર કરવાની, એક બીજાનું સ્મરણ કરાવવાની તથા દાબી દેવાની રીતિઓ. ૬. એક વખતે મન કેટલી બાબતો જાણી શકે છે ત્હેનો નિર્ણય અને ૭. સ્મૃતિ તથા વિસ્મરણના નિયમો. અત્યાર સુધીમાં આટલા વિષયોમાં માનસિક પ્રયોગો કરાયા છે, અને આવા પ્રયોગોથી માનસશાસ્ત્રને શો લાભ થયો છે તે આપણે આગળ જોઈશું.

આ બે રીતિઓ ઉપરાંત એક ત્રીજી રીતિ છે કે જેના વડે મનના વ્યાપારો અને ત્હેમના નિયમોનું જ્ઞાન મનુષ્યો તથા બીજાં પ્રાણીઓના વિવિધ પ્રકારના મનોનો વિકાસ તથા ત્હેના નિયમો તપાસવાથી મળે છે. આ રીતિને તુલનાની રીતિ કહેવાય છે. કારણ કે આ રીતિ પ્રમાણે મનના સામાન્ય નિયમોનું જ્ઞાન મેળવવા માટે પ્રાણીઓની પ્રેરણાઓ તથા તર્ક શક્તિ તેમજ જંગલી મનુષ્યો, બાળકો, જડપુરુષો, ગાંડા લોક, બ્હેરા તથા આંધળાઓ, ગુન્હેગાર લોકો તથા વિલક્ષણ બુદ્ધિવાળા પુરુષોના મનમાં થતા વ્યાપારો આ

સર્વેની પરસ્પર તથા સાધારણ મનુષ્યના મનમાં થતા માનસિક વ્યાપારો સાથે તુલના કરવામાં આવે છે. તેમજ વિવિધ પ્રજાઓની સામાજીક સંસ્થાઓ, રાજ્ય તન્ત્રો, રીતરીવાજો, ભાષાઓ વિગેરે સર્વેની પરસ્પર તુલના કરવાથી પણ માનસિક વ્યાપારો તથા નિયમો વિષે ઉપયોગી જ્ઞાન મળી શકે છે. આ રીતિમા પણ કેટલીએક મુશ્કેલીઓ તો રહેલી છે. ત્હેમાની મુખ્ય એ છે કે પ્રાણીઓ તથા જંગલી મનુષ્યોનાં મનની ક્રિયાઓનું ચોક્કસ રીતે જ્ઞાન મળી શકતુ નથી. પ્રાણીઓના કેટલાંએક કાર્યો મનુષ્યના કાર્યો જેવાજ જણાય છે પરન્તુ તે ઉપરથી તેઓના મનનો વિકાસ કેટલે સુધી થયેલો છે તે નક્કી કરવુ ઘણું કઠિન છે પ્રાણીઓ, બાળકો વિગેરેના માનસિક વ્યાપારોનું અન્તર્નિરીક્ષણ કરવુ અશક્ય હોવાથી તે વ્યાપારોના બાહ્ય આવિર્ભાવોના નિરીક્ષણ ઉપરથીજ તેઓનું અનુમાન કરવું પડે છે અને આમ કરવામા ઘણી વખત મનુષ્યના મનમા થતા વ્યાપારો જેવાજ તેઓના મનમા પણ થાય છે એમ માની લેવાની તેમજ બીજી ભૂલો થવાનો સંભવ રહે છે. પરન્તુ એકંદર રીતે જોતા આ રીતિથી મનના વિકાસ વિષે તેમજ આસપાસની પરિસ્થિતિથી મનના વ્યાપારો ઉપરથી અસર થાય છે તે વિષે માનસશાસ્ત્રની રચના કરવામા ઘણું ઉપયોગી જ્ઞાન મળી શકે છે.

આવી રીતે અન્તર્નિરીક્ષણ, પ્રયોગ અને તુલના એ ત્રણ મનોવ્યાપારો તથા તેઓના નિયમોના અભ્યાસ માટે મુખ્ય રીતિઓ છે જો કે આપણે હમણા જોયુ તેમ આમાની એકે રીતિ સંપૂર્ણ રીતે દોષ રહિત નથી પરંતુ આ સિવાય મનોવ્યાપારો જેવી અત્યંત સૂક્ષ્મ અને ગુપ્ત ક્રિયાઓના અભ્યાસ માટે બીજી કોઇ વધારે સારી રીતિ આપણી પાસે નથી. આમ હોવાથી માનસશાસ્ત્રની રચના માટે ઉત્તમ રીતિ એજ છે કે આ ત્રણેમાથી જે જે રીતિઓ જ્યા લાગુ પડી શકે તેમ હોય ત્યા તેમનો ઉપયોગ કરવો અને સર્વેના પરિણામો સરખાવ્યા પછી જે જે સિદ્ધાંતો નીકળી શકે ત્હેમને ગ્રહણ કરવા.

ઉપરની રીતિઓ પ્રમાણે માનસિક વ્યાપારોની શાસ્ત્રીય રચના કરી શકાય તેમ છે. પરન્તુ આ વ્યાપારો એટલા બધા સૂક્ષ્મ અને ચુંફિત છે કે તેમ કરતાં કેટલીએક ભૂલો થવાનો ઘણો સંભવ રહે છે. આમાંની મુખ્ય ભૂલો કી છે તે આપણે જોઇશું. માનસશાસ્ત્રની રચના કરવામાં રહેલી કઠિનતા તો એ નડે છે કે, મનના કેટલાએક અનુભવો માટે આપણી પાસે પુરતા શબ્દોજ નથી અને જ્યાં જ્યાં શબ્દો છે ત્યાં તેમનો અર્થ ઘણી વખત અચોક્કસ અને અસ્પષ્ટ હોય છે. આમ હોવાનું મુખ્ય કારણ એ છે કે ભાષાની મૂળ રચના માનસશાસ્ત્રીઓથી થતી હોતી નથી પરન્તુ સમગ્ર જનસમાજથી થતી હોય કેટલીએક અચોક્કસતા અને દ્વિઅર્થપણું પ્હેલેથીજ ત્હેમાં રહેલાં હોય છે. ક્રોધ, પ્રેમ, ભય, આનંદ, શોક વિગેરે મનની મુખ્ય વૃત્તિઓ તથા રાગો માટે તો ચોક્કસ શબ્દો હોય છે પરન્તુ ઇન્દ્રિયથી મળતાં પ્રત્યક્ષોના મૂળ ગુણો જેવાં કે તેજસ્વી, મોટા અવાજવાળું, રાતું, ભૂરૂં, ગરમ, ઠંડું વિગેરે શબ્દો બે અર્થમાં ઘણુંખરૂં વપરાય છે. અર્થાત્ એકજ શબ્દ જે વસ્તુથી ઇન્દ્રિય જ્ઞાન થાય છે તે વસ્તુના અર્થમાં તથા ઇન્દ્રિય જ્ઞાનના પોતાના અર્થમાં પણ વપરાય છે. આમ હોવાથી ઘણા પ્રત્યક્ષોનું પોતાનું નામ હોતું જ નથી પરન્તુ જે વસ્તુઓથી તે વસ્તુઓ ઉત્પન્ન થાય છે ત્હેમનાથી જ તેઓ ઓળખાય છે. ઉદાહરણ તરીકે જાંબુડીયો રંગ, ગુલાબની સુગન્ધ, ગર્જના જેવો અવાજ, સાકર જેવો સ્વાદ વિગેરે અહીં રંગ, સુગન્ધ, અવાજ તથા સ્વાદ ચક્ષુ, ઘ્રાણ, કર્ણ તથા રસના એ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતાં પ્રત્યક્ષો માટે ભાષામાં કંઇ ખાસ નામ ન હોવાને લીધે જે વસ્તુઓથી તેઓ ઉત્પન્ન થાય છે ત્હેમના નામથીજ તેઓ ઓળખાય છે. આવી રીતે વ્યાપારોને ત્હેમના વિષયની વસ્તુઓનું નામ આપવાથી એક મત એવો બંધાઇ જાય છે કે જેવી વસ્તુઓ હોય ત્હેવા જેમના વિષેના વિચારો હોવા જોઇએ. એટલે કે જુદી જુદી વસ્તુઓ વિષેનો વિચાર તે વસ્તુઓની માફક જુદા જુદા વિચારોના બનેલો

હોવો જોઇએ. આવી રીતે ભૂલ થવાથી મનોવ્યાપારોનું જે અવિભાજ્યતાનું વાસ્તવિક સ્વરૂપ છે ત્હેની અવગણના થાય છે અને ચેતન ક્રિયાઓને જડ વસ્તુઓની માફક વિભાજ્ય અને અણુઓની બનેલી માનવામા ગંભીર ભૂલ થાય છે. લૉક, હ્યુમ, હરબર્ટ વિગેરે માનસશાસ્ત્રીઓએ આ ભૂલ કરી મનોવ્યાપારોને જડ પદાર્થોની માફક પરસ્પર ભિન્ન વસ્તુઓ તરીકે કલ્પી છે.

માનસશાસ્ત્રની રચનામા ભાષાને લગતી બીજી એક મોટી કઠિનતા એ નડે છે કે કેટલાએક સૂક્ષ્મ મનોવ્યાપારોનાં ઘણી વખત ભાષામાં નામો જ હોતા નથી, અમુક વ્યાપારો મનમાં થાય છે તે અન્તર્નિરીક્ષણથી જણાય પરન્તુ તે વ્યાપારોના અર્થસૂચક યોગ્ય શબ્દો ન હોવાને લીધે ત્હેમનું ભાષામા વર્ણન થઇ શકતું નથી આ કારણથી ઘણી વખત ત્હેમના અસ્તિત્વની પણ અવગણના થવાનો સંભવ રહે છે. સંસ્કૃત, લેટીન, ગ્રીક, જર્મન, અંગ્રેજી વિગેરે જે ભાષાઓમા તત્વજ્ઞાન, ધર્મશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર વિગેરે મનને લગતા વિષયો સારી રીતે ચર્ચાયા હોય છે તેઓમાં તો મનની સૂક્ષ્મ ક્રિયાઓ દર્શાવવાને યોગ્ય શબ્દો ધીમે ધીમે સ્થપાઇ ગયેલા હોય છે પરન્તુ ગુજરાતી જેવી ભાષા કે, જેના સાહિત્યમા આવા વિષયો ઘણા જ ઓછા ચર્ચાયા હોય છે તેમા તો આવા પારિભાષિક શબ્દો બહુ થોડા હોવાથી માનસશાસ્ત્રની રચનામા ઘણી કઠિનતા પડે છે.

માનસશાસ્ત્રની રચનામા બીજી એક મોટી ભૂલ થવાનો સંભવ રહે છે. આ ભૂલને 'માનસશાસ્ત્રનો પક્ષાભાસ' ( Psychologist's fallacy ) કહેવાય છે. ત્હેનું લક્ષણ એ છે કે જે મનોવ્યાપારનું વર્ણન માનસશાસ્ત્રી કરવાનું હોય છે ત્હેના પોતાના દૃષ્ટિ બિન્દુથી માનસશાસ્ત્રીનું પોતાનું દૃષ્ટિબિન્દુ તે મનોવ્યાપારના દૃષ્ટિબિન્દુથી જુદું જ હોય તો તે બન્ને વચ્ચે ગુંચવાડો થવાનો ભય રહે છે ઉપર આપણે જોયું તેમ જે મનોવ્યાપાર વિષે માનસશાસ્ત્રીને અભ્યાસ

કરવાનો હોય ત્હેને પોતાના બીજા વિચારોથી દૂર રાખી એટલે કે ક્ષણવાર જાણે કે ત્હેની બ્હાર ઉભા રહી નિષ્પક્ષપાતે અભ્યાસ કરવો જોઇએ. તેમનો વ્યાપાર તથા ત્હેનો વિષય તે બન્ને માનસશાસ્ત્રીના અભ્યાસના વિષયો છે, ધારો કે કોઇ મનોવ્યાપાર અમુક વસ્તુનું જ્ઞાન કરાવે છે. હવે આ મનોવ્યાપારનું નામ આપણે ઉપર જોયું તેમ જે વસ્તુનું તે જ્ઞાન કરાવે છે તે વસ્તુ ઉપરથી પડે છે. અર્થાત્ તે વિચાર અમુક વસ્તુ વિષેનો વિચાર એવી રીતે ઓળખાય છે. હવે જો માનસશાસ્ત્રી પોતે તેજ વસ્તુને પોતાના વિચાર-વિષયક તરીકે જુદાજ દૃષ્ટિબિન્દુથી જુએ તો ત્હેના મનમા એવી ખોટી ધારણા થાય છે કે તે વસ્તુ વિષેનો વિચાર જ્હેનો ત્હેને અભ્યાસ કરવાનો છે તે માનસશાસ્ત્રી પોતે જેવી રીતે તે વસ્તુને જાણે છે તેવીજ રીતે તે વિચાર પણ તે વસ્તુને જાણે છે અર્થાત્ જ્હેનો અભ્યાસ કરવાનો છે તે મનોવ્યાપારને બદલે તે મનોવ્યાપારની વસ્તુ વિષે પોતાનો જ કંઇ વિચાર હોય તે ત્હેના ઉપર જ પોતાનું લક્ષ લગાડવાની ભૂલ માનસશાસ્ત્રીઓથી થવાનો સંભવ રહે છે. વસ્તુઓની પ્રતીતિ સીધી રીતે થાય છે અથવા કલ્પનામા ત્હેમની પ્રતિમાથી થાય છે, તથા કોઇપણ વસ્તુઓના ફક્ત સામાન્ય ગુણ વિષે વિચાર કરવાનો હોય ત્યારે ત્હેમાની કોઇ પણ વસ્તુની પ્રતિમા મનમા આવ્યા શિવાય તે ગુણ વિષે વિચાર થઇ શકે કે નહીં વિગેરે પ્રશ્નો ચર્ચવામા આ પક્ષાભાસના ઉદાહરણો કેવી રીતે મળી આવે છે તે આપણે આગળ જોઇશું. આ બાબતને વધારે સ્પષ્ટ કરવા માટે અહીં એક દૃષ્ટાન્ત લઇશુ. ધારો કે પ્રશ્ન એ છે કે અશ્વની જાતિ વિષે વિચાર કરવાનો હોય ત્યારે કોઇપણ અમુક અશ્વની પ્રતિમા મનમા આવ્યા શિવાય તે વિચાર બની શકે કે નહીં ? હવે આ પ્રશ્નનો નિર્ણય કરતા કોઇ માનસશાસ્ત્રીના મનમા અશ્વજાતિ વિષે વિચાર કરતા અમુક અશ્વની પ્રતિમા જ આવતી હોય તો તે તો એમજ માની લેશે કે કોઇ પણ વ્યક્તિની પ્રતિમા

મનમાં આવ્યા શિવાય જાતિનો વિચાર આવી શકે જ નહી. આવી રીતે મનના સૂક્ષ્મ વ્યાપારોનો અભ્યાસ કરતા માનસશાસ્ત્રી પોતાના ખાનગી વિચારોનો પક્ષ લઇ આભાસમાં પડે છે માટે આ ભૂલને 'માનસશાસ્ત્રીનો પક્ષાભાસ' કહેવાય છે.

ટુંકામાં કહીએ તો આ પ્રકારનો સાર એ છે કે મનમાં હેના વ્યાપારોનો ક્રમ થયાજ કરે છે અને આ વ્યાપારોવડે સૃષ્ટિની વસ્તુઓનું જ્ઞાન મળે છે આ મનોવ્યાપારોના હેમની વસ્તુઓ સાથે જ તથા સૃષ્ટિ સાથે શા શા સંબન્ધો છે તે માનસશાસ્ત્રનો વિષય છે. અને તે માટે માનસશાસ્ત્રીઓએ આ વ્યાપારોનો અન્તર્નિરીક્ષણ, પ્રયોગ તથા તુલના—એ ત્રણ રીતિઓથી અભ્યાસ કરવાનો છે. આમાની એકે રીતિ પોતે દોષ રહિત નથી અને વિશેષ કરીને અન્તર્નિરીક્ષણની રીતિ જોકે સૌથી વધારે ઉપયોગી છે પરન્તુ સૂક્ષ્મ મનોવ્યાપારોના વાસ્તવિક સ્વરૂપના અભ્યાસ માટે ઘણી વખત તે ભૂલ કરાવે છે. પ્રયોગની રીતિથી બાહ્ય પરિણામ ઉત્પન્ન કરનારા જ વ્યાપારોનો અભ્યાસ થઇ શકે છે અને તુલનાની રીતિથી પશુ પ્રાણીઓ, બાળકો, જંગલી પુરૂષો વિગેરના મનોની સ્થિતિ પ્રત્યક્ષ રીતે જાણવાનું અશક્ય હોવાને લીધે તે સ્થિતિનું હેમના મનના બાહ્ય આવિર્ભાવોથી અનુમાન કરવું પડે છે અને આવા અનુમાનો અચોક્કસ તથા ભૂલભરેલા હોવાનો સંભવ રહે છે. આમ હોવાથી માનસશાસ્ત્રની રચના માટે આ ત્રણે રીતિઓનું યોગ્ય મિશ્રણ કરી તથા હેમની પરસ્પર મદદ લઇ સામાન્ય સિદ્ધાન્તો સ્થાપવા તેજ ઉત્તમ રીતિ છે.

---

# પ્રકરણ સાતમું.

## ચેતન પ્રવાહ.

અત્યાર સુધી આપણે મનોવ્યાપારોને મુખ્યત્વે કરીને ત્હેમના સહચારી શારીરિક વ્યાપારોના સંબન્ધ-પરત્વેજ વર્ણવ્યા છે. હવે આપણે ત્હેમને ત્હેમના પોતાના એટલે માનસિક દષ્ટિ બિન્દુથી જોઈશું. આમ કરવામાંજ આપણે કેવી રીતે અને ક્યાંથી શરૂ કરવાનું છે તે જોવાનું છે. કેટલાએક માનસશાસ્ત્રીઓ મનનો અભ્યાસ ઇન્દ્રિય પ્રત્યક્ષોથી શરૂ કરી સર્વે માનસિક વ્યાપારોને ત્હેમના ગુંફિત મિશ્રણવડે સ્હમજાવવા પ્રયત્ન કરે છે. પરન્તુ આ રીતિ કેવળ અનિષ્ટ છે કારણ કે કોઈ પણ ઇન્દ્રિય-પ્રત્યક્ષ આપણને ત્હેની શુદ્ધ અને અમિશ્રિત સ્થિતિમા મળતું નથી. જ્યારે જ્યારે આપણે મનનું અન્તર્નિરીક્ષણ કરીએ છીએ ત્યારે વિવિધ તત્વોના બનેલા મનોવ્યાપારો આપણી નજરે પડે છે પરન્તુ સાદામાં સાદો અને બીજા કોઈ પણ પૂર્વગામિ વ્યાપાર સાથે સંબન્ધ વિનાનો એકે મનોવ્યાપાર મનમા જણાતો નથી. આમ હોવાથી મનનો અભ્યાસ આ સર્વે ગુંફિત મનોવ્યાપારોથી શરૂ કરી પૃથક્કરણની રીતિવડે ત્હેમનાં તત્વો શોધવા તથા તે તત્વોનાં મિશ્રણને લગતા નિયમો શા છે તે જોવા એજ માનસશાસ્ત્રના અભ્યાસનું પ્રથમ પદ છે. હવે મનોવ્યાપારોના સ્વરૂપ વિષે વિચાર કરતા ત્હેનાં પાંચ લક્ષણો મુખ્ય રીતે જણાઇ આવે છે. આ લક્ષણો નીચે પ્રમાણે છે—

૧. પ્રત્યેક મનોવ્યાપાર કોઇપણ વ્યક્તિના ચેતનના અંગ રૂપે જણાય છે.

૨. પ્રત્યેક વ્યક્તિના ચેતનમા મનોવ્યાપારો નિરન્તર બદલાયા કરે છે.

૩. પ્રત્યેક વ્યક્તિના ચેતનમાં મનોવ્યાપારોનો પ્રવાહ ચાલુ એટલે અખંડિત રહેલો જણાય છે.

૪. પ્રત્યેક મનોવ્યાપાર હમેશાં પોતાથી સ્વતન્ત્ર અથવા બાહ્ય એવા વિષયોમાં હોય છે.

૫. પ્રત્યેક મનોવ્યાપાર આ વિષયોના કેટલા એક ભાગોમાં બીજા ભાગો કરતા વધારે રસ લે છે અને કેટલાએકની અવગણના કરે છે. અર્થાત્ તે વિષયોમાં પોતાની ઇચ્છા પ્રમાણે પસંદગી કરવાની ઇચ્છા શક્તિ ધરાવે છે.

હવે આ લક્ષણોને એક પછી એક લઇ ત્હેમનું સ્પષ્ટીકરણ કરીશું.

૧. પહેલા લક્ષણનો અર્થ એ છે કે, પ્રત્યેક મનોવ્યાપાર કોઇ અમુક વ્યક્તિના મનના વ્યાપાર શિવાય બીજી કોઈ પણ રીતે રહી શકતો નથી. કેવળ વિચાર એટલે કોઇ પણ મનુષ્યના મનનો નહિ એવો વિચાર, આપણા અનુભવની મર્યાદામા જણાઇ શકતો નથી એટલુંજ નહીં, પરન્તુ પ્રત્યેક મનોવ્યાપાર એકજ વ્યક્તિના બીજા મનોવ્યાપારો સાથે એવી દૃઢ શૃંખલામાં બંધાયેલો હોય છે કે જેમાંથી તે છુટો થઇ શકેજ નહીં. માનસશાસ્ત્રના મૂળતત્વો કેવળ વિચારો નહીં પરન્તુ મ્હારો વિચાર, ત્હમારો વિચાર એમ વ્યક્તિઓના વિચારો છે. એકજ વસ્તુ વિષે ચાર પાચ પુરુષો વિચાર કરતા હોય તો તે દરેક વ્યક્તિનો વિચાર બીજી વ્યક્તિના વિચારથી જુદોજ છે. પ્રત્યેક વ્યક્તિનો વિચાર પોતાના વિચારોની શૃંખલામાનો એક છે, અને જો કે વિચારની વસ્તુ ત્હેનો વિચાર સકળ મનુષ્ય જાતિનો એવો એક વિચાર નહીં પરન્તુ અનેક હોય છે. કોઇ મનુષ્યના વિચાર વિષે આપણે વિચાર કરીએ પરન્તુ તેથી ત્હેનો વિચાર કંઇ આપણો વિચાર થતો નથી. ત્હેનો વિચાર ત્હેની ચેતનાના પ્રવાહમાનો એક છે અને તે વિષેનો આપણો વિચાર આપણી ચેતનાના પ્રવાહમાનો એક છે. તાત્પર્ય એ છે કે, પ્રત્યેક મનોવ્યાપાર ગમે તો તે સામાન્ય અથવા વિશિષ્ટ હોય પરન્તુ તે કોઇપણ વ્યક્તિની ચેતનાના અંગ રૂપેજ હોઇ શકે છે

હીપ્નોટીઝમની તથા બીજી જુદા જુદા પ્રકારની મૂર્છાઓમાં જે જે મનોવ્યાપારો થાય છે તે જો કે આપણા મૂળ અથવા જાગ્રત ચેતનનાં અંગો તરીકે જણાતા નથી છતાં કોઈપણ પૌરૂષેય ચેતન શિવાય ઉત્પન્ન થઇ શકતાં નથી અને એ વિષયને લગતા વિવિધ પ્રયોગો વડે સિદ્ધ થઇ શક્યું છે કે આવા સર્વે વ્યાપારો આપણું ગૌણ ચેતન જે ઘણે ભાગે આપણા સાધારણ એટલે મૂળ ચેતનથી સ્વતન્ત્ર હોય છે ત્હેનાં અંગો છે. આ ગૌણ ચેતન હમેશાં અસાધારણ હોય છે. આપણું સમગ્ર ચેતન કોઇ ખાસ કારણને લીધે બે ભાગોમાં વ્હેંચાઇ જવાથી ઉત્પન્ન થાય છે. આ બે ભાગોમાંથી એક ભાગ ગુપ્ત રીતે ચેતન ક્ષેત્રના પાછલા ભાગમાં રહે છે અને બીજો ભાગ આ ક્ષેત્રની સપાટી ઉપર રહે છે અને આ બીજા ભાગને જ સાધારણ રીતે આપણે ખરૂં ચેતન માનીએ છીએ. પરન્તુ આ બન્ને જાતના ચેતનના વ્યાપારો કોઈ માનુષિક વ્યક્તિના ચેતન શિવાય ઉત્પન્ન થઇ શકતા નથી.

૨. ચેતનનું બીજું લક્ષણ એ છે કે કોઇ પણ વ્યક્તિના ચેતનના વ્યાપારો નિરન્તર બદલાયા કરે છે. આ નિયમનો અર્થ એમ નથી કે કોઇ પણ મનોવ્યાપારની કાળ-સ્થિતિજ નથી. પરન્તુ તેનો ખરો અર્થ એ છે કે એક વખત મનમાં ઉત્પન્ન થઇ ગયેલો વ્યાપાર તેજ સ્વરૂપમાં મનમાં ફરીથી ઉત્પન્ન થઇ શકતો નથી, અર્થાત્ પ્રત્યેક મનોવ્યાપાર એવો અપૂર્વ છે કે તેજ વ્યાપાર ફરીથી ચેતન ક્ષેત્રમાં આવી શકતો નથી. આપણે સર્વે જાણીએ છીએ કે મનમા વિચારો એક પછી એક બદલાયા જ કરે છે અને તે પણ એટલી ઝડપથી બદલાય છે કે પાંચ મીનીટ પ્હેલાં થયેલો વિચાર પણ કોઇ વખત દૂર કાળમાં થયેલા વિચાર જેવો જણાય છે. જ્યારે આપણે વિચારમાં બેઠા હોઇએ છીએ ત્યારે એક પછી એક વિચાર પાણીના પરપોટાની માફક ઝડપથી ઉત્પન્ન થતો જાય છે અને મનમાંથી બ્હાર નીકળતો જાય છે. આ સર્વે આપણને સારી પેઠે

જાણીતું છે પરન્તુ એક શંકા અને સહજ ઉત્પન્ન થાય છે કે ગ્રંથિત મનોવ્યાપારો તો એક પછી એક ઉત્પન્ન થયા પછી તે ને તેજ ગ્રથિત સ્થિતિમા ફરી પાછા મનના ક્ષેત્રમા આવી શકે નહીં પરન્તુ ઇન્દ્રિય પ્રત્યક્ષો જેવા સાદા વ્યાપારો પણ તેને તેજ સ્થિતિમા પાછા મનમા ઉત્પન્ન થઇ શકે કે નહીં ? અર્થાત્ એકજ વસ્તુથી નીપજતા ઇન્દ્રિય પ્રત્યક્ષો શુ એકજ નથી ? કોઈ વાજીન્ત્રની અમુક કળ સરખા જોરથી દાબ્યાથી વારંવાર એકજ સ્વર આપણા મનમાં ઉત્પન્ન કરતી નથી ? એકજ ઘાસનું પાદડું હમેશા લીલા રંગ માટેનું એકજ જાતનુ પ્રત્યક્ષ જ્ઞાન આપતું નથી ? તથા કોઇ સુગન્ધી પદાર્થને ગમે તેટલી વખત નાકે અરાડીયે પરન્તુ સુગન્ધનુ એકજ પ્રત્યક્ષ આપણને મળતું નથી ? આ પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે પરન્તુ ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યાથી જણાય છે કે એકજ ઇન્દ્રિય પ્રત્યક્ષ બીજી વખત મનમા ઉત્પન્ન થઇ શકેજ નહીં. આમ હોવાનું કારણ એ છે કે કોઈ પણ પ્રોત્સાહનથી સંવાહક તન્તુમા ઉત્પન્ન થયેલો પ્રવાહ ફરીથી મગજની એકની એકજ સ્થિતિમા કદાપિ આવતો નથી અને તેથી એકજ પ્રત્યક્ષ ફરીથી અનુભવાતું નથી. એકજ વસ્તુ આપણે બે વખત જોઇએ ત્યારે તે વસ્તુ એકની બે થતી નથી. તે તો એકની એકજ રહે છે પરન્તુ બન્ને વખતે મળેલા હેના ઇન્દ્રિય પ્રત્યક્ષો એક બીજાથી જુદા હોય છે. આપણી સાધારણ રીતે ભૂલ એ થાય છે કે બાહ્ય સૃષ્ટિમા વસ્તુ એકજ હોય તો હેના વિષેના મનોવ્યાપારો પણ એકજ છે, એમ આપણે ધારી લઇએ છીએ જ્ઞાનની વસ્તુ અને હેનાથી નીપજતા ઇન્દ્રિય પ્રત્યક્ષો વચ્ચેનો ભેદ બરોબર ન સમજવાથી આ ભૂલ ઉત્પન્ન થાય છે. કોઇ પણ વસ્તુ એકજ છે તે આપણે જાણતા હોઇએ છતા જુદી જુદી પરિસ્થિતિમા અનુભવવાથી તે જુદા જુદા પ્રત્યક્ષો ઉત્પન્ન કરે છે કોઇ વસ્તુનો રંગ અમુક એક છે તે આપણે જાણતા હોઇએ પરન્તુ હેને તડકામા તથા છાયડામા જોવાથી હેના રંગના બે જુદાં જુદાં

પ્રત્યક્ષો મળે છે; કોઇ ચિતારો એકજ રંગવાળી વસ્તુ ચીતરતો હોય પરન્તુ ચિત્રમાં તો ત્હેના ઉપર પ્રકાસ તથા છાયડાને લીધે જેવા જેવા જુદા રંગની તે વસ્તુ આંખને લાગતી હોય ત્હેવી ચીતરવી પડે છે, તાત્પર્ય એ છે કે સાધારણ રીતે આપણે એકની એકજ વસ્તુઓ વિવિધ પરિસ્થિતિમાં જે જુદા જુદા રૂપમાં દેખાય છે ત્હેની બહુ દરકાર કરતા નથી. આપણે જે કાંઇ જાણવા માગીએ છીએ તે વસ્તુઓની એકતા વિષે છે અને જે કોઇ ઇન્દ્રિય પ્રત્યક્ષો આપણને ત્હેનું ભાન કરાવે છે ત્હેમને પણ આપણે સામાન્ય રીતે એકજ પ્રત્યક્ષના પુનરાવર્તનો તરીકે ગણીએ છીએ વાસ્તવિક રીતે તો આ સર્વે એક બીજાથી જુદાંજ છે. આ ઉપરથી સ્હમજાશે કે આમ હોવાને લીધેજ આપણી ઇન્દ્રિયો આપણને ઘણી વખત છેતરે છે. એક બીજાને મળતી આવતી બે વસ્તુઓ તદ્દન સરખી છે કે નહીં ત્હેનો નિર્ણય ત્હેમનાથી મળતાં ઇન્દ્રિય પ્રત્યક્ષો વડે કરવો બહુ કઠિન છે. કારણ કે વસ્તુઓ ગમે તો સરખી હોય પરન્તુ બન્નેનાં ઇન્દ્રિય પ્રત્યક્ષો તો જુદાંજ હોય છે. કોઇ પણ ઇન્દ્રિય પ્રત્યક્ષનું પોતાનુંજ સ્વરૂપ જાણવું બહુ કઠિન અને લગભગ અશક્ય છે, કારણ કે દરેક પ્રત્યક્ષ જ્યારે મનમાં ઉત્પન્ન થાય છે ત્યારે તેજ સમયે બીજાં જે કોઈ પ્રત્યક્ષો અગર અન્ય વ્યાપારો મનમાં ત્હેની સાથે અનુભવાતાં અગર ત્હેની પૂર્વે તરતજ અનુભવાઇ ગયેલાં હોય ત્હેમની અસર ત્હેના ઉપર થયા વિના રહેતી નથી. ત્હેના ત્હેમની સાથેના સંબન્ધ પરતેજ ત્હેનું જ્ઞાન મળે છે. કોઇ પણ ઇન્દ્રિય પ્રત્યક્ષ ત્હેની શુદ્ધ એટલે ત્હેના સમકાલીન અથવા પૂર્વગામિ મનોવ્યાપારોથી મિશ્રિત થયા વિનાની સ્થિતિમાં કદી અનુભવાતુંજ નથી અને આ કારણને લીધેજ એકજ વસ્તુનું જુદે જુદે સમયે ઇન્દ્રિય જ્ઞાન થવાથી જુદા જુદાજ મનોવ્યાપારો થાય છે. ચારે પાસ ઘન અંધારૂં હોય તો તે અન્ધારાનો જે રંગ દેખાય છે ત્હેના કરતાં ઓછા કાળા રંગની વસ્તુ ધોળી દેખાય છે. આદીના પ્રકારનો દેખાવ દર્શાવના ચિત્રમાં

ચીનરેશો ધોળો આરસપાણ સૂર્યના પ્રકાશમા જોતાં ચાંદનીમાં દેખાતા ખરેખરા આરસપાણ કરતાં દસથી વીસ હજારગણા સુધી વધારે પ્રકાશવાન્ હોય છે એમ એક માનસશાસ્ત્રીએ ગણતરી કરેલી છે. તાત્પર્ય એ છે કે જ્ઞાનની વસ્તુ એકજ હોય અગર જુદી જુદી હોય પરન્તુ પ્રત્યેક મનોવ્યાપાર પોતાની સમકાલિન માનસિક પરિસ્થિતિના સંબન્ધ વડેજ અનુભવાતો હોવાથી એવો અપૂર્ણ છે કે એક વખત મનના ક્ષેત્રમાંથી ગયા પછી ફરીથી તેજ સ્વરૂપમા ઉત્પન્ન થઇ શકતો નથી.

શરીર તથા મનમા થતા ફેરફારોને લીધે આપણી પ્રત્યક્ષ યોગ્યતા હંમેશા બદલાની રહે છે. જાગ્રત તથા અર્ધ નિદ્રિત સ્થિતીમાં આપણને એકજ વસ્તુ જુદા જુદા રૂપમાં દેખાય છે. ભૂખ્યા હોઇએ અને ભર્યે પેટે હોઇએ અથવા તાજા હોઇએ અને કંટાળેલા હોઇએ ત્યારે પણ પ્રત્યક્ષ યોગ્યતા જુદી જુદી હોય છે. તેમજ રાત્રિએ તથા સ્હવારે, શિયાળામાં તથા ઉન્હાળામાં અને ખાસ કરીને , બાલ્યાવસ્થામાં, પ્રૌઢાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં એકજ વસ્તુ જુદા જુદા રૂપમા જણાય છે અને તેમ છતાં આપણાં પ્રત્યક્ષો એકજ સૃષ્ટિનું ભાન કરાવે છે તે વિષે આપણે કંઇ શંકા લાવતા નથી. પ્રત્યેક અવસ્થામાં આપણે એકજ વસ્તુને જુદી જુદી લાગણીઓ તથા વૃત્તિઓથી જોઇએ છીએ તથા આપણા શરીર તથા મનના જુદા જુદા ઢંગમાં સાધારણ વસ્તુઓને પણ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જોઈએ છીએ તે સર્વે આપણી પ્રત્યક્ષ યોગ્યતામાં થતા ફેરફારો બહુ સારી રીતે બતાવી આપે છે. જે વસ્તુ એક વખત આપણને ઉજ્જવળ અને ઉત્તેજીત લાગે છે તે પછીથી કંટાળાભરેલી તથા ઝાંખી લાગે છે. એક વખત મધુર લાગતું પક્ષિનું ગાન નીરસ લાગે છે. પવનની શીતળ લ્હેર કોઇ વખત શુષ્ક લાગે છે અને ભવ્યતાની લાગણી ઉત્પન્ન કરતું આકાશ કોઇ વખત દીલગીરી પેદા કરે છે.

આવી રીતે આપણી પ્રત્યક્ષ યોગ્યતામાં થતા ફેરફારોને લીધે

મનના પ્રત્યક્ષોમાં ફેરફારો થાય છે. હવે આપણે નિર્ણયપૂર્વક જાણીએ છીએ કે પ્રત્યેક પ્રત્યક્ષ મગજમાં કંઇ પણ તન્તુ વ્યાપાર - થવાની સાથે ઉત્પન્ન થાય છે અને તેથી એકજ પ્રત્યક્ષ ફરીથી ત્યારે ઉત્પન્ન થાય કે જ્યારે તે પ્હેલાં જે મગજની સ્થિતિ હતી હેમાં કંઇ પણ ફેરફાર થયા વિનાની સ્થિતિમાં પાછું આવે. પરન્તુ મગજના તન્તુઓમાં નિરન્તર ફેરફારો થયા જ કરે છે અને તેથી ઉપરની સરત પરિપૂર્ણ થવી કેવળ અસંભવિત છે, અને આવો અવિકૃત તન્તુ વ્યાપાર અસંભવિત હોવાને લીધેજ અવિકૃત મનોવ્યાપાર પણ અસંભવિત છે.

આ ઉપરથી જણાશે કે આપણા મનનો પ્રત્યેક વ્યાપાર અપૂર્વ છે. અને જો કે વસ્તુથી નીપજતા મનોવ્યાપારો વચ્ચે થોડું ઘણું સામર્થ્ય હોય છે પરન્તુ અભિન્નતા કદી પણ હોતી નથી. એકજ વસ્તુ જ્યારે મનના ક્ષેત્રમાં ફરીથી આવે ત્યારે આપણને હેને જુદી જુદી રીતેજ વિચારવી પડે છે, એટલે કે પ્હેલાં જે વિચારો તથા વસ્તુઓના સંબન્ધ પરત્વે હેનું જ્ઞાન થયું હોય હેના કરતાં જુદાજ વિચારો તથા વસ્તુઓના સંબન્ધો સાથે હેનું જ્ઞાન ફરીથી થાય છે. ઘણી વખત એકજ વસ્તુ વિષે આપણા મનમાં જુદા જુદા વિચારો ઉત્પન્ન થવાથી આપણને પોતાને ઘણું આશ્ચર્ય લાગે છે. એક મહિના પ્હેલાં અમુક વસ્તુ વિષે અમુક મત આપણે કેમ બાંધ્યો હશે તેની આપણને નવાઇ લાગે છે. જુદે જુદે વખતે આપણે વસ્તુઓને જુદા જુદા સ્વરૂપમાં જોઇએ છીએ. અસત્ય લાગતી વસ્તુઓ સત્ય જણાય છે અને નિરસ વસ્તુઓ રસિક લાગે છે. જે પુરુષ તરફ એક વખત પ્રેમની લાગણી ધરાવતા હતા હેના તરફ જુદી લાગણીથી જોઇએ છીએ. જે લેખકને ઉત્તમ ગણી હેના પુસ્તકો અત્યન્ત રસથી વાંચતા હતા, તે પાછળથી શુષ્ક લાગે છે. અને જે વસ્તુ મેળવવાને અત્યંત શ્રમ લેવો હતો તથા પુષ્કળ પૈસા ખરચ્યા હતા તેજ વસ્તુ પાછળથી અરૂચિકર બને છે.

૩ ત્રીજું લક્ષણ એ છે કે પ્રત્યેક વ્યક્તિના ચેતનમાં મનોવ્યાપારોનો પ્રવાહ અખંડિત જણાય છે. અખંડિત શબ્દ અહીં તુટ્યા વગરનો અથવા ભંગ પડયા વિનાનો—એ અર્થમાં વપરાયેલો છે. હવે કોઇ પણ મનુષ્યના ચેતનમાં આપણે બે પ્રકારનાં સ્ખલનો અથવા ભંગો કલ્પી શકીએ. એક તો કોઇ બે મનોવ્યાપારો વચ્ચે કાલાન્તર કે જે અન્તરમાં ચેતનના વ્યાપારો બન્ધ પડતા જણાય છે જેમકે નિદ્રા, મૂર્છા વિગેરે. અને બીજું બે મનોવ્યાપારોની વસ્તુઓ વચ્ચેનો એવો સ્વરૂપ ભેદ કે તે બન્ને વચ્ચે કંઇ પણ સામ્યજ ન હોય. હવે આ બન્ને જાતના ચેતન ભંગો વિષે ઉપરના નિયમનો અર્થ એ છે કે—

૧. પણ કોઇ બે મનોવ્યાપારો વચ્ચે ચેતનમય કાલાન્તર હોય છતાં તે અન્તર પછીનો મનોવ્યાપાર પ્હેલા મનોવ્યાપાર સાથે એક ચેતનના અવયવ તરીકે જણાય છે.

૨. ચેતન ક્ષેત્રમા ઉદ્‌ભવતા વ્યાપારો વચ્ચેની વિષમતાઓ કદી પણ એવી આકસ્મિક હોતી નથી કે ત્હેમની વચ્ચે ચેતનમાં કંઇ સંબન્ધજ ન હોય.

૧. પ્રત્યેક મનુષ્યના ચેતનમા થોડા ઘણા કાળ સુધીનાં ભંગો પડે છે એ વાત સર્વેને સુવિદિત છે. હવે આ ભંગો બે જાતના હોય છે. એક પ્રકારનો ભંગ એ છે કે ભંગ પછી આવના ચેતનને ભંગ વિષે કંઇપણ જ્ઞાન જ હોતું નથી; અને તેથી તે મનુષ્યને તે ભંગો ચેતનના પ્રવાહના અન્તરાય તરીકે જણાતા નથી. બીજા પ્રકારના ભંગમાં તે ભંગ પડયો છે એવું જ્ઞાન પછીના ચેતનને હોય છે. પ્હેલા પ્રકારનો ભંગ જ્હેને આપણે અજ્ઞાત ભંગ કહીશકીએ તે નાઇટ્રસ ઓકસાઇડ વિગેરે બેહોશ બનાવનારા પદાર્થો લેવાથી ઉપજે છે. તેમજ વાઇ, મૂર્છા વિગેરેથી ઉત્પન્ન થાય છે. આવી જાતના ભંગો જો કે બીજા મનુષ્યોને તેવા જણાય છે પરન્તુ જે મનુષ્યના ચેતનમા તે થાય છે ત્હેને તો તે જણાતાજ નથી.

પોતાનું ચેતન તો હેને અખંડિતજ જણાય છે. બીજા પ્રકારના ભંગો વિષે આપણને પાછળથી ખબર પડે છે ખરી, નિંદ્રામાંથી જાગ્યા પછી ચેતન ભંગ વિષે અને ઘણી વખત કેટલાક વખત સુધી તે ભંગ રહ્યો હેની પણ ખબર પડે છે. આવી રીતે આપણા ચેતનમાં એક પ્રકારનો ભંગ પડવાની ખબર થાય છે ખરી, પરન્તુ જે અર્થમાં આપણે અખંડિત શબ્દ વાપર્યો છે એટલે કે જુદા જુદા કાળના ચેતન વ્યાપારોનો એક ચેતનના અવયવો તરીકેનો સંબંધ —તે અર્થમાં નિદ્રાને ચેતન ભંગ કહી શકાય નહિ કારણ કે નિદ્રા પછીના ચેતન વ્યાપારો પ્હેલાંના વ્યાપારો સંભારી શકી હેમને પોતાની સાથે એકજ મનના વ્યાપારો તરીકે જાણી શકે છે.

દરેક પુરૂષ પોતાના પૂર્વે થઇ ગયેલા વ્યાપારોને સ્મરણવડે પોતાનાજ તરીકે જાણી શકે છે, અને કોઇ બીજા પુરૂષના વિચારો જાણવાનું સાધન કલ્પના તથા અનુમાન છે. સ્મરણ એ મનનો પ્રત્યક્ષ વ્યાપાર છે અને હેની વસ્તુઓ કલ્પનાની વસ્તુઓ કરતાં મનમાં વધારે ગાઢ થતી એટલે જાણે કે પોતાના ઘરમાંજ રહેલી હોય તેમ જણાય છે. આવી રીતે ભુતકાળના વ્યાપારો વર્તમાનકાળના વ્યાપારો સાથે એકજ ચેતનના અવયવો તરીકે અનુભવાય છે, અને હેમની વચ્ચે ગમે તેટલો કાલ ભેદ હોય પરન્તુ એકજ મનના પ્રવાહની ઉર્મિઓ રૂપે જણાય છે. અર્થાત્ આપણું ચેતન કકડા કકડામાં વ્હેંચાઇ ગયેલું હોતું નથી અને તેથી હેને પ્રવાહની ઉપમા યથાર્થ રીતે આપી શકાય તેમ છે.

૨. હવે આપણે ચેતન પ્રવાહની વસ્તુઓની વિષમતાઓને લીધે જણાતા ભંગો વિષે જોઇએ. આપણી આસપાસ કેવળ મૌન્ય હોય અને મન પણ શાંત હોય હેવામાં એકાએક ગર્જનાનો અવાજ સાંભળી ઝબકી ઉઠીયે છીયે ત્યારે મન બે વિરોધી સ્થિતિમાં વ્હેંચાઇ ગયેલા જેવું લાગે છે. પરન્તુ વાસ્તવિક રીતે આ બન્ને સ્થિતિઓ એવી વિરોધી નથી કે તે બે વચ્ચે મનમાં પરસ્પર સંબન્ધજ હોય

નહીં. ગર્જના પ્રત્યક્ષના મનોવ્યાપારમાં ત્હેનાં પ્હેલાંના મૌનની સ્થિતિ ભળી ગયેલી હોય છે કારણ કે જે ગર્જનાનો અવાજ આપણે સાંભળીએ છીએ, તે અવાજ ત્હેની પ્હેલાંના મૌનના સંબન્ધ પરત્વેજ જણાય છે. ત્હેની પ્હેલાંના મૌનને લીધેજ તે ગર્જનાનો અવાજ વધારે જણાય છે. પરન્તુ તેજ ગર્જના પ્હેલાં એક ગર્જના જો થઇને તરત સંભળાઇ હોય તો ત્હેનો અવાજ એટલો વધારે જણાશે નહીં. કેવળ ગર્જનાનો જ અવાજ કેવો છે તે તો આપણાથી કદી નિર્ણય કરી શકાય નહીં. કારણ કે જે કોઇ ગર્જનાનું પ્રત્યક્ષ આપણને મળે છે તે ત્હેની પ્હેલાંના મનોવ્યાપારના સંબન્ધ પરત્વેજ અનુભવાય છે. આવી રીતે પ્રત્યેક મનોવ્યાપાર ત્હેની પ્હેલાંના વ્યાપારથી થયેલી અસર સાથેજ ચેતનમાં પ્રવેશ કરે છે અને જો કે તે વ્યાપારો ત્હેમની વસ્તુઓને લીધે વિષમ તથા વિરોધી જણાતા હોય પરન્તુ એક બીજાના સંબન્ધ પરત્વેજ જણાઇ એકજ ચેતનના અવયવો રૂપે અનુભવાય છે.

ઉપર આપણે ચેતનના વ્યાપારોને પ્રવાહની ઉપમા આપેલી છે. હવે આ પ્રવાહની વિશિષ્ટતા એ છે કે ત્હેનાં સર્વે અંગો સરખી ઝડપથી ચેતનમાં વ્હેતાં નથી. જેમ કોઇ પક્ષીનું જીવન વારાફરતી ઉડવામા તથા બેસવામાં વ્હેંચાયેલું હોય છે તેમ ચેતનના વ્યાપારોનો પ્રવાહ પણ ત્હેવીજ રીતે વિશ્રાન્તિ અને સંક્રાન્તિમાં ક્રમવાર વ્હેંચાયેલો હોય છે. વિશ્રાન્તિ વ્યાપારોનું લક્ષણ એ છે કે તેઓ મનમા કોઇપણ પ્રકારની કાલ્પનિક મૂર્તિઓ ઉપજાવી ગમે તેટલા સમય સુધી ત્હેમને પોતાની રુબરૂ રાખી શકે છે, અને ત્હેમનામાં કંઇ પણ ફેરફાર થયા વિના ત્હેમના વિષે વિચાર કરી શકે છે. સંક્રાન્તિ વ્યાપારો એક વિશ્રાન્તિ વ્યાપારને બીજા વિશ્રાંતિ-વ્યાપાર સાથે સંબન્ધ કરાવનારાઓ હોય છે. અર્થાત્ એક ચોક્કસ વ્યાપારમાંથી બીજા ચોક્કસ વ્યાપારમાં જતાં મનનો જે કોઇ વ્યાપાર થાય છે ત્હેને સંક્રાન્તિ વ્યાપારનું નામ આપી શકાય.

આપણું મન હંમેશાં એક વ્યાપારમાંથી બીજા વ્યાપારમાં ઉડતુંજ રહે છે અને આ સંક્રાન્તિ વ્યાપારોનું કાર્ય આપણને એક માનસિક સ્થિતિમાંથી બીજી માનસિક સ્થિતિમાં લઇ જવાનું છે. હવે આવા સંક્રાતિ વ્યાપારોની વિશિષ્ટતા એ છે કે ત્હેમનું અન્તરદૃષ્ટિથી અવલોકન કરવું અશક્ય છે. કારણ કે અવલોકન કરવા માટે થોડા સમય સુધી પણ ત્હેમને માનસિક દૃષ્ટિ સ્હામે રાખવાની જરૂર પડે છે. અને આ વ્યાપારો એટલા શીઘ્ર અને ચંચળ છે કે જે વિશ્રાન્તિ વ્યાપાર તરફ તેઓ મનને લઇ જતા હોય ત્હેને પ્હોંચ્યા પ્હેલાં ત્હેમને મનમાં જરા પણ રોકવાથી તેઓ ખઇ જોતાં નષ્ટ થઇ જાય છે અને વિશ્રાન્તિ વ્યાપારમાં પ્હોંચ્યા પછી જો ત્હેમનું અન્તર્નિરીક્ષણ કરવા પ્રયત્ન કરીએ તો તેઓ વિશ્રાન્તિ-વ્યાપારના પ્રમાણમાં એટલા ઝાંખા જણાય છે કે ત્હેમનું યથાર્થ રીતે અવલોકન થઇ શકતું નથી. વિચારોનો પ્રવાહ મનમાં એટલી ઝડપથી ચાલે છે કે કોઈપણ વિચારને તે પ્રવાહમાંથી અટકાવી ત્હેમનું અવલોકન કરવા જઇએ તો તે અસલ વિચાર રહેતો નથી; જુદા રૂપમાંજ બદલાઇ જાય છે. જેમ બરફના કકડાને ગરમ હાથમાં લઇએ તો મૂળ સ્થિતિમાં ન રહેતા તે પ્રવાહી થઈ જાય છે તેમ કોઇ સંક્રાન્તિ વ્યાપારનું અન્તર્નિરીક્ષણ કરવા જતા તે વિશ્રાન્તિ વ્યાપારના રૂપમાજ જણાય છે. અને તેથી આવા વ્યાપારોનું અવલોકન કરતા ભમરડાની ગતિ ઝાલી લેવા માટે ત્હેને હાથમાં પકડવા તથા અંધારૂં કેવું લાગે તે જોવા માટે ઝડપથી દીવો સળગાવવા સમાન છે.

આવી કઠિનતાને લીધે માનસશાસ્ત્રના અભ્યાસમાં મુખ્ય દોષ એ થાય છે કે સંક્રાન્તિ વ્યાપારોના અસ્તિત્વનીજ અવગણના થાય છે અને મનના સર્વે વ્યાપારો કેવળ વિશ્રાન્તિ વ્યાપારોજ છે એમ માનવાની ભૂલ થાય છે. આ ભૂલને લીધે મનના સ્વરૂપ વિષે બે વિરુદ્ધ પરન્તુ બન્ને ભૂલભરેલા મત બંધાયેલા છે. એક મત પ્રમાણે મનનું અન્તર્નિરીક્ષણ કરતાં ઐન્દ્રિય કલ્પનામાં લાવી શકાય ત્હેવા સંક્રાન્તિ

વ્યાપારો દષ્ટિગોચર ન થવાથી આવા વ્યાપારોનું અસ્તિત્વ ઉજ નહિં અને મનના જે કોઈ વ્યાપારો આપણને જણાય છે તે સર્વે એક બીજાની સાથે અંતર સંબંધ વિનાના ઇન્દ્રિય પ્રત્યક્ષો તથા તેમની માનસિક નકલોનાજ બનેલા હોય છે અને આ વ્યાપારો વચ્ચે જે કોઇ અન્ય સબન્ધ હોય તે આપણે જાણી શકનાજ નથી આ મતને ઇન્દ્રિયવાદ (Sensationalism) નું નામ અપાયેલું છે કારણ કે તે પ્રમાણે મનમા અંતર ઇન્દ્રિયમાથી ઉત્પન્ન થયા વિનાના એવા કોઈ પણ વ્યાપારો જણાતા નથી. બીજા મત પ્રમાણે પણ મનના સર્વે વ્યાપારો વચ્ચે સંબન્ધ કરાવનારા સંક્રાન્તિ વ્યાપારો અન્તર્નિરીક્ષણમા જણાતા ન હોવાથી તેઓ અસ્તિત્વ ધરાવતા નથી એમ માનવામા આવ્યુ છે પરન્તુ આ મત મનોવ્યાપારો વચ્ચેના અન્ત સબન્ધનું જ્ઞાન થઇ શકે છે એમ સ્વીકારે છે અને એમ માને છે કે આ સબન્ધોનુ જ્ઞાન કોઇ મનોવ્યાપારથી થઇ શકતું-નથી અર્થાત્ કોઇ પણ બે વ્યાપારો વચ્ચે સમન્ધનુ જ્ઞાન કોઇ વ્યાપારથી થઇ શકેજ નહીં કારણ કે પ્રત્યેક વ્યાપાર ક્ષણભંગુર અને ચલિત હોવાથી પોતાના જેવાજ સરખા ક્ષણભંગુર વ્યાપારો વચ્ચેનો સબન્ધ કેવી રીતે જાણી શકે? સબન્ધ જાણનાર પોતે સબન્ધવાળા વ્યાપારોની સામે સમસ્થિતિમા નહીં પરન્તુ તેના કરતા ઉચ્ચતર સ્થિતિમા હોવો જોઇએ અને તેથી આ સબન્ધ જાણનાર પોતે ક્ષણભંગુર તથા અનેક નહીં પરન્તુ સ્થિર તથા એક એવો આત્મા હોવો જોઇએ આ મત આત્મવાદ અથવા બુદ્ધિવાદ—(Intellectualism) ના નામથી ઓળખાય છે

ઉપરના વર્ણન પ્રમાણે આ બન્ને મતો ભૂલભરેલા જણાય છે. મનના વ્યાપારોનુ અસ્તિત્વ સ્વીકારીએ અને વસ્તુઓ વચ્ચે ચોક્કસ સબન્ધો હોય તો સંબન્ધ જાણનારા વ્યાપારો મનમા હોવાજ જોઇએ વ્યાકરણના ઉભયાન્વયી તથા શબ્દયોગી અવયવો વિગેરે આપણા સંક્રાન્તિ વ્યાપારોનું અસ્તિત્વ સૂચવે છે અને આ

વ્યાપારોની સંખ્યા એટલી બધી છે કે કોઇ પણ ભાષામાં આવા સર્વે સૂક્ષ્મ વ્યાપારોના અર્થસૂચક શબ્દો મળી શકતા નથી. વાસ્તવિક રીતે જેમ આપણે ભૂરા રંગના પ્રત્યક્ષને તથા શરદીના પ્રત્યક્ષને ચેતન વ્યાપારો કહીએ છીએ તેમ અને, જો, પણ, થી, વિગેરે શબ્દો જે મનોવ્યાપારોનો સંબન્ધ દર્શાવે છે ત્હેમને પણ ચેતન વ્યાપારો તરીકે સ્વીકારવા જોઇએ; પરન્તુ મનના કેવળ વિશ્રાન્તિ વ્યાપારો ઉપરજ ધ્યાન આપવાની આપણી ટેવ એટલી બળવાન્ થઇ ગયેલી છે કે ત્હેમના શિવાય બીજા વ્યાપારો માટે આપણી પાસે નામ પણ ભાગ્યે છે. જેમ કોઇ સરણી ઝડપથી ફરતા બાયોસ્કોપમાં જો કે આ આકૃતિઓમાં હંમેશાં ફેરફાર થતા રહે છે છતાં કેટલીએક વખત આ ફેરફાર ઘણોજ સૂક્ષ્મ હોવાથી આપણને લગભગ જણાતો પણ નથી અને કેટલીએક વખત ઘણીજ ઝડપથી ફેરફાર થાય છે તેમ ચેતન પ્રવાહમાં થતા કેટલાએક વ્યાપારો વધારે સ્થિર જણાય છે અને કેટલાએક એટલી ઝડપથી થાય છે કે ત્હેમના ઉપર એકદમ ધ્યાન પણ આપી શકાતું નથી. પ્હેલી જાતના વ્યાપારોને ઇન્દ્રિય પ્રત્યક્ષો, માનસિક મૂર્તિઓ, વિચારો, દર્શનો વિગેરેના વિશ્રાન્તિ વ્યાપારો કહીએ છીએ અને ઝડપથી થતા ચેતન વ્યાપારોને માટે ફક્ત સંક્રાન્તિ વ્યાપારોનાં જ નામ આપણી પાસે છે.

આ સંક્રાન્તિ વ્યપારોના જેટલીજ ઉપયોગી આપણા ચેતનની બીજી વિશિષ્ટતા એ છે કે જે નીચેના ઉદાહરણોથી સ્હેલાઇથી સમજાશે. ધારો કે ત્રણ પુરુષો આપણને 'ઉભા રહો' 'સાંભળો' 'જુઓ' એમ કહી સંબોધે. આ શબ્દો સાંભળીને જો કે આ ત્રણેમાંથી કોઈ પણ સ્થિતિમા કોઇ ચોક્કસ વસ્તુ આપણા માનસિક પ્રદેશમાં નથી પરન્તુ આપણું મન ત્રણ જુદી જુદી જાતની અપેક્ષાની સ્થિતિમાં આવી જાય છે, અને જો કે કોઇ ચોક્કસ પ્રોત્સાહન તે ક્ષણે મનની સન્મુખ ન હોય પરન્તુ જે દિશામાંથી તે આવવાનું હોય

તે દિશાનું ભાન થાય છે, તેમજ મનમાં થોડી ઘણી લાગણી પણ ઉત્પન્ન થાય છે. હવે આ મનોવ્યાપારો એવા વિચિત્ર પ્રકારના છે કે ત્હેમની કોઈ અમુક વસ્તુ ન હોવાને લીધે ત્હેમને માટે ઉપરના ત્રણ નામો સિવાય આપણી પાસે બીજું કોઇ નામ નથી. તેવીજ રીતે જ્યારે કોઈ ભૂલી જવાયેલું નામ સંભારવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે પણ આપણું મન આવીજ જાતની સ્થિતિમા મુકાય છે. આવા સ્મરણ કરવાના ચેતન વ્યાપારમાં એક જાતનો ભંગ હોય છે, પરન્તુ તે ભંગ કેવળ શાન્ત ભંગ નથી પરન્તુ ઘણોજ ચંચળ હોય છે. આ ભંગમાં તે નામનું ભૂત જાણે કે આપણને અમુક દિશામા દોરતું હોય અને કોઇ વખત જાણે પોતાની પાસે બોલાવતું હોય અને કોઇ વખત પોતાની પાસેથી આપણને જવા દેતું હોય એમ જણાય છે, કોઇ ખોટુ નામ આપણા મનમા આવે તો આ અસાધારણ ભંગ ત્હેની વિરૂદ્ધ અસર કરે છે અને જાણે કે તે ખોટું નામ તે ભંગના બીબાંમા બંધબેસતુ ન હોય તેમ જણાય છે. હવે ધારો કે એકી વખત બે જુદા નામો સંભારવાનો પ્રયત્ન આપણે કરતા હોઇએ. આ ક્રિયામા બન્ને ભંગો જો કે ચોક્કસ વિચાર વસ્તુથી નિરાળા છે છતા મનમા એક બીજાથી જુદા જણાય છે. જ્યારે જા નું નામ સભારવા પ્રયત્ન કરતા હોઇએ ત્યારે તે ભંગમા વ ના નામના સ્મરણ-ભંગમા જે મનની સ્થિતિ હોય ત્હેનાથી જુદીજ હોય છે. દરેક ભંગમા આપણને કંઇક ખુટતું હોય અને તે જોઇએ છીએ ત્હેવી વૃત્તિ હોય છે. આની જાતની ખાલી કોઇ મનોવ્યાપારની ખામી સમાન નથી પરન્તુ એક તીવ્ર જાતનો વ્યાપાર છે. ઘણી વખત ભુલાઇ જવાયેલા શબ્દનું ખોખું આપણા મનમા તરતું હોય તથા તે શબ્દ બોલવાની રીતિનું પણ મનમા ઉંડુ ભાન હોય પરન્તુ શબ્દ પોતે પ્રત્યક્ષ રીતે મનમાં હોતો નથી. તેમજ કોઇ કવિતાની એકાદ લીટી ભુલી ગયા હોઇએ ત્યારે તે લીટીનો ખાલી તાલ મનમાં કુદ્યા કરે છે પરન્તુ ત્હેની અન્દરના

શબ્દોના સ્મરણ વ્યાપારમાં આપણને ટમટમાવે છે. જ્યારે કોઇ પુરૂષ આપણને કંઇ કહેતો હોય ત્યારે ત્હેનાં વાક્યો સાંભળી ત્હેના કહેવાનો સાર ગ્રહણ કરીએ છીએ પરન્તુ આ સાર જો કે આપણા મનમાં રહેલો છે છતાં આપણે ત્હેનું મનમાં ચિત્ર રચી શકતા નથી. તેમજ કોઇ વાત કહ્યા પ્હેલાં ત્હેને કહેવાનો વિચાર પણ એવીજ ઝાંખી રીતે મનમાં રહેલો જણાય છે. આ વિચાર એક પ્રકારનો માનસિક વ્યાપાર છે પરન્તુ ત્હેનો કોઇ પણ ભાગ સ્પષ્ટ રીતે જણાતા વિશ્રાન્તિ વ્યાપારોનો બનેલો જણાતો નથી. કહેતી વખત શબ્દો એક પછી એક મનમાં આવે છે પરન્તુ તે વિચાર આ શબ્દોને પોતાના સાથે બંધબેસતા હોય તો સ્વીકારે છે ને ન હોય તો છોડી દે છે. આવા ઝાંખા મનોવ્યાપારને અમુક વસ્તુ કહેવાનો વિચાર તે શિવાય બીજું ચોક્કસ નામ આપી શકીએ નહીં કોઇ પુરૂષ પહેલી વખત કંઈ મ્હોટેથી વાંચતો હોય છતાં થોડીવારમાં દરેક શબ્દ બરોબર ઉચ્ચાર તથા ભાર સાથે બોલી શકે છે ત્હેનું કારણ એજ છે કે દરેક શબ્દને પાછળ આવતા વાક્યના સારની ઝાંખી મનમા થાય છે. આ ઝાંખી તે ક્ષણે બોલતા શબ્દના જ્ઞાન સાથે મળી ગયેલી હોય છે અને તેથી તે શબ્દ પછીથી આવતા શબ્દોના સારની સાથે બંધબેસતા રૂપમાં અમુક ભાર સાથે ઉચ્ચારાય છે. બે શબ્દો વ્યાકરણની રચનામાં એક બીજા સાથે જોડાયેલા હોય તો એક શબ્દ વાંચીએ અથવા સાંભળીએ કે તરત બીજા શબ્દની મનમા ઝાંખી થાય છે. અને આવી રચનાની અગમચેતી એટલી ચોક્કસ હોઇ શકે છે કે કોઇ માણસ કોઇ પુસ્તકનો પુરો અર્થ સ્હમજવાને અશક્ત હોય છતા ત્હેને એવા ઉચ્ચાર અને છટાથી વાંચી શકે કે બીજાઓ એમજ જાણે કે તે ત્હેનો ખરો અર્થ સ્હમજીને વાંચે છે.

આવી રીતે આપણા મનના લગભગ એક તૃતિયાંશ કે વધારે વ્યાપારો ભવિષ્યમાં સ્પષ્ટ થનારા વિચારોની ઝાંખી અસ્પષ્ટ માનસિક

ઝાખીઓના બનેલા હોય છે આપણે માનસિક જીવન કેવળ સ્પષ્ટ વ્યાપારોનુ બનેલુ હોતું નથી અને જેટલી અગત્યતા સ્પષ્ટ વ્યાપારો ધરાવે છે તેટલી, અસ્પષ્ટ વ્યાપારો પણ ધરાવે છે મનનો વ્યાપાર ફક્ત વસ્તુઓની ચોક્કસ માનસિક આકૃતિઓ ઉપજાવવામા સમાઇ જતો નથી પરન્તુ આ આકૃતિઓની આસપાસ ત્હેમની સાથે સબધ ધરાવનારી વસ્તુઓના વિચારો ઝાખી રીતે વીંટળાયેલા હોય છે જેમ સૂર્યની આસપાસ કિરણમાળા રહેલી હોય છે તેમ ચેતનના મધ્ય સ્થાનમા રહેલી પ્રત્યેક માનસિક પ્રતિમા ત્હેના સબન્ધી વિચારોથી વીંટળાયલી હોય છે આ વિચારો ચેતનના મધ્ય સ્થાનમા ન હોવાથી ઝખા અને અસ્પષ્ટ હોય છે અને તેથી આવા સ્વલ્પ વ્યાપારોને આપણે ચેતનની કિનારી ઉપરના વ્યાપારો કહીશુ

ચેતન પ્રદેશની સરહદ ઉપરના આ મનોવ્યાપારોના સહચારી તન્તુ વ્યાપારોનુ સ્વરૂપ પણ ત્હેમના જેવુ જ છે અમુક ક્ષણે કોઇ સ્પષ્ટ મનોવ્યાપારોનુ સ્વરૂપ પણ ત્હેમના જેવુ જ છે અમુક ક્ષણે સ્પષ્ટ મનોવ્યાપાર ચેતન પ્રદેશમા હોય ત્યારે તે વ્યાપારનો સહચારી તન્તુ વ્યાપાર ઘણો સબળ હોય છે અને તે વ્યાપારની તરતજ પ્હેલાના વ્યાપારો તે ક્ષણે મનમા ઝાખા થયા હોય છે એટલે કે ત્હેમના સહચારી તન્તુ વ્યાપારો ક્ષીણ થયા હોય છે તેમજ તે ક્ષણે તે સ્પષ્ટ વ્યાપારની તરત પાછળ આવનાર મનોવ્યાપારો અસ્પષ્ટતામાથી સ્પષ્ટતા પામતા જાય છે એટલે કે ત્હેમના સહચારી તન્તુ વ્યાપારો વધારે ઉત્તેજક થતા જાય છે આવી રીતે એકજ ક્ષણે મનના સ્પષ્ટ વ્યાપારની જોડે આગળ ગયેલા તેમજ પાછળ આવતા વ્યાપારો અસ્પષ્ટરૂપે એવી રીતે મળી ગયેલા હોય છે કે ત્હેમનું પૃથક્કરણ કરી શકાતું નથી જેમ સગીતમા ક્રમવાર આવતા સૂરો એક બીજા ઉપર અસર કરી એક રાગ ઉત્પન્ન કરે છે તેમજ ક્રમવાર ઉત્પન્ન થતા મનોવ્યાપારો એક બીજા સાથે ભળી જઇ પ્રત્યેક ક્ષણે સંમિશ્રિત વ્યાપાર ઉપજાવે છે

ઉપર આપણે કહી ગયા છીએ કે પ્રત્યેક મનોવ્યાપારમાં જ્ઞાનોત્પાદક ગુણ હોય છે, અને જે વસ્તુ વિષે તે જ્ઞાન ઉપજાવે છે, ત્હેને તે વ્યાપારની વસ્તુ કહેવાય છે. હવે આ ગુણ સર્વ વ્યાપારોમાં સરખી રીતે હોતો નથી. કેટલાએક વ્યાપારો ત્હેમની વસ્તુનું માત્ર સંસર્ગ જ્ઞાન ઉત્પન્ન કરે છે અર્થાત્ તે વ્યાપારની આસપાસ ત્હેની વસ્તુના સંબન્ધોના મનોવ્યાપારોની કિરણમાળા એટલી અસ્પષ્ટ તથા ઝાંખી હોય છે કે ત્હેનું જ્ઞાન ફક્ત તે વસ્તુ જ મનમાં જે છાપ પાડે છે ત્હેમાં સંકુચિત થયેલું હોય છે. આવા વ્યાપારો આપણને ત્હેમની વસ્તુની સાથે માત્ર પરિચય જ કરાવે અને તેથી ત્હેમને પરિચય વ્યાપારો કહીશું. બીજા વ્યાપારો એવા હોય છે કે તેઓ ત્હેમની વસ્તુઓનો ફક્ત પરિચય નહીં પરન્તુ ત્હેમના સંબન્ધોનું પણ જ્ઞાન કરાવે છે. આવા પ્રત્યેક વ્યાપારમાંથી ત્હેના સંબન્ધ વ્યાપારોની કિરણમાળા વધારે પ્રસરેલી તથા ઓછી અસ્પષ્ટ હોય છે. આ વ્યાપારો ત્હેમની વસ્તુઓનું ત્હેમના સંબન્ધો સાથેનું સુરેખ તથા સ્પષ્ટ જ્ઞાન કરાવે છે તેથી ત્હેમને સુરેખ જ્ઞાન વ્યાપારો કહીશું.

પ્રત્યેક ઇચ્છાપૂર્વક મનોવ્યાપારમાં હમેશાં અમુક વિષય હોય છે કે ત્હેની આસપાસ તે વિષયને લગતા વિચારોની કિરણમાળા ફરતી હોય છે. જે કોઇ વિચારની વસ્તુ આ વિષય સાથે આપણા અનુભવ સંબન્ધ ધરાવનારી તથા બંધબેસતી હોય છે તે વિચારને આ કિરણમાળામાં સ્થાન મળે છે અને આવી રીતે જ્યારે તે વિચાર તે કિરણમાળાના બીજા વિચારો તથા તે વિષય સાથે બંધ બેસતો હોય છે ત્યારે તે ખરો તથા બુદ્ધિપૂર્વક છે એમ જણાય છે. આ નિયમને અનુસરીને પ્રત્યેક ભાષાના શબ્દો એક બીજાની સાથે લાંબા સાહચર્યને લીધે પરસ્પર સંબન્ધ અથવા વિરોધ દર્શાવનારા ગુણો ધારણ કરે છે. તેમજ કોઇ વિષય વિષે બોલતાં અમુક ભાષાના શબ્દોથી શરૂ કર્યું હોય તો તેજ ભાષાના શબ્દો આપણા મ્હોંમાં

આવે છે અને જ્યારે કોઈ પારકી ભાષાનો શબ્દ વચમા આવે તો તરત આપણું ધ્યાન ખેંચાય છે. ઉદાહરણ તરીકે આપણે ગુજરાતી તથા અગ્રેજી ભાષાઓ જાણતા હોઈએ અને અગ્રેજીમા કોઈ વાક્ય શરૂ કરીએ તો એક પછી એક અગ્રેજી શબ્દો જ ઉચ્ચારાય છે. અને કોઈક વખત જ ગુજરાતી શબ્દો બોલાય છે તથા આવી રીતે અગ્રેજી શબ્દોનું આપણા મનમા પરસ્પર સાહચર્ય કેવળ યાન્ત્રિક રીતે ઉદ્ભવતુ નથી. પરન્તુ તે સાહચર્યની પ્રતીતિ આપણા મનમા વધારે નહીં તો ઝાખી પણ હોય છે. કારણ કે બોલતા બોલતા જો એકાદ ગુજરાતી શબ્દ મ્હોમા આવી જાય તો શબ્દોની વિરોધતાને લીધે તરત આપણુ ધ્યાન ખેચાય છે હવે ઉપર જણાવેલા સાહચર્યનું એક મુખ્ય પરિણામ એ છે કે કોઈ પુરૂષની વાણી સાભળતા સવ શબ્દો એકજ ભાષાના છે અને તે ભાષામા પણ અમુક એકજ અર્થમા વપરાતા શબ્દો છે તેમજ તે સર્વે શબ્દો વ્યાકરણના પરિચિત ક્રમમા ગોઠવાયેલા છે એવી ઝાખી પણ પ્રતીતિ થાય તો ઘણી વખત આપણે જે સાભળીએ છીએ તે અર્થવાળુ તથા ખરૂ છે એવુ ભાન થાય છે પરન્તુ તે વાણી સાભળવામા કોઈ પારકી ભાષાનો શબ્દ આવી જાય અથવા વ્યાકરણની ભુલ જણાય અથવા તેજ ભાષાનો પરન્તુ કોઈ અનુચિત શબ્દ વચમા આવી જાય તો ત્હેને ખરૂ માની લેતા આપણુ મન તરત આચકો ખાય છે આ ઉપરથી જણાશે કે કોઈ પણ વિષયના અર્થ—સૂચનની પ્રતીતિ ભાવદર્શક ( affirmative ) નહીં પરન્તુ અભાવદર્શક ( negative ) છે અર્થાત્ તે વિષયની કિરણમાળાના વિચારો વચ્ચે વિરોધનો અભાવ તેજ તે પ્રતીતિનું કારણ છે

ત્રીજી રીતે આપણે કાઈ સાભળીએ અથવા વાચીએ ત્હેના શબ્દો એક જ ભાષાના હોય તથા પરસ્પર સાહચર્ય ધરાવનારા હોય તેમજ વ્યાકરણની રચના બરોબર હોય તો કેવળ અર્થરહિત વાક્યો પણ ખરા હોય તેમ ચાલ્યા જાય અને કોઈ વખત તો તે

ખોટા છે તેવી શંકા પણ આપણા મનમા થશે નહીં. ઘણી વખત ભાષણકર્તાઓ, વર્તમાનપત્રોમા લખનારાઓ તથા લેખકોના વાક્યોમાથી આ વિષેના ઉદાહરણો મળી આવે છે 'પક્ષીઓએ ત્હેમના પ્રાત કાળના સગીતથી વૃક્ષોને ભરી મુક્યા તથા આસપાસની હવાને શીતળ ભીની અને મનોહર બનાવી મુકી ' આ વાક્યો એક વર્તમાનપત્રમા પ્રકટ થયેલુ હતુ અને ઘણા વાચકોએ ઉતાવળથી ત્હેને અર્થ રહિત ગણ્યા વિના વાચી કહાડ્યુ હશે કોઇ પણ શબ્દો વચ્ચે આપણા અનુભવમા સાહચર્ય હોય તો એવા શબ્દોનો અર્થ રહિત સમૂહ ઉપરચોટીયા વાચકની દૃષ્ટિમાથી શંકા ઉપજાવ્યા વિના પસાર થઇ શકે છે

ઉપરની સર્વે હકીકતથી જણાશે કે મનના વ્યાપારોમા જહેને આપણે વિશ્રાન્તિ વ્યાપારો કહ્યા તેજ આપણુ ધ્યાન વધારે ખેચે છે. સંક્રાન્તિ વ્યાપારનું ભાન આપણને બહુ ઝાખી રીતે થાય છે તેમજ જુદા જુદા પુરુષો એક જ વસ્તુમાથી એક જ અનુમાન દોરતા હોય અર્થાત્ અનુમેય તથા અનુમાન એ બન્ને વિશ્રાન્તિ વ્યાપારો સવમા સરખા હોય પરન્તુ એક વિશ્રાન્તિ વ્યાપારમાથી બીજા વિશ્રાન્તિ વ્યાપારમા લઇ જતો સંક્રાન્તિ વ્યાપાર પ્રત્યેક પુરુષમા જુદો હોઈ શકે. ધારો ક નામના એકજ મનોવ્યાપારમાથી કેટલાએક પુરુષો વિચાર કરવાનું શરૂ કરે છે અને તેઓ સર્વે તેમાથી ન્યાયપુર્વક નીકળતા વ નામના અનુમાન ઉપર આવે છે હવે આ અનુમાન ઉપર લઇ જનારા સક્રાન્તિ વ્યાપારો કોઇકમાજ સરખા હોઇ શકે એક પુરુષમા આ સંક્રાન્તિ વ્યાપાર અગ્રેજી ભાષામા થતો હોય, બીજામા ગુજરાતી ભાષામા થતો હોય· કોઇના મનમા અનુમાન કરતી વેળાએ ચક્ષુ ઇન્દ્રિયમાથી ઉપજતા માનસિક ચિત્રો હોય તો કોઈના મનમા સ્પષ્ટ ચિત્રો વ્યાપાર એકજ છે છતા પ્રત્યેક પુરુષને જુદા જુદા સંક્રાન્તિ વ્યાપારો આ અનુમાન ઉપર લઈ જાય છે

૪. હવે આપણે ચેતન પ્રવાહના ચોથા લક્ષણ વિષે જોઇશ. આ લક્ષણ એ છે કે પ્રત્યેક મનોવ્યાપારથી પોતાની બાહ્ય એવી વસ્તુનું જ્ઞાન મળતું જણાય છે. આનો અર્થ એ છે કે વિચાર અને વિચારનો વિષય જ્ઞાતા અને જ્ઞેય-એ બન્ને પરસ્પર ભિન્ન જણાય છે. જ્ઞાતા એટલે મનોવ્યાપાર આપણો પોતાનો છે એમ જાણીએ છીએ. પરન્તુ જ્ઞેય વસ્તુ તેવી રીતે આપણા પોતાના મનોવ્યાપારની જ છે એમ મનાતું નથી. કારણ કે આપણા તેમજ પારકાના વિચારો એક વિષય વિષે બની શકે છે. આવી રીતે મનોવ્યાપારોની વિવિધતામાં વિષયની એકતા જણાતી હોવાથી વિચારનો વિષય વિચારથી ભિન્ન માનવાનું કારણ મળે છે.

કોઇપણ અગાઉ ન અનુભવાયેલી વસ્તુનો જ્યારે પ્હેલી વખત મનોવ્યાપાર થાય છે ત્યારે પ્રથમ તો તે વસ્તુ અને ત્હેને જાણનારો મનોવ્યાપાર એ બન્ને વચ્ચે ભેદનું ભાન થતુ નથી, કારણ કે તે વસ્તુનો તે મનોવ્યાપારથી સ્વતન્ત્ર અનુભવ ન મળવાથી ત્હેનું બાહ્ય તરીકે વસ્તુ જ્ઞાન મળવું અશક્ય છે પરન્તુ પાછળથી જેમ જેમ અનુક્રમના વ્યાપારોથી એક જ વસ્તુનું જ્ઞાન થાય છે ત્યારે મનોવ્યાપાર અને વસ્તુની ભિન્નતાનું દર્શન થાય છે પ્હેલાં તો જે વસ્તુ પોતાના પ્રદેશમાં આવે છે ત્હેનું જ જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેયનો ભેદ જાણ્યા શિવાય મનને થાય છે, પરન્તુ પાછળથી વારંવાર અનુભવ વડે તે વસ્તુનો જ્ઞાતા પોતે છે એવુ આત્મજ્ઞાન થાય છે. આ બન્ને જાતના જ્ઞાનમાં પ્હેલુ જ્ઞાન પ્રાથમિક હોય છે બાલ્યાવસ્થામાં આવુ જ્ઞાન થાય છે તેમજ પ્રૌઢાવસ્થામાં પણ કોઇ કોઇ વખત મૂર્છામાં તથા ઇન્દ્રિયોને મન્દ કરી નાખનારા પદાર્થો સુંઘવા અથવા પીવાથી વસ્તુઓનું ઝાખું જ્ઞાન પોતે તે વસ્તુઓને જાણે છે તેવા આત્મ જ્ઞાનથી વિલક્ષ્ણ સ્થિતિમાંથી મળે છે. આ વાતને ઘણા પુરૂષો કે જેઓને આવો અનુભવ થયો છે તે ટેકો આપે છે. પરન્તુ પુખ્ત વયના ચેતનમાં તો આ મતે અપવાદ રૂપે જ જણાય છે, કારણ કે

સાધારણ રીતે તો આના ચેતનમા પોતાના અને તેમના ભેદનુ જ્ઞાન સર્વે પ્રકારના મનોવ્યાપારોમા રહેલુ હોય છે

ઉપરના વિવેચનમા આપણે વિચાર અને ત્હેના વિષયને સરખાવ્યા છે હવે માનસશાસ્ત્રમા આ વસ્તુનો શો અર્થ છે તે આપણે તપાસવાની જરૂર છે સાધારણ રીતે આપણે એમ મ્હમજીએ છીએ કે વિચારના વિષય એટલે આપણા મનની બહાર અસ્તિત્વ ધરાવતી વસ્તુ કે જ્હેના વિશે આપણા મનમા કઇ પણ મનોવ્યાપાર થાય છે આની રીતે 'કોલમ્બસે ઇ સ ૧૪૯૨મા અમેરીકા શોધી કહાડયો' એમ કહેવાના મનોવ્યાપારમા ત્હેનો વિષય શો છે એમ પુછીએ તો કોઇ કહેશે કે કોલમ્બસ, 'કોઈ કહેશે કે 'અમેરીકા' તો, કોઈ કહેશે કે 'અમેરીકાની શોધ' પરન્તુ આમાથી એકકે આ વિચારનો વિષય નથી જો કે એ વિચાર અમેરીકાની શોધ વિશે છે પરન્તુ ત્હેનો વિષય તો 'કોલમ્બસનુ ઇ સ ૧૪૯૨મા અમેરીકાનુ શોધી કહાડવુ' એ આખુ વાક્ય છે. કારણ કે જે સર્વે વિશે અમુક વિચાર હોય તે સર્વે તે વિચારનો વિષય બને છે

બીજી એક વાત લક્ષમા એ રાખવાની છે કે કોઇ વિચારનો વિષય ગમે તેટલી સંકુલિત તથા જુદી જુદી વસ્તુઓ વિશેનો હોય પરન્તુ તે વિચાર પોતે તો એકજ અવિભક્ત મનોવ્યાપાર છે કેટલાએક માનસશાસ્ત્રીઓ એમ માને છે કે જ્યારે જ્યારે વિચારનો વિષય ઘણા ભાગોનો બનેલો હોય છે ત્યારે તે વિચાર પણ એક ભાગનો એક મનોવ્યાપાર એ પ્રમાણે તેટલા જ જુદા જુદા સૂક્ષ્મ મનોવ્યાપારોના મિશ્રણનો બનેલો છે પરન્તુ ઉપરના એક પ્રકરણમા આપણે જોઇ ગયા તેમ આ એક મોટી ભૂલ છે ધારો કે 'ગન્જીફાના પાના મેજ ઉપર પડયા છે' એ વિચાર મનમા થયો આ વિચાર ગન્જીફાનો વિચાર મેજનો વિચાર, તથા ત્હેની ઉપર પડવાના વિચાર એ જુદા જુદા વિચારોના મિશ્રણથી બનેલો નથી પરન્તુ તે એકજ વિચાર છે, અને 'ગન્જીફાના પાનાનુ મેજ ઉપર હોવુ' એ આખુ વાક્ય ત્હેનો વિષય છે

૫. હવે આપણે ચેતનનું ઉર્ધ્વ તથા અગત્યનું લક્ષણ તપાસીશું. આ લક્ષણ એ છે કે મન પોતાના પ્રત્યેક વ્યાપારમાં હેના વિષયમાંથી કેટલાએક ભાગોમા રસ લઈ હેમના ઉપર ધ્યાન આપવાની તથા કેટલાએકની અવગણના કરવાની ઇચ્છા શક્તિ ધરાવે છે. કોઈ વસ્તુને પસંદ કરી હેના ઉપર ધ્યાન આપીએ છીએ તથા વિચાર કરીને અનેક કાર્યોમાંથી અમુક જ કાર્ય કરીએ છીએ, તે સર્વે મનની ઈચ્છા-શક્તિનાં ઉદાહરણો છે. પરન્તુ કોઇ વસ્તુનું ઇન્દ્રિયો વડે જ્ઞાન મેળવતા પણ હેના અમુક લક્ષણો ઉપર ધ્યાન આપીએ અથવા ભાર દઈએ તે મનની ઇચ્છા શક્તિ બતાવે છે. ઘડીયાળમાં એક જ ક્રમ પ્રમાણે અને એકજ જાતના ટીક ટૅાક, ટીક-ટૅાક એમ અવાજ થતા હોય તે અવાજોના જુદા જુદા ભાગો ઉપર ભાર આપીને સાભળીશુ તો ઘડીકમા જુદી જુદી જાતના અવાજો થતા હોય એમ લાગે છે. કપડા ઉપર ટપકા ટપકા હોય તો અમુક રીતે જોયાથી એક આકારમાં અને બીજી રીતે જોયાથી જુદા જ આકારમાં તે ટપકા ગોઠવાયા હોય તેમ જણાય છે. આકાશમાં વાદળાં થયા હોય ત્યારે જોઇશુ તો કોઇ વાદળાના અમુક ભાગો તરફ જ ધ્યાન આપવાથી જાણે તે વાદળું હાથી, ઉંટ, કે બીજા પ્રાણીના આકારનું હોય તેમ લાગે છે. આવી રીતે વસ્તુઓના ગમે તે ભાગો ઉપર ધ્યાન આપીને પોતાના જ દૃષ્ટિબિંદુથી જ્ઞાન મેળવવાની શક્તિ પ્રત્યેક ચેતન વ્યાપારમા રહેલી છે.

હવે ઇચ્છા શક્તિના વ્યાપારમા અમુક ભાગો તરફ વધારે ધ્યાન આપવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર બીજા ભાગોની અવગણના કરવાની છે. કેટલાએક ઉદાહરણો વડે આ વાત સ્પષ્ટ રીતે સ્હમજાશે. પ્રથમ તો આપણી ઇન્દ્રિયો પસંદગી કરવાની શક્તિ ધરાવનારાં અવયવો છે. આનો અર્થ એમ નથી કે ઇન્દ્રિયોમા ઇચ્છા શક્તિ રહેલી છે. પરન્તુ એ છે કે પ્રત્યેક ઇન્દ્રિયનું બંધારણ એવું છે કે તે અમુક જાતના પ્રોત્સાહનો જ પોતાના જ્ઞાનતન્તુઓ વડે

મગજમાં લઇ જાય છે. પદાર્થ શાસ્ત્રનો એક મુખ્ય સિદ્ધાન્ત છે કે ભૌતિક વિશ્વમાં પ્રકૃતિના પરમાણુઓની પ્રકંપમય ગતિઓ શિવાય બીજું કાંઇજ નથી. આપણી જુદી જુદી ઇન્દ્રિયો આવા જુદા જુદા વેગવાળા પ્રકંપોને ગ્રહણ કરી પ્રત્યક્ષ જ્ઞાન ઉપજાવે છે. આવી રીતે પ્રકંપોમાં અમુક વેગ હોય તો તે કર્ણેન્દ્રિયવડે ગ્રહણ થાય છે; તેથી વધારે વેગ હોય તો ચક્ષુ-ઇન્દ્રિય વડે ગ્રહણ થાય છે અને જો અત્યન્ત વેગ હોય તો કોઇ પણ ઇન્દ્રિય હેનું ગ્રહણ કરી શકતી નથી. આવી રીતે અન્તર્ભેદ રહિત પરમાણુઓના પ્રકંપોમાંથી વિવિધ જાતનાં ભેદવાળાં પ્રત્યક્ષો ઉત્પન્ન કરવાની શક્તિ ઇન્દ્રિયોમાં રહેલી છે. હવે જેવી રીતે પ્રત્યેક ઇન્દ્રિય અમુક જાતનાં પ્રોત્સાહનોને ગ્રહણ કરે છે અને બીજાંઓની અવગણના કરે છે તેમ મન પણ પછીથી ઇન્દ્રિયોનાં પ્રત્યક્ષોમાથી પોતાને ગમે તેમ અમુક ઉપર ધ્યાન આપવાની અને અમુકની અવગણના કરવાની શકિત ધરાવે છે. જે વસ્તુઓમા આપણને ૨ પડે છે તે વસ્તુઓના પ્રત્યક્ષો ઉપર આપણે સાધારણ રીતે વધારે ધ્યાન આપીએ છીએ. વળી એકજ વસ્તુમાથી જે જે વિવિધ જાતના પ્રત્યક્ષો આપણને મળે છે તે સર્વેમાંથી એક પ્રત્યક્ષને પસંદ કરી હેને તે વસ્તુનું ખરૂ સ્વરૂપ દર્શાવનારૂ માનીએ છીએ અને બીજાંઓને ફક્ત તે વસ્તુના આભાસો કહીએ છીએ. ઉદાહરણ તરીકે કોઈ વર્તુળને આડી બાજુમાં ઉભા રહીને જોઇશું તો બરોબર ગોળ નહીં જણાય અને આવા પ્રત્યક્ષોને આભાસરૂપ માનીશુ. પરન્તુ વર્તુલના મધ્ય બિન્દુની સીધી લીટીમા આપણી દૃષ્ટિ રાખીને ઉભા રહ્યા પછી જે પ્રત્યક્ષ મળે છે હેને આપણે તે વસ્તુના ખરા પ્રત્યક્ષ તરીકે પસંદ કરીએ છીએ. તોપના અવાજનું ખરૂ પ્રત્યક્ષ તો જ્યારે આપણે તોપની પાસેજ કાન રાખીને ઉભા રહીને સાંભળીએ હેનેજ ગણાય. અને જુદા જુદા અન્તરથી હેના જે અવાજો સંભળાય તે જુદા જુદા એટલે નાના મોટા હોવા છતા પણ તેઓ સર્વે એકજ તોપના અવાજથી જુદા જુદા પ્રત્યક્ષો

એમ આપણે તોપના ખરા અવાજની માનસિક કલ્પના કરી ત્હેમની તે કલ્પનાની સાથે સરખામણી વડે કરી શકીએ છીએ. આવી રીતે પ્રત્યેક વસ્તુ અસખ્ય જુદા જુદા પ્રત્યક્ષો ઉપજાવે છે પરન્તુ આ પ્રત્યક્ષોમાથી અમુક એકને ત્હેના ખરા પ્રત્યક્ષ તરીકે પસંદ કરીએ છીએ.

આથી આગળ ચાલતા આપણો અનુભવ તે આપણે ધ્યાન આપીને પસંદ કરેલા વસ્તુઓના જ્ઞાનનો સંગ્રહ તે શિવાય બીજું કાંઇ જ નથી. પ્રત્યેક માણસનો અનુભવ જુદો હોવાનું મુખ્ય કારણ એ છે કે તે પોતાને જ પસંદ પડેલી વસ્તુઓ ઉપર ધ્યાન આપી પોતાનો અનુભવ બાધે છે આપણે રોજ કીડીઓ, માખીઓ, વિગેરે જન્તુઓને જોઇએ છીએ પરન્તુ કોઇ જન્તુશાસ્ત્રી શિવાય બીજા કોઇને ત્હેમના વિષે ચોકસ જ્ઞાન હોતું નથી. ધારો કે ચાર માણસ હિન્દુસ્તાનની મુસાફરી કરવાને નીકળ્યા એક સારા શહેરોની બાબતી જોવા લાયક ઇમારતો, સુન્દર દેખાવો વિગેરેનુ જ્ઞાન મેળવશે; બીજો જુદા જુદા શહેરોમા દાણા, કાપડ વિગેરેના ભાવ તાલ શા શા છે, કયા દેશમા ઘઉનો પાક વધારે છે, કયા દેશમા રૂની પેદાશ વધારે છે તે સર્વની ખબર મેળવી કરશે ત્રીજો કયા શહેરમા મીઠાઇ સારી મળે છે, કયા ભાગમા મેવો સારો મળે છે, વિગેરે ખાવાની વસ્તુઓનું જ્ઞાન મેળવશે, ત્યારે ચોથો વળી કયા શહેરના લોકો વધારે કેળવાયેલા છે, કયા ભાગમા સ્ત્રીઓને વધારે છુટ છે વિગેરે સામાજીક જ્ઞાન મેળવું કરશે. એક જ વિષયમાથી પ્રત્યેક જણ પોતાને મનપસંદ વસ્તુઓ ઉપર ધ્યાન આપી પોતાનો અનુભવ રચશે.

ઉપરની હકીકત ઇન્દ્રિયો વડે મળતાં અનુભવને લગતી છે પરન્તુ આ અનુભવમાથી બુદ્ધિપૂર્વક જ્ઞાન મેળવવામા પણ મનની પસંદ કરવાની શક્તિ મુખ્ય સ્થાન ધરાવે છે, કોઇ પણ અનુમાન સિદ્ધ કરવાને ત્હેનું યોગ્ય પ્રમાણ શોધી કહાડવુ તેમજ કોઇ કાર્ય કરવાને ત્હેના યોગ્ય સાધનો શોધી કહાડવા એ બન્ને વ્યાપારોમા મનને અનેક

વસ્તુઓમાથી અમુક જ બંધ બેસતી વસ્તુઓને પસંદ કરીને વીણી લેવાની જરૂર રહે છે, અને જે મનુષ્ય થોડા વખતમા આવી ખરી વસ્તુ પસંદ કરે છે હેને બુદ્ધિશાળી કહીએ છીએ. હુન્નરકળાના પ્રદેશમા પણ જે પુરૂષ સર્વ યોગ્ય અને સુન્દર વસ્તુઓને પસંદ કરી હેમને પોતાની રચનામા ગુથે છે તે ખરો કારીગર તથા કળાકૌશલ્યવાળો કહેવાય છે. કંઇ પણ દોષરહિત સુન્દર મુખાકૃતિ ચીતરવામા ચિત્રકારને ભાગ્યેજ કોઇ એવો પુરૂષ અથવા સ્ત્રી મળી આવે કે જહેનું મુખ સર્વાશે સુન્દર હોય. પરન્તુ જુદા જુદા પુરૂષોના મુખના સુન્દર અવયવો એટલે કોઇનું સુન્દર કપાળ, કોઇની સુન્દર આંખો, કોઇનું સુન્દર નાક એમ પસંદ કરીને તે સર્વને એક આકૃતિમા ઉતારવામા હેનુ ચાતુર્ય રહેલુ છે. પરન્તુ મનની પસંદ કરવાની શકિતનું સૌથી મુખ્ય સ્થાન તો વર્તનના પ્રદેશમા રહેલુ છે કોઇ પણ પુરૂષ નીતિમાન્ ત્યારે ગણાય કે જ્યારે હેની ઇચ્છા શકિત એટલી દૃઢ થયેલી હોય કે ઇષ્ટ અને અનિષ્ટ વૃત્તિઓના માનસિક વિગ્રહમા ઇષ્ટ વૃત્તિને જ પસંદ કરવા તરફ હેનું વલણ હોય મનુષ્યના મનમા અનેક જાતના વિચારો તથા વૃત્તિઓ ઉત્પન્ન થાય છે અને આ સર્વેમાથી આપણો સ્વાર્થ સાધે એવી પરન્તુ અનિષ્ટ વૃત્તિઓને દાબી દઇ હમેશા નીતિમય વૃત્તિઓનું ઇચ્છાપૂર્વક પોષણ કરવું એના કરતા વધારે મુશ્કેલ કાર્ય મનુષ્યની શકિતમા છે જ નહીં. ઇચ્છા શકિતનું પ્રત્યેક કાર્ય આપણા વર્તનના બંધારણમા અંગભૂત થાય છે અને તેથી જ્યારે જ્યારે કંઇ પણ કાર્ય કરવાની ઇચ્છા આપણે કરીએ છીએ ત્યારે તે ભવિષ્યમા આપણુ જીવન કેવા પ્રકારનું બનાવવા માગીએ છીએ હેનો નિશ્ચય કરવા સમાન છે

મનની પસંદ કરવાની શકિતનો આવી રીતે જુદા જુદા પ્રદેશોમા આવિર્ભાવ થાય છે. કઇ વસ્તુ પસંદ કરવા યોગ્ય છે અને કઇ નથી તે વિષયમા સાધારણ રીતે બહુ મતભેદ જણાશે નહીં પરન્તુ એક બાબત એવી છે કે જેમા કોઇ પણ બે પુરૂષો એક સરખી રીતે પસંદ

નહીં કરે. આ બાબત એ છે કે પ્રત્યેક પુરૂષ સકલ વિશ્વની વસ્તુ-ઓને 'મ્હારી' તથા 'મ્હારા શિવાય બીજાની' એમ બે ભાગોમા નાખી વ્હેચી નાખી જે જે વસ્તુઓને 'મ્હારી' એ વિશેષણ લગાડી શકાય ત્હેમનામા સ્વાભાવિક પ્રેરણાથી અનન્ય રસ લેછે. કોઇ પણ પુરૂષને પારકાની વસ્તુઓમા પોતાની વસ્તુઓ જેટલો રસ પડતો નથી આપણુ પોતાનુ તે અન્ય પુરૂષોનુ પારકુ અને બીજાઓનુ પોતાનુ તે આપણુ પારકુ એવી રીતે દરેક પુરૂષના મનમા બે વિભાગો હોય છે કોઇ બીજો પુરૂષ આપણા મનમા જગતનુ માત્ર એક પ્રાણી છે અને ત્હેના મનમાં આપણે માત્ર એક પ્રાણી છીએ આવી રીતે પ્રત્યેક પુરૂષ અખિલ સૃષ્ટિને પોતાના જ દૃષ્ટિ બિન્દુથી બે ભાગોમા વ્હેચી નાખે છે

## પ્રકરણ આઠમું.

### આત્મજ્ઞાન.

હવે આપણે મનનુ સ્વરૂપ વધારે બારીકીથી તપાસીએ ઉપર આપણે જોયું તેમ મનની એક મુખ્ય વિલક્ષણતા એ છે કે મન પોતાને જાણી શકે છે અર્થાત્ ત્હેને બાહ્ય વસ્તુઓની પ્રતીતિ થાય છે તેટલું જ નહીં પરન્તુ આત્મ પ્રતીતિ પણ થાય છે ગમે તે જાતનો વ્યાપાર મનમા થતો હોય પરન્તુ તે વ્યાપાર થતી વખતે તે આપણો પોતાનો છે અને આપણે પોતે તે વ્યાપાર ઉત્પન્ન કરીએ છીએ એમ થોડે ઘણે અંશે અવશ્ય જાણીએ છીએ આવી રીતે જ્યારે આપણે એમ કહીએ કે મન તે પોતે પોતાને જાણી શકે છે ત્યારે અગત્યનો પ્રશ્ન એમ થાય છે કે મન 'પોતે' એટલે શું અને 'પોતાને' એટલે શું ? આ બન્ને મનમા જુદા જુદાં રૂપો

છે. જ્યારે આપણે એમ કહીએ છીએ કે 'હું અમુક વિચાર કરૂં છું' ત્યારે હું અને મ્હારો પોતાનો વિચાર તે બન્ને આપણા મનના જ્ઞાતા અને જ્ઞેયનો સંબન્ધ ધરાવનાર સ્વરૂપો છે. હવે આ બન્ને સ્વરૂપો જ્હેને આપણે 'આન્તરાત્મા' અને 'બાહ્ય આત્મ' કહીશું ત્હેમનાં લક્ષણો અને તેમાં પ્રથમ બાહ્ય આત્માનું સ્વરૂપ તપાસીશું.

૧. બાહ્ય આત્મા.

પ્રથમ તો પ્રશ્ન એ થાય છે કે આત્માના બાહ્ય સ્વરૂપમાં શેનો શેનો સમાવેશ થાય છે ? ઉપર આપણે કહ્યું કે જ્હેને આપણે 'પોતાને' કહીએ છીએ ત્હેનો આ સ્વરૂપમા સમાવેશ થાય છે. પરન્તુ જ્હેને આપણે 'પોતાને' કહીએ છીએ અને જે કોઇને 'પોતાનું' કહીએ છીએ તે બે વચ્ચે મર્યાદા બાંધવી મુશ્કેલ છે. કેટલીએક વસ્તુઓ જ્હેમને આપણે 'પોતાની' કહીએ છીએ ત્હેમને આપણે પોતાને જેમ ગણતા હોઇએ તેમ ગણીએ છીએ આપણી કીર્તિ, સંતતિ તથા સંપત્તિ જેમ આપણુ પોતાનુ શરીર પ્રિય હોય તેમ પ્રિય લાગે છે અને શરીરના સુખ દુઃખથી જે વૃત્તિઓ ઉત્પન્ન થાય છે તેવીજ વૃત્તિઓ ત્હેમનાથી ઉત્પન્ન થાય છે. તેટલું જ નહીં પરન્તુ આપણું શરીર તે આપણે પોતેજ છીએ કે માત્ર આપણુ પોતાનું છે એ પ્રશ્ન પણ ઉત્પન્ન થઇ શકે છે અને ઘણાઓ શરીરને પોતાથી (એટલે પોતાના આત્માથી) ભિન્ન વસ્તુ ધારી જેમ પોપટ પાંજરામાં પુરાયો હોય તેમ આત્માને શરીરરૂપી માટીના ઘરમા પુરાયેલો માને છે. આવી રીતે 'પોતે' અને 'પોતાની જ્હેને કહી શકાય ત્હેવી,વસ્તુ' તે બે વચ્ચે એટલો ગાઢ સંબન્ધ કે કોઇ વસ્તુ પોતાની હોય ત્હેને આપણે પોતાને જેમ ચ્હાતા હોઇએ તેમ ચ્હાઇએ છીએ. આમ હોવાથી 'પોતાને' એ શબ્દને વિશાળ અર્થમાં વાપરીયે તો ત્હેમાં જે સર્વેને 'પોતાનું' કહી શકાય તે સર્વેનો સમાવેશ થાય છે. પોતાના સંબન્ધીઓ, મિત્રો, ઘર, લુગડાં મિલ્કત વિગેરે પોતાને પોતાનો બાહ્ય આત્માજ કહી શકાય આવી રીતે બાહ્ય આત્માને

આ વિશાળ અર્થમાં લઈને હવે હેનું વર્ણન ત્રણ વિભાગમાં વ્હેંચીશું:—

૧ હેના વિભાગો.

૨ હેમને અંગે જે લાગણીઓ ઉત્પન્ન થાય છે તે સર્વે.

૩ હેમની પ્રેરણાથી જે કાર્યો થાય છે તે સર્વે.

૧. બાહ્ય આત્માના વિભાગો મુખ્ય ત્રણ છેઃ—

પ્રકૃતિમય આત્મા ( The material Me )
સામાજીક આત્મા ( The social Me )
મનોમય આત્મા ( The spiritual Me )

પ્રકૃતિમય આત્મા—આ વિભાગમાં જે કોઇ ચેતનમય તથા જડવસ્તુને આપણી પોતાની કહી શકીએ તે સર્વેનો સમાવેશ થાય છે. પ્રથમ તો આપણું શરીર તે આપણા બાહ્ય આત્માનું મુખ્ય અંગ છે. આપણને પોતાને અને આપણું શરીર એ બન્નેને ઘણે પ્રસંગે એક જ માનીએ છીએ. તે પછી આપણા વસ્ત્રો આવે છે. એક જુની કહેવત પ્રમાણે મનુષ્ય આત્મા, શરીર અને વસ્ત્રો એમ ત્રણ ભાગનો બનેલો છે એ કહેવત કેવળ ખોટી નથી. આપણાં વસ્ત્રોને આપણી સાથે એટલાં તો એકમય ધારીએ છીએ કે આપણને જો એમ પુછવામાં આવ્યું હોય કે મેલાં અને ફાટેલાં કપડાં પરન્તુ સુન્દર શરીર અને સુન્દર તથા સ્વચ્છ કપડા પરન્તુ કદરૂપું શરીર એ બેમાંથી પસંદ કરો તો ઘણાં પુરૂષો જરૂર બીજી વસ્તુ પસંદ કરશે. આ પછી આપણું કુટુંબ આવે છે. આપણા માતા પિતા, સંતાનો વિગેરે જે સર્વેમાં એક જ રૂધિર વહે છે તેઓ સર્વેને આપણા બાહ્ય આત્માનાંજ અંગો તરીકે ગણીએ છીએ. તેઓનું સુખ દુઃખ અને આપણું સુખ દુઃખ એક જ સ્હમજીએ છીએ અને તેઓનું માન અપમાન પણ આપણા માન અપમાન જેવું ગણીએ છીએ. તે પછી આપણા ઘરને પણ આપણા પોતાની માફક ચાહીએ છીએ અને તે ગમે તેવું હોય છતા આપણને તો તે સારૂં જ લાગે

છે. આપણું દ્રવ્ય પણ જીવ જેવું વ્હાલું લાગે છે અને કેટલાએકને તો પોતાના જીવ કરતાં પણ વધારે વ્હાલું લાગે છે. દ્રવ્યમાં પણ વારસામાં મળેલા દ્રવ્ય કરતાં જાત મહેનતથી પેદા કરેલું દ્રવ્ય હમેશાં વધારે પ્રિય લાગે છે અને એ દ્રવ્યનો નાશ થયો હોય તો જાણે આપણું જીવન સંકોચાઇ ગયું હોય તેમ લાગે છે. કોઇ માણસના દ્રવ્ય વિષે બોલતાં એની પાસે આટલો 'જીવ' છે એમ આપણી ભાષામાં કહીએ છીએ તે ઉપરની વાતને અનુમોદન આપે છે.

સામાજીક આત્મા—મનુષ્યનું મુખ્ય લક્ષણ એ છે કે ત્હેનું જીવન સામાજીક છે. બીજા પુરૂષો સાથે મળી આપણા જીવનના જરૂરી કાર્યો સાધવાની સર્વે મનુષ્યોમા નૈસર્ગિક પ્રેરણા રહેલી છે અને આ પ્રેરણાની સાથે જનસમાજમા કીર્તિ મેળવવાની તથા બીજા પુરૂષો પાસેથી આપણો સત્કાર મેળવવાની પ્રેરણાઓ રહેલી છે. જો કોઇ પણ માણસ આપણી સાથે બોલે નહીં, આપણી દરકાર રાખે નહીં અથવા તિરસ્કારની દૃષ્ટિથી જુએ તો આપણા મનમા ઘણો જ ક્ષોભ થાય છે. વાસ્તવિક રીતે જોતા જેટલા પુરૂષો કોઇ મનુષ્યને ઓળખે છે અને ત્હેના વિષે કઈ પણ અભિપ્રાય બાંધે છે તેટલા સામાજીક આત્માઓ તે મનુષ્ય ધરાવે છે. કારણ કે કોઇ મનુષ્યે આપણા વિષે બાંધેલો અભિપ્રાય એક જાતનું આપણું દ્રવ્ય છે. અને તે અભિપ્રાયને કોઇ ત્રીજો માણસ નુકશાન કરે તો આપણને પોતાને હાનિ કર્યા સમાન છે. આપણા સામાજીક જીવનની બીજી એક વિશિષ્ટતા એ છે કે જનસમાજના જુદા વર્ગના પુરૂષો તરફ આપણે પોતાને જુદા જુદા રૂપમા દર્શાવીએ છીએ. કુટુમ્બીઓ તરફ આપણા આત્માનું એક સ્વરૂપ બતાવીએ છીએ, મિત્રો તરફ બીજું બતાવીએ છીએ, નોકરો તરફ ત્રીજુ બતાવીએ છીએ એમ વિવિધ જાતનાં સ્વરૂપોમા આપણો સામાજીક આત્મા વ્હેંચી નાખીએ છીએ. ઘણા યુવકો પોતાના માતા પિતા તથા શિક્ષકોની સમીપ ગરીબ રાંક જેવા વર્તે છે પરન્તુ ત્હેમના જોડીયાઓની સાથે જુદા જ રૂપમાં પ્રકાશે છે.

ઉપર આપણે જોયું કે મનુષ્યની કીર્તિ અથવા માન હેના સામાજીક આત્માનું જ એક સ્વરૂપ છે અને આ માન જુદા જુદા પુરૂષોને માટે હેમના ધંધાને અંગે જુદી જુદી જાતનું હોય છે. કૉલેરા અથવા પ્લેગવાળા શહેરમાંથી નાશી જવું એ સાધારણ મનુષ્ય માટે અપકીર્તિ ભરેલું નથી પરન્તુ દાક્તરો માટે તો ઘણું જ અપકીર્તિ ભરેલુ છે. સાધારણ વાતોમાં પણ આપણા સામાજીક આત્માની વિવિધના દર્શાવીને કહીએ છીએ, ' મનુષ્ય તરીકે હારા ઉપર દયા આવે છે પરન્તુ અધિકારી તરીકે સજા કરવી પડશે ' ' કાયદા પ્રમાણે દંડ કરત પરન્તુ ભાઇબન્ધ તરીકે જવા દઉ છુ, ' વિગેરે

જે સમાજમા આપણે રહેતા હોઇએ હેના રીત રીવાજો, નિયમો વિગેરે આપણા સામાજીક જીવનમા ઘણુ બળ ધરાવે છે. જુદા જુદા ધંધાઓમા જુદા જુદા નિયમો હોય છે. જેમકે દાક્તરોમા અમુક ફી શિવાય દવા આપવીજ નહીં, અમુક ફી શિવાય કેસ સ્વીકારવો જ નહીં વિગેરે. ચોરીના ધંધામા પણ એવો નિયમ છે કે એક ચોર ગમે હેવી ચોરી કરે પરન્તુ બીજા ચોરની મીલકત ચોરી શકે નહીં; જુગારીઓમા પણ નિયમ હોય છે કે કોઇ જુગારી કોઇનું પણ દેવુ ન ભરે પણ બીજા જુગારીનું દેવુ આપવું જ પડે, આવી રીતે પોતાની સમાજના નિયમો તથા રીવાજોમા પ્રત્યેક પુરૂષના સામાજીક આત્માનું જીવન રહેલુ છે

મનોમય આત્મા—મનોમય આત્માનો અર્થ અન્તરાત્મા પોતે નહીં પરન્તુ હેની સર્વે માનસિક શક્તિઓ રૂપેનું બાહ્ય સ્વરૂપ એ થાય છે. કારણ કે આપણી માનસિક શક્તિઓ જો કે એક રીતે જ્ઞાતાઓ છે પરન્તુ બીજી રીતે જ્ઞેય વિષયો પણ છે અને તેથી આત્માના બાહ્ય સ્વરૂપમા પણ હેમનો સમાવેશ થાય છે. જ્યારે આપણે આપણા મનનું અન્તર્નિરીક્ષણ કરીએ છીએ ત્યારે આત્માના બીજાં બધા બાહ્ય અંગો આપણા મનની સાથે સરખાવતા વધારે બાહ્ય લાગે છે. અને આપણું શરીર પણ મનના જેટલું પોતાનું

જણાતું નથી. વળી મનના વ્યાપારોમા પણ કેટલીએક ઓછી અને કેટલીએક વધારે બાહ્ય જણાય છે. ઉદાહરણ તરીકે આપણી અન્તર્વૃત્તિઓ અને ઇચ્છાઓ કરતા ઇન્દ્રિય પ્રત્યક્ષો વધારે બાહ્ય જણાય છે તેમ બુદ્ધિ વ્યાપારો પણ ઇચ્છાશક્તિના વ્યાપારો કરતા વધારે બાહ્ય લાગે છે. જે વ્યાપારોમા આપણી ઇચ્છાપૂર્વક કાર્યશક્તિનો આવિર્ભાવ થાય છે તે વ્યાપારો સૌથી વધારે અંશે પોતાના જણાય છે. આ શક્તિ આપણા બાહ્ય આત્માના અંગોમા સૌથી મુખ્ય છે અને તેહના વ્યાપારો અનન્ય પ્રકારનું સ્વયં ભાન ધરાવે છે

૨. હવે આપણે આત્માના બાહ્ય સ્વરૂપો જે લાગણીઓ ઉત્પન્ન કરે છે તે તરફ ફરીએ આ લાગણીઓ બે પ્રકારની છે. એક પ્રકારની લાગણીઓ આત્મસંતોષની હોય છે અને બીજી આત્મ-અસંતોષની હોય છે. પ્હેલા વર્ગમા ગર્વ, ગુમાન, બડાઈ, અહંકાર મિથ્યાભિમાન, વિગેરે નામોથી ઓળખાતી લાગણીઓ આવે છે. અને બીજા વર્ગમા લજ્જા, આત્મશંકા નમ્રતા, નિરાશા વિગેરે લાગણીઓનો સમાવેશ થાય છે આ બન્ને પ્રકારની લાગણીઓ આપણા મનના મૂળ સ્વભાવમા જ રહેલી છે. કેટલાએકનું એમ માનવુ છે કે તેઓ નૈસર્ગિક રીતે મનમા રહેલી હોતી નથી. પરંતુ સુખ મેળવવાની તથા દુઃખ દૂર કરવાની જે પ્રેરણાઓ આપણામા રહેલી છે તે પ્રેરણાઓના અનુભવવડે ઉત્પન્ન થતા ગૌણ સ્વરૂપો છે એટલે કે સુખની કલ્પનાઓવડે આત્મસંતોષની અને દુઃખની કલ્પનાઓવડે આત્મ-અસંતોષની લાગણીઓ ઉત્પન્ન થાય છે. આ માન્યતામા એટલુ ખરૂં છે કે જ્યારે આપણે અસંતુષ્ટ હોઇએ છીએ ત્યારે આપણા કાર્યોના સારા ફળોની સુખમય કલ્પનાઓ મનમા આવે છે અને નિરાશ હોઇએ છીએ ત્યારે સર્વે કાર્યોના દુઃખમય પરિણામો વિશેષ વિચાર આવે છે પરન્તુ તેહની સાથે એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે સારા ફળોના સુખની કેવળ કલ્પના તેજ આત્મસંતોષ તથા દુઃખમય પરિણામોનો માત્ર વિચાર તેજ

આત્મ-અસતોષ નથી. ઘણી વખત એમ પણ બને છે કે ભૂતકાળમા અનુભવેલા સુખોની કલ્પના આત્મસતોષને બદલે અસતોષ ઉત્પન્ન કરે છે અને અનુભવેલા દુ ખનો વિચાર મનમા સુખ ઉત્પન્ન કરે છે, તેમજ કોઈ મનુષ્ય સાધન રહિત હોવાથી વાસ્તવિક રીતે દુ ખી હોય છતા મિથ્યાભિમાનમાજ મગ્ન હોય છે તથા કોઈ પુરુષ ધનવાન્ તેમજ બુદ્ધિશાળી હોય છતા હેનુ મન પોતાની શક્તિઓ વિષે આત્મ-શકાઓથીજ ભરેલુ હોય છે આ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે દરેક પુરુષ વાસ્તવિક રીતે સુખ તથા દુઃખના કારણો હોય કે ન હોય છતા પોતાના વિષે અમુક જાતની લાગણીઓ મનના કારણોવડે જ ધરાવે છે પરન્તુ એક પોતાના વિષેની લાગણીઓની ઉત્પત્તિ વાસ્તવિક રીતે સુખ દુ ખના અનુભવથી સ્વતન્ત્ર છે છતા સાધારણ રીતે તે લાગણીઓનો વિકાસ આપણા જીવનના સુખ દુ ખ ઉપર રહેલો છે જે મનુષ્ય જાત મહેનતથી પોતાની શક્તિઓવડે ઉચ્ચ સ્થિતિએ પ્હોચ્યા હોય તથા જેની સાધન સપત્તિ પણ સારી હોય હેના મનમા પોતાના વિષે ન્હાનપણમા આત્મશકા હોય છતા પોતાની શક્તિઓના આત્મજ્ઞાનથી તે ઓછી થતી જાય છે અને જે પુરુષને પ્હેલેથી વિપત્તિઓ નડતી આવે છે અને ઘણા કાર્યોમા નિરાશા મળી હોય છે હેના મનમા પ્હેલા તો આત્મશ્રદ્ધા હોય પરન્તુ ધીમે ધીમે તે ઓછી થતી જાય છે અને આત્મ-અસતોષની લાગણીઓ વધે છે આ બન્ને પ્રકારની લાગણીઓના વિકાસની સાથે હેમના શારીરિક ચિન્હોનો પણ વિકાસ થાય છે જે પુરુષના મનમા આત્મસતોષની લાગણીઓનો વધો વિકાસ થયો હોય છે હેના ચક્ષુઓ તેજવાળા હોય છે, ચાલ હાથીની માફક ઝુલતી હોય છે, નસકોરા ફુલેલા હોય છે, હાથના સ્નાયુઓની ક્રિયાઓ ચપળ હોય છે અને મ્હો ઉપર આત્મશક્તિસૂચક હાસ્ય રમી રહેલુ હોય છે આથી ઉલટુ જે મનુષ્યનું મન અત્યન્ત નિરાશા અને આત્મશકાથી ભરેલુ હોય હેની આખો નિસ્તેજ હોય છે નીચું જોઈને વાત કરવાની

ટેવ હોય છે તથા જેમ બને તેમ બીજાઓની દૃષ્ટિમાંથી ખસી જવાનું વલણ રહે છે. આ બન્ને પ્રકારની માનસિક લાગણીઓ તથા તેમના શારીરિક ચિહ્નો એક વખત દસાઇ ગયા પછી વાસ્તવિક કારણ હોય કે ન હોય છતાં ઉશ્કેરાવાનું વલણ ધરાવે છે અને ઘણી વખત એમ પણ બને છે કે આ લાગણીઓની ઉત્પત્તિ તેમને ઉશ્કેરનારી વસ્તુઓ કરતાં આપણા શરીરની સ્થિતિ ઉપર વધારે આધાર રાખે છે. નબળા શરીરને લીધે જ્યારે મન પણ નબળું થઇ ગયું હોય ત્યારે બીજા પુરુષોના મનમાં આપણા વિષે કંઈ પણ ફેર ન હોય છતાં આપણા મનમાં તેઓના આપણા માટેના અભિપ્રાય વિષે તરેહવાર શંકાઓ આવે છે.

૩. હવે આપણે આત્માના બાહ્ય સ્વરૂપના આત્મસિદ્ધિ તથા આત્મરક્ષણ માટેના પ્રેરણાત્મક કાર્યો શા છે તે જોઇશું. આ પ્રેરણાઓ શારીરિક, સામાજીક અને મનોમય એમ ત્રણ જાતની છે.

શારીરિક પ્રેરણાઓ—આપણા શરીરના સંરક્ષણ માટે જે જે પરાવર્તિત કાર્યો શરીરના યન્ત્રમાં સ્વાભાવિક રીતે છપાઈ ગયેલા છે તે સર્વે શારીરિક પ્રેરણાઓ છે. અન્ન મેળવવાના, શરીરને કોઇ પણ હાનિમાંથી મુક્ત કરવાના સર્વે કાર્યોનો આમાં સમાવેશ થાય છે. આ પ્રકારનાં ઘણાં કાર્યો કેવળ વર્તમાન સમય માટે નહીં પરન્તુ ભવિષ્યકાળમાં પણ શરીરનું સંરક્ષણ થઇ શકે તે પ્રેરણાથી થાય છે. આ કાર્યો આપણે ઇચ્છાપૂર્વક કરીએ છીએ પરન્તુ તેમનું મૂળ તો શારીરિક આત્મ સિદ્ધિ અને આત્મ સંરક્ષણની સ્વાભાવિક પ્રેરણા જ છે.

સામાજીક પ્રેરણાઓમાં આપણા સામાજીક આત્માની સિદ્ધિ માટે મિત્રતા, કીર્તિ, માન વિગેરે મેળવવાના સર્વે કાર્યોનો સમાવેશ થાય છે, બીજા પુરુષો સાથે સમાગમમાં આવી પરસ્પર વિચારોની આપ લે કરવી તથા એક બીજાની સહાયતા વડે કાર્યો સફળ કરવા એ મનુષ્ય સ્વભાવનું મુખ્ય લક્ષણ છે. અને તેને વગના

કાર્યો આપણા સામાજીક આત્મામાં પ્રેરણારૂપે નિરૂઢ થયેલાં છે. કેટલાએકમાં આ પ્રેરણાઓનો વિકાસ વધારે હોવાથી તે આંધળા પુરુષો સાથે ગાઢ પરિચય ઉત્પન્ન કરે છે અને કેટલાએકમાં આ પ્રેરણા નિર્બળ હોવાથી તેઓ બીજાઓની સાથે મિત્રાચારીનો સંબન્ધ જલદી ઉત્પન્ન કરી શકતા નથી. પરંતુ સાધારણ રીતે દરેક મનુષ્યમાં પોતાને જનસમાજમાં ઓળખવાની સ્વાભાવિક રીતે પ્રેરણા રહેલી છે અને કેટલાએકમાં તો આ પ્રેરણા એટલે સુધી બળવાન હોય છે કે ગમે તે ખોટે પગન્તુ ગમે તે રસ્તે તેઓ પ્રસિદ્ધિ મેળવવાનો પ્રયાસ કરે છે. ઘણા લોકો ગમે તે રીતે પોતાનું નામ વર્તમાનપત્રોમાં આવવા માટે દરેક જાતની યુક્તિઓ તથા ખરચ કરવામાં પણ અચકાતા નથી. અને કેટલાએક તો જોખમભરેલા ગુન્હાઓ કરીને પણ પોતાની તરફ લોકોનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે છે. આવી રીતે બીજાઓનું ધ્યાન આપણી તરફ ખેંચવામાં હદ ઉપરાંત પણ જવાય છે અને એમ પણ બને છે કે કોઇ કોઈ પુરુષ કોઇ બીજા પુરુષના અભિપ્રાયો વિષે દરકાર કરતો ન હોય છતાં તે બીજો પુરુષ પોતાને ઓળખે એમ આકાંક્ષા રહે છે. તેમજ કોઇ માણસ બીજાને મનમાં ધિક્કારતો હોય છતાં હેને આંજી નાખવા માટે અત્યન્ત પરિશ્રમ પણ ઉઠાવે છે

મનોમય પ્રેરણાઓમાં આપણા મનની સર્વે શક્તિઓનો વિકાસ મેળવવા માટેના કાર્યોનો સમાવેશ થાય છે જેમ શારીરિક પ્રેરણાઓ વડે શરીરનું સંરક્ષણ તથા વિકાસ થાય છે તેમ માનસિક પ્રેરણાઓવડે આપણી જ્ઞાનશક્તિ તથા ઇચ્છાશક્તિનો વિકાસ થાય છે. આપણા નૈતિક તથા ધાર્મિક જીવનના કાર્યો પણ આ પ્રેરણાઓમાં આવી જાય છે, ટુંકામાં આ પ્રેરણાઓવડે માનસિક ઉન્નતિ મેળવવાના સર્વે કાર્યો ઉત્પન્ન થાય છે અને તે કાર્યોથી આપણા માનસિક જીવનને બળ તથા પોષણ મળે છે.

ઉપરના સંક્ષિપ્ત વર્ણનથી જણાશે કે આત્માના બાહ્ય સ્વરૂપો

જુદા જુદા પ્રકારનાં છે. અને દરેક સ્વરૂપમાં જુદી જુદી લાગણીઓ તથા પ્રેરણાઓ ઉત્પન્ન થાય છે. હવે અગત્યની એક વાત એ છે કે આ સ્વરૂપો વચ્ચે પરસ્પર વિરોધ તથા હરીફાઇ રહેલી છે. આપણા શારીરિક, સામાજીક તથા માનસિક જીવનનો એકસામટો સરખી રીતે વિકાસ કરવો બહુ કઠિન છે. શારીરિક પ્રેરણાઓની તૃપ્તિ મેળવવામાં વધારે ધ્યાન આપીએ તો માનસિક વિકાસમાં વાંધો આવે છે. સામાજીક જીવનમાં વધારે પડતું ધ્યાન આપીએ તો કૌટુમ્બિક જીવનને અન્યાય થવાનો સંભવ રહે છે અને ધાર્મિક જીવનનો વિકાસ કરીએ તો આર્થિક જીવનની વૃદ્ધિ થઇ શકતી નથી. જો બની શકે તેમ હોય તો આપણે બળવાન્, સ્વચ્છંદી, લક્ષાધિપતિ, કવિ, તત્ત્વચિન્તક, શૂરવીર યોદ્ધા, રાજ્યમંત્રિ, ભક્ત વિગેરે એક સાથે થવા ઇચ્છીએ, પરન્તુ આ બનવું કેવળ અસંભવિત છે. ભક્ત થવા જઇએ તો લક્ષાધિપતિ ન બનાય અને સ્વચ્છન્દી થવા જઇએ તો તત્ત્વચિન્તક ન થવાય. આપણા વર્તનના વિકાસની શરૂઆતમાં આ જુદાં જુદાં જીવનોમાંથી ગમે તે સિદ્ધ કરવાનો પ્રયાસ કરીએ પરન્તુ એક પ્રકારના જીવનની સિદ્ધિ કરવા જતા બીજાં અન્ય જીવનોને થોડાં ઘણા દાબી દેવાં પડે છે. સાધારણ રીતે પ્રત્યેક માણસ સઘળી જાતના જીવનોમાંથી એકજ પ્રકારનું જીવન પસંદ કરી ત્હેના વિકાસ ઉપર સૌથી વધારે ધ્યાન આપે છે અને પોતે એજ જીવનની સાથે એકમય થઇ જઇ ત્હેનેજ પોતાનું ખરું અને બીજાને પોતાનાં ગૌણ જીવનો સમજે છે. આપણા જીવનના સાફલ્ય માટે આ એક અગત્યની વાત છે. કારણ કે જે સર્વ શક્તિઓ તથા પ્રેરણાઓ સ્વાભાવિક રીતે આપણા જીવનમાં રહેલાં છે ત્હેમને સર્વેને સરખી રીતે ખીલવવાં અશક્ય હોવાથી જીવનનો વિકાસ આપણી પરિસ્થિતિમાં જે અમુક દિશા ઉચિત ગણાય તે દિશામાં કરવો તેજ ઉત્તમ માર્ગ છે. આનો અર્થ એ નથી કે આપણે એકમાર્ગી જીવન ગાળવું જોઇએ. પરન્તુ જે માર્ગનું જીવન આપણે પસંદ કર્યું

હોય તે માર્ગમાં સહાયકારી જીવનોનો સ્વીકાર કરી ત્હેમનાં વિરોધી જીવનોને પારકાં ગણી ત્હેમનો ત્યાગ કરવો જોઇએ અને સહાયકારી જીવનોને પણ ગૌણ ગણી પસંદ કરેલા જીવનને મુખ્ય ગણવું જોઇએ. આવો ઉચ્ચ ઉદ્દેશ રાખનારા પુરૂષો પોતાને બીજા બીજા પ્રદેશોમા ગમે તેટલો વિજય મળ્યો હોય પરન્તુ જ્યાં સુધી પોતે સ્વીકારેલા જીવનના આદર્શની સિદ્ધિ થઇ હોતી નથી ત્યાં સુધી પોતાની આખી જીંદગી નિષ્ફળ સ્હમજે છે. સઘળી દુનિયાનાં સૌથી સરસ કુસ્તીબાજ થવાને કોઇએ પ્રતિજ્ઞા કરી હોય તો જ્યાં સુધી ત્હેના કરતા એક પણ વધારે સારો કુસ્તીબાજ હોય ત્યાં સુધી ગમે તેટલું પરાક્રમ ત્હેણે મેળવ્યું હોય પરન્તુ પોતાનું જીવન વૃથાજ સ્હમજે છે. આથી ઉલટું જે પુરૂષના મનમા કોઇપણ પ્રકારના જીવનમાં ઉત્તમતા મેળવવાનો સંકલ્પ નથી હોતો ત્હેને ગમે તેટલી નિષ્ફળતા મળવા છતા બહુ ખેદ થતો નથી. આપણું સુખ દુઃખ મનની ઇચ્છાઓ ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખે છે. જેમ જેમ તૃપ્ત કરવાની ઇચ્છાઓ વધતી જાય છે તેમ તેમ આત્મ સંતોષ મેળવવાની સંભવતા ઓછી થતી જાય છે. સુખની પ્રાપ્તિ માટે આપણી શક્તિ અનુસાર જીવનને ઉપયોગી જે જે કાર્યો કરી શકીએ તે સર્વ વધારવાં જોઇએ અથવા મોટી મોટી ઇચ્છાઓ તથા વાંછનાઓ જહેમની સિદ્ધિ આપણી શક્તિની બહાર હોય અથવા બહુ મુશ્કેલ હોય ત્હેમની સંખ્યા મનમાં ઓછી કરવી જોઇએ. ઇચ્છાઓ તથા વાંછનાઓને તૃપ્ત કર્યાથી જેમ સંતોષ મળે છે તેવીજ રીતે ત્હેમને મનમાંથી દૂર કરવાથી પણ સંતોષ મળે છે અને જ્યારે ત્હેમની તૃપ્તિ માટે ઘણી કઠીનતા અનુભવવી પડતી હોય ત્યારે ઘણા પુરૂષો તેમજ કરે છે.

ટુંકામાં મનની સર્વે વૃત્તિઓની ઉત્પત્તિ તથા વિકાસ આપણા પોતાનાજ હાથમા છે. જે મનુષ્યનો પોતાના મન ઉપર ઘણો અંકુશ છે તે બાહ્ય વસ્તુઓ ઉપર બહુ પરવશ હોતો નથી પરન્તુ જે પુરૂષનું

મન નબળું હોય છે અને પોતાના મનની વૃત્તિઓને આધીન હોય છે હેનું જીવન હમેશાં પરવશ રહે છે અને બીજા પુરૂષો હેની નબળાઇઓ શોધી કહાડી તથા હેમનો લાભ લઇ હેને પોતાના દાબમાં લઇ શકે છે. આવી રીતે જે વસ્તુઓની પ્રાપ્તિ અથવા સિદ્ધિ આપણી શકિતની બ્હાર છે તે સર્વેની વાંછનાઓને તાબે ન થવું એ જીવનના સુખ માટેનું એક મુખ્ય સાધન છે. પરન્તુ આની સાથે એક વાત લક્ષમાં રાખવાની છે કે આ સાધનનો ઉપયોગ કરવામાં કેટલાએક પુરૂષો વધારે પડતા આગળ જઇ જેમ બને તેમ મનની વાછનાઓ ઓછી કરી પોતાનું જીવન અત્યન્ત સંકુચિત કરવાની ભૂલ કરે છે. આવા પુરૂષો જે વસ્તુઓ બીજાઓને ગમે તેટલી જરૂરની હોય પરન્તુ પોતાને જરૂરની નથી તે સર્વેનો ત્યાગ કરે છે અને આત્મ સંતોષ મેળવવા માટે જેમ બને તેમ પોતાની આર્થિક તેમજ સામાજીક જીવન સંકુચિત કરે છે. બીજાઓ પોતાના જેવા નથી હોતા અથવા જેઓ હેમનાથી વિમુખ રહે છે તથા જેઓ ઉપર પોતાની લાગવગ ચાલી શકતી નથી હેમના તરફ આવા પુરૂષો બેદરકારીથી રહે છે. અને વાંછનાઓના ત્યાગના બ્હાના તળે સ્વાર્થમય જીંદગી ગાળે છે. આવા પ્રકારનું સંકુચિત જીવન નીતિના ઉદ્દેશથી વિરૂદ્ધ છે. આ ઉદ્દેશ ફળીભૂત કરવા માટે પોતાના સામાજીક જીવનનો સંકોચ નહીં પરન્તુ વિકાસ કરવાની જરૂર રહે છે. નીતિમય પુરૂષો પોતાની સામાજીક ભાવનાઓને એટલે સુધી વધારે છે કે જનસમાજનું સુખ દુઃખ તેજ પોતાનું સુખ દુઃખ સ્હમજે છે. અને પોતાના બાહ્ય જીવનનો જેમ બને તેમ વધારે વિસ્તાર કરે છે. આવા પુરૂષો જો કે બીજાઓ હેમનો તિરસ્કાર કરતા હોય છતાં પોતાને જનસમાજના અંગ તરીકે સ્હમજી સમાજની સેવામાં અપૂર્વ આનન્દ લે છે.

જુદાં જુદાં જીવનોનો ક્રમ ઉપર આપણે જોયું કે જુદાં જુદાં બાહ્ય જીવનોમા પરસ્પર વિરોધ હોવાથી તેઓનો એક સરખો વિકાસ

કરવો એ બહુ કઠિન છે. અને તેથી તેઓને નૈતિક ઉપયોગિતાના દૃષ્ટિબિંદુથી એક ક્રમમાં ગોઠવવા પડે છે, આ ક્રમમા શારીરિક જીવન સૌથી નીચે, માનસિક જીવન સૌથી ઊંચે અને બીજાં આર્થિક જીવન તથા સામાજીક જીવનના વિવિધસ્વરૂપો વચમાં એ પ્રમાણેની રચના સામાન્ય રીતે સ્વીકારવામા આવે છે. આનો અર્થ એમ નથી કે શારીરિક વૃત્તિઓ કેવળ અધમ પ્રકારની છે શારીરિક સિદ્ધિ વિના બીજાં સર્વે જીવનો અસંભવિત જ છે પરન્તુ શારીરિક જીવનની સિદ્ધિ ઉપર વધારે પડતું ધ્યાન આપવાથી બીજાં પ્રકારના જીવનોની સિદ્ધિ મેળવી શકાતી નથી. કેવળ શારીરિક વૃત્તિઓને તૃપ્ત કરવામા બીજા પ્રકારની વૃત્તિઓ કરતા આપણા માનુષિક જીવનનો ઉદ્દેશ ઓછો સિદ્ધ થઈ શકે છે અને તેથી આપણા સમગ્ર જીવનના સુખ માટે શારીરિક વાઞ્છનાઓને બીજા પ્રકારના જીવનોને અન્તરાય ન આવે તેવી રીતે જેમ બને તેમ ઓછુ કરવાની જરૂર રહે છે પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માટે જો જરૂર હોય તો થોડો થોડો કીમતી ખોરાક અથવા થોડી નિદ્રા ઓછી કરવાને જે મનુષ્ય અશક્ત હોય તે ખરી રીતે નિન્દાપાત્ર છે. તેવી જ રીતે સામાજીક વૃત્તિઓ આર્થિકવૃત્તિઓ કરતા વિશેષ મહત્વ ધરાવે છે સાધારણ રીતે શરીરના ટાઢ માઠ અને કેવળ પૈસાના વૈભવ કરતા આપણી આબરૂ, ઇજ્જત તથા મિત્રતાના સંબન્ધો વધારે મહત્વના સ્હમજીએ છીએ અને આપણા માનસિક જીવનને તો એટલું કીમતી ગણીએ છીએ કે ત્હેના પ્રમાણમા પૈસો, મિત્રો વિગેરે સર્વેને ગૌણ સ્હમજી ત્હેમનો ત્યાગ કરવાને પણ અચકાતા નથી

ઉપર જણાવેલા દરેક પ્રકારના જીવનની સિદ્ધિ વર્તમાન અને ભવિષ્ય એમ બે પ્રકારની હોય છે. સામાન્ય રીતે ભવિષ્યમા થનારી સિદ્ધિ તાત્કાળીક સિદ્ધિ કરતા ઉચ્ચતર પ્રકારની હોય છે અને તે બે વચ્ચે વિરોધ હોય તો તાત્કાળીક સિદ્ધિનો પરિત્યાગ કરવાની જરૂર પડે છે. લાંબા વખત સુધી શરીરની તન્દુરસ્તી ભોગવવા માટે મીઠા

સમય સુધી ટકતા શારીરિક સુખને મુકી દેવું પડે છે. આગળ ઉપર વધારે દ્રવ્ય પ્રાપ્ત કરવા માટે તે ક્ષણે દ્રવ્યનો ત્યાગ કરવો પડે છે. ભવિષ્યમાં ઉચ્ચ પ્રકારના મિત્રો મેળવવા માટે હલકા પુરૂષોની સંગતિનો ત્યાગ કરવો પડે છે. અને લાંબા સમય પછી પ્રાપ્ત થનારા માનસિક શ્રેય માટે વર્તમાનકાળમા માનસિક આનન્દને મુકી દેવો પડે છે. આ સર્વેમાં ભવિષ્યમાં પ્રાપ્ત થનારી સામાજીક સિદ્ધિ વિશેષ અગત્ય ધરાવે છે. સામાજીક સુધારણા તેમજ આપણા નૈતિક તથા ધાર્મિક જીવનનો આધાર આ સિદ્ધિ ઉપર રહેલો છે, કોઇ મનુષ્ય ઉચ્ચ ઉદ્દેશો ફળીભૂત કરવા માટે પોતાના મિત્રમંડળ તેમજ કુટુબની નિન્દાની પણ અવગણના કરે છે તથા એક મતને તજી દઇ અન્ય પુરૂષોના તિરસ્કારને પણ સહન કરી પોતાને યોગ્ય જણાતા બીજા મતનું ગ્રહણ કરે છે. ત્યારે જો કે પોતાનું વર્તમાન સામાજીક જીવન નિષ્ફળ થયેલું સ્હમજે છે છતાં ભવિષ્યની સમાજના વધારે ઉન્નત પુરૂષો પોતાને યોગ્ય ન્યાય મળશે એ આશાથી મનમાં સંતોષ માને છે. આ આશા પોતાની જીંદગીમાં કદાચ ફળીભૂત ન પણ થઈ શકે છતાં પોતાની જીંદગી પછી પણ ફળીભૂત થશે એમ ત્હેના મનમાં શ્રદ્ધા રહે છે. સર્વે સંસાર સુધારકો જો કે પોતાના સમકાલીન સમાજ બન્ધુઓની અપ્રીતિ મેળવે છે છતાં આ શ્રદ્ધાવડે પોતાનાં વર્તમાન સામાજીક જીવનની નિષ્ફળતા સહન કરી શકે છે. ખરૂં જોતાં દરેક પુરુષ થોડે ઘણે અંશે આ પ્રકારની આશા તથા શ્રદ્ધાવડે પોતાનાં વર્તમાન સામાજીક જીવનના દુઃખો સહન કરી શકે છે. પ્રાર્થના કરવાની પ્રેરણા મનુષ્યના જાતિ સ્વભાવમાંજ રહેલી છે. અને જે ઉદ્દેશો વર્તમાન સમયમાં ફળીભૂત થયા હોતા નથી ત્હેમની ભવિષ્યમાં સિદ્ધિ મેળવવાની આશાજ તેજ સર્વે પ્રકારની પ્રાર્થનાનો મુખ્ય અંશ છે. કેટલાએક પુરૂષો કે જેઓ સાધારણ રીતે ધાર્મિક વૃત્તિવાળા કહેવાય છે; તેઓનું જીવન આ પ્રકારની શ્રદ્ધાથી વધારે પ્રેરાયેલું

હોય છે. અને કેટલાએકના મનમાં આ પ્રકારની શ્રદ્ધાથી વધારે પ્રેરાયેલું હોય છે. અને કેટલાએકના મનમાં આ પ્રેરણા ઘણી નિર્બળ હોય છે. પરંતુ ત્હેનો કેવળ અભાવ કોઇ પણ મનુષ્યમાં હોતો નથી.

આ વિષયને અન્તે એટલું યાદ રાખવાની જરૂર છે કે દરેક પુરૂષના માનસિક બંધારણ પોતાના સ્વાર્થને લગતી પ્રેરણાઓ સ્વાભાવિક રીતેજ રહેલી છે. પૃથ્વી ઉપર સર્વે પ્રાણીઓની ઉત્ક્રાન્તિ આ નિયમ ઉપરજ મુખ્યત્વે કરીને આધાર રાખે છે. જો કોઇ પ્રાણીમાં આત્મસંરક્ષણ માટે જરૂરની વૃત્તિઓ સૌથી વધારે બળવાન ન હોય તો જે વિગ્રહમય પરિસ્થિતિમાં સર્વે પ્રાણીઓને રહેવું પડે છે ત્હેમાં ટકી શકેજ નહીં. અને આત્મસંરક્ષણ તેજ સ્વાર્થનું વાસ્તવિક સ્વરૂપ છે. સર્વે પુરૂષોને પ્હેલાં પોતાનું શરીર, પછી સગાં સંબન્ધીઓ અને તે પછી અન્ય સર્વે પ્રિય લાગે એ કુદરતનો નિયમ છે. આનો અર્થ એમ નથી કે દરેક પુરૂષે સ્વાર્થીજ થવુ જોઇએ પરન્તુ એ છે કે પરમાર્થ કરવા માટે પણ થોડા ઘણા સ્વાર્થનું અવલંબન કરવાની જરૂર હોય છે. તથા બીજા પુરૂષો તરફ પ્રેમ રાખવા માટે પોતાને લગતા પ્રેમને જડમૂળથી ઉખાડી નાંખવાની જરૂર નથી પરન્તુ આપણે પોતે એટલે જનસમાજ એમ સ્હમજીને પ્રેમ આપણા પોતાના તરફ ધરાવીએ છીએ તે પ્રેમનો વિસ્તાર કરી ત્હેમની તરફના પ્રેમને ત્હેની સાથે એકમય કરી દેવો જોઇએ.

## ૨. આત્માનું જ્ઞાતા તરીકેનું સ્વરૂપ.

ઉપર આપણે આત્માના જ્ઞેય અથવા બાહ્ય સ્વરૂપને જોયું. હવે જ્ઞાતા તરીકે એટલે આપણા જુદા જુદા પ્રકારના જીવનોને લગતા મનોવ્યાપારોની સંયોજક વસ્તુ તરીકે ત્હેનું સ્વરૂપ શું જણાય છે તે જોવાનું છે. આ વિષયમાં મુખ્ય પ્રશ્ન એ છે કે માનસશાસ્ત્રની દૃષ્ટિએ જ્હેને આપણે 'હું' કહીએ છીએ તે શું છે? તે એક બીજા મનોવ્યાપારોના જેવા મનોવ્યાપારજ છે કે તે આ-

પારોથી' અતિરિક્ત અને હંમેશાં એકજ તથા સ્થાયી રહે એવો જ્ઞાતા છે ? આ પ્રશ્નનો ઉત્તર આપવામાં પ્હેલાં તો માનસશાસ્ત્રની દૃષ્ટિએ કોઇ પ્રકારના જ્ઞાતાનું અસ્તિત્વ માનવાના શાં કારણો છે તે જોવાની જરૂર છે.

ઉપરના પ્રકરણમાં આપણે જોયું છે કે કોઇપણ મનોવ્યાપાર અને તે વ્યાપારનો વિષય એ બેના સ્વરૂપમાં ઘણો ફેર છે. વિષય ગમે તેટલો ગુંફિત તથા જુદા જુદા પદાર્થો વિષેનો હોય પરન્તુ ત્હેનો મનોવ્યાપાર તો અવિભાજ્ય અને અપૃથક્કરણીયજ હોય છે. ઉપર ટપકે વિચાર કરતાં કદાચ એમ જણાય કે જ્યારે જ્યારે જ્ઞાનનો વિષય જુદા જુદા ભાગોનો હોય ત્યારે તે જ્ઞાનનો વ્યાપાર પણ દરેક ભાગનો એક મનોવ્યાપાર એવી રીતે અનેક મનોવ્યાપારોના મિશ્રણથી ઉત્પન્ન થતો હોવો જોઇએ. ઉદાહરણ તરીકે સૈન્યનો વિચાર ત્હેના સૈનિકોના વિચારોના મિશ્રણથી બનેલો હોવો જોઇએ. તેમજ ધારો કે કોઈ માણસ એમ વિચાર કરે છે કે 'મેજ ઉપર ગંજીપાના પાનાં છે.' હવે આ વિચારમાં મેજનો વિચાર તથા ગંજીપાના પાનાંનો વિચાર એમ બે વિચારો મુખ્ય રહેલા છે. તેમજ મેજના વિચારમાં ત્હેના પાયા તથા પીઠના વિચારો સમાયેલાં છે તથા ગંજીપાના વિચારમાં ત્હેના દરેક પાનાનો વિચાર પણ સમાઇ ગયેલો છે અને આ સર્વેના મિશ્રણથી તે મનુષ્યનો એક ગુંફિત વિચાર ઉત્પન્ન થાય છે.

આ ધારણા જો કે પ્હેલી નજરે જોતાં તો ખરી જણાય ત્હેવી છે પરન્તુ વાસ્તવિક રીતે કેવળ અસત્ય છે. ઉપરના વિચારમાં દરેક ભાગનો વિચાર એમ જુદા જુદા વિચારો ધાર્યા પરન્તુ તે સઘળા વિચારમાં સર્વે પેટા વિચારો એક સાથે સંયોજાયેલા જણાય છે. તે સંયોજન શું છે અને તે કોણ કરે છે તે સ્હમજવાની જરૂર છે. મેજનો વિચાર પાનાના વિચારથી અજ્ઞાત છે અને પાનાનો વિચાર મેજના વિચારથી જુદો છે છતાં તે મનુષ્યના મનનો વિચાર મેજ તેમજ પાનાને ત્હેમના પરસ્પર સંબન્ધ સાથે એકસામટા જાણે છે

અને તેથી આ વિચાર ઉપર ધારેલા ભાગોના વિચારોનું મિશ્રણ નહીં પરન્તુ હેમનાથી જુદોજ એવો એક અનન્ય વિચાર હોવો જોઇએ. જ્યાસુધી પ્રત્યેક મનોવ્યાપારને આવો એક અમિશ્રિત અને અપૃથક્કરણીય વ્યાપાર ધારીએ નહીં ત્યાંસુધી ત્હેના વિષયના ભાગોનું એકસામટું જ્ઞાન ત્હેનાથી કેવી રીતે મળે છે તે સ્હમજી શકાતું નથી. તેવી જ રીતે 'આઠ પુસ્તકો પડયા છે' અને 'એક પુસ્તક પડયું છે' એ બન્ને વિચારો સરખી રીતે અમિશ્રિત અને અપૃથક્કરણીય છે. કોઈ યુગ્મ વિષેનો વિચાર પોતે યુગ્મ નથી પરન્તુ એકજ છે આપણાં ઇન્દ્રિય પ્રત્યક્ષોમાં પણ આજ નિયમ જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે લેમોનેડનો સ્વાદ લીંબુ તથા ખાંડના સ્વાદોનો બનેલો નથી. લેમોનેડનો પદાર્થ લીંબુ તથા ખાંડના મિશ્રણનો બનેલો છે ખરો પરન્તુ ત્હેનો સ્વાદ તો તે બન્નેના પોતાના સ્વાદોથી જુદોજ છે અને ત્હેમાં ખાંડ તથા લીંબુના શુદ્ધ સ્વાદોનું અસ્તિત્વ છેજ નહીં.

આવી રીતે આપણા મનોવ્યાપારો ત્હેમના પેટા મનોવ્યાપારોના કેવળ મિશ્રણોજ છે તે વિચાર ખોટો છે એટલુંજ નહીં પરન્તુ કેવળ અસંભવિત છે. કારણ કે તે સર્વ સંયુક્ત વસ્તુઓના વિશિષ્ટ ગુણની અવગણના કરે છે આ ગુણ એ છે કે જે કોઇ વસ્તુને અમુક વસ્તુઓના સંયોજન તરીકે આપણે જાણીએ છીએ તે સંયોજન તે વસ્તુઓથી જુદી જ એવી એક સંયોજક વસ્તુવડે અસ્તિત્વ ધરાવે છે; અર્થાત્ કોઇપણ સંયોજનમાં સંયુક્ત થયેલી વસ્તુઓ ત્યારેજ સંયુક્ત થઇ શકે કે જ્યારે ત્હેમનાથી જુદીજ એવી એક સંયોજક વસ્તુ ઉપર ત્હેમની સંયુક્ત ક્રિયા ઉત્પન્ન કરી શકે. આ વસ્તુઓ ગમે તો અતીન્દ્રિય શક્તિઓ હોય, ભૌતિક પદાર્થો હોય અથવા માનસિક વ્યાપારો હોય પરન્તુ તે સર્વે ગમે તેટલી સંખ્યામાં હોય છતા પોતાની મેળેજ સંયુક્ત ક્રિયા ઉત્પન્ન કરી શકતી નથી સંયોજનમાં પ્રત્યેક સંયુક્ત થયેલી વસ્તુ તો પોતે હમેશાં જે છે તેજ રહે છે, અને ત્હેમનું સંયોજન સંયોજક વસ્તુના દૃષ્ટિબિન્દુ

વડેજ જણાય છે, ઉદાહરણ તરીકે ઘણા માણસો જ્યારે એક દોરડાને ખેંચે છે ત્યારે તે સર્વેના બળનું સંયોજન દોરડા ઉપર થાય છે. દરેક માણસનું બળ પોતાની મેળે બીજાઓના બળ સાથે સંયોજાતું નથી પરન્તુ તે દોરડું સર્વેના બળોનું સંયોજક કારણ થાય છે. તેવીજ રીતે/હાઇડ્રોજનના બે અણુઓ અને ઓક્સીજનના એક અણુનું સંયોજન થવાથી પાણી ઉત્પન્ન થાય છે/તથા તે પછી ત્હેના નવા ગુણો જણાય છે ત્હેમાં પણ તે અણુઓ તો નવિન યોજનામાં જેમને તેમ રહે છે. અને ત્હેમનું સંયોજન આપણી ઇન્દ્રિયો તથા જે પદાર્થ ઉપર પાણી રસાયણીક ક્રિયા ઉત્પન્ન કરી શકે ત્હેમના વડેજ થાય છે. મનોવ્યાપારોમાં પણ આ નિયમ સર્વત્ર જોવામાં આવે છે. ધારો કે બે મનોવ્યાપારો એક સાથે થાય પરન્તુ ત્હેમાનો દરેક એકબીજાથી અજ્ઞાત અને જુદોજ રહે છે અને જ્યારે તે સર્વેનું એક સાથે જ્ઞાન થાય છે ત્યારે તે જ્ઞાન ત્હેમનાથી જુદા એક એકસોને એકમા મનોવ્યાપાર વડેજ થઇ શકે છે.

આની રીતે અનાત્માવાદીનો મત કે મન સર્વે એક બીજાથી જુદા અને પોતાની મેળે સંયોજાયેલા મનોવ્યાપારોનું બનેલું છે તે કેવળ અનુચિત અને અસત્ય છે. તેઓના મત પ્રમાણે અ નામનો મનોવ્યાપાર તથા વ નામનો મનોવ્યાપાર હોય ત્યારે અ+વ નામનો મનોવ્યાપાર પોતાની મેળે ઉત્પન્ન થાય. આ મત અ લીટી ઉપરનો સમચતુષ્કોણ + વ લીટી ઉપરનો સમચતુષ્કોણ, અ+વ લીટીઓ ઉપરના સમચતુષ્કોણની સમાન છે એ ભૂમિતિના નિયમ વિરૂદ્ધના મતની બરાબર છે. અ મનોવ્યાપાર તથા વ મનોવ્યાપાર કદી પણ અ+વ નો મનોવ્યાપાર બની શકે જ નહીં. તેઓ બે છે અને આ એકજ છે. તેઓમા જે મનોવ્યાપાર અનો છે તે વનો નથી અને જે વનો છે તે અનો નથી. અને એથી ઉલટું આ બીજા મનોવ્યાપારમાં અ અને વ એક બીજાથી જુદાં જણાતાં જ નથી.

ઉપરની સર્વે હકીકતથી હવે સ્પષ્ટ રીતે જણાશે કે જ્યારે

અનેક વસ્તુઓનું એક સાથે સંયુક્ત જ્ઞાન થાય છે તેઓ બન્નેનો સંયોજક જ્ઞાતા અનેક નહીં પરન્તુ એકજ હોવો જોઇએ. આવી રીતે મનોવ્યાપારોના પ્રદેશમાં સંયોજક વસ્તુનું અસ્તિત્વ માનવાની આવશ્યકતા આપણને જણાય છે. પરન્તુ હવે એ પ્રશ્ન થાય છે કે આ સંયોજક કોણ છે? તે એક મનના વ્યાપારોથી જુદોજ એવો એક નિત્ય, શુદ્ધ અને આધ્યાત્મિક વસ્તુ છે કે પ્રત્યેક મનોવ્યાપાર તે પોતેજ સંયોજક છે? અર્થાત્ ખરો જ્ઞાતા કોણ—અવિકૃત અને વ્યાપી આત્મા અથવા પ્રત્યેક મનોવ્યાપાર પોતે જ? આત્માવાદીઓના મત પ્રમાણે આ સંયોજક એક આધ્યાત્મિક વસ્તુ છે અને જો કે મનના વ્યાપારો ક્ષણે ક્ષણે બદલાતા રહે છે, પરન્તુ તે પોતે વ્યાપારોથી જુદો જ હોઇ એક અવિકૃત અને અમર રહે છે, પરન્તુ માનસશાસ્ત્રના દૃષ્ટિબિન્દુથી આવા પ્રકારના આત્માનું અસ્તિત્વ સ્વીકારવામા એક મુખ્ય કઠિનતા નડે છે. આ કઠિનતા શી છે તે તપાસવાની હવે જરૂર છે.

ઉપરના પ્રકરણમા આપણે જોયું કે મનોવ્યાપારોનુ એક મુખ્ય સ્વરૂપ એ છે કે એક વખત ઉત્પન્ન થયા પછી તેજ મનોવ્યાપાર બીજી વખત ચેતન પ્રવાહમા આવી શકતો નથી. આમ છતા આપણે કહીએ છીએ કે ગઇ કાલનો હું અને આજનો હુ એક જ છીએ હવે પ્રશ્ન એ થાય છે કે મનના વ્યાપારો નિરન્તર બદલાયા હોવા છતા જ્યારે હું પોતે એક જ છું એમ કહીએ ત્યારે 'એક'નો અર્થ શો છે? અને જે ઐક્ય હું માનું છું તે વાસ્તવિક રીતે મનના પ્રદેશમા છે કે નહીં? આ પ્રશ્નના આપણે બે વિભાગ કરીશું. એક એ કે આત્માના બાહ્ય સ્વરૂપમા ઐક્ય છે કે નહીં અને બીજો એ કે આત્માના અન્તરસ્વરૂપમા ઐક્ય છે કે નહીં?

'ગઇ કાલનો હું અને આજનો હું એક જ છું' એ વાક્યમા જો 'હું' શબ્દને બાહ્ય આત્માના અર્થમાં લઇએ તો સ્પષ્ટ રીતે જણાય છે કે ઘણી બાબતોમા હું એક જ નથી તથા કાલ કરતા

થોડો ઘણો જુદો જ છું. કાલ ભુખ્યો હતો, આજ નથી; કાલ ગરીબ હતો, આજ શ્રીમાન્ છું; કાલ ન્હાનો હતો આજ ત્હેના કરતાં મોટો છું; કાલ દીલગીર હતો હવે ખુશ છું, વિગેરે. ત્હેની સાથે એમ પણ છે કે મ્હારૂં નામ ધંધો વિગેરે એક જ છે, તેમજ મ્હારો ચ્હેરો, શરીર, માનસિક શક્તિઓ વિગેરે કાલ તથા આજ પણ લગભગ એક જ જણાય છે તેમજ કાલના બાહ્ય આત્માના વ્યાપારો અને આજના બાહ્ય આત્માના વ્યાપારો બન્ને કંઈ પણ ભંગ વિના એક ક્રમમા ઉત્પન્ન થયેલા છે અને જે કંઈ ફેરફાર તેઓમા થયા છે તે સર્વે એક સાથે નહીં પરન્તુ જુદી જુદી વખતે તથા ધીમે ધીમે એવી રીતે થયા છે કે જેથી સકળ ચેતનનો પ્રવાહ અખંડ રહેલો છે. આ પ્રમાણે એક રીતે જોતા હું અનેક છું કારણ કે ક્ષણે ક્ષણે મનના વ્યાપારો બદલના જ રહે છે પરન્તુ બીજી રીતે જોતાં હું એક છું કારણ કે મનોવ્યાપારો નિરન્તર બદલાતા હોવા છતાં ચેતનનો પ્રવાહ અસ્ખલિત અને ચાલુ રહે છે. આમ હોવાથી મનોવ્યાપારોમાં જે ઐક્ય જણાય છે તે ઐક્ય અનેકતાથી અતિરિક્ત એવું કેવળ ઐક્ય જણાતું નથી પરન્તુ અનેકતામા જ રહેલું ઐક્ય જણાય છે. જ્યાસુધી કોઈ વસ્તુનો પદાર્થ એક જ રહે ત્યાં સુધી તે વસ્તુ એક જ રહે તે અર્થમાં આ ઐક્ય નથી પરન્તુ બીજમાથી ઉત્પન્ન થયેલા વૃક્ષને જુદી જુદી વખતે ત્હેનું પરિમાણ, રંગ, પત્રો, શાખાઓ વિગેરે જુદા જુદાં હોય છતા એક જ વૃક્ષ કહીએ છીએ તે અર્થમાં આ ઐક્ય છે. મનનું ઐક્ય પદાર્થવાચક (Substantial) નથી પરન્તુ ગુણવાચક (functional) છે. કોઈ પુરૂષના મનના વ્યાપારો બીજી બધી બાબતોમાં જુદા જુદા ગુણ ધર્મવાળા હોય પરન્તુ એક જ સમગ્ર ચેતન પ્રવાહનું અંગ હોવાનો ગુણ તેઓમાંના પ્રત્યેક વ્યાપારમાં સમાન છે અને આ સમાનતા તેજ મનના એકત્વનું મુખ્ય લક્ષણ છે. ટુંકામા તેઓ વચ્ચે સમાનતા તેમજ ભિન્નતા રહેલી અને તેથી એક દૃષ્ટિબિન્દુએ 'હું એક જ છું'

એમ કહી શકીએ તો બીજા 'દૃષ્ટિબિન્દુથી ' હું અનેક છું ' એમ પણ કહી શકીએ. આવી રીતે આત્માનું બાહ્ય સ્વરૂપ જોતાં હેનું ઐકય મનોવ્યાપારથી સ્વતન્ત્ર એવું કેવળ ઐકય જણાતું નથી પરન્તુ વ્યાપારોની વિવિધતામાં જ વ્યાપી રહેલું જણાય છે

અત્રે એટલું યાદ રાખવાની જરૂર છે કે આત્માનું તાત્વિક સ્વરૂપ શું છે હેનો નિર્ણય કરવાને માનસશાસ્ત્ર અશક્ત છે કારણ કે આ શાસ્ત્રનો પ્રદેશ મનના બાહ્ય વ્યાપારોના અભ્યાસમાં જ સંકુચિત રહેલો હોવાથી આત્મા વિષે જે કંઇ આ શાસ્ત્ર જાણી શકે તે એટલું જ કે મનોવ્યાપારોના દૃષ્ટિબિન્દુથી હેનું સ્વરૂપ શું જણાય છે. આત્માના ખરા સ્વરૂપનો નિર્ણય કરવાનું કાર્ય તો તત્વશાસ્ત્રનું જ છે અને તેથી માનસશાસ્ત્ર આત્મા વિષે જે કંઇ કહી શકે તે પોતાના દૃષ્ટિબિન્દુથી જ હોઇ હેમના મતને એક પક્ષી મત તરીકે જ ગણવાનો છે.

## પ્રકરણ નવમું.

### ધ્યાન.

આપણા માનસિક જીવનનું એક વિચિત્ર લક્ષણ એ છે કે જો કે દરેક ક્ષણે અનેક સંસ્કારો આપણી ઇન્દ્રિયો ઉપર પડે છે છતા સર્વે ઉપર એકી વખતે સરખું ધ્યાન આપી શકાતુ નથી પરંતુ તેઓમાથી ઘણા થોડા ઉપર ધ્યાન આપી શકાય છે. ઇન્દ્રિયોવડે મળતા સર્વે સંસ્કારો આપણા મનની અનુભવ જાળમાં ગુંથાતા નથી તેઓમાના ઘણાની આપણે અવગણના કરીએ છીએ અને થોડાને જ પસંદ કરી હેમના ઉપર લક્ષ આપીએ છીએ છતા આ બન્ને જાતના સંસ્કારો ઇન્દ્રિયો ઉપર તો સરખી રીતે જ છાપ પાડે છે તેઓ વચ્ચે ફેર એટલો જ છે કે ધ્યાન આપેલા સંસ્કારો ઇન્દ્રિયોમાથી મનના પ્રદેશમાં આવે છે અર્થાત્ તેઓ કેવળ સંસ્કારો

નહીં પરન્તુ મનોવ્યાપારો અને છે જ્યારે બાકીના સંસ્કારો મનના પ્રદેશની અંદર નહીં પરન્તુ જાણે ત્હેની કીનારી ઉપર રહેલા હોય તેમ જણાય છે. આવી રીતે ઇન્દ્રિય વ્યાપારોના પ્રમાણમાં આપણા મનનો વ્યાપાર દરેક ક્ષણે ઘણો સંકુચિત હોય છે. હવે આમ હોવાનું કારણ શું છે તે આપણે તપાસીશું.

ઉપરના એક પ્રકરણમા આપણે જોઈ ગયા કે કોઇપણ તન્તુ પ્રવાહ જ્યાં સુધી મગજના ગોળાર્ધોમાં પેશી પ્રત્યક્ષ ઉપજાવી શકે નહીં ત્યાં સુધી આપણા ચેતનમય અનુભવમાં તે આવી શકતો નથી. હવે મગજમાં થતા તન્તુપ્રવાહની એક મુખ્ય વિશિષ્ટતા એ છે કે જ્યારે એક ઉદ્દ્વાહક પ્રવાહ ઉત્તમાંશમાં આવી ત્હેના સઘળા ભાગોમા ફેલાતો હોય ત્યારે બીજા પ્રવાહો તેટલા સમય સુધી ઉત્તમાંશમાં પેશી શકતા નથી પરન્તુ બ્હાર રહે છે. અને જ્યારે તે ઉદ્દ્વાહક પ્રવાહ કોઇપણ પ્રકારથી નબળો પડે અથવા બંધ થાય ત્યારેજ તેઓને અન્દર જવાનો માર્ગ મળે છે. આવી રીતે શારીરિક દૃષ્ટિબિન્દુથી જોતાં આપણા માનસિક વ્યાપારનું સંકુચિતપણું ઉત્તમાશમાં થતા તન્તુ વ્યાપારની આ વિશિષ્ટતા ઉપર આધાર રાખે છે. હવે એક સાથે આવતા સંસ્કારોમાંથી કઈ જાતના સંસ્કારો ઉત્તમાશમાં પ્હોંચી શકે ત્હેને લગતો સામાન્ય નિયમ એ છે કે જે વસ્તુમાં આપણને સૌથી વધારે રસ જણાય તે વસ્તુ સંસ્કારો બીજાઓને રોકી દઇ ઉત્તમાં-શમાં પ્રવર્તે છે. અર્થાત્ એકી વખતે અનેક વસ્તુઓમાથી જે વસ્તુમાં મનને સૌથી વધારે રસ લાગે છે તે તરફ ત્હેનું ધ્યાન જાય છે. આ પ્રમાણે ધ્યાન આપવાની ક્રિયામા મનની ઇચ્છા શક્તિનો પ્રભાવ જણાય છે. કારણ કે કોઇ પણ વસ્તુ ઉપર ધ્યાન આપવામાં તેજ ક્ષણે મનના પ્રદેશમાં આવવા માગતી સર્વે વસ્તુઓમાંથી ત્હેને ઇચ્છા-પૂર્વક પસંદ કરવી પડે છે.

ધ્યાન આપવાના અનેક પ્રકાર હોય છે. એક તરફ એકાગ્ર ધ્યાન કે જેહેમાં ધ્યાન આપવાની વસ્તુ સાથે આપણે એકમય થઇ

જઈએ છીએ અને બીજી તરફ ઝાંખું અથવા પ્રવૃત્ત ધ્યાન કે જેમાં આપણે કોઈપણ એક વસ્તુ ઉપર ધ્યાન ન આપતાં શૂન્ય મનવડે જે કંઈ વ્યાપારો મનમાં થયા કરે ત્હેમની તરફ ઘણી ઝાંખી રીતે લક્ષ આપીએ છીએ આ બે પ્રકારની વચ્ચે અનેક પ્રકારને ઓછું વધતું ધ્યાન આપણે સામાન્ય રીતે આપીએ છીએ. કોઈ કોઈ વખત આપણે એવી માનસિક સ્થિતિમા આવી જઈએ છીએ કે ઇન્દ્રિયોનો વ્યાપાર ઘણો શિથિલ બની જાય છે અને આપણું મન જાણે પાછું હઠીને અન્દર ભરાઈ પેઠું હોય તેમ ત્હેનો વ્યાપાર અત્યન્ત નબળો બની જાય છે. આવી સ્થિતિમા સાધારણ ધ્યાન આપવા માટે જે પ્રવૃત્તિમય વ્યાપારની જરૂર હોય છે તે એટલો મન્દ હોય છે કે કોઈ પણ વસ્તુ સ્હામે આપણે જોઈએ પરન્તુ તે વસ્તુ શી છે ત્હેનું ભાન થતું નથી. એક પછી એક વસ્તુ મનની કીનારી પાસે આવીને પાછી તરત બ્હાર નીકળી જાય છે, અને કોઈ પણ એક વસ્તુ ઉપર મન ઠરતું નથી. આપણે આવી સ્થિતિમા છીએ એવુ મનમા ઉંડું ઉંડું આપણને ભાન હોય છે ખરું પરન્તુ તે સાથે આપણે એટલા શિથિલ બની ગયેલા હોઈએ છીએ કે તે શિથિલતાને ખંખેરીને પ્રવૃત્ત બનવાને અશક્ત હોઈએ છીએ. પાણીના પ્રવાહમા જેમ ખેંચાઈ જવાય તેમ આ શિથિલ વ્યાપારના પ્રવાહમાં આપણે થોડા વખત સુધી તણાયા જઈએ છીએ અને અન્તે કોઈપણ પ્રબળ કારણથી જ્યારે મન ઉશ્કેરાય છે ત્યારે શરીર ખંખેરીને પાછા પ્રવૃત્ત બની સામાન્ય સ્થિતિમા આવી જઈએ છીએ આથી ઉલટી રીતે એકાગ્ર ધ્યાનની સ્થિતિમા આપણું મન ધ્યાનના વિષય ઉપર એટલું ઠરેલું હોય છે કે બીજી સર્વે વસ્તુઓ આપણે ભુલી જઈએ છીએ અને મન અત્યન્ત પ્રવૃત્તિવડે તે વિષયના ઉંડાણમાં ડુબકી મારી જાય છે.

હવે પ્રશ્ન એ થાય છે કે એકી વખતે આપણે કેટલી જુદી જુદી વસ્તુઓ ઉપર ધ્યાન આપી શકીએ ? આ વિષે ઘણા પ્રયોગો કરવામા આવેલા છે. એક પ્રયોગમા કેટલાએક અક્ષરો એટલી થોડી

વખત આંખ સ્હામે ફેરવવામાં આવ્યા કે દરેક અક્ષર ઉપર ક્રમવાર નજર ન ફરી શકે. આ પ્રયોગમાં એમ જણાયું કે જ્યારે અક્ષરો અર્થવાળા અને જાણીતા શબ્દો હતા ત્યારે અર્થ વિનાના શબ્દો મુકવામાં આવ્યા હેના કરતાં ત્રણ ગણા વધારે અક્ષરો એક સામટા ધ્યાનમાં આવી શકયા અને જ્યારે શબ્દોને વાકયમાં ગોઠવીને મુકવામા આવ્યા ત્યારે વાકય રચના વિનાના શબ્દો કરતાં બમણા શબ્દો ધ્યાનમાં આવ્યા. આ ઉપરથી એમ સિદ્ધ થઇ શકે છે કે કોઇ વાકયોના શબ્દો અથવા શબ્દના અક્ષરો જુદા જુદા ધ્યાનમા આવતા નથી પરન્તુ સર્વેનું એકજ મનોવ્યાપાર વડે જ્ઞાન થાય છે. જ્યારે કોઇ વિષયના ભાગો એક બીજાથી અત્યન્ત ભિન્ન હોય ત્યારે એકજ મનોવ્યાપાર વડે તેઓ સર્વેનું જ્ઞાન મળી શકતું નથી અને તેથી એકના ઉપર ધ્યાન આપતાં બીજા ભાગો ધ્યાનની બ્હાર જતા રહે છે. પરન્તુ જો કે સાધારણ રીતે આમ સર્વે ભાગો ઉપર એક સરખી રીતે ધ્યાન આપી શકાતું નથી છતાં અભ્યાસ વડે બે ત્રણ ભિન્ન વસ્તુઓ ઉપર એક સાથે ધ્યાન આપી શકાય છે એમ પ્રયોગવડે નક્કી થઇ શકે છે. એક કાવ્ય મોઢેથી બોલવું તથા તેજ વખતે બીજું વાક્ય મોઢેથી બોલવુ, કાગળ ઉપર હિસાબ કરવો અને તેજ વખતે કોઇ કાવ્ય લખવું—આવા વ્યાપારો અભ્યાસવડે બની શકે છે, એમ અનેક પ્રયોગોથી જણાય છે. આવી રીતે બે વસ્તુઓ ઉપર એક સાથે ધ્યાન આપવામા મુખ્ય સરત એ છે કે આ બે વસ્તુઓ એક બીજાથી જુદી જ હોવી જોઇએ. એક સાથે બે ગુણાકારો કે બે કવિતા પાઠો કરવામાં ધ્યાનનો વ્યાપાર વધારે કઠિન તથા અનિશ્ચિત બને છે. બીજા પ્રયોગોથી જણાય છે કે કોઇ બે વસ્તુઓને એક પછી એક ધ્યાનમાં લેતાં વખત લાગે હેના કરતાં એક સાથે ધ્યાન આપવામા ઓછો વખત જાય છે. ઉદાહરણ તરીકે ધારો કે ૪૨૧૩૧૨૨૩૫ ને બેએ ગુણવામાં ૭ સેકન્ડ થાય છે તથા કોઇ કાવ્યની ૭ કડીઓ બોલતાં પણ ૭ સેકન્ડ થાય છે.' પરન્તુ

આ બન્ને વ્યાપારો એક સાથે કરતા પણ ૭ સેકન્ડજ થાય છે. અને તેથી એ બેને ભેગા કરવામા કંઇ વખતનો વધારો થતો નથી. પરન્તુ જ્યા આ વ્યાપારો વધારે હોય અથવા ત્હેમને એક સાથે કરવાનો અભ્યાસ બહુ ઓછો હોય તો વખતનો કંઇ બચાવ થતો નથી. જેમકે કોઇ માણસ ત્રણ ચાર કાગળ સાથે લખાવતો હોય ત્યારે ત્હેનું મન એક વ્યાપારમાથી બીજામા અને બીજામાંથી ત્રીજામા એમ ક્રમવાર ફરે છે અને તેથી તે સર્વેને જુદા જુદા કરવામા જેટલો વખત જાય તેટલોજ એક સાથે કરવામા જાય છે.

જ્યારે એક સાથે ધ્યાન આપવાની બે વસ્તુઓ ઘણા સૂક્ષ્મ ઇન્દ્રિય પ્રત્યક્ષો હોય તથા પ્રત્યેકને ધ્યાન આપવામા ચોક્કસ રહેવાનું હોય ત્યારે એક ઉપર ધ્યાન આપતા બીજી વસ્તુ મનમાંથી ખસી જાય છે. ઉદાહરણ તરીકે ઘડીયાળના ચકતા ઉપર એક કાંટો ઘણા વેગથી ગોળ ફરતો હોય અને દૂરથી એક ઘંટ વાગે ત્યારે તે કાંટો ચકતાની કઇ ચોક્કસ જગો ઉપર છે તે જોવાનું હોય ત્યારે ઘંટ સાભળવા જતા તે કાટાની જગો બરોબર જોવાતી નથી અને કાંટાની ગતિ ઉપર ધ્યાન આપતા ઘંટ સાભળવામા ચોક્કસતા રહેતી નથી. આવી રીતે એકી વખતે પરસ્પર ભિન્ન વ્યાપારો ઉપર ધ્યાન આપવા વિષે પ્રયોગ વડે એમ જણાય છે કે સાધારણ રીતે તો આવા એકજ વ્યાપારમા ધ્યાન આપી શકાય છે. પરન્તુ અભ્યાસવડે બે કે બહુ તો ત્રણ વ્યાપારો સાથે થઇ શકે છે અને તેથી વધારે તરફ એક સાથે ધ્યાન આપી શકાતું નથી

ધ્યાનના વિવિધ પ્રકાર–ધ્યાનના વિભાગો–જુદી જુદી રીતે પાડી શકાય છે. એક પ્રકાર પ્રમાણે ધ્યાનને બહિર્ધ્યાન અને અન્તર્ધ્યાન એમ બે વિભાગમા વ્હેંચી શકાય છે. મનની બ્હારની જે વસ્તુઓને ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય તે સર્વે તરફના ધ્યાનને બહિર્ધ્યાન કહેવાય છે, અને મનની અન્દરના વિચારો, કલ્પનાઓ વિગેરે તરફના ધ્યાનને અન્તર્ધ્યાન કહેવાય છે બીજા પ્રકાર પ્રમાણે

ધ્યાનને પ્રત્યક્ષ અથવા સ્વાભાવિક ધ્યાન તથા પરોક્ષ ધ્યાનમાં વ્હેંચી શકાય છે. કોઇપણ વસ્તુ એવી રસવાળી અથવા પ્રબળ હોય કે ત્હેની સાથે સંબન્ધ ધરાવનારી બીજી કોઇ વસ્તુની મદદ સિવાય પોતાની મેળે સ્વાભાવિક રીતે આપણું ધ્યાન ખેંચે ત્યારે તે ધ્યાનને પ્રત્યક્ષ ધ્યાનનું નામ આપી શકાય. કારણકે આપણી પ્રત્યક્ષની રહેલી વસ્તુ પોતે પોતાની મેળેજ આપણું ધ્યાન ખેંચે છે. અને જ્યારે કોઇ વસ્તુ પોતે આપણને રસવાળી ન હોય અથવા તે બહુજ નિર્બળ હોય અને તેથી આપણું ધ્યાન પોતાની મેળે ખેંચી શકે ત્હેવી નહોય પરન્તુ બીજા કોઇ રસવાળા અને પોતાની મેળે ધ્યાન ખેંચે એવા વિષય સાથે નિકટ સંબન્ધ ધરાવતી હોય અને તે સંબન્ધ વડે આપણું ધ્યાન ત્હેની તરફ દોરાય ત્યારે તે ધ્યાનને પરોક્ષ ધ્યાન કહી શકાય. ઉદાહરણ તરીકે થોડે દૂરથી કંઇ સંગીતનો અવાજ આવતો હોય અને તે તરફ કાન માંડીને ધ્યાનથી સાંભળીએ તે ધ્યાન પ્રત્યક્ષ ધ્યાન છે. પરન્તુ કોઈ માણસની વાટ જોતા હોઇએ અને આસપાસના પુષ્કળ ઘોંઘાટમાં ત્હેનાં પગલાં સાંભળવા માટે ધ્યાન આપીએ તે ધ્યાન પરોક્ષ ધ્યાન છે તથા કોઇ પાઠ અઘરો અથવા કંટાળાભરેલો હોય અને તેથી ત્હેના ઉપર ધ્યાન આપવાનું મન થતું ન હોય પરન્તુ પરીક્ષામાં પસાર થવાને એ પાઠ જરૂરનો હોવાથી ત્હેના ઉપર ધ્યાન આપીએ ત્યારે તે ધ્યાન પણ પરોક્ષ ધ્યાન છે. ત્રીજા પ્રકાર પ્રમાણે ધ્યાનને પ્રયત્નરહિત અને પ્રયત્ન સહિત ધ્યાનમાં વ્હેંચી શકાય છે. જે કોઈ પ્રકારનું ધ્યાન આપતાં આપણા શરીર અથવા મનને કંઇ ખાસ શ્રમ પડતો ન હોય તે ધ્યાનને પ્રયત્ન રહિત ધ્યાન કહેવાય છે, અને જે ધ્યાન આપવામાં મનને પ્રવૃત્ત કરી ખાસ પ્રયત્ન કરવો પડતો હોય ત્હેને પ્રયત્ન સહિત ધ્યાન કહી શકાય. આપણે બેઠા હોઇએ અને કોઇ મોટો અવાજ આપણું ધ્યાન ખેંચે તે પ્રયત્નરહિત ધ્યાન છે. કારણકે ત્હેની તરફ ધ્યાન આપવાને કંઇ પણ પ્રયત્ન કરવો પડતો નથી.

પરન્તુ આસપાસના ગડબડાટ વચ્ચે કંઇ વાચવામા ધ્યાન આપવુ પડતું હોય ત્યારે તે પ્રયત્ન સહિત ધ્યાન છે. કારણકે અહીં તે અવાજ તરફથી મનને ખેંચી લેવાનો પ્રયત્ન કરવો પડે છે હવે પ્રયત્ન સહિત ધ્યાન હમેશા પરોક્ષ હોય છે. કારણકે જ્યારે કોઇ વસ્તુ ઉપર ધ્યાન આપવા પ્રયત્ન કરવો પડે છે ત્યારે તે પ્રયત્ન તે વસ્તુ આપણને કોઇપણ રીતે ઉપયોગી હોય છે માટે કરીએ છીએ અને જે માટે તે ઉપયોગી હોય ત્હેને લીધે જ આપણે ધ્યાન તે વસ્તુ ઉપર ચોટાડવાનો પ્રયત્ન કરીએ છીએ.

આ સર્વે પ્રકારોમા પ્રત્યક્ષ પ્રયત્નરહિત બહિર્ધ્યાન એ સૌથી સાદો પ્રકાર છે આ પ્રકારના ધ્યાનનો પ્રોત્સાહક કા તો પ્રબળ અને ઓચિંતો ઇન્દ્રિય સંસ્કાર હોય છે અથવા કોઇ પ્રેરણા ઉત્પન્ન કરનારી વસ્તુ હોય છે કે જે વસ્તુ ગમે તેવી નબળી હોય પરન્તુ ત્હેના સ્વભાવવડે જ આપણામા ધ્યાન આપવાની પ્રેરણા ઉત્પન્ન કરે છે, પ્રેરણાઓ વિષેના પ્રકરણમા આપણે જોઇશુ કે આવી ઘણી વસ્તુઓ છે કે જે દરેક પ્રાણી વર્ગનું પ્રેરણાત્મક ધ્યાન ખેંચે છે આ પ્રકારનું ધ્યાન બાળપણમા વધારે જોવામા આવે છે જે કંઇ વસ્તુ ક્ષણવાર આકર્ષક જણાય તે તરફ છોકરાઓનું ધ્યાન સ્વાભાવિક રીતે ભમતુ રહે છે. મોટા થયા પછી આ પ્રકારનુ ધ્યાન ઓછુ થાય છે કારણકે આપણે જીવનનો જે માર્ગ લીધો હોય ત્હેને લગતી વસ્તુઓ તરફ આપણુ ધ્યાન સંકુચિત કરીએ છીએ અને જે વસ્તુઓ આપણે ગ્રહણ કરેલા જીવનને ઉપયોગી ન હોય ત્હેમની તરફ નિર્લક્ષ બની જઇએ છીએ પરન્તુ બાળકોને આવો કંઈ ઉદ્દેશ મનમા હોતો નથી. તેઓનું મન તો સદા ભમતું જ રહે છે અને ત્હેમની કેળવણી શરૂ કરતા ભણવામા ત્હેમનું લક્ષ ચોટાડતા દરેક શિક્ષકને ઘણી મુશ્કેલી પડે છે. જેમ ઉંમર વધે છે તેમ આવું ભમતું ધ્યાન ઓછુ થતું જાય છે પરન્તુ કોઇ પુરૂષને યોગ્ય શિક્ષણની ખામીને લીધે જો આવા પ્રકારનું ધ્યાન

આપવાની ટેવ પડી ગઇ હોય તો પુખ્ત ઉમરે પ્હોંચ્યા પછી પણ ત્હેનું ધ્યાન ભમતુંજ રહે છે અને એકાગ્ર ચિત્ત વડેજ સધાય એવાં કાર્યો કરવાને તે હમેશાં અશક્ત રહે છે.

ઉપર કહ્યા પ્રમાણે જો ધ્યાનની પ્રોત્સાહક વસ્તુ પોતે પ્રબળ અથવા પ્રેરણાત્મક ન હોય. પરન્તુ આ ગુણોવાળી બીજી વસ્તુઓ જોડે આપણા અનુભવ તથા જ્ઞાનવડે ત્હેમનો સંબંધ થવાથી આપણું ધ્યાન ખેંચે તો તે ધ્યાન પ્રયત્નરહિત અને પરોક્ષ બહિર્ધ્યાન છે. આ પ્રકારના ધ્યાનનું મુખ્ય લક્ષણ એ છે કે કઇ વસ્તુઓ આવું પરોક્ષ ધ્યાન ખેંચે તે દરેક પુરૂષના અનુભવ અને જ્ઞાન ઉપર આધાર રાખે છે. જે દિશામાં આપણાં મનનું બંધારણ થઇ જાય છે તે દિશામાં આપણું ધ્યાન બીજી દિશાઓ કરતાં વધારે દોડે છે. ભાષાશાસ્ત્રીનું ધ્યાન કોઇના બોલવામાં અથવા લખવામાં વ્યાકરણની નજીવી પણ ભૂલ થઇ હોય તો તે તરફ દોડે છે. સંગીતશાસ્ત્રીનું ધ્યાન સાધારણ માણસને ન જણાય એવી ગાવામાં થતી ભુલો તરફ દોડે છે, વ્યાહવારશીલ માણસનું ધ્યાન વ્યાહવારીક વર્તનના ઉલ્લંઘન ઉપર દોડે છે. કોઇ વિષય શીખવામાં ત્હેના મૂળતત્ત્વો શીખ્યા પછી તે વિષયને લગતી સર્વે બાબતો ઉપર આપણું ધ્યાન આરોપાય છે. તેમજ જે વિષયમાં આપણને રસ પડતો હોય ત્હેને લગતી સર્વે બાબતો ઉપર પણ આપણું ધ્યાન જલદીથી અપાય છે. ઉદાહરણ તરીકે નિશાળમાં જ્યાં સુધી શિક્ષક ગણિતનો દાખલો અથવા કોઇ અઘરો અથવા રસહીન પાઠ સ્હમજાવતો હોય ત્યાં સુધી છોકરાઓ નિર્લક્ષ બની જઇ એક કાનેથી સાંભળી બીજે કાનેથી કાઢી નાંખે છે. અથવા તો લાગ મળે તો બેઠાં બેઠાં પણ રમવા માંડે છે પરન્તુ જ્યાં શિક્ષકે કંઇ વાત કહેવા માંડી કે તરત ગમે તે કરતા હોય તે છોડી દઇ ત્હેના તરફ કાન માંડે છે.

પ્રયત્નરહિત અન્તર્ધ્યાન જ્યારે આપણા મનમાં સ્હેલાઇથી ઉત્પન્ન થતા અને રસવાળા કાલ્પનિક વિચારો તરફ અપાયેલું હોય

ત્યારે તે પ્રત્યક્ષ હોય છે અને જ્યારે તે વિચારો પોતે આવા ન હોય પરન્તુ અમુક હેતુ સાધવા માટે તે વિચારો તરફ ધ્યાન આપવું પડતુ હોય ત્યારે તે આરોપિત અથવા પરોક્ષ ધ્યાન હોય છે. જ્યારે કોઇ વિષય વિષે વિચાર કરવો હોય તથા અમુક નિર્ણય ઉપર આવવા ત્હેને લગતા વિચારો એક પછી એક મનમાં લાવી ત્હેમના ઉપર જે ધ્યાન લાવવું હોય તે ધ્યાન પરોક્ષ અન્તર્ધ્યાન છે. જ્યા વિચાર બહુ કરવાનો હોય ત્યા આ પ્રકારનું ધ્યાન એટલું ઉંડું હોય છે કે તે સમયે સાધારણ ઇન્દ્રિય સંસ્કારો તો શું પરન્તુ શરીરમાં દુઃખ થતું હોય તો તે પણ ભુલી જવાય છે. ઘણાખરા મહાન્ પુરુષોમાં આવું ધ્યાન આપવાની શક્તિ ઘણા મોટા પ્રમાણમાં વિકસેલી હોય છે. ડૉ. કારપેન્ટર લખે છે કે ઘણી વખતે મ્હને ભાષણ કરતા પ્હેલાં સાંધાઓમાં એવું સખત દરદ થતું હતું કે મ્હારાથી ભાષણ શરૂ કરી શકાશે કે નહીં તે શંકાયુક્ત હતું. પરન્તુ જ્યાં નિશ્ચિત પ્રયત્ન વડે બોલવાનું શરૂ કરતો ત્યારે મ્હારૂં ધ્યાન ભાષણના વિચારમાં એટલું આરોપાઇ જતું કે જ્યા સુધી ભાષણ ચાલતું ત્યાં સુધી મ્હારૂં દરદ કેવળ ભુલી જતો. પરન્તુ જ્યાં ભાષણ પુરૂં થયું અને મ્હારૂં ધ્યાન ત્હેમાંથી છુટુ થયું કે તરત ઘણા જોરથી દરદ પાછું શરૂ થતું અને ભાષણ દરમિયાન એવું સખત દરદ મ્હને કેમ ન જણાયું ત્હેની મ્હને નવાઇ લાગતી.

આ ઉદાહરણ વાસ્તવિક રીતે પ્રયત્ન સહિત ધ્યાનના પ્રકારનું છે. આ પ્રકારનું ધ્યાન ઘણું કઠિન પરન્તુ ઉપયોગી છે. કોઇપણ ઝાંખી વસ્તુને ઇન્દ્રિયોવડે ગ્રહણ કરવામાં તથા એક બીજાના જેવા ઇન્દ્રિય સંસ્કારોમાં ભિન્નતા જોવામાં તેમજ બાળ પ્રોત્સાહકોની અવગણના કરી કોઇ રસહીન વસ્તુ ઉપર મન ચોટાડવામાં જે ધ્યાન આપવું પડે છે તે આ પ્રકારનું બહિર્ધ્યાન છે અને મનમાં કોઇ ઝાંખા વિચારને ઉત્તેજીત કરવામાં અથવા કોઇ વિચારને બીજા વિચારોમાંથી જુદો પાડીને ત્હેનો અર્થ સ્હમજવામા તેમજ કોઇ

અણગમતા વિચારને ત્હેના વિરોધી વિચારોને મનમાંથી દૂર કરી નિશ્ચયપૂર્વક વળગી રહેવામાં જે ધ્યાન આપવું પડે તે. આ પ્રકારનું અન્તર્ધ્યાન છે. હવે આ પ્રયત્ન સહિત ધ્યાનનું મુખ્ય લક્ષણ એ છે કે ત્હેમાં રહેલા પ્રયત્નના શ્રમને લીધે તે એકી વખતે ફક્ત થોડી પળો શિવાય વધારે ટકી શકતું નથી. આપણા માનસિક જીવનનો આ એક સામાન્ય નિયમ છે. મનની ચંચળતા એવી છે કે તે એક પક્ષીની માફક હમેશાં ફરતુંજ રહે છે અને જ્યાં ત્હેને રસ ઉપજે છે ત્યાં તે ટકી શકે છે. નહીં તો એક પછી એક વિચારો વલાજ કરે છે. જ્હેને આપણે એકાગ્ર ધ્યાન કહીએ છીએ તે કંઈ એકજ પ્રયત્ન વડે રહેતું નથી. ત્હેનું વલણ હમેશાં થોડીવાર પછી નીકળી જવાનું રહે છે. અને આપણે પાછા ત્હેને પ્રયત્નવડે રોકી રાખી નીકળી જવા દેતા નથી, આવી રીતે જ્યારે આવું ધ્યાન લાંબા સમય સુધી ચાલે છે ત્યારે ત્હેને ચોંટાડી રાખવાને અનેક પ્રયત્નો કરવા પડે છે. જેમ એક દોરડાને એક માણસ એક બાજુએ અને બીજો માણસ બીજી બાજુએ ખેંચે તેમ એક તરફ વસ્તુઓ આપણું ધ્યાન ખેંચ્યા કરે છે અને બીજી તરફ આપણે ત્હેને પાછું ખેંચી લેવાનો પ્રયત્ન કરીએ છીએ. જ્યારે કોઇ વિષયમાં ધ્યાન આપવાનું શરૂ કરીએ ત્યારે ત્હેમાં રહેલા પ્રયત્નને દાબી દે એવો રસ જ્યાં સુધી ત્હેમાં રહે છે ત્યા સુધી ધ્યાન ચોંટેલું રહે છે. પરન્તુ જ્યાં રસ ઓછો થયો કે તરત ધ્યાન ઓછું થઇ જાય છે. અને પાછો વધારે પ્રયત્ન કરીને ત્હેને મૂળ સ્થિતિમાં લાવવું પડે છે. આવી રીતે ક્રમવાર પ્રયત્નો વડે ધ્યાનને રોકી રાખવા પછી ત્હેનો વિષયનો રસ પડે એવો હોય તો તે બહુ કઠિનતા વિના વહ્યું જાય છે. અહીં એટલું યાદ રાખવાનું છે કે આ સઘળી ક્રિયામાં જ્હેના ઉપર ધ્યાન ચોંટેલું રહે છે તે એકજ વ્યાપાર નથી પરન્તુ પરસ્પર સંબન્ધવાળા અનેક વ્યાપારોના ક્રમથી બનેલો એકજ વિષય છે. ચેતનના પ્રકરણમાં આપણે જોઇ ગયા કે એક મનોવ્યાપાર પુરો થયા પછી

તેને તેજ વ્યાપાર ફરીથી મનમા પાછો થઈ શકે નહીં. આ કારણથી અમુક એક વિષયમાં ધ્યાનનો એક વ્યાપાર પુરો થઈ તે નીકળી જવાનો થાય છે કે તરત બીજો વ્યાપાર ત્હેની જગો લે છે અને આવી રીતે ધ્યાન ચાલુ રહે છે. જે કોઇ વ્યાપાર મનમાં બદલી શકાતો નથી ત્હેની તરફ કોઇપણ મનુષ્ય લાબા સમય સુધી ધ્યાન આપી શકે નહીં એ માણસ સ્વભાવનો એક મુખ્ય નિયમ છે.

હવે કેટલાએક વિચારો એવા છે કે ત્હેમના ઉપર ધ્યાન ચોટતુંજ નથી. જ્હેવા મનમાં આવે ત્હેવા જ તે પાછા નીકળી જાય છે. ત્હેમને મનમાં રોકી રાખવાને એટલો ભારે પ્રયત્ન કરવો પડે છે કે થોડી વારમાં તે પ્રયત્ન નિષ્ફળ થઇ મન પાછું જે કોઇ વધારે પ્રબળ વિચાર મનમા હોય ત્હેની તરફ દોડે છે. કોઇ મનુષ્યના મનમાં અમુક વાસના તૃપ્ત કરવાનો વિચાર અત્યન્ત પ્રબળ હોય તે વાસનાની વિરૂદ્ધના વિચાર ઉપર ત્હેનું ધ્યાન તે વખતે ચોટતુંજ નથી અને જો કે થોડીવાર સુધી ત્હેને ધ્યાનમાં લેવાને પ્રયત્ન કરે પરન્તુ અન્તે વાસના તૃપ્ત કરવાનો પ્રબળ વિચાર ત્હેને મનમાથી હાંકી કહાડે છે. જ્યારે કોઇ પણ અણુગમતા વિષય ઉપર ધ્યાન આપવું હોય ત્યારે બીજા ગમે ત્હેવા નજીવા કામો ઉપર મનવાળીને તે વિષયને જેમ બને તેમ મનમાથી બ્હાર રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. કોઈ વિદ્યાર્થીને નિશાળે જતા પ્હેલા સ્હવારમાં અણગમતો પાઠ શીખવવાનો હોય તો બીજા સાથે વાતોમા વખત કહાડશે, ચોપડીઓને પુઠા ચ્હડાવશે, કપડા સાફ કરશે, પેન્સીલો ઠીક કરશે, ટુંકામાં ગમે તે રીતે સ્હવાર કહાડી નાખશે પરન્તુ તે પાઠ શીખવાના વિચારને મનમા આવવા દેશે નહીં.

ઇન્દ્રિયોના સંસ્કારો ઉપર ધ્યાન આપવામા પણ મુખ્ય નિયમ એ છે કે ત્હેમના ઉપર ધ્યાન ટકી શકવા માટે તેઓ બદલાતા રહેવા જોઇએ. કોઇ એકને એક વસ્તુ ઉપર આંખવડે લાંબા વખત સુધી કંઇ પણ ફેરફાર વિના લક્ષ આપ્યાથી અન્તે તે વસ્તુ દેખાતી

બન્ધ થઇ જાય છે. તેમજ એકને એક વસ્તુ ઉપર કાનવડે લાંબા વખત સુધી ધ્યાન આપ્યાથી તે સંભળાતી બન્ધ થઈ જાય છે. કોઈ જુદા જુદા આકારની બે વસ્તુઓને સાથે રાખીને એક વસ્તુ ઉપર જમણી આંખવડે અને બીજી વસ્તુ ઉપર ડાબી આંખવડે ધ્યાન આપીને જોવા જઇએ તો બન્ને વસ્તુઓ એક સાથે જોવામા આવશે નહીં. પરન્તુ ઘડીકમાં એક અને ઘડીકમા બીજી વસ્તુ એમ વારાફરતી જણાશે. આનું કારણ એજ છે કે એકજ વસ્તુ ઉપર એક આંખ ઠરાવી રાખવામાં ઘણો પ્રયત્ન કરવો પડે છે. અને તેથી થોડીવાર પછી દરેક આંખ પોતાની વસ્તુ ઉપરથી નજર લઈ બીજી આંખની વસ્તુ ઉપર નજર ફેરવે છે. પરન્તુ જો આપણે ત્હેમાંની એક વસ્તુને જોવામાં ત્હેનો રંગ, આકાર અથવા માપ બારીકીથી જોવા એવો કંઇ ખાસ હેતુ મનમા રાખીએ કે જેથી તે વસ્તુ ઉપર ધ્યાન આપવાનો વ્યાપાર ક્ષણે ક્ષણે તાજો રહે તોજ લાંબી વખત સુધી તે વસ્તુને સ્થિરપણે જોઇ શકીશુ. ઘણા લાંબા વખત સુધી એકને એક વસ્તુ ઉપર ધ્યાનનું સમધારણ કોઈ પણ રીતે ટકી શકતુ નથી. ત્હેનું સ્વાભાવિક લક્ષણ એજ છે કે જ્યારે ત્હેનું જોર નરમ પડે કે તરત નવી નવી વસ્તુઓ તરફ તે ખેંચાઇ જાય છે. જ્યા વસ્તુમાં રસ પુરો થયો કે અને જ્યાં ત્હેમા કંઇ નવું લક્ષણ જોવાનું રહ્યું નહીં કે તરત આપણી ઇચ્છા વિરૂદ્ધ પણ ધ્યાન કોઇ બીજી વસ્તુ ઉપર ચાલ્યુ જાય છે. જો એક જ વસ્તુ ઉપર ધ્યાન ચોંટાડી રાખવુ હોય તો તે વસ્તુ વિષે નિરન્તર કંઇ કંઇ નવું જાણવું અથવા શોધી કહાડવું જોઇએ. આ નિયમ કેવળ બહિર્ધ્યાનમા નહીં પરન્તુ અન્તર્ધ્યાનમાં સર્વાંશે લાગુ પડે છે. કોઇ પણ વિચારના વિષય ઉપર એકાગ્ર ધ્યાન આપવાની મુખ્ય સરત એ કે ત્હેની દરેક બાજુથી ત્હેને તપાસવો જોઇએ તથા બીજા વિચારો સાથે ત્હેના સંબન્ધોનું જ્ઞાન ઉત્પન્ન કરવું જોઇએ.

આવી રીતે મનની કેળવણી તથા જ્ઞાનના વધારાની સાથે

એકાગ્ર ધ્યાન આપવાની શક્તિ વધતી જાય છે. જે મનુષ્યનું મન જ્ઞાનનો ભંડાર છે ત્હેના મનમાં કોઇ પણ વિષય વિષે અનેક વિચારો સ્ફુરી નીકળે છે-અને તેથી ત્હેમાં ત્હેનો રસ તાજો અને તાજો રહેવાથી ધ્યાન ચોંટેલું રહી શકે છે. પરન્તુ જે પુરૂષનું મન શૂન્ય હોય છે તે કોઈ પણ માનસિક વિષય ઉપર લાંબા વખત સુધી ધ્યાન ટકાવવાને અશક્ત રહે છે. અહીં એટલું યાદ રાખવાની જરૂર છે કે જો આપણે સાધારણ રીતે એમ કહીએ છીએ કે બુદ્ધિશાળી પુરૂષો બીજા પુરૂષો કરતા એકાગ્ર ધ્યાન આપવાની શક્તિ વધારે ધરાવે છે પરન્તુ ઘણા ખરા બુદ્ધિવાન્ પુરૂષોમા તો આ શક્તિ ગૌણ રીતે રહેલી છે. તેઓ એકાગ્ર ધ્યાન આપે છે ખરા પરન્તુ તેમ કરવાને ત્હેમને કંઇ ઇચ્છાપૂર્વક પ્રયત્નવડે પોતાની શક્તિ વાપરવી પડતી નથી. તેઓના વિચારોજ એવી રીતે સ્ફુરી નીકળે છે કે કંઇ મ્હેનત સિવાય ધ્યાન એકજ દિશામા વહ્યું જાય છે અર્થાત્ તેઓ એકાગ્ર ધ્યાન આપવાને લીધે બુદ્ધિશાળી થતા નથી પરન્તુ બુદ્ધિવાન્ હોવાને લીધે આવું ધ્યાન આપી શકે છે, અને સાધારણ પુરૂષો કરતા તેઓ ધ્યાન આપવાના પ્રયત્નમા જુદા પડતા નથી. પરન્તુ ધ્યાન આપવાના જે વિચારો ત્હેમના મનમા ઉગી નીકળે છે ત્હેમા જુદા પડે છે. તેઓના મનમાં આ વિચારો સાધારણ માણસના વિચારોની માફક અસ્ફુટ તથા સંબન્ધ વિનાના હોતા નથી પરન્તુ સર્વે એક બીજાની સાથે નિયમપૂર્વક એક ચોક્કસ ક્રમમા જોડાયેલા હોય છે અને તેથી આપણે તેઓમા એકજ વિષય ઉપર ધ્યાન આપવાની શક્તિ હોવાનું ધારીએ છીએ. જે મનુષ્યના વિચારો ત્હેમનામા આવો બુદ્ધિપૂર્વક સંબન્ધ ન હોવાને લીધે એક જ ક્રમમાં હોતા નથી, તેઓનું ધ્યાન તુટક અને છામતું રહે છે. ઘણી વખત એમ પણ બને છે કે કોઇ પુરૂષમા અત્યન્ત બુદ્ધિ હોવાની બક્ષિસ હોય તો પ્રયત્નપૂર્વક ધ્યાન આપવાની ટેવ ત્હેનામા હોતી નથી, અને સાધારણ બુદ્ધિવાળા પુરૂષોમા મહેનતવડે ધ્યાન આપવાની ઇચ્છા શક્તિ વધારે હોય છે.

ધ્યાન ગમે તો બુદ્ધિની વ્યાક્ષિસને લીધે હોય કે ગમે તો ઇચ્છા શક્તિને લીધે હોય પરન્તુ એટલું તો નક્કી છે કે જેમ કોઇ વિષયમાં વધારે લક્ષ અપાય તેમ તેનું જ્ઞાન વધારે દૃઢ થાય છે. અને ભમતા ધ્યાનને ફરી ફરીને એક જ વિષય ઉપર લાવવાની શક્તિ આપણા માનસિક વિકાસનું એક મુખ્ય સાધન છે. કેળવણીની જે રીતિ વડે આ રીતિનો વિકાસ થાય તે રીતિ નિઃશંક ઉત્તમ છે. બાળકોની કેળવણી શરૂ કરવામાં આટલું ખાસ યાદ રાખવાનું છે કે જેમ બાળકના મનમા પ્હેલાથી વધારે રસ ઉપજાવ્યો હોય તેમ તે વધારે ધ્યાન આપી શકે છે. જે કંઇ નવું શીખવાનું હોય ત્હેનો પ્હેલાં બાળક જે કંઇ જાણતું હોય ત્હેની સાથે સંબન્ધ બાળકના મનમા સ્હમજાવ્યાથી તે વધારે સારી રીતે સ્હમજી શકે છે અને પ્રત્યેક શિક્ષકે ખાસ કરીને બાળકની જીજ્ઞાસાને જેમ બને તેમ ઉત્તેજીત કરવી જોઇએ કે જેથી નવું જ્ઞાન ત્હેના મનમાં પ્હેલા ઉપસ્થિત કરેલા પ્રશ્નના ઉત્તર તરીકે મળે.

ધ્યાનના વ્યાપારના સહચારી શારીરિક વ્યાપારો મુખ્યત્વે કરીને ત્રણ છેઃ—

૧ કોઈ પણ વસ્તુ ઉપર ચોક્કસ ધ્યાન આપતાં તેને લગતું ઉત્તમાંગનું મધ્ય સ્થાન ઉત્તેજીત થતું જોઇએ.

૨ જે ઇન્દ્રિયવડે ધ્યાન આપવાનું હોય તે ઇન્દ્રિય સ્થાનમાં સ્નાયુઓ તે વસ્તુનું સ્પષ્ટ રીતે ગ્રહણ કરવા માટે યોગ્ય રીતે ગોઠવાઈ જાય છે.

૩ ઘણું કરીને ઉત્તમાંગના મધ્ય સ્થાનમાં લોહીનો પ્રવાહ ઉત્પન્ન થાય છે.

આમાથી પહેલા બે વ્યાપારો ઉપયોગી છે અને બીજો વ્યાપાર પહેલા સમજવાની જરૂર છે.

ઇન્દ્રિય સ્થાનમાં યોગ્ય ગોઠવણ બહિર્ધ્યાન તેમજ અન્તર્ધ્યાનમાં પણ થાય છે. બાહ્ય વસ્તુઓ ઉપર ધ્યાન આપવામાં આવી ગોઠવણ

થાય છે એ સ્પષ્ટ રીતે જણાય છે. જ્યારે આપણે કંઈ જોઈએ છીએ અથવા સાંભળીએ છીએ ત્યારે કંઈ ઇચ્છા સહિત પ્રયત્ન શિવાય આંખ અથવા કાન તે વસ્તુની તરફ ગોઠવીએ છીએ તથા શરીર તેમજ માથું ત્હેની તરફ ફેરવીએ છીએ. જો કંઈ ચાખવું અથવા સુંઘવું હોય તો જીભ અથવા શ્વાસ ત્હેની તરફ ફેરવીએ છીએ. કોઇ ચીજનો સ્પર્શ કરવો હોય તો ત્હેના ઉપર હાથ વિગેરે ફેરવીએ છીએ. આ સર્વ વ્યાપારોમા સ્નાયુઓના યોગ્ય આકુંચનો ઉત્પન્ન કર્યા ઉપરાંત બીજા કોઈ વ્યાપારો ધ્યાન આપવામાં અન્તરાય રૂપ હોય તો ત્હેમને દાબી દઇએ છીએ; જેમ કે કંઇ ચાખતાં આંખો બંધ કરી દઇએ છીએ; કંઈ સાંભળતાં શ્વાસ બન્ધ કરીએ છીએ વિગેરે. આવી રીતે જે કોઇ વસ્તુ પોતાના જ બળવડે આપણું ધ્યાન ઉત્પન્ન કરે ત્હેની તરફ પરાવર્તિત ક્રિયાવડે ઇન્દ્રિયોની યોગ્ય ગોઠવણ થઇ જાય છે. આ ગોઠવણ વધારે બારીક હોય છે તેમ તે વસ્તુનું ગ્રહણ વધારે સ્પષ્ટ રીતે થાય છે.

એક ઇન્દ્રિયની વસ્તુમાંથી બીજી ઇન્દ્રિયની વસ્તુ ઉપર જ્યારે ધ્યાન ફેરવીએ છીએ ત્યારે પણ ઇન્દ્રિયસ્થાનોમાં ફેરફાર થાય છે. આંખમાંથી કાન ઉપર ધ્યાન લઇ જતાં આંખના સ્નાયુઓ કાનની બાજુ તરફ ખેંચાતા જણાય છે અને જ્યારે ધ્યાન આંખ અને કાન વચ્ચે ઝડપથી ઝોલા ખાય છે ત્યારે બંને ઇન્દ્રિયોના સ્નાયુઓમા પરિશ્રમ જણાય છે.

હવે જ્યારે કોઇ વસ્તુના સ્મરણ તથા કલ્પનાવડે ત્હેની મૂર્તિ મનમાં ઉત્પન્ન કરી ત્હેના ઉપર અંતર્ધ્યાન આપીએ ત્યારે પણ સ્નાયુઓમાં આકુંચનો ઉત્પન્ન થાય છે. આ બે વચ્ચે ફેર એટલો છે કે બહિર્ધ્યાનમાં શરીરના છેડાઓમાં સ્નાયુઓમા આકુંચનો થાય છે અને અંતર્ધ્યાનમાં શરીરની અંદરના સ્નાયુઓમાં અને ઘણે ભાગે મગજ સ્નાયુઓમાં આકુંચનો ઉત્પન્ન થાય છે. ઉદાહરણ તરીકે કોઇ મનુષ્યની આકૃતિ મનમાં સંભારવી હોય તો ત્હેનું આબેહૂબ

ચિત્ર ઉભું કરવા માટે આપણે ધ્યાન ઇન્દ્રિય સ્થાનોમાંથી જ્યારે પાછળ ખેંચી લઇ મગજમાં એકઠું કરતા હોઇએ એમ જણાય છે. ઘણી વખતે કંઈ સંભારવું હોય અથવા કંઇ વિચાર કરવો હોય તો તો આંખો બંધ કરીએ અથવા ઉંચી ચઢાવીએ છીએ અર્થાત્ ધ્યાનને બહારની વસ્તુઓમાંથી મનમાં ખેંચી લઇએ છીએ.

આ સર્વ ઉપરથી જણાય છે કે ધ્યાન આપવાના વ્યાપારમાં ઇન્દ્રિયોને ધ્યાનની વસ્તુ ઉપર યોગ્ય રીતે ગોઠવીએ છીએ પરન્તુ જો કે ઘણે ભાગે આ ગોઠવણ આપણે કંઇ બહુ પ્રયત્ન વિના સ્વાભાવિક રીતે કરીએ છીએ છતાં આવી ગોઠવણ વિના કોઇ પણ વસ્તુ ઉપર ધ્યાન આપવું સંભવિત નથી સાધારણ રીતે આપણી દૃષ્ટિ મર્યાદાના છેડા ઉપર આવેલી વસ્તુ આપણી નજર ખેંચે ત્યારે જ ધ્યાન ખેંચે છે અર્થાત્ જ્યારે આપણી આંખનો ડોળો ત્હેના ઉપર સીધી લીટીમા આવે ત્યારે ત્હેના ઉપર ધ્યાન આપી શકાય છે. પરન્તુ અભ્યાસ તથા મ્હેનત વડે આખોના ડોળા જરા પણ ફેરવ્યા વિના આસપાસની બાજુઓમા આવેલી વસ્તુઓની ઉપર ધ્યાન આપી શકાય છે. તે વસ્તુઓ સીધી નજરે જોઇએ તે સ્પષ્ટ દેખાય તેવીજ રીતે સ્પષ્ટ દેખાતી નથી પરન્તુ આપણને ત્હેનું ઝાખું પણ ભાન થાય છે ખરૂં. શિક્ષકો અભ્યાસ વડે પોતાના વર્ગમા કોઇ છોકરાના સામુ જોયા વિના તે શું કરે છે તે જોઈ શકે છે તથા આવી રીતે આડી નજરે જોઇને પરીક્ષામા કોપી કરતા છોકરાઓને પકડી ક્હાડે છે. પુરૂષો કરતા સ્ત્રીઓમા આડી નજરે જોવાની ટેવ વધારે વિકસેલી હોય છે. હેમ હૉલ્ટર્સ નામના જર્મન વિદ્વાને આવી રીતે કોઇ ચીજને જોયા વિના ત્હેને ધ્યાનમા લઇ શકાય છે તે નીચેના પ્રયોગ વડે બતાવ્યું છે. ત્હેણે એક 'સ્ટીરીયોસ્કોપ', એટલે એક જ જાતના બે સાથે ચોંટાડેલા ચિત્રોને ભેગા કરી એક જ મ્હોટું ચિત્ર દેખાડનાર યન્ત્રમાં બે ચિત્રો મુકયા. આ યન્ત્ર એક અંધારી પેટી જેવું હતું અને એક વીજળીના તારને ત્હેની સાથે જોડ્યો હતો જેથી

વિજળીનો ચમકારા જ્યારે આવે ત્યારે તે ચિત્રો એક ચિત્ર તરીકે જણાય. અને જેટલી વખત સુધી અંધારૂં રહે તેટલો વખત આખને એક જગો ઉપર સ્થિર રાખવા માટે દરેક ચિત્રમા વચમા કાણાણીથી એક નાનુ કાણુ પાડયું હતુ. આ કાણાઓથી પેટીની બ્હારનુ ઓર ડાતુ અજવાળુ આવતું હતુ એટલે જ્યાં સુધી પેટીમા અંધારૂં રહે ત્યા સુધી આખો આ કાણાઓ ઉપર સ્થિર રહે આ યન્ત્રની રચના બે ચિત્રોને એક ચિત્ર તરીકે દેખી શકાય એવી હોવાથી આ બે કાણાઓને બદલે પણ જ્યા સુધી આખો સ્થિર રહે ત્યા સુધી એકજ કાણું દેખાતું હતુ અને જ્યા આખોના ડોળા જરા પણ ફર્યા કે તરત એકને બદલે બે કાણા દેખાય આવી રીતે ચિત્રોના ફક્ત મધ્યબિન્દુઓ ઉપર જ આખો ઠરાવ્યા પછી જ્યારે ક્ષણવાર વિજળીનો ચમકારો થાય તેટલામા આખા ચિત્રો એટલે મધ્ય તેમજ છેડાના ભાગો પણ ધ્યાનમા લઇ શકાય કે નહીં તેની પરીક્ષા કરવાનો ત્હેનો હેતુ હતો આ પ્રયોગમા જ્યારે ચિત્રો ફક્ત લીટીઓનાજ ચિત્રો હતા ત્યારે તો ફક્ત એકજ ચમકારા વડે આખુ ચિત્ર ધ્યાનમા આવી શકતુ હતુ અને જ્યારે ત્હેને બદલે કાઇ દેખાવની છબીઓ મુકવામા આવી ત્યારે પણ મધ્ય ભાગમા નજર ઠરાવ્યા છતા બધા ભાગો ધ્યાનમા લઈ શકાયા ફેર એટલો હતો કે બીજી વખત એક નહીં પણ ઘણા ચમકારાઓ થયા ત્યાર પછી આખી છબી જણાઈ શકી હતી હવે આવી રીતે આખી છબી ધ્યાનમા લઇ શકવાનુ કારણ એ છે કે જો કે આપણી આખ મધ્યમા ઠરેલી હોય છતા ચમકારો થતા પહેલાં આપણુ ધ્યાન ઇચ્છાવડે અંધારાની ગમે તે એક બાજુ ત રૂ રાખી મુકીએ એટલે જેવો ચમકારો થયો કે તરત તે બાજુમા ચિત્રના જે ભાગો હોય તે ધ્યાનમા લઇ શકાય આમ કરવામા ધ્યાનનો વ્યાપાર આખોના વ્યાપારોથી કેવળ સ્વતન્ત્ર હોય છે અને પ્રયત્ન વડે અન્ધારાના ગમે તે ભાગમા ફરી શકે છે

ઉત્તમાંશના મધ્ય સ્થાનોનું ઉદ્દીપન હવે ઉપરના ઉદાહરણમાં ચિત્રના છેડાના કોઇ ભાગો ઉપર નજર ગોઠવ્યા વિના તેમને ધ્યાનમાં લઇ શકાય છે ત્હેનું કારણ શું ? આ પ્રશ્નનો ઉત્તર ધ્યાનના વ્યાપારના બીજા અગત્યનાં લક્ષણુ સમજ્યાથી આપી શકાય છે. આ લક્ષણુ એ છે કે ધ્યાન આપવામાં જે ઇન્દ્રિયવડે તે આપવાનું હોય તે ઇન્દ્રિયના ઉત્તમાંશમાં આવેલાં તન્તુસ્થાનો યોગ્ય રીતે ઉત્તેજીત થવાં જોઇએ. અર્થાત્ ધ્યાન આપવા પ્હેલાં વસ્તુનું આબેહુબ કલ્પનામય ચિત્ર મનમાં ઉત્પન્ન કરવું જોઇએ. ઉપરના ઉદાહરણમાં ચિત્રના છેડાના જે ભાગ ઉપર નજર ગોઠવ્યા વિના ધ્યાન આપવાનું હોય ત્હેમનું મનમાં જેમ બને તેમ સ્પષ્ટ કલ્પનામય ચિત્ર ઉભું કરવું તેજ ત્હેમને ધ્યાન આપવાનો પ્રયત્ન છે; આ કલ્પના મનમાં રાખી ધ્યાન આપ્યાથી ત્હેનો ઇન્દ્રિય સંસ્કાર ગમે તેટલો ઓછો હોય પરન્તુ ત્હેનું સ્પષ્ટ જ્ઞાન મળી શકે છે. આવી રીતે ધ્યાનના દરેક વ્યાપારમાં બે મુખ્ય પેટા વ્યાપાર રહેલા છે. એક તો ઇન્દ્રિય સ્થાનોમાં ગોઠવણી અને બીજો ધ્યાનની પૂર્વે ત્હેના વિષયનો મનમાં આબેહુબ ચિતાર. આ બીજો વ્યાપાર અંતર્ધ્યાનમાં તો હમેશાં હાજર હોય છે; કારણ કે આ પ્રકારના ધ્યાનમાં ધ્યાનનો વિષય પોતેજ કોઇ વિચાર અથવા કલ્પના છે અને તેથી ત્હેને ધ્યાન આપવામાં મનમાં કાલ્પનિક વ્યાપાર રહેલો છે. પરન્તુ બહિર્ધ્યાનમાં પણ આવી કલ્પના થોડે ઘણે અંશે રહેલી છે. જ્યારે બહિર્ધ્યાન વડે વ્યાપાર ચાલતો હોય ત્યારે વસ્તુનું ગ્રહણ કેટલે અંશે વસ્તુના સંસ્કારો વડે થાય છે અને કેટલે અંશે તે વસ્તુની માનસિક કલ્પનાવડે થાય છે ત્હેનો નિર્ણય કરવો બહુ કઠિન છે પરન્તુ એટલું તો નક્કી જાણી શકાય છે કે બે વસ્તુ ઉપર ધ્યાન આપવાની તૈયારી કરવામાં ત્હેનું કાલ્પનિક ચિત્ર મનમાં ઉભું થાય છે અને જેમ માનસિક ચિત્ર વધારે સુરેખ તથા સ્પષ્ટ હોય તેમ ધ્યાન આપવામાં શ્રમ તથા સમય ઓછો થાય છે. જ્યારે ધ્યાન

આપવાની વસ્તુ બહુ ઝાંખી અથવા બારીક હોય છે ત્યારે હેને ધ્યાનમા લેવાને ઉત્તમ રીતિ એજ છે કે જો બની શકે તો તે વસ્તુ જ્યારે પાસે હોય અથવા સ્પષ્ટ તથા સબળ હોય ત્યારે તે કેવી છે તે પ્હેલાથી જાણી લેવુ અને પછી ધ્યાન આપતી વખત તે વસ્તુની કલ્પના મનમા રાખવી. કોઇ ચિત્રને બહુ દૂરથી ધ્યાનપૂર્વક જોવું હોય તો પ્હેલાં પાસેથી હેને જોવુ હોય અને હેનું ચિત્ર કલ્પનામા હોય તો જલદી ધ્યાન આપી શકાય છે.

આવી રીતે ધ્યાન આપવામા આ બન્ને પેટા વ્યાપારોની સહાનુભૂતિ સરખી રીતે જરૂરની છે. કોઇ વસ્તુ કેવળ આપણી સમક્ષ હોય ત્યારે નહીં પરન્તુ સમક્ષ હોય તેમજ મનમા હોય ત્યારે તે સપૂર્ણ રીતે ધ્યાનમા આવી શકે છે. પણ ઘણી વખત એમ પણ બને છે કે આપણી કલ્પના ખોટી હોય છતા આપણે તે વસ્તુને તે કલ્પના પ્રમાણે જ જોઇએ છીએ અર્થાત્ વસ્તુનું જે સ્વરૂપ મનમા રાખીને હેના ઉપર ધ્યાન આપીએ તે ગમે તો ખોટું હોય છતા તેજ પ્રમાણે વસ્તુને જોઇએ છીએ. કોઇ વસ્તુ એવી હોય કે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી હેનો આકાર જુદી જુદી રીતે જણાતો હોય તો જે દૃષ્ટિબિન્દુ મનમા રાખી તેને જોવા જઇએ હેનાજ આકારમા જણાશે અને બીજા આકારોમા નહીં જણાય દૂરથી કોઇ ઘડીઆળને વાગવાની વાટ જોતા હોઇએ તો તેના વાગવાના અવાજની કલ્પના મનમા એવી રીતે રમી રહેલી હોય છે કે દરેક ક્ષણે જાણે ખરેખરો અવાજ સાંભળતા ન હોઇએ તેમ જણાય છે. તેમજ કોઇના આવવાની વાટ જોતા હોઇએ હેના પગનાંના ભણકારા મનમા એટલા જોરથી વાગે છે કે ઘણી વખત તે આવ્યો એમ ધારી હેને લેવાને બ્હાર સળવા જઇએ છીએ! આવી રીતે મનમા રહેલી પૂર્વકલ્પના તેજ ખરૂં જોતા ધ્યાન છે. વસ્તુનું પૂર્વગામી મનોદર્શન હેના અર્ધા જ્ઞાનની સમાન છે

આ ઉપરથી હવે સ્હમજાશે કે વસ્તુઓના જે સ્વરૂપો તથા

ગુણ વિષેનું જ્ઞાન મળ્યું હોય તે શિવાય બીજા સ્વરૂપો તથા ગુણોના દષ્ટિબિન્દુથી ત્હેમને જોવાની ઘણા ખરા પુરૂષોને આંખો જ હોતી નથી. એક વખત કોઇએ કંઈ બનાવ્યું હોય તો ફરીથી ના ગમે તે માણસ પણ તે જોઇ શકે પરન્તુ ત્હેને પ્હેલી વખત જોવું અર્થાત્ ત્હેની શોધ કરવી એમાં બુદ્ધિનો ખરો ચમત્કાર રહેલો છે. સાધારણ રીતે તો જે દિશામાં મનનું બંધારણ થયેલું હોય છે તે જ દિશાની વસ્તુઓ તરફ જ ધ્યાન સંકુચિત રહે છે.

કેળવણીના વિષયમાં ધ્યાન આપવા સંબન્ધી બે બાબતો યાદ રાખવા જેવી છે. એક એ છે કે બાળકોની કેળવણી શરૂ કરતા શિક્ષકે એ યાદ રાખવાનું છે કે જે કોઈ વિષય ત્હેમને શીખવવાનો હોય, ત્હેમાં ત્હેમને બહુ દરકાર ન હોવાથી તેઓના ધ્યાનનું વલણ સ્વાભાવિક રીતે વસ્તુમાંથી ખસી જવાનું રહે છે અને શિક્ષકનો પહેલો પ્રયત્ન એ હોવો જોઇએ કે ત્હેમની એકજ વસ્તુ ઉપર ધ્યાન આપવાની શક્તિ દઢ કરવી જોઇએ. આમ કરવા માટે જે કોઇ વસ્તુ બાળકનું મન આકર્ષે તે વસ્તુની સાથે શીખવાની વસ્તુનો સંબન્ધ કરી દેવો જોઇએ. બીજી કાંઈ વધારે આકર્ષનીય ન જડે તો ઇનામ આપવાની લાલચ બતાવીને પણ ત્હેનું ધ્યાન અભ્યાસમાં ચોટાડવું જોઇએ. ટુંકામાં રસ વિનાના વિષયોનો બીજા રસિક વિષયો સાથે સંબન્ધ ઉત્પન્ન કરી જેમ બને તેમ ધ્યાનના આકર્ષણીય બનાવવા. સૌથી સારો રસ્તો એજ છે કે મનમાંથીજ રસ ઉત્પન્ન થાય એવી રીતે વિષયને શીખવવો જોઇએ અને તેમ કરવા માટે શીખવવાના વિષયને કાર્યકારણ ભાવ સાથે ન્યાયપૂર્વક મનમા ઉતારવો જોઇએ. બીજી બાબત એ છે કે કોઇ પણ વિષયને સાંભળવા અથવા વાંચતાં ત્હેમાં એકાગ્ર ચિત્તે ધ્યાન આપવા માટે ત્હેના શબ્દો વાંચતી અથવા સાંભળતી વખતે આપણા મનમા ત્હેમનું રટણ કરવાની ટેવ પાડવી જોઇએ. આની રીતે રટણ કરવામાં જ્યારે મન રોકાય છે ત્યારે બીજી વસ્તુઓ ઉપર ભમવાનો અવકાશ ત્હેને મળતો નથી.

આ વિષયને બન્ધ કરતા પહેલાં ધ્યાનને લગતા એક પ્રશ્ન વિષે જોવાની જરૂર છે. આ પ્રશ્ન એ છે કે ધ્યાન આપવામાં આપણું મન કેવળ સ્વતન્ત્ર છે કે તન્તુ વ્યાપારોને લીધે નિયમિત થયેલું છે? ઉપર આપણે ધ્યાન આપવાના માનસિક વ્યાપારને ત્હેના સહચારી શારીરિક વ્યાપારો સાથે ચર્ચ્યો છે. એ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે કઇ વસ્તુઓ ઉપર અને કેવી રીતે અમુક વખતે આપણું ધ્યાન લાગી શકે ત્હેનો નિર્ણય ત્હેના સહચારી વ્યાપારો વડે નિયન્ત્રિત રહેલું જણાય છે. કોઇ વસ્તુ આપણી ઇન્દ્રિય સ્થાનો અથવા મગજમાં તન્તુ વ્યાપાર ઉત્પન્ન કર્યા શિવાય ધ્યાનમાં આવી શકતી નથી, પરન્તુ એક વખત ધ્યાન ખેંચાયા પછી ત્હેના ઉપર કેટલું ધ્યાન આપવું એ એક જુદો જ પ્રશ્ન છે. તે વસ્તુ ઉપર ધ્યાન ટકાવી શકવાને પ્રયત્ન કરવો પડે છે અને આ પ્રયત્ન વડે આપણી ઇચ્છા પ્રમાણે ઓછુ વધતુ ધ્યાન આપવાને સમર્થ છીએ એમ આપણને જણાય છે. હવે આ પ્રયત્ન જો કેવળ માનસિક હોય અર્થાત્ ત્હેનું બળ તન્તુવ્યાપારોથી નિયન્ત્રિત ન હોય તો આપણે ધ્યાન આપવામાં સ્વતન્ત્ર છીએ એમ કહી શકાય કારણ કે આ માનસિક પ્રયત્ન જો કે પોતે ધ્યાનની વસ્તુ ઉત્પન્ન કરી શકતો નથી પરન્તુ જે વસ્તુઓ પોતાની મેળે મનમાથી નીકળી જાય એવી હોય તેઓને મનમાં ટકાવી શકે છે. આ ટકાવ ગમે તો એક ક્ષણ સુધીનો હોય પરન્તુ તેટલી વખત સુધી પણ જો તે ટકી શકે તો મન ત્હેના ઉપર ચોટાય છે અને આપણા જીવનનું ભવિષ્ય કોઇ વખત આવી ક્ષણો ઉપર આધાર રાખે છે. હવે આ પ્રયત્ન આવો કેવળ માનસિક તથા અમાપ્ય છે કે નહીં તે પ્રશ્નનો ઉત્તર માનસશાસ્ત્રથી આપી શકાય તેમ નથી. કારણ કે આ શાસ્ત્રનો અભ્યાસ તન્તુવ્યાપારોની સહચારી મનોવ્યાપારોમાં જ સંકુચિત હોવાથી મનના અન્ત સ્વરૂપ વિષે કંઇ પણ નિર્ણયપૂર્વક કહેવાને તે અશક્ત છે અને જો કંઇક કહી શકાય તે એટલુંજ છે કે ધ્યાન આપવાની ક્રિયામાં થતા તન્તુ

વ્યાપારોને લીધે ધ્યાનમાં લેવાની વસ્તુઓ વિષે મન જો કે નિયન્ત્રિત છે છતાં થોડું વધારે ધ્યાન આપવાની શક્તિ ત્હેનામાં સ્વતન્ત્ર રીતે રહેલી છે એમ માનવાનાં કારણો આપણી પાસે નથી.

## પ્રકરણ દશમું.

### બોધના.

કોઇ પણ એક વિચારની વસ્તુને બીજી વસ્તુઓ જુદી પાડી તથા ત્હેની મર્યાદા બાંધી ત્હેને અમુક વસ્તુ તરીકે જાણવાના વ્યાપારને બોધના (Conception) કહેવાય છે અને તે વિચારને બોધ (Concept) કહેવાય છે. કોઈ પણ એક મનોવ્યાપારમાં જ્યારે અનેક વસ્તુઓનો વિચાર સમાએલો હોય છે ત્યારે તે વ્યાપાર અનેક બોધનો બનેલો હોય છે; જેમકે હું અહીં બેઠો છું. આ મ્હારા અહીં બેસવા વિષેનો એક મનોવ્યાપાર છે પરન્તુ હું 'અહીં' તથા 'બેઠો છું' એવા ત્રણ બોધો સમાયેલા છે.

જે કોઈ વસ્તુ વિષે મનમા કંઇ પણ વ્યાપાર થઇ શકે ત્હેને બોધ કહી શકાય, ગમે તો તે ઇન્દ્રિયગ્રાહ્ય હોય; જેમકે 'મેજ' 'ખુરશી' વિગેરે. ગમે તો તે કેવળ કાલ્પનિક હોય, જેમકે 'સોનાનો પર્વત' 'હજાર હાથ વાળો પુરુષ' વિગેરે અથવા ગમે તો કેવળ મનોગ્રાહ્ય હોય, જેમકે 'સાદશ્ય,' 'તુલના,' 'એકતા,' વિવિધતા વિગેરે. પરન્તુ માનસિક સૃષ્ટિમાં જેને કઈ અમુક એક કહી શકાય એવી વસ્તુ ઉત્પન્ન થઇ શકે ત્હેને બોધ કહી શકાય. બોધના દરેક વ્યાપારમાં તે વસ્તુને બીજી વસ્તુઓથી જુદી પાડી ત્હેનો અમુક એકજ અર્થ કાયમ કરી જ્યારે જ્યારે તે વસ્તુ વિષે વિચાર કરવાનો હોય ત્યારે ત્હેને તેજ અર્થમાં લેવી એ મુખ્ય ક્રિયા છે. આવી રીતે દરેક બોધ હંમેશાં ચોક્કસ રીતે એકજ રહે છે અને

બીજા બોધમાં લેવાતો નથી. મન પોતાના વ્યાપારો બદલે તથા જુદી જુદી વખતે જુદા જુદા અર્થો લઈ શકે પરન્તુ એક અર્થ પોતે બીજા અર્થમાં બદલાઈ જતો નથી; તે તો એકનો એક જ રહે છે; તેમજ એક વસ્તુ જુદી જુદી વખતે જુદા જુદા ગુણ ધરાવે છે પરન્તુ દરેક ગુણનો બોધ તો તેનો તેજ રહે છે; જેમકે એક કાગળ એક વખતે ધોળો હોય અને ક્ષણવાર પછી બળીને કાળો થઈ જાય પરન્તુ ધોળા રંગનો બોધ કાળા રંગના બોધમાં બદલાઈ જતો નથી. ધોળા રંગનો બોધ તો કાળા રંગના બોધથી જુદા તરીકે જ મનમાં રહે છે અને તેથી જ્યારે કાગળ કાળો થયો ત્યારે ત્હેનો રંગ બદલાયો એમ કહી શકાય છે. આ બન્ને બોધો એક બીજાથી જુદા તરીકે મનમા રહે તો રંગ બદલાવાનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકેજ નહીં. આવી રીતે માનસિક તેમજ ભૌતિક વિશ્વની વસ્તુઓમાં નિરન્તર ફેરફારો થતા હોવા છતાં બોધસ્મૃતિ અર્થાત્ મનોવ્યાપારોની વસ્તુઓના વિચારો હંમેશાં નિત્ય અને નિશ્ચિંત રહે છે.

કોઈ પણ વસ્તુનું ખરૂં સ્વરૂપ શું છે અથવા ત્હેના ગુણધર્મો શા શા છે તે આપણે જાણતા ન હોઈએ છતાં મનમાં ત્હેનો બોધ ઉત્પન્ન થઈ શકે છે. કારણ કે બોધ ઉત્પન્ન થવા માટે ફક્ત વસ્તુને અમુક અર્થમાં લઈ ત્હેને બીજી વસ્તુઓથી જુદી પાડવી એટલું જરૂરનું છે; જેમકે 'આત્મા' 'વિદ્યુત્' વગેરેના ઉંડા રહસ્યથી અજાણ્યા હોઈએ છતાં ત્હેમને અમુક એક અર્થમાં સમજીએ તો ત્હેમનો બોધ થઈ શકે છે. આવી રીતે બોધનના વ્યાપારો વડે કોઈ એક વસ્તુ વિષે મન જુદા જુદા મનોવ્યાપારોમાં તથા જુદી જુદી સંબંધમાં ત્હેને એકજ સમજી શકે છે.

અનેક ગુણો પોતામા ધરાવી શકે એવી કોઈ પણ એક વસ્તુના બોધને વ્યક્તિવાચક બોધ કહી શકાય; જેમકે 'આ ચિત્ર' 'હું' 'ત્હમે' 'દેવદત્ત' 'પૃથ્વી' વિગેરે તથા એક પ્રકારની અનેક વ્યક્તિઓનો સમાવેશ થઈ જાય એવી ગુણદર્શક જાતિઓના

બોધોને જાતિવાચક બોધો કહી શકાય: જેમકે 'મનુષ્ય' 'પ્રાણી' 'પુસ્તક' વિગેરે. હવે વ્યક્તિવાચક બોધો વિષે કંઇ વિશેષ જાણવા જેવું નથી. પરન્તુ જાતિવાચક બોધોની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે સ્હમજવાની જરૂર છે.

ચેતનાના પ્રકરણમાં આપણે કહી ગયા કે દરેક મનોવ્યાપારની વસ્તુની આસપાસ મનમાં એક જાતની કિરણમાળા રહેલી છે. આ કિરણમાળા તે વસ્તુનું દર્શન થવાથી ત્હેના જે જે ગુણો તથા સંબંધો મનમાં સ્ફુરી નીકળે ત્હેમની બનેલી હોય છે. આવી રીતે વસ્તુનો બોધ થાય છે ત્યારે તેના અનેક ગુણો તથા સંબંધોનો પણ બોધ થાય છે. જ્યારે તે વસ્તુ પોતાની અવગણના કરી જે કાંઇ ગુણ ત્હેનામાં હોય ત્હેના ઉપરજ ધ્યાન આપી ફક્ત તેનો જે બોધ મનમાં ઉત્પન્ન કરીએ ત્હેને ભાવવાચક બોધ કહેવાય છે. ઉદાહરણ તરીકે ભૂમિતિમાં કોઇ ત્રિકોણ કાગળ ઉપર કહાડી ત્હેની વિષે જ્યારે એમ બતાવીએ કે ત્હેના ત્રણ ખુણાઓ બે કાટખુણાની સમાન છે ત્યારે જો કે આપણે તે દોરેલી આકૃતિ વિષે તે સિદ્ધ કરીએ છીએ છતાં ત્હેનું પ્રમાણ આપતાં આ આકૃતિ જ આપણા મનમાં નથી પરન્તુ આપણા મનમા તે આકૃતિ જે કાંઈ સૂચના કરે છે, જેમકે 'ત્રણ લીટીઓની બનેલી હોવાનો ગુણ' ત્હેને આકૃતિના બીજા અનેક ગુણો જેમકે 'ત્રણ લીટીઓ સમ અથવા અસમ હોવાનો ગુણ,' 'પેન્સીલવડે દોરેલી હોવાનો ગુણ' વિગેરેમાંથી જુદો પાડી ત્હેના ઉપરજ આપણું પ્રમાણ રચીએ છીએ અને તેથી આપણે જાણીએ છીએ કે જે કંઇ આપણે અમુક ત્રિકોણની આકૃતિ વિષે સિદ્ધ કરીએ છીએ ત ફક્ત આ આકૃતિને નહીં પરન્તુ સર્વે ત્રિકોણોને લાગુ પડે છે. અહીંઆં દોરેલી આકૃતિ વ્યક્તિવાચક બોધ છે પરન્તુ ત્હેના ખુણાઓની બનેલી હોવાનો ત્હેનો ગુણ અર્થાત્ ત્રિકોણત્વ એ ભાવવાચક બોધ છે. હવે સર્વે જાતિવાચક બોધો આવા ભાવવાચક બોધોમાં

સમાઇ જાય છે, કારણ કે પ્રત્યેક જાતિવાચક બોધ અનેક વ્યક્તિઓમા રહેલો સામાન્ય ગુણ કે જ્હેના દૃષ્ટિબિન્દુથી તેઓ અમુક જાતિમાં આવી શકે છે તે ગુણના બોધવડેજ મનમાં ઉત્પન્ન થઈ શકે છે; જેમકે ત્રિકોણત્વના સામાન્ય ગુણવડે તથા મનુષ્યત્વના સામાન્ય ગુણવડે મનુષ્યના જાતિવાચક બોધો ઉત્પન્ન થાય છે. એક બીજા ઉદાહરણ વડે વ્યક્તિવાચક તથા જાતિવાચક બોધોનો ભેદ વધારે સ્પષ્ટતાથી સમજાશે દેવદત્ત કેવો વિચિત્ર મનુષ્ય છે એમ કહેવામા મનુષ્ય એટલે દેવદત્ત નામની એક વ્યક્તિ સ્હમજીએ છીએ અર્થાત્ અહીં મનુષ્યમા બોધવડે દેવદત્ત નામની વ્યક્તિ જ સ્હમજાય છે. પણ બીજી કોઈ પણ વ્યક્તિ જ્હેને મનુષ્ય કહી શકાય ત્હેને આ બોધવડે સ્હમજાતી નથી. પરન્તુ 'મનુષ્ય કેવું વિચિત્ર પ્રાણી છે.' એમ કહીએ ત્યારે મનુષ્યનો બોધ વ્યક્તિવાચક નહીં પરન્તુ જાતિવાચક છે. કારણ કે અહીં કોઇ અમુક એક વ્યક્તિ વિચિત્ર છે એમ આપણો અર્થ નથી પરન્તુ મનુષ્યત્વનો ગુણ ધરાવતી સર્વે વ્યક્તિઓ વિચિત્ર છે એમ અર્થ થાય છે. વ્યક્તિઓમાથી ત્હેમના ગુણો જુદા પાડી દરેક ભાવવાચક ગુણનો એક વર્ગ અથવા જાતિ ઉપજાવી શકાય છે અને પછીથી વ્યક્તિઓ તેમજ જાતિના બોધો વિષે વિચાર કરી શકાય છે.

આવીજ રીતે જેમ મનમા કલ્પના કરી શકાય તેવી વસ્તુઓના બોધો થઇ શકે છે તેમજ કાલ્પનિક આકૃતિ ઉપજાવી શકાય તેવી અનિશ્ચિત વસ્તુઓના પણ બોધો ઉત્પન્ન થઇ શકે છે. કોઇ પણ અનિશ્ચિત વસ્તુનું જ્ઞાન મનમાં તેની કલ્પના રૂપે હોતું નથી પરન્તુ ત્હેના સંબન્ધીની માનસિક ક્રિયામાળા વડેજ હોય છે. તે વસ્તુના કેટલાએક ગુણ ધર્મો વિષે આપણે જાણતા હોઇએ અને તેથી ત્હેનો અમુક એક અર્થ થાય છે એમ પણ જાણતા હોઇએ પરન્તુ જ્યારે તે વસ્તુ નિશ્ચિંત થશે ત્યારે કેવી જણાશે તેની કલ્પના મનમા કરી શકાતી નથી અર્થાત્ તે વસ્તુની બોધના થઇ શકે છે; પરન્તુ કલ્પના

થઇ શકતી નથી. ઉદાહરણ તરીકે અનન્ત કાળ સુધી ટકી રહે એવી ગતિ ઉપજાવનારા યન્ત્રની કલ્પના જો કે કરી શકાય નહીં પરન્તુ બોધના થઇ શકે છે. ગમે તો આવું જ યન્ત્ર કદી પણ બનાવી શકાય નહીં પરન્તુ ત્યાર સુધીમાં બનાવેલા યન્ત્રો આવાં યન્ત્રને કેટલે સુધી પહોંચી શકે છે-તે આપણે નિશ્ચયપૂર્વક જાણી શકીએ છીએ અને જો કે તેને પોતાને વિશ્વયપૂર્વક જાણી શકતા નથી પરન્તુ હાલના આપણા યન્ત્રોના સંબંધ વડે હેનો બોધ નિશ્ચયપૂર્વક થઇ શકે છે. ભૌતિક સૃષ્ટિમાં હેનો અસંભવ હોય પરન્તુ તેથી માનસિક સૃષ્ટિમાં હેની બોધનાની ઉત્પત્તિમાં કંઇ અંતરાય આવતો નથી.

આ પ્રશ્નને અંગે એટલું જાણવા જેવું છે કે જાતિવાચક મનોવ્યાપારોની ઉત્પત્તિ વિષે ઘણા લાંબા કાળથી માનસશાસ્ત્રીઓમાં બે વિરૂદ્ધ મતો પ્રચલિત છે. એક મત પ્રમાણે જે કંઇ વ્યાપારો મનમાં ઉત્પન્ન થઇ શકે તે સર્વે વ્યક્તિ વિષે જ હોવાથી ભાવવાચક તથા જાતિવાચક વ્યાપારો ફક્ત નામના જ છે અર્થાત્ માનસિક સૃષ્ટિમાં તેઓની સિદ્ધિ થઇ શકતી નથી. બીજા મત પ્રમાણે મન વ્યક્તિવાચક તેમ જ ભાવવાચક વ્યાપારો ઉત્પન્ન કરી શકે છે તેટલું જ નહીં પરન્તુ ભાવવાચક વ્યાપારો વધારે અગત્યના છે અને હેમના વડે ઉત્પન્ન થયેલા જ્ઞાનને જ નિશ્ચિંત તથા તાત્વિક જ્ઞાન કહી શકાય. આ બન્ને વિરૂદ્ધ મતોના અનુયાયિઓએ ઘણી લાંબી ચર્ચા ચલાવેલી છે પરન્તુ ઉપર પ્રમાણે જે કંઇ કહ્યું તેના દૃષ્ટિબિન્દુથી આ બન્ને મતો જો કે તદ્દન ખોટા નહીં પરન્તુ અતિશયોક્તિભર્યા જણાય છે. જેટલી સ્પષ્ટતાથી વ્યક્તિ વિષે વિચાર કરી શકીએ છીએ તેટલી જ સ્પષ્ટતાથી જાતિ વિષે પણ મનમાં બોધ ઉત્પન્ન થઇ શકે છે. કારણ બોધ ઉત્પન્ન કરવામાં કલ્પનાની જરૂર હોતી નથી પરન્તુ કોઇ વસ્તુને અમુક એક અર્થમાં સમજાય એટલું જ બસ છે. હેની સાથે એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે જાતિ તેમજ વ્યક્તિ બંનેનું જ્ઞાન સરખું ઉપયોગી છે. ઘણા તત્વચિન્તકો પદાર્થોના જ્ઞાન તરફ તિરસ્કાર

દૃષ્ટિએ જુએ છે અને ભાવવાચક ગુણો તથા જાતિ વિષેના વિચારોમાં જ જ્ઞાનનો આરંભ તથા અંત માને છે પરન્તુ આ એક મોટી ભૂલ છે. વ્યક્તિઓના જ્ઞાન ઉપર જ જાતિના જ્ઞાનનો આધાર રહેલો છે. કારણ કે સર્વે વ્યક્તિઓનું પોતાનું જ્ઞાન મળ્યા શિવાય હેમના સામાન્ય ગુણ ધર્મોનું, એટલે તેમની જાતિનું જ્ઞાન મળી શકતું નથી. ભાવવાચક ગુણો તથા જાતિ વિષેનું જ્ઞાન અલબત્ત જ્ઞાનની વૃદ્ધિ માટે મહત્વનું છે ખરૂં. કારણકે તે જ્ઞાનનો પ્રદેશ સાર્વત્રિક છે ,અને જેમ જાતિ વધારે ઉંચી તેમ તેનું જ્ઞાન વધારે સાર્વત્રિક હોવાથી જ્ઞાનનો પ્રદેશ પણ વધતો જાય છે. પરન્તુ વ્યક્તિ વિષેના જ્ઞાનમાં જેટલી ચોકસના મળી શકે છે તેટલી આ જ્ઞાનમા મળવાનો ઓછો સંભવ છે. ટુંકામાં જાતિ તેમજ વ્યક્તિ વિષે બોધના થઇ શકે છે ખરી પરન્તુ તે બન્નેની ઉત્પત્તિ સરખી અગત્યની છે.

---

## પ્રકરણ અગીયારમુ.

---

### વૈધર્મ્ય પરીક્ષા.

કોઇ પણ બે અથવા વધારે વસ્તુઓ વચ્ચેના વૈધર્મ્ય અર્થાત્ ભિન્નતા ગ્રહણ કરવાની શક્તિને વિવેકશક્તિ ( Discrimination ) કહેવાય છે. ગમે તે વસ્તુનું જ્ઞાન મેળવવા માટે હેને બીજી વસ્તુઓમાંથી જુદી પાડી કંઇ કંઇ બાબતોમાં તે બીજી વસ્તુમાંથી જુદી છે તે જાણવાની પ્રથમ આવશ્યકતા છે અને જેમ જેમ વિવેકશક્તિ વધતી જાય છે તેમ તેમ વસ્તુઓના સુક્ષ્મ સ્વરૂપોનું જ્ઞાન પણ વધે છે. બાલ્યાવસ્થામાં આપણે પદાર્થોના ગુણ ધર્મોને એક બીજાથી જુદા પાડી સમજી શકતા નથી, કોઇ બાળક જેમ રમકડાને પકડવા જાય છે તેમ સાપને કે દીવાને પણ પકડવા જશે. કારણ કે હેના

મનમાં હજુ આ પદાર્થો વચ્ચે ભિન્નતા જોવાની શક્તિ વિકાસ પામેલી હોતી નથી. ધીમે ધીમે આપણી માનસિક શક્તિઓનો જેમ જેમ વિકાસ થતો જાય છે તેમ તેમ આપણે પદાર્થોને એક બીજાથી જુદા પાડતાં અને ત્હેમના ગુણ ધર્મોનું પ્રથક્કરણ કરતાં શીખીએ છીએ અને અન્તે આપણી વિવેકશક્તિ એટલી વધી શકે છે કે બે સરખા દેખાતા રંગો, બે સરખા સ્વાદો, બે સરખા અનાજો વિગેરે વચ્ચેના સૂક્ષ્મ ભેદો પણ પારખી શકીએ છીએ.

કોઇપણ આખા વિષયના ભાગ પાડીને જોવા તે પ્રત્યેક વિવેક વ્યાપારનું મુખ્ય સ્વરૂપ છે. સાધારણ રીતે જ્યારે જ્યારે આપણે કોઈ વસ્તુને ઇન્દ્રિયોવડે ગ્રહણ કરીએ છીએ ત્યારે તે ગ્રહણ કરવાની સાથે જ ત્હેના જુદા જુદા ભાગો તથા ગુણ ધર્મોની ભિન્નતાનું જ્ઞાન પણ થાય છે. પરન્તુ કોઇ વખત આપણા મનની સ્થિતિ એવી થઇ જાય છે કે પ્હેલાં ભેદ સાથે અનુભવાયેલી કોઇ વસ્તુને જોવા છતા ત્હેમાં રહેલી ભિન્નતા તે સમયે જોઇ શકતા નથી. જ્યારે જ્યારે આપણું ધ્યાન ભટકતું હોય છે ત્યારે આવી રીતે બને છે. તેમજ ક્લોરોફૉર્મ, નાઇટ્રસ ઑક્સાઇડ વિગેરે કેટલીક દવાઓ લેવાથી પણ વિવેક શક્તિનો અમુક વખત સુધી નાશ થાય છે. આ દવાઓ લીધાથી કોઇ મનુષ્ય ચાર પાંચ વસ્તુઓ સાથે મુકી હોય તો ત્હેમને જોઇ શકે છે પરન્તુ ગણી શકતો નથી તથા ત્હેની સામે દીવાઓ મુકેલા હોય તથા અવાજો કર્યા હોય તો તે પ્રકાશ તથા અવાજ ગ્રહણ કરી શકે છે ખરો પરન્તુ તે દીવાઓ તથા અવાજો કેટલા છે તે તે કહી શકતો નથી.

વિવેક શક્તિનો મુખ્ય નિયમ એ છે કે જ્યાં સુધી આપણે કોઇ પણ વસ્તુના ગુણો તથા વિભાગોને એક બીજાથી જુદી રીતે અનુભવેલા હોતા નથી ત્યાં સુધી તે વસ્તુ આપણને અવિભાજ્ય તથા અપ્રથક્કરણીય જણાય છે. જ્યારે તેનો કોઇ ગુણ તેમાંથી બીજી બાબતોમાં જુદી એવી કોઇ બીજી વસ્તુમાં જોવામાં આવે ત્યારે

તે ગુણ ત્હેમા બીજા ગુણોથી જુદો પાડી શકાય છે. હવે આવી રીતે ભિન્નતા ગ્રહણ કરવા માટે શી શી શરતો છે તે જોઈશું આ સર્વે સરતોમા મુખ્ય એ છે કે જે વસ્તુઓ વચ્ચે વિવેક કરવો હોય તે બન્ને પોતે ગમે તે ત્હેમના સમયમા, સ્થળમા કે ગુણમા એક બીજાથી જુદી હોવી જોઇએ. અર્થાત ત્હેમને લગતા તન્તુ વ્યાપારો ભિન્ન હોવા જોઇએ. બીજી એક સરત એ છે કે તે વસ્તુઓ એટલે કે જે મનોવ્યાપારો વડે તે વસ્તુ ગ્રહણ થતી હોય ત્હેના સહચારી તન્તુ વ્યાપારો કે જ્હેમની વચ્ચે વિવેક કરવાનો હોય તે બન્ને સુસ્પષ્ટ હોવા જોઇએ. જ્યારે તે બે વચ્ચે આવી સ્પષ્ટતા હોતી નથી ત્યારે વિવેક કરવા માટે ઘણો પ્રયત્ન કરવો પડે છે અથવા તો વિવેક થઇ શકતો પણ નથી.

બીજી એક અગત્યની સરત એ છે કે બે વસ્તુઓ વચ્ચે ભેદ ગ્રહણ કરતી વખતે ત્હેમના ઇન્દ્રિય સંસ્કારો એકજ ક્ષણે ઉત્પન્ન થવા ન જોઇએ પરન્તુ ઝડપથી એક પછી એક એમ ક્રમવાર એક જ ઇન્દ્રિય સ્થાન ઉપર આવવા જોઇએ. કોઈ બે અવાજો એક સાથે આવતા હોય ત્હેના કરતા જ્યારે એક પછી તરત આવતા હોય ત્યારે ત્હેમનો ફેર વધારે સુગમતાથી જાણી શકાય છે તેમ જ કોઇ બે પદાર્થોના વજન અથવા ગરમાઇ વચ્ચે ફેર જોવો હોય તો બન્નેને એક સાથે અકેકો હાથમા રાખી તે જોવા કરતા એકજ હાથવડે ત્હેમને તપાસવા એક પછી ઉપાડીને તપાસવાથી વધારે સારી રીતે જોઇ શકાય છે રગો વચ્ચે તથા પ્રકાશો વચ્ચેનો ફેર જોવા માટે પણ આંખને ત્હેમાના એક પછી ઉપર ફેરવ્યાથી વધારે સારી રીતે સ્હમજી શકાય છે અને એક સાથે આવતા સ્વાદો તથા ગંધોમાં તો કેટલો ફેર છે તે સ્હમજી શકાતું જ નથી આવી રીતે ક્રમમાં આવતા સંસ્કારોવડે ભિન્નતા વધારે સ્પષ્ટતા તથા સુગમતાથી જોઇ શકવાનું કારણ એ છે કે મનમા એક સંસ્કારમા પછી જ્યારે તરત બીજો અને ત્હેનાથી ભિન્ન સંસ્કાર આવે છે ત્યારે ભિન્નતાનો ધક્કો યાને આઘાત એકદમ

મનમા સ્ફુરી નીકળે છે. આવો મનોવ્યાપાર ઉપરના એક પ્રકરણમા આપણે જોઈ ગયા તેવો એક સંક્રાંતિવ્યાપાર છે. અર્થાત્ બે વસ્તુ વચ્ચેનો સંબંધ દર્શાવનારો વ્યાપાર છે. અને આવા વ્યાપારવડેજ વસ્તુઓની તુલના કરી શકીએ છીએ

જ્યારે એક પછી એક આવતા સંસ્કારો વચ્ચે ફેર બહુ ઓછો હોય ત્યારે ત્હેમની ભિન્નતા ગ્રહણ કરવા માટે તે બન્નેની ઉત્પત્તિ વચ્ચે જેમ બને તેમ ઓછો સમય વીતવો જોઈએ અને બન્ને વસ્તુના સંસ્કારો પુરા થયા બાદ તેમને સ્મરણમા સાચવી રાખીને પછી ત્હેમનો ફેર તપાસવો જોઈએ જ્યા સુધી બીજી વસ્તુનો સંસ્કાર પોતે મનમા હોય ત્યા સુધી તે સંસ્કાર એટલો બળવાન હોય છે કે પ્હેલી વસ્તુના સસ્કારને દાબી દે છે પરન્તુ જ્યારે બન્ને સંસ્કારો પુરા થાય છે ત્યારપછી ત્હેમનું સ્મરણ કરવાથી એક બીજાનો ફેર સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. ઉદાહરણ તરીકે બે લગભગ સરખી ગળી ચીજો વચ્ચેનો સુક્ષ્મ તફાવત જેવો હોય તો બન્નેને એક પછી એક ચાખતા જ્યા સુધી બીજી ચીજ મ્હોંમા હોય છે ત્યા સુધી તે જોઈ શકાતો નથી પરન્તુ જ્યારે વસ્તુઓ વચ્ચે તફાવત ઘણો મોટો હોય છે ત્યારે આમ કરવાની ખાસ જરૂર નથી અને પ્હેલી વસ્તુનો સંસ્કારને સ્મરણમા રાખી વસ્તુનો સસ્કાર અનુભવતી વખતેજ ત્હેમનો ફેર જોઇ શકાય છે. આ સર્વે વિવેક વ્યાપારોમા એટલુ યાદ રાખવાનું છે કે જેમ બે વસ્તુઓના અનુભવો વચ્ચે વધારે કાળાન્તર હોય છે તેમ ત્હેમનો વિવેક-કરવામા વધારે અચોક્કસતા થાય છે.

કોઇ પણ બે વસ્તુઓ વચ્ચે ફેર જાણવા માટે વસ્તુઓ પોતાને જાણવાની અગત્ય હોતી નથી ઘણી વખત એમ બને છે કે વસ્તુઓ પોતા વિષે આપણે ઘણુ ઓછું જાણતા હોઇએ છતા ત્હેમની વચ્ચેનો ફેર એકદમ જાણી શકીએ છીએ સંગીતમા પાસે પાસેથી કાઢેલા બન્ને સુરો પોતે શુ છે તે કહી ન શકાય છતા તે બે વચ્ચેનો તફાવત સ્હમજી શકાય છે તેવીજ રીતે બે લગભગ સરખા રંગોમા

ક્યો વધારે ભુરો તથા ક્યો વધારે લીલો છે અથવા કઈ બાબતોમાં તે બે એક બીજાથી જુદા પડે છે તે કહી શકાય નહી છતાં તે બે વચ્ચેનો ફેર ગ્રહણ કરી શકાય.-

ઉપર આપણે કહી ગયા કે કોઈ વસ્તુઓ ઝડપથી ક્રમવાર અનુભવાતી હોય તો ત્હેમના તફાવતનું ગ્રહણ જલદી થાય છે. ધારો કે આ બે વસ્તુઓ अ અને य છે. હવે જ્યારે अ પછી य અને य પછી अ એમ વારંવાર અનુભવીએ છીએ ત્યારે તે બે વચ્ચેનો સૂક્ષ્મ તફાવત જણાઇ આવે છે. આ અનુભવમા य જ્યારે अ પછી અનુભવાય છે ત્યારે તે અનુભવ સાદા य નો હોતો નથી પરન્તુ 'अ થી જણાતા य નોજ થાય છે, અર્થાત્ અનુભવનો ક્રમ, अ નું જ્ઞાન, પછી ભિન્નતાનો વ્યાપાર અને પછી य નું જ્ઞાન એમ નથી પરન્તુ अ પછી ભિન્નતાનો વ્યાપાર અને પછી अ થી જુદા જણાતા य નું એ પ્રમાણેનું જ્ઞાન થાય છે. આમાથી પ્હેલા અને ત્રીજા વિશ્રાન્તિ વ્યાપારો છે અને બીજો એક વસ્તુ ઉપરથી બીજી ભિન્ન વસ્તુ ઉપર જવાનો સંક્રાન્તિ વ્યાપાર છે. આ ક્રમમા य નો અનુભવ अ પછી તરત થાય ત્યારે કેવળ य નું જ જ્ઞાન થાય તો अ તથા य વચ્ચેની તુલના બની શકે જ નહી જ્યારે अ નો અનુભવ તરત આગળ ગયો હોય ત્યારે કેવળ य નું જ્ઞાન મનમા હોતુ જ નથી ઉદાહરણ તરીકે ઘોર અંધારૂં હોય અને પછી તરત કોઇ દીવાનો પ્રકાશ આવે ત્યારે તે અંધારા અને પ્રકાશ વચ્ચેનો તફાવત સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તેટલું જ નહીં પરન્તુ તે પ્રકાશનો અનુભવ કેવળ પ્રકાશ તરીકે નથી થતો પરન્તુ આગલા અંધારાના સંબંધમાં જ અને ત્હેનાથી જુદા પડતા પ્રકાશ તરીકે જ થાય છે. કારણ કે જો અંધારૂં ઘોર હોય તો તે પ્રકાશ મોટો જણાય છે; અંધારૂં ઓછું હોય તો તેજ પ્રકાશ ઓછો જણાય છે અને અંધારાને બદલે અજવાળું હોય તો તેજ પ્રકાશ ઘણો નબળો જણાય છે અને અત્યંત અજવાળું હોય તો તે પ્રકાશ જણાતો

પણ નથી. આવી રીતે કોઇ પણ ક્રમની બીજી વસ્તુ ત્હેવી વસ્તુ સાથેના ત્હેના સંબંધ પરત્વે જ અનુભવાય છે.

ઉપરના દૃષ્ટાન્તોમા જે વૈધર્મ્ય વિષે જોયુ તે વૈધર્મ્ય પ્રત્યક્ષ રીતે જણાય છે. કારણ કે જે વસ્તુઓ વચ્ચે તે જણાય છે ત્હેમને આપણે પ્રત્યક્ષ રીતે જાણતી ધારી છે પરન્તુ અનુમાનવડે પણ વૈધર્મ્યનું જ્ઞાન થઇ શકે છે એક વસ્તુ આપણી પ્રત્યક્ષ હોય અને બીજી ન હોય પરન્તુ તે બીજી વસ્તુ વિષે આપણે જે કાઇ જાણતા હોઇએ તેને પ્રત્યક્ષ વસ્તુ સાથે સરખાવીને ત્હેમના વૈધર્મ્ય વિષે અનુમાન બાધી શકીએ છીએ ઉદાહરણ તરીકે અત્યારના તડકાને ગઇ કાલે અનુભવેલા તડકા વિષે તે ઓછો હતો એમ જાણતા હોઇએ તો ત્હેની સાથે સરખાવીને કહીએ છીએ કે આજ તો તડકો કાલના તડકા કરતા વધારે છે આમ કરવામા મુખ્ય અગત્યનું એ છે કે કાલના તડકા વિષે અત્યારે આપણને કંઇ પણ પ્રત્યક્ષ જ્ઞાન નથી પરન્તુ ત્હેના સબન્ધનો અમુક વિચાર સ્મરણમા છે અને તે વિચારવડે ગઇ કાલનો અનુભવ તથા અત્યારના પ્રત્યક્ષ અનુભવ વચ્ચે વૈધર્મ્ય જાણીએ છીએ હવે આ ગઇ કાલનો અનુભવ અને આજનું તે વિષેનુ જે સ્મરણ એ બન્ને જુદાજ મનોવ્યાપારો છે. કોઈ પણ વસ્તુ પ્રત્યક્ષ હોય ત્યારે અમુક રીતે અનુભવ થાય પરન્તુ પાછળથી ત્હેના વિષેના વિચારો મનમા ઉત્પન્ન થાય તે વખતે તેજ અનુભવ થતો નથી જેમકે અમુક વખતે અમુક આનન્દ મનમા થયો હોય પરન્તુ પાછળથી તે આનન્દ વિષે વિચાર કરતા તેવો આનન્દ જ મળે તેમ હોતું નથી પરંતુ તેથી ઉલટુ દુખ થાય છે તેમજ પૂર્વે અનુભવેલા દુખો વિષેનો વિચાર દુખ નહીં પરન્તુ ઘણી વખત મનમા સતોષ ઉત્પન્ન કરે છે

હવે આપણે એક જુદાજ પ્રકારના વૈધર્મ્ય વિષે જોવાનું છે. આ પ્રકાર કોઇ પણ સયુક્ત પદાર્થના ભાગો અથવા અવયવોને જુદા પાડી એટલે પ્રયક્કરણ કરી ત્હેમની વચ્ચે રહેલા વૈધર્મ્યનું

ગ્રહણ કરવા વિષેનો છે. આ પ્રકારનું વૈધર્મ્ય ગ્રહણ કરવા વિષેનો સામાન્ય નિયમ આપણે ઉપર જોઇ ગયા તેમ એ છે કે જ્યાં સુધી કોઈ પણ સમગ્ર સંસ્કાર અથવા મનોવ્યાપારના ભાગો એકલા અથવા બીજા સંયોજનોમાં અનુભવવામાં આવેલા હોતા નથી ત્યાં સુધી તે સંસ્કાર અથવા મનોવ્યાપારનું પૃથક્કરણ થઈ શકતું નથી.

જો સર્વ ઠંડી ચીજો ભીની હોય અને સર્વે ભીની ચીજો ઠંડી હોય તો ઠંડાશ અને ભીનાશના ગુણો વચ્ચે કાંઇ ફેર જાણી શકાયજ નહીં. તેમજ જો સર્વે પ્રવાહી પદાર્થો પારદર્શક હોય અને પ્રવાહી સિવાયનો કોઈ પણ પદાર્થ પારદર્શક ન હોય તો તે બે ગુણો વચ્ચેનું વૈધર્મ્ય પણ જાણી શકાય નહીં જો ઉષ્ણતાનો ગુણ પૃથ્વીની સપાટીની ઊંચાઇ ઉપર આધાર રાખતો હોય એટલે કે જેમ કોઈ વસ્તુ વધારે ઊંચી તેમ તે વધારે ઉષ્ણ હોય તો તે બન્ને ગુણો માટે એકજ શબ્દ ચાલી શકે. આવી રીતે જ્યાં સુધી કોઇ વસ્તુના ગુણો તે વસ્તુની બ્હાર એક બીજાથી જુદા તરીકે અનુભવવામાં આવતા નથી ત્યાં સુધી તે બન્ને વચ્ચેનો ભેદ ગ્રહણ થઈ શકતો નથી.

ધારો કે અમુક કોઇ સમગ્ર વસ્તુના अ,ब,क,ड, એ ચાર ગુણો છે. હવે જ્યાં સુધી આમાંના એક ગુણનો બીજા ત્રણ ગુણોથી જુદો અનુભવ થયો નથી ત્યાં સુધી તે વસ્તુ અંદર જુદા જુદા ગુણો ધરાવે છે તે જાણી શકાય નથી. પરન્તુ જો તેનો એક ગુણ, ધારો કે अ પ્હેલાં આપણા અનુભવમાં એકલો આવી ગયો હોય અથવા બીજી કોઈ વસ્તુમાં બીજા ગુણો જેમકે पफय સાથે જોડાયેલો અનુભવવામાં આવ્યો હોય કે જેથી बकड ગુણોથી જુદા તરીકે આપણા મનમાં ત્હેની કલ્પના થઇ શકતી હોય તો તે अ ગુણનું તે સમગ્ર વસ્તુમાંથી પૃથક્કરણ થઈ શકે. કોઇ પણ વસ્તુનું પૃથક્કરણ ત્યારે જ થઇ શકે કે જ્યારે ત્હેનો પ્રત્યેક ગુણ જુદો ધ્યાનમાં લઇ શકાય. અને આપણે પાછળ જોઇ ગયા કે કોઇ પણ વસ્તુને ધ્યાન આપ-

વાની મુખ્ય સરત એ છે કે ત્હેની પોતાની મનમા જુદી કલ્પના થવી જોઇએ. આવી રીતે પ્રથક્કરણ માટે જુદું ધ્યાન આપવાની જરૂર છે અને ધ્યાન માટે તે વસ્તુની જુદી કલ્પના કરવાની જરૂર હોય છે તેથી કોઈ સમગ્ર વસ્તુના ગુણો અથવા ભાગો જુદા જુદા તરીકે પ્હેલાથી જાણતા હોઇએ તથા ત્હેની પોતાની મનમાં કલ્પના કરી શકીએ તેવા ગુણો તથા ભાગો વચ્ચે વૈધર્મ્ય જાણી શકાય. ઉદાહરણ તરીકે જો આપણે હીંગ એકલી અથવા બીજા કોઈ પદાર્થમા કોઇ દિવસ ખાધી ન હોય અને તેથી ત્હેના સ્વાદની કલ્પના કરી શકતા ન હોઇએ તો હીંગ નાખેલી દાળના મિશ્રિત સ્વાદમા હીંગનો સ્વાદ પારખી શકતા નથી. બીજા ઉદાહરણ તરીકે જે જે રંગો આપણે જાણીએ છીએ તે સર્વે બે અથવા વધારે રંગોના મિશ્રણો છે; જ્હેમને આપણે મૂળ રંગો કહીએ છીએ ત્હેમનામા પણ થોડા ઘોળા રંગનું મિશ્રણ હોય છે. શુદ્ધ રાતા અથવા શુદ્ધ લીલા રંગનો આપણને પ્રત્યક્ષ અનુભવ થતોજ નથી. અને તેથી કહેવાતા મૂળ રંગોમાંથી ત્હેમને જુદા પાડી શકતા ન હોવાથી તે મિશ્રણોજ મૂળ રંગો તરીકે ઓળખાય છે.

વસ્તુઓના ઘણા ઓછા ગુણો બીજા કોઇ પણ ગુણ સાથે મિશ્રિત થયા વિના કેવળ પોતેજ આપણા અનુભવમા આવે છે. ઉપરના ઉદાહરણમાં અ, ચ, ક, ડ, વસ્તુમા અ ગુણ જુદો પાડી શકાય ત્હેનુ કારણ ઘણી વખત એ હોય છે કે ચ ક ડ ના પ્રમાણમા ત્હેનું જોર ઘણુ ઓછુ વધતુ થયા કરતું હોય છે અને તેથી તે તરત જુદી નજર તળે આવી જાય અથવા તો બીજાજ ગુણોની સાથે, જેમકે અપફચ, અટઠડ અવચજ ના ગુણોવાળી સંયુક્ત વસ્તુઓમા આપણા અનુભવમા આવી શકે. આવી રીતે એકલા પાડી ન શકાય તેવા ગુણોનું વૈધર્મ્ય ત્યારેજ જણાઈ શકે કે જ્યારે ત્હેમના સહચારી ગુણોમા ફેરફાર થતો હોય. આવી રીતે એકજ ગુણ જુદા જુદા મિશ્રણોમા જોવામા આવ્યાથી ત્હેને જો કે વસ્તુતઃ

નહી પરન્તુ મનમાં જુદો પાડી શકાય છે અને આમ કરવાનો વ્યાપાર પ્રથક્કરણ કહેવાય છે. હેનો નિયમ ટુંકામાં એ છે કે જે કોઇ ગુણ એક વખત એક પદાર્થમાં રહેલો જણાય છે અને બીજી વખત બીજા પદાર્થમાં રહેલો જણાય છે, તે બન્ને પદાર્થોમાંથી જુદો પડી શકે છે અને હેનો ભાવવાચક મનોવ્યાપાર થઇ શકે છે. આ નિયમનું એક સારૂં ઉદાહરણ ડા. માર્ટિનો નીચે પ્રમાણે આપે છે: "ધારો કે એક રાતો હાથીદાંતનો દડો પ્હેલી વખત જોવામાં આવ્યો હોય અને પછી આપણી નજરમાંથી જતો રહ્યો હોય પરન્તુ હેની આકૃતિ આપણી કલ્પનામા રહી ગઇ હોય. ધારો કે પછી હેનાજ જેવો એક ધોળો દડો આપણી નજરમાં આવ્યો. હવે આ દડાને આપણે પ્હેલા દડાની જે કાલ્પનિક આકૃતિ મનમાં હોય હેની સાથે સરખાવતા જણાય છે કે રંગ સિવાય બીજા બધા ગુણોમાં તે મળતા આવે છે અને તેથી હેમના બીજા બધા ગુણોમાંથી રંગનો ગુણ બહાર તરી આવશે. હવે તે ધોળા દડાને બદલે એક ઇંડું મુકો તો જણાશે કે તે ધોળો દડો તથા ઇંડું બીજી ઘણી બાબતમાં એક જણાય છે પરન્તુ બન્નેની આકૃતિમાં ફેર છે, એકની ગોળ છે અને બીજાની લંબગોળ છે. આવી રીતે હવે આકૃતિનો ગુણ બ્હાર તરી આવશે અને તેથી પ્હેલો દડો એક રાતો પદાર્થ છે એટલુંજ નહીં પરન્તુ રાતો અને ગોળ પદાર્થ છે એમ હેના બે ગુણો સાથે જાણી શકાય છે."

અહીં એટલું જાણવાની જરૂર છે કે કોઇ બે વસ્તુ વચ્ચે વૈધર્મ્ય જાણવાની શક્તિ બીજી સર્વે શક્તિઓની માફક અભ્યાસથી ઘણી વધે છે, જ્યાં બે વસ્તુઓ એક બીજાથી ઘણી જુદી હોય છે ત્યાં તો હેમનું વૈધર્મ્ય સહેલાઇથી જાણી શકાય છે. પરન્તુ જ્યાં હેમની વચ્ચે સાધર્મ્ય ઘણું હોય અને વૈધર્મ્ય ઘણુંજ થોડું હોય ત્યાં સાધારણ માણસથી તો તે વૈધર્મ્ય જાણી શકાતુંજ નથી. પરન્તુ જ્હેને તે વસ્તુઓનો ઘણો અભ્યાસ તથા અનુભવ હોય

ત્હેનાથી તે બની શકે છે. ઘી, ઘઉં વિગેરે પદાર્થોની બે જાતોમાંથી સારા ખોટાની પરીક્ષા જે માણસે તરેહ તરેહનાં ઘી ઘઉં વિગેરે ખાધાં હોય ત્હેનાથીજ ખરી રીતે થઇ શકે છે. તેમ બે લગભગ સરખાં સારાં ચિત્રોમાં રંગ આકૃતિ વિગેરેની સુક્ષ્મ બાબતોના ગુણ દોષ ચિત્રકળાના અભ્યાસથીજ પારખી શકાય છે.

હવે આપણે જુદા જુદા ઇન્દ્રિય સંસ્કારોની તીવ્રતાનો ભેદ કેવી રીતે જાણી શકાય તે જોઇશું. કેટલાએક સંસ્કારો એટલા ઝાંખા હોય છે કે આપણા ચેતન પ્રદેશમાં તેઓ આવી શકતા નથી. કોઇ પ્રકાશ એટલો ઝાંખો હોય છે કે અંધારૂં દૂર કરી શકે નહીં; અવાજ એટલો નબળો હોય કે આપણાથી સંભળાય નહીં તથા કોઇ સ્પર્શ એટલો ઓછો હોય કે આપણને જણાય નહીં. આ ઉપરથી જણાશે કે ઇન્દ્રિયોનું હરેક બાહ્ય પ્રોત્સાહન આપણા ચેતન પ્રદેશમાં સંસ્કાર ઉત્પન્ન કરવા માટે અમુક અંશે સ્થુલ હોવું જોઇએ. જ્યાં સુધી સંસ્કાર આ અંશથી ઓછું સ્થુલ હોય છે ત્યાં સુધી આપણે ત્હેને અનુભવી શકતા નથી. આવી રીતે ચેતન પ્રદેશમાં પ્રવેશ કરવા માટે દરેક સંસ્કારનું અમુક અંશે સુક્ષ્મ હોવું તે ત્હેની માનસિક સીમા તરીકે ઓળખાય છે. કોઇ પણ સંસ્કાર આ સીમાને જ્યારે ઓળંગે ત્યારે તે ઝીણામાં ઝીણો જોવાય એવો, સંભળાય એવો વિગેરે હોય છે. આ પછી જેમ જેમ સંસ્કારની પ્રોત્સાહક વસ્તુ વધારે બળવાન્ થતી જાય તેમ સંસ્કાર પોતે વધતો જાય છે. પરન્તુ એટલું જાણવાની જરૂર છે કે જે પ્રમાણમાં પ્રોત્સાહનનું બળ વધે છે ત્હેના કરતાં સંસ્કારનું બળ ઓછા પ્રમાણમાં વધે છે. આવી રીતે પ્રોત્સાહનનું બળ વધતું જાય તો સંસ્કાર પોતે પણ વધે. પરન્તુ અમુક અંશ સુધી સંસ્કારનું બળ વધ્યા પછી પ્રોત્સાહનનું બળ વધે છતાં સંસ્કારની સ્થૂલતા વધારે વધતી નથી. અર્થાત્ જેમ સંસ્કારને ઓછામાં ઓછા અંશે અનુભવવાની સીમા હોય છે તેમ વધારેમાં વધારે બળવાળા સંસ્કારની પણ સીમા હોય છે. આ સૌથી ઓછા તથા સૌથી વધારે

અનુભવના સંસ્કારના અંશને આપણે સંસ્કારનું અધોબિન્દુ તથા ઉર્ધ્વ બિન્દુ કહીશું; ઘણું ખરૂં કોઇ પણ સંસ્કાર ત્હેના ઉર્ધ્વબિન્દુએ પ્હોચે તે પ્હેલાં સંસ્કાર આપણને દુઃખમય જણાવા માંડે છે. આવો દુઃખમય અનુભવ બહુ દબાણના, અત્યન્ત ગરમી, ટાઢ, પ્રકાશ, અવાજ વિગેરેના સંસ્કારોમાં સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તથા ગન્ધ તથા સ્વાદના સંસ્કારોમાં એટલી સ્પષ્ટ રીતે જણાતું નથી. કારણ કે આ સંસ્કારોના પ્રોત્સાહનોનું બળ બહુ વધારી શકતા નથી. આથી ઉલટું જે સંસ્કારો ત્હેમના ઉર્ધ્વબિન્દુએ દુઃખમય જણાય છે તેજ સંસ્કારો ત્હેમના અધોબિન્દુએ રૂચિકારક જણાય છે. ઘણા ઝાંખા કટુ સ્વાદ, ઘણી ઝાંખી દુર્ગંધ વિગેરેના અનુભવમાં મનને થોડો ઘણો રસ પડે છે.

આ સિદ્ધાન્તો સ્થાપવાનું તથા ત્હેમના વિષે વિવિધ પ્રયોગો કરવાનું માન વેબર તથા ફેક્નર નામના જર્મનીના વિદ્વાનોને ઘટે છે. દરેક સંસ્કાર ત્હેના અધોબિન્દુએ પ્હોંચ્યા પછી પ્રોત્સાહનના કરતા ઓછા પ્રમાણમા વધે છે અને અંતે ત્હેના ઉર્ધ્વબિન્દુએ પહોંચ્યા પછી પ્રોત્સાહનનું બળ વધ્યા છતા ત્હેનું બળ વધારે વધતું નથી. એ નિયમ વેબરના નિયમ તરીકે ઓળખાય છે.

અત્રે વણ નામના માનસશાસ્ત્રીએ કરેલું આ નિયમનું નિરૂપણ ટાંકીશુ કે જેથી તે નિયમનો વ્યાપાર સ્હેલાઇથી સ્હમજી શકાશેઃ—

'દરેક પુરૂષ જાણે છે કે, જે વસ્તુઓને આપણે દિવસના ઘોંઘાટમા સાંભળી શકતા નથી, તે વસ્તુઓને રાત્રીની શાન્તિમાં સાંભળી શકીએ છીએ. ઘડીઆળનો ધીમો ટીક,ટીક અવાજ, ઘરની ચીમનીમાંથી આવતો હવાનો અવાજ, ઓરડામાં ખુરસીઓ ખસેડવાનો અવાજ અને તે ઉપરાત બીજા હજારો ધીમા અવાજો આપણા કાન ઉપર, અસર કરે છે. ત્હેની સાથે એ પણ જાણીતું છે કે રસ્તાઓના ઘોંઘાટમાં અથવા રેલવે-ગાડીના ભારે અવાજમા આપણો પાડોસી આપણને શું કહે છે તે સાંભળી શકતા નથી. એટલુંજ નહીં પરન્તુ

આપણે પોતાનો અવાજ પણ સાંભળી શકીએ નહીં. જે તારાઓ રાત્રે ઘણા પ્રકાશવાન્ હોય છે તે દિવસે દેખાતા નથી અને જો કે ચન્દ્રને દિવસે જોઈ શકીએ છીએ પરન્તુ રાત્રીએ દેખાય તે કરતાં ઘણો વધારે ઝાંખો દેખાય છે. જેઓને વજનો સાથે વધારે પરિચય હોય છે તેઓ જાણે છે કે હાથમાં એક શેરી હોય અને બીજી એક શેરી ઉમેરી હોય તો વજનનો ફેર એકદમ જણાય છે. પરન્તુ તેજ એક શેરી હંડ્રેવેઇટ હાથમાં હોયને ઉમેરી હોય તો આપણને વજનનું ભાન થતું નથી. હવે આમાં ઘડીઆળનો અવાજ, તારાઓનો પ્રકાશ, એક શેરીનું વજન, એ સર્વે આપણી ઇન્દ્રિયોની પ્રોત્સાહક વસ્તુઓ છે, અને આ પ્રોત્સાહનોનું પોતાનું બળ એનું એજ રહે છે. ત્યારે આ અનુભવો શું બતાવે છે? એજ કે એકજ પ્રોત્સાહન જે સંયોગો વચ્ચે આપણને મળે તે પ્રમાણે વધારે ઓછા બળમાં મનને જણાય છે અથવા તો તે જણાતુંજ નથી. હવે ત્યારે જે સંયોગો ઉપર સંસ્કારોની લાગણીનો ફેર આધાર રાખે છે તે સંયોગોમાં જે ફેરફારો થાય તે કેવા પ્રકારના હોય છે? આ બાબત વધારે બારીકીથી તપાસતા જણાય છે કે આ ફેરફાર હમેશા એકજ જાતનો હોય છે. ઘડીઆળનો ટીક્ ટીક્ અવાજ આપણી શ્રવણેન્દ્રિયના તન્તુનો નિર્બળ પ્રોત્સાહક છે. આ અવાજ, જ્યારે એકલોજ, હોય ત્યારે આપણે સ્પષ્ટ રીતે હેને સાંભળી શકીએ છીએ. પરન્તુ રસ્તાની ગાડીઓના તથા દિવસના બીજા ભારે અવાજોના પ્રબળ પ્રોત્સાહનમાં જ્યારે હેનો ઉમેરો થાય છે ત્યારે તે સંભળાતો નથી. તારાઓનું તેજ આંખનું પ્રોત્સાહક છે. પરન્તુ આ તેજના પ્રોત્સાહનમાં દિવસના તેજના પ્રબળ પ્રોત્સાહનનો ઉમેરો થાય તો આપણને તારાનું તેજ જણાતુ નથી. પરન્તુ તેજ તારાઓનું તેજ હેના કરતાં વધારે ઝાંખા સન્ધ્યાના તેજમાં આપણને સ્પષ્ટ રીતે જણાય છે. એક શેરીનું વજન આપણી સ્પર્શેન્દ્રિયને પ્રોત્સાહક છે અને હેના જેટલાજ વજનવાળાં પ્રોત્સાહન ઉપર તે ઉમેર્યું હોય તો આપણને તે જણાય

છે. પરન્તુ તેના કરતાં હજારગણા વધારે વજનવાળા પ્રોત્સાહન ઉપર તે ઉમેર્યું હોય તો તે જણાતું નથી.

આ ઉપરથી આપણે એક સામાન્ય નિયમ બાંધી શકીએ કે ઇન્દ્રિયના ઉગમના પ્રોત્સાહનનું બળ ઓછું હોય તો પછીનું પ્રોત્સાહન બહુ ઓછું હોય તોપણ હેના અસ્તિત્વનું ભાન થાય અને પ્રથમના પ્રોત્સાહનનું બળ વધારે હોય તો પછીનું પ્રોત્સાહન પણ પ્રમાણમાં વધારે બળવાન હોય તોજ હેનું ભાન થઇ શકે. સૌથી સાદું પ્રમાણ તો એ હોય કે જે પ્રમાણમા પ્રોત્સાહનનું બળ વધે તેજ પ્રમાણમાં હેના સંસ્કારનું બળ વધે. પરન્તુ વસ્તુતઃ જો આ પ્રમાણ હોય તો દાખલ તરીકે તારાઓનું તેજ રાત્રિના અંધારાની સાથે જેટલું બળવાન જણાય છે તેટલું જ દિવસના તેજની સાથે પણ જણાવું જોઇએ અને આ પ્રમાણે નથી હોતું તે આપણે જાણીએ છીએ. આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાશે કે સંસ્કારોનું બળ પ્રોત્સાહનોના બળના પ્રમાણમા વધતું નથી પરન્તુ હેના કરતા ઓછા પ્રમાણમાં વધે છે. હવે પ્રશ્ન એ થાય છે કે જેમ જેમ પ્રોત્સાહનમા ઉમેરો વધારે વધારે વધતો જાય છે તેમ તેમ સંસ્કારનો વધારો ક્યા પ્રમાણમા ઓછો થતો જાય છે? આ પ્રશ્નનો ઉત્તર આપવાને આપણને રોજનો અનુભવ બસ નથી. પરન્તુ જુદા જુદા પ્રોત્સાહનોના બળો અને સંસ્કારોની પોતાની સ્થૂળતાના ચોક્કસ માપો લેવાની જરૂર છે.

આ માપ કેવી રીતે લેવા તે સાધારણ રીતે અનુભવ ઉપરથી જણાય છે. કોઈપણ ઇન્દ્રિય સંસ્કારનું પોતાનું બળ માપવુ એ આપણે જોઇ ગયા તેમ અશક્ય છે. આપણે તો ફક્ત સંસ્કારોના બળો વચ્ચેનો તફાવત માપી શકીએ. અનુભવવડે જણાય છે કે ઇન્દ્રિય સંસ્કારો વચ્ચેના એક બીજાની સાથે સરખા નહીં એવા તફાવતો ખાસ પ્રોત્સાહનોના સરખા તફાવતોને લીધે ઉત્પન્ન થાય છે. પરન્તુ આ સર્વે અનુભવોથી એક વાત આપણને જણાઈ કે

પ્રોત્સાહનોમા એકજ જાતનો ફેરફાર કોઇ વખત જણાતો નથી. એક શેરીમા બીજી શેરી ઉમેરી હોય તો જણાય છે પરન્તુ તેજ એક શેરી હંડ્રેવેઇટમા ઉમેરી હોય તો તે જણાતી નથી. કોઇ પ્રોત્સાહનનું અમુક એક ગમે તે બળ ધારી લઇને આપણે શરુ કરીએ તથા તે પ્રોત્સાહનથી ઇન્દ્રિય સંસ્કાર મળે છે તે જોઇએ અને પછી તે સંસ્કારની સ્થૂળતા બદલાતી જણાયા વિના કેટલે સુધી પ્રોત્સાહનના બળમા ઉમેરો કરી શકીએ તે જોયાથી આપણી તપાસના પરિણામ ઉપર આપણે બહુજ જલદીથી આવી શકીશું. જુદા જુદા ગમે તે તે બળવાળા પ્રોત્સાહનોની આ પ્રમાણે તપાસ કરીશું તો તે પ્રોત્સાહનોમા જે ઉમેરણો આપણને હ્‌મેના સંસ્કારોનું બળ સ્હેજ વધારે આપી શકે તે ઉમેરણો પણ પ્રોત્સાહનોની માફક જુદા જુદા બળવાળા પસંદ કરવા પડશે. સન્ધ્યા સમયે કોઇ પ્રકાશ સ્હેજ માત્ર દેખાય તેટલા માટે તે પ્રકાશ તારાઓના પ્રકાશ જેટલો બળવાન્ જોઇએ તેમ કાંઈ નથી પરન્તુ દિવસના પ્રકાશમા સ્હેજ માત્ર જણાવા માટે તેજ પ્રકાશ ઘણો વધારે બળવાળો હોવો જોઇએ. હવે જો આપણે સર્વે સંભવિત બળવાળા જુદા જુદા પ્રોત્સાહનો વિષે આ પ્રમાણે તપાસ કરી જોઇએ અને આવા દરેક પ્રોત્સાહનના સંસ્કાર સ્હેજ માત્ર વધારે બળવાન્ જણાય તેટલા માટે તે પ્રોત્સાહનમાં કેટલા બળવાળુ ઉમેરણ કરવું પડે છે તેની નોંધ લઇએ તો આપણને આકડાઓની સંખ્યા મળે કે જેમાથી પ્રોત્સાહન તથા હ્‌મેના સંસ્કારની વૃદ્ધિના પ્રમાણનો નિયમ જણાઇ આવે આ રીતિ પ્રમાણે પ્રકાશ, અવાજ તથા વજનના પ્રદેશોમા સ્હેલાઇથી તપાસ થઇ શકે છે. વજનના પ્રદેશમા પ્રયોગોવડે જણાય છે કે કોઇ અમુક બળવાળા વજનમા સ્હેજ માત્ર ભાન થવા માટે જે ઉમેરણ કરવું પડે તે ઉમેરણ હમેશા અસલ વજનના બળના ચોક્કસ પ્રમાણમા હોય છે અર્થાત્ અસલ વજનનું બળ ગમે તે હોય પરન્તુ તે ઉમેરણ હ્‌મેના અમુક ભાગ હોય છે. સંખ્યાબંધ પ્રયોગોને પરિણામે

જણાય છે કે આ પ્રમાણ ૧/૩ નું છે (એટલે કે ચામડી ઉપર પ્રથમ જમે તે બળવાળું વજન હોય પરન્તુ તે વજનના બળનો ત્રીજો ભાગ લઇ લેવામાં આવે અગર ઉમેરવામા આવે તો તરત તે વજન ઓછુ થયાનું અથવા વધ્યાનું ભાન થાય છે, આ ઉપરાંત જુદા જુદા પ્રોત્સાહનોના પ્રદેશોમા કરેલા પ્રયોગોને પરિણામે એક સામાન્ય નિયમ બાંધી શકાય છે કે કોઇ પણ પ્રોત્સાહનના સંસ્કારમા વધારો થવા માટે તે પ્રોત્સાહનમા જે ઉમેરણ કરવું પડે તે ઉમેરણ, હમેશા તે પ્રોત્સાહનના અમુક પ્રમાણમાં હોય છે. પ્રકાશના સંસ્કારોમા આ પ્રમાણ ૧/૧૦૦ છે, સ્નાયુઓમા ઉત્પન્ન થતા સંસ્કારોના પ્રદેશમા ૧/૧૭ નું પ્રમાણ હોય છે તથા વજન, ગરમી તથા અવાજના સંસ્કારોમા આ પ્રમાણ ૧/૩ નું હોય છે. ઉપર જણાવેલા વેબરના નિયમને બીજા શબ્દોમા દર્શાવીએ તો એમ કહી શકાય કે કોઇ ઇન્દ્રિય સંસ્કારોની સ્થૂલતામાં સરખા ઉમેરણો કરવા જોઇએ. હવે આ નિયમ ઉપરથી ફેકનર નામના વિદ્વાને ઇન્દ્રિય સંસ્કારોની સ્થૂલતાના ગણિત પૂર્વક માપ લેવા વિષે એક મત સ્થાપ્યો છે. આ મત વિશે માનસ શાસ્ત્રીઓ વચ્ચે ઘણો વાદવિવાદ ચાલેલો છે, ફેકનરના મતનો ભાવાર્થ એ છે કે જ્યારે આપણે પ્રોત્સાહનમા અમુક વધારો કર્યાથી ઇન્દ્રિય સંસ્કારમા સ્હેજ માત્ર જણાય તેવો વધારો કરીએ ત્યારે. આ સ્હેજ માત્ર વધારો તે સંસ્કારનું એકમ છે ( unit ) અને આવા એકમોના સરવાળાવડે સંસ્કારની સ્થૂલતાનું માપ લઇ શકાય હવે આ મતમા એક મુખ્ય ભૂલ એ છે કે આપણે ઉપર જોઈ ગયા તેમ કોઇ પણ સંસ્કારમા સર્વે સ્હેજ માત્ર જણાતા વધારાઓ સરખા બળવાળા હોતા નથી. કારણ કે આ વધારાઓના બળનો આધાર પ્રોત્સાહનોના પ્રથમના બળ ઉપર હોય છે. પ્રથમનું બળ જો વધારે હોય તો સ્હેજ માત્ર જણાતા વધારાનું બળ પણ પ્રમાણમા વધારે જોઇએ અને જો ઓછુ હોય તો વધારાનું બળ પણ પ્રમાણમાં ઓછું જોઇએ. હંડ્રેવેઇટના પ્રથમના બળના પ્રોત્સાહન ઉપર સ્હેજ માત્ર વજનનો

વધારો જણાવા માટેજ ઘણા શેરોનું વજન જોઇએ. તે કોઇ એક શેરના પ્રથમના વજન ઉપર સ્હેજ માત્ર વજનનો વધારો જણાવા માટે જે થોડાં ઓસેલું વજન જોઇએ તેના સરખું નથી પરન્તુ વધારે છે. બીજી ભૂલ એ છે કે કોઈ સંસ્કારના પ્રોત્સાહનમાં ઉમેરો કર્યાથી સંસ્કારમાં જે ગ્હેજ માત્ર જણાતો વધારો જણાય તે દરેક મનુષ્યમાં તથા એકજ મનુષ્યમાં દરેક વખતે એકજ હોતો નથી. કારણ કે આ વધારો જણાવવાનો એક આધાર ઇન્દ્રિયો તથા તન્તુઓની તન્તુ પ્રણાલીવડે સંસ્કારો ઉપજાવવાની શક્તિ ઉપર રહે છે. આ શક્તિ સઘળા પુરૂષોમાં સરખી રીતે હોતી નથી. કોઇ પુરૂષનું તન્તુ ચક્ર ઉચ્ચ પ્રકારનું હોય તો આ શક્તિ ત્હેનામા બહુ તીવ્ર હોય છે અને નીચા પ્રકારનું હોય તો શક્તિ સ્થૂળ હોય છે. તેમજ એકજ મનુષ્યમાં આ શક્તિ તન્દુરસ્તીમાં જુદી હોય છે તથા શારીરિક વિકારમાં જુદી હોય છે. આ ઉપરથી જણાશે કે સંસ્કારોના સ્હેજ માત્ર જણાતા વધારાનું બળ માપવાના પ્રયોગોમાં હમેશાં એકજ પરિણામ ઉપર આવવું એ અશક્ય છે. પરન્તુ ફેકનરની સૌથી મોટી ભૂલ એ હતી કે ત્હેના માનવા પ્રમાણે જેમ એક પછી એક ઈંટોના ઉમેરણથી ભીંત થાય તેમ પ્રત્યેક સંસ્કાર ઉપર જણાવેલા એકમોના સરવાળા રૂપે હોય છે. સંસ્કારનું સ્વરૂપ આવું છેજ નહીં. પ્રત્યેક સંસ્કાર એક એવી વસ્તુ છે કે ત્હેના એવા જુદા જુદા ભાગો પાડી શકાય જ નહીં કે જ્હેના સરવાળારૂપે તે સંસ્કારને ગણાય. પ્રત્યેક સંસ્કાર પોતેજ એક અવિભાજ્ય એકમ છે અને જો કે ત્હેને ઉત્પન્ન કરનારી વસ્તુના અર્થાત્ પ્રોત્સાહનના ભાગો પાડી શકાય ( કારણ કે પ્રત્યેક પ્રોત્સાહન ભૌતિક વસ્તુ છે અને પ્રત્યેક ભૌતિક વસ્તુ અણુઓની બનેલી હોય ત્હેના ભાગો પાડી શકાય ) પરન્તુ સંસ્કાર તો એક માનસિક વસ્તુ છે અને આપણા ચૈતન્યનો અપૃથક્કરણીય તથા અવિભાજ્ય વ્યાપાર છે. ડૉ. મન્સ્ટરબર્ગ નામનો લેખક કહે છે કે 'એક પ્રબળ સંસ્કાર કોઈ નબળા સંસ્કારના ગુણાકારરૂપે તથા ઘણા

નબળા સંસ્કારોના સમુદરૂપે હોતો નથી પરન્તુ એ કંઇક એવીજ વસ્તુ છે કે જેની કોઇ સાથે સરખામણી થઇ શકની નથી. આમ હોવાથી પ્રબળ તથા નબળા અવાજનાં, પ્રકાશનાં અથવા ગરમીનાં ઇન્દ્રિય સંસ્કારો વચ્ચેનો માપ લઇ શકાય એવો તફાવત શોધવો તે લવણ તથા ખારો સ્વાદ વચ્ચે અથવા માથું દુખવા તથા દાતનાં દુખવા વચ્ચેનો ફેર ગણિતપૂર્વક માપવો એના જેવું અર્થરહિત છે. પ્રકાશના કોઇ પ્રબળ સંસ્કારમા નબળો સંસ્કાર (ભાગ તરીકે) રહેલો ન હોય તો પછી પ્રબળ સંસ્કાર નબળા સંસ્કારથી અમુક વધારા પુરતો ભિન્ન છે એમ કહેવું તે સ્પષ્ટ રીતે માનસશાસ્ત્રથી વિરૂદ્ધ છે. ઘેરા લાલ રંગના સંસ્કાર તે કંઇ ઝાખા લાલ રંગના સંસ્કારમા થોડા બીજા ઝાખા રગના સંસ્કારના ઉમેરણરૂપે હોતો નથી. તે તો ઝાખા રંગના સસ્કારથી હમેશા જુદોજ હોય છે. તેવી જ રીતે કોઇ વીજળીના દીવાના પ્રકાશનો સંસ્કાર અનેક મીણુ-બત્તીઓના પ્રકાશોના સસ્કારોના સરવાળારૂપે જણાતો નથી.

ઉપર જણાવેલો વેબરનો નિયમ એ એક ત્હેનાથી વધારે વિસ્તારવાળા નિયમમા સમાયેલો છે આ નિયમ માનસશાસ્ત્રમા અતિ મહત્વનો છે અને તે એ છે કે જેમ જેમ આપણને વધારે વસ્તુઓ ઉપર ધ્યાન આપવાનુ હોય છે તેમ તેમ બારીક વિગતની વસ્તુઓ ઉપર આપણું લક્ષ ઓછુ થતું જાય છે જ્યાં આ બે વસ્તુઓ જુદા પ્રકારની હોય છે ત્યા આ નિયમ સ્પષ્ટ રીતે જણાય છે. રસ-વાળી વાતચીતમા જ્યારે આપણુ મન ઘણુ ગુથાયેલુ હોય છે ત્યારે આપણે શરીરનું દરદ પણ ભુલી જઇએ છીએ. તેમજ જ્યા સુધી આપણું મન કોઇ કામમા ચોટેલું હોય છે ત્યા સુધી ઓરડામા થતા ન્હાના અવાજો લક્ષમાં આવતા નથી બે વસ્તુઓ એકજ પ્રકારની હોય છે ત્યારે પરિણામ તો એકજ આવે છે પરન્તુ એટલું બને છે કે એકજ જાતની બે વસ્તુઓ જ્યારે બળવાન્ હોય છે ત્યારે તે બન્ને વચ્ચેનો વિગતવાર ફેર મનને રહેલાઇથી જણાતો નથી. હવે આ

નિયમની શારીરિક બાજુ તરફ ફરીએ તો એમ જણાય છે કે સંવાહક તન્તુઓ મારફત મગજમા આવતા પ્રવાહોની અસર તેજ વખતે મગજમા બીજા કોઈ તન્તુ પ્રવાહો આવતા હોય તેનાથી બદલાય છે અને તેથી સંસ્કાર ઉત્પન્ન કરનારી વસ્તુઓ માત્ર જુદી રીતે નહી પરન્તુ કોઈ વખત જુદા પ્રકારની પણ જણાય છે. આ નિયમને ટુંકામા દર્શાવીએ તો એમ કહી શકીએ કે એકજ વખતે અથવા એક પાછી એક તરત થતા સંસ્કારો તથા મનોવ્યાપારો એક બીજાની અસર બદલી નાખે છે અથવા એમ પણ કહી શકીએ કે આપણે એવી વસ્તુઓને એક બીજાના સંબંધમાં જ જાણીએ છીએ. આ નિયમને સંબન્ધ ( Relativity ) નો નિયમ પણ કહેવાય છે અને ન્હાના મોટા સર્વે મનોવ્યાપારો તેને તાબે હોય છે આ નિયમના અનેક ઉદાહરણો હમેશના જીવનમા જોવામા આવે છે. પીળો અને લાલ રંગ એ બેને સાથે જોઈએ તો પીળો તદ્દન પીળો નથી જણાતો અને લાલ તદ્દન લાલ નથી જણાતો. પરન્તુ તેઓ એક બીજા ઉપર અસર કરે છે. સંગીતના અવાજમા જ્યારે જુદા જુદા સ્વરો એક પછી એક તરત ઉત્પન્ન થાય છે ત્યારે સર્વની અસર એક બીજા ઉપર થાય છે અને પરિણામે મધુર અવાજ નીકળે છે. ગરમ પાણીમા હાથ બોળ્યો હોય તો પાણી જો કે એટલું ને એટલુંજ ગરમ હોય પરન્તુ જેમ હાથ વધારે બોળીએ તેમ તે વધારે ગરમ જણાય છે. આંખની કીકી ઉપર વસ્તુઓનો જે આકાર પડે છે તે જો અમુક પ્રમાણથી ન્હાનો હોય તો કીકીના પુરતા તન્તુઓનું પ્રોત્સાહન ન થવાથી તે વસ્તુઓ દેખી શકાતી નથી. બહુ દૂર આવેલી વસ્તુઓ દેખી શકાતી નથી તેનું કારણ આજ છે. નવાઈ જેવી વાત એક એ બને છે કે કોઇ વસ્તુ અમુક ઇન્દ્રિયથી ગ્રાહ્ય થઈ શકતી ન હોય પરન્તુ બીજી અમુક ઇન્દ્રિયને કાંઈ પ્રોત્સાહન આપીએ તો પ્હેલી ઇન્દ્રિયથી તે વસ્તુ ગ્રહણ થાય છે. આપણા સર્વે ઇન્દ્રિય સ્થાનો એક બીજા ઉપર અસર કરે છે. ઉદાહરણ તરીકે જુદા જુદા રંગો-

વાળી કોઈ વસ્તુ બહુ દૂર હોય અને રંગો એકદમ સ્પષ્ટ જણાતા ન હોય તો કાનની પાસે કોઇ ધાતુના કટકા ઉપર ધીમો અવાજ કર્યાથી જણાઈ આવે છે તેમજ તેમ કર્યાથી દૂરના અક્ષરો પણ વંચાઇ શકે છે. કોઇ દરદથી પીડાતા માણસને પોતાની આસપાસ અવાજ તથા તેજ વધે તો ત્હેની સાથે દુઃખ વધે છે તે પણ આ નિયમનુ એક ઉદાહરણ છે.

## પ્રકરણ બારમું.

### સાહચર્ય.

ઉપરના પ્રકરણમા વસ્તુઓનું વૈધર્મ્ય ગ્રહણ કરી ત્હેમને એક બીજાથી જુદી જુદી રીતે જાણવાના વ્યાપાર પ્રથક્કરણ વિષે ચર્ચા કરી. આ પ્રકરણમાં તેથી ઉલટું બે અથવા વધારે વસ્તુઓનું મનમાં સાહચર્ય ( Association ) અર્થાત્ પરસ્પર સંબન્ધ અથવા એકીકરણ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે વિષે જોવાનુ છે. દરેક પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિ માટે વસ્તુઓનું પ્રથક્કરણ તથા એકીકરણ એ બન્ને સરખા ઉપયોગી સાધનો છે. પૃથક્કરણવડે કોઇ સંયુક્ત પદાર્થ કયા કયા જુદા ગુણો તથા તત્વોનો બનેલો છે તે જાણી શકાય છે અને એકીકરણ વડે જુદી જુદી વસ્તુઓનો પરસ્પર સંબંધ બાધી ત્હેમનું જ્ઞાન દૃઢ અને નિયમપૂર્વક બનાવી શકાય છે. સાહચર્ય એ આવા એકીકરણના વ્યાપારનો એક વિભાગ છે. એક વસ્તુનો અનુભવ થવાથી બીજી વસ્તુનું મનમા સૂચન અથવા સ્મરણ થાય ત્યારે તે બે વસ્તુઓ આપણા અનુભવમા સહચારી થવાથી ત્હેમની વચ્ચે સાહચર્ય ઉત્પન્ન થાય છે. આપણા મનમા એક વિચાર બીજો વિચાર ઉત્પન્ન કરે છે, બીજો ત્રીજાનું સૂચન કરે છે, ત્રીજો ચોથાનુ સ્મરણ કરાવે છે એમ વિચારની ઉર્મિઓ

એક પછી એક પરસ્પર સાહચર્યના સમ્બન્ધવડે ઉત્પન્ન થાય છે. અમુક એક વસ્તુનો વિચાર કરવાનું આપણે શરૂ કરીએ અને થોડી વારમાં એક વિચાર ઉપરથી બીજા ઉપર કુદતું કુદતું આપણું મન પ્હેલી વસ્તુથી કેવળ જુદી જ વસ્તુના વિચાર ઉપર જઈ પહોંચે છે. હવે આવી રીતે એક વસ્તુનું બીજી વસ્તુ સાથે અનુભવમાં કેવી રીતે સાહચાર્ય બંધાય છે અને ત્હેના શા નિયમો છે તે તપાસીશું.

આ વિષયમાં મુખ્ય પ્રશ્ન એ છે કે અમુક વસ્તુનો વિચાર અમુક બીજી વસ્તુના વિચારને મનમા લાવે છે તેનું કારણ શું છે? ઞ વસ્તુનો અનુભવ થયો હોય ત્યારે અમુક સંયોગોમાં ચ નોજ વિચાર કેમ આવે છે અને क કે ડનો વિચાર આવતો નથી? અને અમુક સંયોગોમા અ નો અનુભવ થવાથી ચ क ડનો નહી પરન્તુ कनोज વિચાર કેમ આવે છે? આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે આપણા અનુભવની રચના કેવી રીતે થાય છે અને તેના શા નિયમો છે તે સ્હમજવાની જરૂર છે. ઉપરના પ્રકરણોમાં આપણે જોઈ ગયા તેમ માનસિક બંધારણનું મુખ્ય લક્ષણ એ છે કે સર્વે મનોવ્યાપારોનો આવિર્ભાવનો ક્રમ તન્તુ પ્રવાહો ઉપર આધાર રાખે છે. કયે વખતે કયો મનોવ્યાપાર થશે તે મગજમા જ્ઞાનતન્તુઓમા થતા પ્રવાહોથી નક્કી થાય છે. ઘણી વખત આપણે અમુક વિચાર મનમા લાવવાને પ્રયત્ન કરીએ છીએ પરન્તુ ત્હેના ઉત્પાદક તન્તુ વ્યાપારના અભાવને લીધે આપણી ઈચ્છા છતાં તેમનો વ્યાપાર થઇ શકતો નથી.| એક વસ્તુનો વિચાર આવ્યો કે તરત અમુક બીજી વસ્તુનો વિચાર આપણી મરજી હોય કે ન હોય પરન્તુ મનમા સ્ફુરી આવે છે. આનું કારણ પણ એજ છે કે આ સ્ફુરેલા વિચારનો ઉત્પાદક તન્તુવ્યાપાર ઉત્પન્ન થવાને લીધે તે વિચાર મનમાં ઉદ્‌ભવવા પામે છે.| આમ હોવાને લીધે મનોવ્યાપારોના સાહચર્યનું કારણ જ્ઞાનતન્તુઓમાં થતા પ્રવાહોની ક્રિયામાં શોધી શકાય તેમ છે. વસ્તુતઃ ટેવ ઉત્પન્ન થવાનો જે

શારીરિક મૂળ સિદ્ધાન્ત જે આપણે ઉપર જોઈ ગયા તે સિદ્ધાન્ત મનોવ્યાપારોના સાહચર્યનો પણ મૂળ સિદ્ધાન્ત છે. ટેવ પડવાનું શારીરિક કારણ આપણે જોયું તેમ એ છે કે કોઈપણ તન્તુમા એક જાતનો પ્રવાહ એક વખત પસાર થવા પછી ભવિષ્યમા તેજ જાતનો પ્રવાહ વધારે ને વધારે સહેલાઈથી તે તન્તુમાથી પસાર થઈ શકે છે અને અન્તે તે તન્તુ તે પ્રવાહને કંઈ પણ અવરોધ કર્યા શિવાય ત્હેને એક યંત્રની માફક ચોક્કસ રીતે તાબે થાય છે આમ હોવાનુ કારણ એ છે કે જ્ઞાનતન્તુઓ જ પદાર્થના બનેલા હોય છે તે પદાર્થ રબ્બરની માફક એવો નરમ હોય છે કે જે સંસ્કાર ત્હેની ઉપર પડયા હોય તેને તે થોડો અટકાવ આવ્યા પછી ગ્રહણ કરી લે છે અને ઘણી વખત આવ્યા પછી અન્તે તે સંસ્કાર તેમાં છપાઈ રહે છે. આજ નિયમ એક જુદા રૂપમા સાહચર્યમા પણ લાગુ પડે છે અને તે એ છે કે/જ્યારે મગજના બે તન્તુઓમા કોઈ એક સાથે અથવા એક પછી એક પ્રવાહો ઉત્પન્ન થયા હોય ત્યારે ભવિષ્યમા ત્હેમાનો એક ફરીથી ઉત્પન્ન થતાં તે બીજા તન્તુમા પણ પોતાની અસર પહોચાડી ત્યા પણ તન્તુવ્યાપાર ઉત્પન્ન કરે છે આવી રીતે જે પ્રમાણે એક તન્તુ વ્યાપાર પોતાની સાથે અથવા પછી તરત અનુભવવામા અમુક બીજા તન્તુવ્યાપારને ઉત્પન્ન કરે છે તે પ્રમાણે એક પછી બીજો વ્યાપાર મનમા થાય છે |આ નિયમ જો કે સાહચર્યનો મૂળ સિદ્ધાન્ત છે પરન્તુ હજુ તે અધુરો છે. કારણ કે સાહચર્યની કેટલીએક અગત્યની સરતો તેમા દર્શાવાઈ નથી. આ સરતો શી છે તે હવે આપણે જોઈશું. ઉપરના વિષય પ્રમાણે એમ કહી શકીએ છીએ કે બે તન્તુવ્યાપારો જ્યારે સાથે અથવા એક પછી એક તરત ઉત્પન્ન થયા હોય ત્યારે ત્હેમાનો એક ઉત્પન્ન થતા બીજાને ઉત્તેજીત કરે છે. પરન્તુ હવે એ પ્રશ્ન થાય છે કે દરેક તન્તુવ્યાપાર જુદે જુદે વખતે બીજા અનેક તન્તુવ્યાપારોની સાથે અથવા તરત પછી ઉત્પન્ન

થયેલા હોય છે, તેથી ભવિષ્યમા અમુક સંયોગોમા તે તન્તુવ્યાપાર જ્યારે ઉત્પન્ન થાય ત્યારે આ અનેક વ્યાપારોમાથી શું બધાને ઉત્પન્ન કરશે ? અથવા અમુક એકજને ઉત્પન્ન કરશે ? અને અમુક એકજને ઉત્પન્ન કરશે તો કયા કરશે; કયાને નહી ? આ પ્રશ્નના ઉત્તરમા તન્તુવ્યાપારોનો એક બીજો નિયમ ધ્યાનમા લેવાનો છે. આ નિયમ એ છે કે કોઇ પણ તન્તુવ્યાપાર જે અમુક એક પ્રોત્સાહનથી ઉત્પન્ન થઇ શકે તે અનેક પ્રોત્સાહકોના સંયોજનોથી ઉત્પન્ન થઇ શકે છે. ધારો કે अ નામનો તન્તુવ્યાપાર ઉત્પન્ન થયો હવે ત્હેની પછી क વિગેરે બીજાઓ નહી પરન્તુ ब ત્યારે જ ઉત્પન્ન થશે કે જ્યારે अ ઉપરાત ड કે કોઈ બીજો તન્તુવ્યાપાર ब ની સાથે પ્હેલા ઉત્પન્ન થયો હોય અને તે ड વ્યાપાર તે વખતે થોડો ઘણો પ્રોત્સાહિત થયો હોય અર્થાત્ बની ઉત્પત્તિ કેવળ अથી થતી નથી. કારણ કે अ એકલો તો ब ઉપરાત બીજા અનેક ત્હેના સહચારી વ્યાપારોને ઉત્પન્ન કરી શકે છે પરન્તુ अ ઉપરાત ड વિગેરે જે જે વ્યાપારો અત્યારે પુરા અથવા ઝાખા પ્રોત્સાહિત થયા હોય અને સર્વે પ્હેલા बની સાથે ઉત્પન્ન થયેલા હોય ત્હેમના સંયુક્ત બળ વડે થાય છે આ નિયમને પ્હેલા નિયમ સાથે જોડી દઈ સાહચર્યનો સંપૂર્ણ નિયમ નીચે પ્રમાણે કહી શકીએ —

અમુક વખતે મગજના અમુક તન્તુમાર્ગનું પ્રોત્સાહન મગજના બીજા તન્તુઓમાથી જે કોઇ પ્રવાહો તે વખતે તન્તુમાર્ગમા પ્રવેશ કરવાનુ વલણ ધરાવતા હોય ત્હેમના સંયુક્ત બળવડે ઉત્પન્ન થાય છે અને આ પ્રવાહોમાથી કયો એક પ્રવાહ તે તન્તુમાર્ગમા અન્તે પ્રવેશ કરશે ત્હેનો આધાર (૧) તે તન્તુપ્રવાહ આ તન્તુમાર્ગમા થતા વ્યાપારના સાથે અથવા પછી તરત કેટલીકવાર પ્રોત્સાહિત થયેલો છે અને (૨) આ પ્રોત્સાહન કેટલુ બળવાન હતુ તથા (૩) તે તન્તુમાર્ગથી જુદાજ બીજા કોઇ તન્તુમાર્ગો કે જેમા પ્રવેશ કરવાનુ આ તન્તુ પ્રવાહને તે વખતે પ્હેલા તન્તુ માર્ગમાં પ્રવેશ

કરવા કરતાં વધારે વલણ હોય કે ત્હેવા તન્તુ માર્ગોના વિરૂદ્ધ બાજુનો અભાવ એમ ત્રણ સરતો ઉપર રહેલો છે.

હવે આપણે સાહચર્યના અનેક ઉદાહરણો જોઇશું અને ત્હેમના વડે ઉપરનો નિયમ સ્પષ્ટ રીતે સમજાશે.

પ્રથમ પોતાની મેળે એક પછી એક ઉત્પન્ન થતા વિચારોમાંથી ત્હેના ઉદાહરણો આપીશું અને પછી આપણી ઇચ્છાવડે જે વિચારોનું ઉત્પન્ન કરીએ છીએ તે વિચારોનાં ઉદાહરણો જોઇશું

પોતાની મેળે ઉત્પન્ન થતા વિચારોની માળાઓના ઉદાહરણ તરીકે નીચેની બે કાવ્ય પંક્તિઓ લઇએ.—

'પરબ્રહ્મતણી યોજના અપાર'

અને 'મદન, પ્રેમ' ત્હારી યોજના અનેક'

ધારો કે આ બન્ને પંક્તિઓ આપણે મ્હોંએ જાણીએ છીએ અને તેથી બન્ને પંક્તિમાં દરેક શબ્દનું ત્હેની પછી તરત આવતા બીજા શબ્દ સાથે આપણા મનમાં સાહચર્ય ઉત્પન્ન થયેલું છે. 'યોજના' શબ્દ 'અપાર' તેમજ 'અનેક' એમ બે શબ્દો સાથે સાહચર્ય ધરાવે છે હવે આમ 'યોજના' શબ્દને બે જુદા જુદા શબ્દો સાથે સાહચર્ય છે છતાં જ્યારે પ્હેલી લીટી મ્હોંએથી બોલવાનું શરૂ કરતા 'યોજના' શબ્દ આગળ આવીએ છીએ ત્યારે તે પછી તરત 'અપાર' શબ્દ જ કેમ મનમાં આવે છે અને 'અનેક' શબ્દ કેમ નથી આવતો? તથા જ્યારે બીજી લીટી મ્હોંએથી બોલીએ છીએ ત્યારે 'યોજના' શબ્દ આગળ આવતાં 'અનેક' શબ્દ કેમ મનમાં આવે છે અને 'અપાર' શબ્દ નથી આવતો? આનું કારણ એ છે કે બન્ને પંક્તિઓમાં 'યોજના' શબ્દ પછી આવતા શબ્દના સ્મરણનો તન્તુવ્યાપાર ફક્ત 'યોજના' શબ્દના તન્તુવ્યાપારથી ઉત્પન્ન થતો નથી પરંતુ ત્હેની પૂર્વે જે શબ્દો તરત જ બોલાઈ ગએલા હોય ત્હેમના હજી કેવળ નષ્ટ ન થએલા તન્તુવ્યાપારોના સંયુક્ત વ્યાપારથી તેમજ 'યોજના' શબ્દના તન્તુવ્યાપારથી ઉત્પન્ન

થાય છે| આ તન્તુવ્યાપારો બન્ને લીટીઓમાં જુદા જુદા હોવાથી યોજના શબ્દના બે જુદા સહચારી શબ્દો મનમાં આવી શકે છે. 'યોજના' શબ્દનો તન્તુવ્યાપાર પોતે ત્હેના સહચારી 'અપાર' તથા 'અનેક' શબ્દોમાથી બન્ને અથવા એક ગમે તે મનમાં ઉત્પન્ન કરે તેમજ ત્હેની પૂર્વે તો દરેક શબ્દ પણ પોતાના અનેક સહચારી શબ્દોમાંથી ગમે તે શબ્દ મનમા ઉત્પન્ન કરી શકે. પરન્તુ જ્યારે 'પરબ્રહ્મતણી યોજના' એટલા શબ્દોના તન્તુવ્યાપારો એક પછી એક તરત ઉત્પન્ન થઇ ત્હેમના પ્રકંપો, છેલ્લો પ્રકંપ સૌથી વધારે બળવાન અને પહેલો સૌથી ઓછો બળવાન્ એમ એક સાથે થાય છે ત્યારે અન્તે તે આ સઘળાના વહનનું સૌથી વધારે બળવાળું વલણ તે તન્તુવ્યાપારને ઉત્પન્ન કરશે કે જે તેઓ સર્વેનો સામાન્ય રીતે સહચારી હોય. આમ હોવાને લીધે ત્હેમની પછી 'અપાર' શબ્દ ઉત્પન્ન થશે અને 'અનેક' શબ્દ નહીં થાય. કારણ ત્હેનો તન્તુવ્યાપાર પૂર્વે ફક્ત 'યોજના'ના તન્તુવ્યાપાર સાથે નહીં પરન્તુ 'પરબ્રહ્મતણી યોજના' એ સર્વે શબ્દોના તન્તુવ્યાપારોના સમુહ સાથે સાહચર્યમા આવેલો છે. તેવી જ રીતે 'ગહનપ્રેમ! ત્હારી યોજના' એ શબ્દો પછી 'અનેક' શબ્દ જ મનમાં આવશે. કારણ કે ત્હેનો તન્તુવ્યાપાર ફક્ત 'યોજના' શબ્દ સાથે નહીં પરન્તુ 'ગહન પ્રેમ! ત્હારી યોજના' એ સર્વે શબ્દોના તન્તુવ્યાપારોના સમુહ સાથે સાહચર્ય ધરાવે છે. આ ઉદાહરણમાં પંક્તિઓના શબ્દો વચ્ચે આપણા મનમા સાહચર્ય બંધાવાનું કારણ એ છે કે આપણે તે પંક્તિઓને મ્હોંએ કર્યાથી ત્હેમના શબ્દોનું અનેકવાર રટણ કર્યું છે અને તેથી તે શબ્દોના તન્તુવ્યાપારો મગજમાં ઘણી વખત એકજ ક્રમમા ઉત્પન્ન થયેલા હોવાથી તેઓનું સાહચર્ય દૃઢ થયેલું છે અર્થાત્ આ ઉદાહરણ ઉપરના નિયમમાં જણાવેલી પ્હેલી સરતનું છે. હવે ધારો કે કોઇ પુરૂષ ઉપર જણાવેલી બીજી પંક્તિ મ્હોંએ જાણતો હોય પરન્તુ તે પુરૂષ કોઇ બીજા પુરૂષને પ્રેમથી ચાહતો હોય કે જહેને લીધે ત્હેના મનમાં 'પ્રેમ' શબ્દ અને તે બીજા પુરૂષ

વચ્ચે એટલું બળવાન સાહચર્ય ઉત્પન્ન થયેલું હોય કે જ્યારે જ્યારે તે 'પ્રેમ' શબ્દ વાંચે અથવા સાંભળે ત્યારે તે પુરૂષનોજ વિચાર ત્હેના મનમા સ્ફુરી આવે. આવી સ્થિતિમાં તે જ્યારે ઉપરની પંક્તિ બોલે ત્યારે 'પ્રેમ' શબ્દ આગળ આવતા તે ક્ષણે ત્હેને 'ત્હારી' શબ્દ મનમા નહીં આવે પરન્તુ તરત તે વ્યક્તિનું ચિત્ર મનમા આવશે અને તે તરફ ત્હેનું મન ચોંટવાને લીધે પોતાની પ્રેમની સ્થિતિના વિચારો ત્હેના મનમા આવશે અને તે પંક્તિ ત્હેના મનમાંથીજ નીકળી જશે. આમ થવાનું કારણ એ છે કે 'પ્રેમ' શબ્દમા ત્હેના મનનો ભાવનાત્મક રસ એટલો બળવાન્ છે કે તે રસનાજ સહચારી વિચારો 'પ્રેમ' આગળ પુરા થતા પંક્તિના શબ્દોના સંયુક્ત સહચારી શબ્દ 'અનેક' તે મનમા આવવા દેશેજ નહીં. આવી રીતે કોઇ પણ મનોવ્યાપારના અનેક સહચારીઓમાંથી જે સહચારી ઉપરના નિયમની બીજી અને ત્રીજી સરત પ્રમાણે સૌથી વધારે બળવાન્ હોય તે મનમા સ્ફુરી આવે છે. સાહચર્યના નિયમનુંજ બીજું એક સાધારણ ઉદાહરણ લઇએ. દરેક શિક્ષકને નવા વર્ગની શરૂઆતમા સર્વ શિષ્યોના નામ જાણવા પડે છે. હવે ધારો કે સર્વ શિષ્યો વર્ગમાં ત્હેમના નામના અક્ષરોના ક્રમવાર બેસે અને આવી રીતે દરેક શિષ્ય રોજ એકજ જગોએ બેસતા હોવાથી ધીમે ધીમે શિક્ષકને દરેક શિષ્યનું નામ ત્હેની જગોની નિશાની વડે યાદ આવે છે. હવે વર્ગની બ્હાર કોઇ શિષ્ય મળે તો ત્હેના ચ્હેરા ઉપરથી શિક્ષકને ત્હેનું નામ યાદ આવતું નથી પરન્તુ ત્હેનો ચ્હેરો ત્હેની જગોને યાદ કરાવે છે તેમજ ત્હેની પાસે બેસતા છોકરાઓના ચ્હેરા યાદ લાવે છે અને તેથી વર્ગના ક્રમમા ત્હેની કઇ જગો છે તે યાદ આવે છે અને અન્તે આ સર્વ બાબતો યાદ આવવાથી ત્હેમના સંયુક્ત બળવડે તે શિષ્યનુ નામ મનમા સ્ફુરી આવે છે.

ન્હાનપણમા જ્યારથી આપણો અનુભવ બંધાવા માડે છે ત્યારથી સાહચર્યના અનેક દૃષ્ટાન્તો આપણા માનસિક જીવનમા મળી

આવે છે. જ્યારે જ્યારે આપણે કોઇપણ ક્રમવાળું કામ શીખીએ છીએ ત્યારે ધીમે ધીમે તે ક્રમની વસ્તુઓ વચ્ચે સાહચર્ય બંધાવા માંડે છે અને અભ્યાસવડે એક પછી બીજાનું, બીજા પછી ત્રીજાનું એમ દરેક વસ્તુ પોતાની પછીની વસ્તુનું મનમાં સૂચન કરે છે. આંક મ્હોંએ કર્યા પછી જ્યારે બાળક એકડે એકથી બોલવા માંડે છે ત્યારે 'એકડે એક' 'બગડે બે'નું સૂચન કરે છે, 'બગડે બે' 'ત્રગડે ત્રણ'નું સૂચન કરે છે અને એવી રીતે દરેક અંકો વચ્ચે ગાઢ સાહચર્ય બંધાવાથી એક યન્ત્રની માફક તે પોતાનો પાઠ ભણી જાય છે./ એકજ વસ્તુના જુદી જુદી ઇન્દ્રિયોવડે સંસ્કારો અનુભવવાથી અથવા જુદી જુદી વસ્તુઓના આંક સાથે અથવા શીઘ્ર ક્રમમાં સંસ્કારો મળવાથી ત્હેમના વચ્ચે દૃઢ સાહચર્ય બંધાય છે. જેમકે કેરીને જોયાથી, ત્હેના સ્વાદનું સૂચન થયાથી મ્હોંમાં પાણી આવે છે. અહીં કેરીનું દર્શન અને ત્હેનો સ્વાદ એ બે વચ્ચે સાહચર્ય બંધાયેલું છે/ આંખો મીંચીને તે કેરીને અડીએ તો ત્હેના રંગ સંસ્કાર વિગેરેનું સૂચન થાય છે અથવા ત્હેને દૂરથી જોઇએ તો ત્હેની સુગંધનું સૂચન થાય છે.

રેલ્વે ગાડીનો અવાજ સાંભળીએ એટલે તરત ત્હેના ડબ્બાની હારો વિગેરે ત્હેને લગતી મુખ્ય બાબતોની કલ્પના મનમાં થાય છે. ન્હાના છોકરાંને મૂળાક્ષર શીખવતાં 'ચકલીનો ચ' ને 'છત્રીનો છ' વિગેરે ભણાવીએ છીએ ત્હેનું કારણ એ જ છે કે 'ચકલી અને ચ' તથા 'છત્રી'નો છ વચ્ચે બાળકના મનમાં સાહચર્ય જલદી દૃઢ રીતે બંધાય છે અને આ વસ્તુ ત્હેના રોજના અનુભવમા આવતી હોવાથી જ્યારે તે ચકલી જોશે ત્યારે ત્હેને ચ શબ્દની આકૃતિ તથા છત્રી જોશે ત્યારે છ શબ્દની આકૃતિ યાદ આવશે. સાહચર્યનું એક મુખ્ય દૃષ્ટાંત વાંચવાની ક્રિયામાં મળી આવે છે. જ્યારે આપણે કોઇ પુસ્તકનું પાનું પ્હેલી વખત વાંચીએ છીએ ત્યારે તે વાંચતાં અમુક લાંબો વખત લાગે છે. કારણ કે ત્હેના ક્રમવાર

શબ્દો વચ્ચે સાહચર્ય બંધાયું હોતું નથી. જેમ ત્હેને વધારે વખત વાંચીએ છીએ તેમ સાહચર્ય ઉત્પન્ન થવાથી વાંચનાં વખત ઓછો થાય છે અને અન્તે અત્યન્ત ત્વરાથી વાંચી શકીએ છીએ. એક શબ્દનો ઉચ્ચાર હજુ પુરો થયો હોતો નથી તેવામાં ત્હેના પછીના શબ્દોનું સૂચન થાય છે અને આમ પાછળ આવતા સામટા શબ્દોનું સૂચન એટલી ત્વરાથી થાય છે કે ઘણી વખત કેટલાએક શબ્દો વાંચવામાં ચુકી જઇએ છીએ. છતાં આપણને ત્હેની ખબર રહેતી નથી. આવી ત્વરા માપવા માટે અનેક પ્રયોગો કરવામાં આવેલા છે. છાપેલા પાના ઉપર છસેં અક્ષરો બે મીનીટમાં વંચાઇ શકે છે. અક્ષરોને બદલે શબ્દો આથી પણ વધારે ત્વરાથી વંચાઈ શકે છે. વેલેન્ટીન નામનો શારીરિકશાસ્ત્રી જણાવે છે કે એક મીનીટ અને બત્રીશ સેંકડમાં તે ૨૬૨૯ અક્ષરોના શબ્દો વાંચી શકયો હતો. એક શબ્દ તેની સહચારી વસ્તુનું સૂચન કેટલા સમયમા કરાવે છે ત્હેની ગણના કરવાના પ્રયોગોથી જણાય છે કે કોઇ અણધારેલા શબ્દને જોતાં ત્હેની સહચારી વસ્તુનું સેકન્ડના ⅔ ભાગમાં સૂચન થાય છે. આ સમયને 'સાહચર્ય સમય' કહેવાય છે. કોઈ પુસ્તક કર્તાનું નામ જે ભાષામા તે લખાયેલુ હોય ત્હેનું સૂચન કેટલા વખતમાં કરે છે, કોઇ શહેરનું નામ જે દેશમા તે આવેલું છે તેનું સૂચન કેટલા વખતમા કરે છે તથા કોઇ લેખકનું નામ ત્હેના કોઇ પુસ્તકનું સૂચન કેટલા વખતમા કરે છે, આ સર્વે વિષે પ્રયોગો કરતાં નીચે પ્રમાણે જણાય છેઃ—

શહેરનાં નામથી દેશનું સૂચન થવાનો વખત ૦.૩૪૦ સેકન્ડ હતો. પુસ્તક કર્તાના નામથી પુસ્તકની ભાષાનું સૂચન ૦.૫૨૩ સેકન્ડ હતો, લેખકના નામથી ત્હેના એક પુસ્તકનું સૂચન ૦.૫૯૬ સેકન્ડ હતો. અન્તે એટલું યાદ રાખવાનું છે કે ઉપરનો નિયમ સાધારણ રીતે જણાય છે. સર્વે પુરુષોમા આ સાહચર્ય સમય એક જ હોતો નથી. ધારો કે અ ગણિતશાસ્ત્રી છે અને બ ભાષાશાસ્ત્રી

હોય હવે અ તથા વ બન્ને જાણે છે કે ૭+૫=૧૨ થાય છે પરન્તુ, અ ના કરતા વ ને આ સરવાળો કરતા ૧/૫૦ સેકન્ડ વધારે થાય છે તથા અ ને વ બન્ને જાણે છે કે અમુક માણસ કવિ હતો પરન્તુ વ ના કરતા અ ને તે વિષે વિચાર કરતા ૧/૨૦ સેકન્ડ વધારે લાગે છે આવી રીતે જેમ બે સહચારી વસ્તુઓ વચ્ચે વધારે પરિચય તેમ સાહચર્ય સમય ઓછો થતો જાય છે

ઉપરની સર્વે હકીકત ઉપરથી જણાશે કે આપણા મનનો સ્વભાવ પોતાના વ્યાપારો વચ્ચે સાહચર્ય બાંધી સકલ માનસિક સૃષ્ટિનું એકીકરણ કરવાનો છે, જે કંઈ અનુભવો સાથે તથા એક પછી એક તરત મળ્યા હોય અર્થાત જ્હેમના તન્તુ વ્યાપારો એક સાથે અથવા પછી તરત થયા હોય તેઓ વચ્ચે સાહચર્ય બંધાય, છે, એ આપણા માનસિક જીવનનો મુખ્ય નિયમ છે. પરન્તુ આ નિયમમા ઉપર જણાવેલી ત્રણ સરતો ઘણી અગત્યની છે. સાહચર્યનો વ્યાપાર જો આ સરતોથી નિયન્ત્રિત ન હોય તો આપણા મનની સ્થિતિ ઘણી વિચિત્ર બને. કારણ કે જો એ મન હોય તો આપણે કંઇ પણ વિચાર કરવા બેસીએ એટલે તરત એ વિચારના સર્વે સહચારી વિચારો આપણા મનમા આવે અને તે સહચારી વિચારોમાથી દરેકના પોતાના સહચારી વિચારો ઉત્પન થાય અને તે પછી પાછા તેમના સહચારી વિચારો ઉત્પન્ન થાય. એવી રીતે જેમ એક દોરાનું પીલ્લુ એક વખત ગબડયાથી આખુ ઉકલી જાય તેમ એક વિચારમાથી આપણા સઘળા અનુભવના અનેક વિચારોનો સમૂહ આપણી ઇચ્છા હોય કે ન હોય પરન્તુ મનમા ઉભરાઇ આવે અને આવા થોડા વિચારો કરવામા જ આપણો આખો દિવસ વ્યતીત થાય આ પ્રકારનું સૂચન જ્હેને આપણે સંપૂર્ણ સૂચન કહીશુ તે વાસ્તવિક રીતે ત્હેના પુરેપુરા સ્વરૂપમા કેવળ અસભવિત છે - પરંતુ કેટલાએક મનુષ્યોના મનમા આવા સૂચનનું જોર હોય છે ત્હેમના મનમા સહચારી વિચારોનો પ્રવાહ એટના જોરથી વહે છે કે એક

વાત કહેવા માડયા પછી ત્હેમાથી અનેક ફણગા ફુટે છે અને ત્હેમના સાભળનારાઓ અંતે કાયર થઇ જાય છે. સર્વે વાતોડીયા પુરૂષો અને ખાસ કરીને ઘરડા માણસો આવા પ્રકારના હોય છે. કેટલાએક માણસો અમુક વિષય વિષે હકીકત આપવા બેસશે તો ત્હેની સર્વે રસ વગરની ઝીણી ઝીણી બાબતો પણ લંબાણથી કહેશે અને આપણે ત્હેમને ટુકું કરવાનું કહીએ તો તેઓને તે અશકય જણાય છે. આવા પુરૂષોના મન ઘણું ખરૂં શુષ્ક હોય છે. કારણ કે તેઓ રસવાલી અને રસ વગરની વસ્તુઓનો ભેદ જ સ્હમજતા નથી તેઓના મનમા તો તે સર્વે સરખીજ ઉપયોગી છે ઘણી નવલકથાઓમા આવા પુરૂષોના હાસ્યજનક ચિત્રો આલેખાયલાં જોવામા આવે છે.

પરન્તુ આવા પુરૂષો તો અપવાદ રૂપે છે સાધારણ મનુષ્યના મનમા તો હમેશા કોઇએક વિચારના સર્વે સહચારી વિચારોમાથી એકી વખતે અમુક એકજ વિચારનું સૂચન થાય છે. કારણ કે તે વિચાર ત્હેના અવરોધક વિચારો કરતા વધારે બળવાન હોય છે. જેવી રીતે ધ્યાનના પ્રકરણમા આપણે જોયુ કે આસપાસની વસ્તુઓ-માથી એકી વખતે આપણુ ધ્યાન એકજ વસ્તુ ઉપર ચોટે છે તેવી રીતે અહીંઆ સર્વે સહચારી વિચારોના સૂચનમા અમુક એકજ મનમા તરી આવે છે અને જેમ ધ્યાનમા પણ સર્વે વસ્તુમાથી ક્ષણવાર સૌથી વધારે રસવાળી વસ્તુ હોય ત્હેના ઉપર ધ્યાન ચોંટે છે તેમ અહીંઆ સર્વે સહચારી વિચારોમાથી જે વિચાર તે ક્ષણે પૂર્વે થઇ ગયેલા વિચારોના સબંધમા સૌથી વધારે રસ ધરાવતો હોય તે વિચાર સ્ફુરી આવે છે. શારીરિક વ્યાપારની ભાષામા કહીએ તો એકી વખતે અમુક એક તન્તુ વ્યાપાર ત્હેના અવરોધક તન્તુ વ્યાપારો કરતા પોતાની અસર ઉત્પન્ન કરવામા વધારે બળવાન હોય છે.

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે જેમ આપણું જ્ઞાન વધારે હોય છે તેમ મનમા જીજ્ઞાસા તથા રસ વધારે હોય છે અને જેમ

રસ વધારે હોય છે તેમ આપણા વિચારોનો ક્રમ અમુક એક જ હોતો નથી પરન્તુ એક વિચારથી શરૂ કરી આપણું મન વાંકી ચુકી દિશાઓમા જઇ અનેક જુદા જુદા વિષયોના વિચારોનું સૂચન ઉત્પન્ન કરે છે/સર્વ કોઇના અનુભવમા હશે કે ઘણી વખત આપણે વિચારમા બેઠા હોઇએ ત્યારે એક વિષયમાંથી નીકળી આપણું મન થોડીજ વારમા એટલા જુદા વિષય ઉપર આવી પ્હોચે છે કે તે વિષય ઉપર આપણે કેવી રીતે આવી પ્હોચ્યા તેની નવાઇ લાગે છે. ઉદાહરણ તરીકે અત્યારે મ્હારી સામે ટાગેલી ઘડીઆળને જોતા થોડા વખત ઉપર ત્હેને સમી કરનાર માણુસનું સૂચન થયું અને તે માણુસના વિચારે ત્હેને મ્હેં કાલ સોનાના દાગીના વેચનારની દુકાને જોયો હતો ત્હેનું સૂચન કર્યું, તે દુકાનના વિચારથી મ્હેં પોતાનાં બટન ત્યાંથી લીધા હતા ત્હેનું સૂચન થયુ તે પછી સોનાનો ભાવ ઉતરી જવાથી તે બટન મ્હને સસ્તા મળ્યા હતા ત્હેનો વિચાર આવ્યો. ભાવ ઉતરી જવાના વિચારથી સોનાના સિક્કા આ દેશમા દાખલ થવાના પ્રશ્ન વિષે વિચાર આવ્યા અને અંતે સિક્કાના વિચારથી મ્હેં હમણાજ એક ખોટા સિક્કા પાડનારને થયેલી શિક્ષા વિષે વાચ્યું હતું ત્હેનું સૂચન થઇ આવ્યુ. હવે આમાના દરેક વિચારે જે પ્રમાણે મ્હારા મનમા રસ ઉત્પન્ન કર્યો તે પ્રમાણે ત્હેના પછીના બીજા વિચારનું સૂચન થયું. ઘડીઆળને જોતા મ્હને બીજુ કંઇ યાદ ન આવ્યું પરન્તુ ત્હેની બગડી ગયેલી ઘંટડી યાદ આવી. કારણ કે ત્હેનો અવાજ ઘણો મધુર હતો અને ઘડીઆળના સ્હામુ જોયું ત્યારે ત્હેના રણકાનું અને તે પછી ત્હેના બગડી જવાનું, ત્હેના સમા કરાવવાનું સ્મરણ થઇ આવ્યુ આવુ જો ખાસ કારણ નહોત તો ઘડીઆળને જોયા પછી મ્હને ત્હેની કીંમત અથવા જ્હેને ત્યાથી લીધી હતી તે વિગેરે વસ્તુઓનું સ્મરણ થઇ આવત. સોનાના દાગીના વેચનારની દુકાન ઉપરથી ત્યાથી ખરીદેલા બટનનોજ વિચાર આવ્યો કારણ કે તે દુકાનની બીજી બધી વસ્તુઓમા મ્હને કાંઈ ખાસ રસ નહોતો.

આવી રીતે મ્હારા મનના તે વખતના રસ પ્રમાણે એક પછી એક વસ્તુઓનું સ્મરણ થઇ આવ્યું આ ઉદાહરણથી સ્હમજાશે કે કોઇ વિચારના અનેક સહચારી વિચારોમાંથી તે વખતની આપણા મનની સ્થિતિ પ્રમાણે અમુક એકજ વિચારનું સૂચન થાય છે. આ સૂચનને ઉપર જણાવેલા સંપૂર્ણ સૂચનની સાથે સરખાવતા એકપક્ષી સૂચનનું નામ આપીશુ.

હવે આવુ એકપક્ષી સૂચન થવાના મુખ્ય ચાર કારણો છે. પ્હેલું કારણ એ છે કે કોઇ પણ વિચારના અનેક સહચારી વિચારોમાથી જે વિચાર પ્હેલા વિચારની સાથે અનેક વખત અનુભવમા આવ્યો હોય અર્થાત્ આપણુ મન તે બે વિચારોના સાહચર્યને ટેવાઇ ગયેલુ હોય તો પ્હેલા વિચારનો અનુભવ થતા ત્હેની પાછળ ઉત્પન્ન થવાને ટેવાઇ ગયેલા વિચારનું સૂચન થવાનો ઘણો સંભવ રહે છે. આ એક અગત્યનો નિયમ છે. કોઇપણ એક વસ્તુ જુદા જુદા અનુભવવાળા પુરૂષોમા જુદાં જુદા વિચારોનુ ભાન કરાવે છે એ વાત સુવિદિત છે સૂર્યનો વિચાર મનમા આવતા કોઇ ખગોળશાસ્ત્રીના મનમા ત્હેની ગતિ તથા ત્હેની આસપાસ ગ્રહોના પરિક્રમણ વિગેરેના વિચારો ઉત્પન્ન થશે રસાયણશાસ્ત્રીના મનમા સૂર્યમા જે ધાતુ વિગેરે રસાયણીક પદાર્થો રહેલા જણાય છે ત્હેના વિચારો આવશે. ભૌતિકશાસ્ત્રીના મનમા સૂર્યના કિરણોના પ્રકાશ તથા પ્રબળ ગરમી વિષે જે કંઇ જણાયેલું છે ત્હેના વિચારો આવશે અને કોઇ પ્રાચીન મતવાળાના મનમા સૂર્યનું રથમા બેઠેલા દેવતા તરીકેનું કાલ્પનિક ચિત્ર ઉત્પન્ન થશે 'ઘાટ' શબ્દ સાભળતા કોઇ સોની તેને ઘરેણાંના આકારના અર્થમા લેશે અને કોઇ ધોબી તેને નદીના ઘાટના અર્થમા લેશે. આવી રીતે જેવા પ્રકારના અનુભવ તથા ટેવવાળું જ્હેનુ મન ત્હેવા વિચારોનું સાહચર્ય ત્હેના મનમા વધારે પ્રબળ હોય છે. એકપક્ષી સાહચર્યનુ બીજું કારણ એ છે કે કોઇપણ વિચારના અનેક સહચારી વિચારોમાથી જે વિચાર સાથેનું સાહચર્ય ઘણું તાજું હોય

છે ત્હેનુ સૂચન થવાનો વધારે સભવ રહે છે. ઉદાહરણ તરીકે કોઇ અમુક નવનકથાના પુસ્તકને જોતા મ્હને ઘણુંખરું ત્હેમા વર્ણવેલી વાર્તાના નામનું સૂચન થાય છે. પરન્તુ આજ ત્હેને જોતા મ્હને કોલેરાનો વિચાર આવ્યો કારણ કે મે આજેજ સાભળ્યુ હતુ કે ત્હેના કર્તાનુ કોલેરાથી મૃત્યુ થયુ હતું આપણા કોઇ મિત્રને આજે જ સ્હવારે અમુક ઠેકાણે અમુક માણસની સાથે જોયો હોય તો અત્યારે ત્હેનુ નામ આપણને દેવામા આવતા ત્હેના સબધી બીજી બધી જ બાબતો આપણે જાણતા હોઇએ ત્હેના કરતા આજ સ્હવારે ત્હેને જ્યા તથા જ્હેની સાથે જોયો હોય ત્હેની કલ્પના મનમા થઇ આવે છે કાળીદાસનું નામ સાભળતા જો શકુન્તલા આજે વાચી હોય તો ત્હેના બીજાં કાવ્યો કરતા ત્હેનું સૂચન થવાનો વધારે સભવ છે આવી રીતે વિચારોનુ સૂચન ઉત્પન્ન થવામા આપણા અનુભવમા ત્હેન તાજાપણુ એ એક મુખ્ય કારણ છે

શારીરિકશાસ્ત્ર પ્રમાણે જોતા આનુ કારણ એ છે કે કોઈ પણ તન્તુ વ્યાપારો સાથે ઉત્પન્ન થયા પછી ત્હેની અસર તે તન્તુ-ઓમા થોડા વખત સુધી રહે છે અને આ અસર કેવળ ઓછી થઇ જવા પ્હેલા જો ત્હેમાનો એક તન્તુ વ્યાપાર ફરીથી થાય તો ત્હેની પછી આજ તન્તુ વ્યાપાર થવાનો વધારે સભવ હોય છે ત્રીજુ કારણ એ છે કે કોઇપણ અનુભવ આપણા મનમા ઘણી આબેહુબ રીતે થયો હોય ત્યારપછી તદનુ સ્મરણ કરનારી કોઇપણ વસ્તુ અનુ-ભવમા આવે ત્યારે તે વસ્તુને ત્હેની સાથે સાહચર્ય ધરાવનારી બીજી કોઇપણ વસ્તુ ન હોય પરન્તુ તે આબેહુબ અનુભવનુજ સૂચન કરશે જેમકે કોઇ માણસે ફાસી દેવાનો દેખાવ એક વખત જોયો હોય તો ભવિષ્યમા જ્યારે ફાસી વિષે કઇ વાત થતી હોય અથવા કોઇને ફાસી દેવા વિષે તે વાચે તો ત્હેને પોતાના આબેહુબ રીતે જોયેના અનુભવનુ સૂચન થઈ આવે છે નાનપણમા કોઇ દાક્તરે આપણને નસ્તર મુક્યુ હોય અને ત્હેની વેદના આપણા સ્મરણમાં

રહી ગઇ હોય તો જ્યારે જ્યારે તે દાક્તરને જોઇશું અગર હેનું નામ સાભળીશું ત્યારે ત્યારે તે વેદનાનુંજ સુચન થશે અને તે વેદનાનો વિચાર દુઃખમય હોવાને લીધે તે દાક્તર તરફ પણ આપણને એક જાતનો અણુગમો ઉત્પન્ન થાય છે. કોઇ માણસે મોટી લડાઇ જોઇ હોય તો ભવિષ્યમા લડાઇઓ વિષે વાચવા અથવા સાભળવાથી કે કોઇ લશ્કરી સીપાઇ અથવા તોપને જોવાથી હેના મનમા લડાઇ વિષેનો પોતાનો અનુભવ તરી આવે છે. કોઈ માણસે દાતમાં સખ્ત દરદ અનુભવ્યું હોય તથા તેના ઉપર શસ્ત્રક્રિયા સહન કરી હોય તો જ્યારે તે દાત શબ્દ વાચશે અથવા સાભળશે તો પોતાના આમેહુબ અનુભવની કલ્પનાજ ઘણુ કરીને હેના મનમા ઉત્પન્ન થશે. પોતે આજેજ દાતવડે અનાજ ચાવ્યું છે અથવા દાત ઘસ્યા છે એ યાદ નહિં આવે પરન્તુ તે આબેહુબ અનુભવ લાબા સમય પ્હેલા મળ્યા છતા મનમા આવશે. એક પક્ષી સાહચર્યનું ચોથું કારણ એ છે કે એ વિચારનું સૂચન થાય તે વિચાર અને આપણા મનની તે સૂચન થતી વખતની પ્રકૃતિ વચ્ચેની એકરાગતા છે, અર્થાત્ તે સમયે જેવી આપણી પ્રકૃતિ તેવી જાતના વિચારનું સૂચન થાય છે. આપણે ખુશીમા હોઇએ ત્યારે એક વિચારમાથી બધા સારા સારા વિચારોજ મનમા સ્ફુરી આવે છે અને દિલગીર અથવા ચ્હીડાઇ ગયેલા હોઇએ છીએ ત્યારે તેજ વિચારમાંથી અનેક દુઃખમય વિચારોજ એક પછી એક મનમા આવે છે. આવી રીતે દિલગીરીમા હોઇએ ત્યારે આપણે ગમે તેટલુ ઇચ્છીએ પરન્તુ ખુશી થવાય હેવા વિચારો આવતાજ નથી. કેટલાએક મનુષ્યો જેમને 'નીસાસીયા' માણસો કહેવાય છે તેઓ તથા રોગીલા ' માણસો એવી રીતે ટેવાઇ ગયેલા હોય છે કે હેમને ખુશીના વિચારો આવતા જ નથી તથા બીજા કોઈ રાજીખુશી હોય તે હેમને પસંદ પણ આવતું નથી. હેની સાથે કેટલાએક માણસો એવા ખુશ મીજાજી હોય છે કે ગમે તેટલું ચિન્તાનું કારણ હોય પરન્તુ હેમના

મનમા ઘણુખરૂ ચિન્તા થાય તેવો વિચાર આવ્યો કે તરત તેઓ બીજા ખુશીના વિચારોથી ત્હેને દાબી દે છે | અરેબિયન નાઇટસ જેવુ કોઇ પુસ્તક ખુશીમા હોઇએ ત્યારે વાચવા બેસીએ તો ત્હેમા વર્ણવેના પરાક્રમો તથા અદ્ભૂત રસના વખાણવાળા વિચારો આવે છે અને દિલગીરીમા વાચીએ તો તેજ પરાક્રમો તરફ ત્રાસ તથા તથા અરૂચિ ઉત્પન્ન થાય છે |

આવી રીતે ટેવ, તાજાપણુ, આબેહુબપણુ અને મનની સાથે એક રાગતા એ ચારમાનો કોઇ ગુણ ધરાવવાને લીધે અમુક એક વિચાર ત્હેના સબધી કોઈપણ વિચાર પછી તેના બીજા સહચારી વિચારોને બદલે ઘણુખરૂ ઉત્પન્ન થાય છે, અને કોઇ વિચાર એ ચારે ગુણ ધરાવતો હોય તો ચોક્કસ કહી શકીએ કે ત્હેના સબધના કોઇ વિચાર આવ્યાથી તેજ વિચાર મનમા આવશે, અને એટલુ જાણવાની જરૂર છે કે આ ચાર કારણોથી આપણા મનમા ઉત્પન્ન થતી સર્વે વિચારમાળાઓની સમજુતી થઈ શકતી નથી ઘણી વખત અમુક વિચાર અમુક વિચારની પાછળ કેમ ઉત્પન્ન થયો ત્હેનુ કારણ આપણે આપી શકતા નથી અને તેથી આપણા જ્ઞાન પ્રમાણે જોતા તો તે અકસ્માત જણાય છે કારણ કે આપણા મગજમા થતા તન્તુ વ્યાપારો એટલા સૂક્ષ્મ અને વિવિધ છે કે તે સર્વેનું પૃથક જ્ઞાન હજી આપણને મળી શકતુ નથી છતા કઈપણુ કારણ શિવાય કોઇ પણ તન્તુ વ્યાપાર ઉત્પન્ન થતો નથી એમ તો સ્વીકારવુ જોઇએ અને જ્યારે મગજમા થતા વ્યાપારો વિષે આપણુ જ્ઞાન વધશે ત્યારે આ સાહચર્યના વ્યાપારો જે આપણને હાલ અકસ્માત જેવા લાગે છે ત્હેમનો ભેદ ઉઘાડો થશે એમ આશા રાખીશુ )

ઉપરના એક પછી સાહચર્યના વર્ણનમા જે વિચાર બીજા સહચારી વિચારને ઉત્પન્ન કરે છે, તે ત્હેનો પ્રોત્સાહક વિચાર કહેવાય છે અને ઉત્પન્ન થતો વિચાર સ્ફુરેલા વિચારના નામે ઓળખાય છે, હવે ઉપર આપણે જોયુ કે પ્રોત્સાહક વિચારની વસ્તુનો તે સમરે

જે ધ્યાન ખેંચે તે ભાગ સ્ફુરેલા વિચારનું સૂચન કરે છે. તે વસ્તુ અમુક વ્યક્તિવાચક અર્થાત્ જ્હેની મનમા કલ્પના કરી શકાય ત્હેવી વસ્તુ છે. જેમકે ઉપરના એક ઉદાહરણમા ઘડીઆળ જોયાથી જ્યારે ત્હેના સમી કરનારનું સૂચન થયું ત્યારે ઘડીઆળના જે ભાગે ત્હેનું સ્મરણ કરાવ્યું અર્થાત્ ઘંટડી ત્હેને વ્યક્તિવાચક કલ્પના કહી શકાય તેવી વસ્તુ છે. પરન્તુ હવે આપણે સાહચર્યના એક જુદા જ પ્રકાર વિષે જોઇશુ કે જેમા આ ભાગ વ્યક્તિવાચક પદાર્થ નહિ પરન્તુ કાંઇ ભાવવાચક ગુણ હોય છે. જ્યારે પ્રોત્સાહક વસ્તુના કોઇ અમુક ગુણ ઉપર ધ્યાન આપી તેને તે વસ્તુમાંથી મનમાં જુદો ગણીએ અને તે વસ્તુનું સૂચન થાય ત્યારે તે પ્રોત્સાહક વસ્તુ અને આ બીજી મનમા સ્ફુરેલી વસ્તુ વચ્ચે સાહચર્ય બંધાય છે. આ સાહચર્ય તે બે વસ્તુઓ વચ્ચે એક સમાન ગુણ અર્થાત્ સાદશ્ય હોવાને લીધે બંધાય છે અને તેથી ત્હેને 'સાદશ્ય નિબન્ધન સાહચર્ય ' કહેવાય છે. ઉપર જણાવેલા સાહચર્ય અને આ સાહચર્ય વચ્ચે ફેર એટલો જ છે કે જ્યારે ઉપરના સાહચર્યમાં પ્રોત્સાહક વસ્તુનો જે ભાગ બીજા વિચારને પ્રેરે છે તે અનેક ગુણો ધરાવતો વ્યક્તિવાચક પદાર્થ હોય છે, ત્યારે આ સાહચર્યમા પ્રોત્સાહક વસ્તુનો તે ભાગ વધારે સૂક્ષ્મ એટલે ફક્ત એક અથવા વધારે ભાવવાચક ગુણો પોતે જ હોય છે અને તેથી ત્હેનાથી ઉત્પન્ન થતા સૂચકને એકધર્મી સૂચન કહેવાય છે.

✓ ઉદાહરણ તરીકે ચન્દ્રને જોતાં જ્યારે વીજળીના દીવાનું સૂચન થાય છે ત્યારે અહીં ચંદ્રનુ દર્શન પ્રોત્સાહક વસ્તુ છે. હવે આ પ્રોત્સાહક વસ્તુનો એક જ ગુણ પ્રકાશ આપણા મનમાં જુદો પડે છે અને વીજળીના દીવાનો પણ તેજ ગુણ છે અને આપણે જાણતા હોવાથી અર્થાત્ આપણા મનમાં પ્રકાશ અને વીજળીના દીવાનો સંબન્ધ થયેલો હોવાથી ચન્દ્ર અને વીજળીના દીવા વચ્ચે પ્રકાશના તમામ ગુણવડે સાધર્મ્ય નિબન્ધન સાહચર્ય ઉત્પન્ન થાય છે. તે તેમજ ચન્દ્રને જોતા દડાનું સૂચન થાય ત્યારે પણ તે બે વચ્ચેનું

સાહચર્ય ગોળાના હોવાના સમાન ગુણવડે ઉત્પન્ન થાય છે. આવી રીતે અનેક ગુણ ધરાવનારી બે વસ્તુઓ વચ્ચે એક અથવા વધારે ગુણ સમાન હોવાથી ત્હેમનું સાહચર્ય મનમાં ઉત્પન્ન થાય છે; જો કે બીજા બધા ગુણધર્મોમાં તે બે વસ્તુઓ વચ્ચે કંઇ પણ સમાનતા ન હોય. ચન્દ્ર વીજળીના દીવા જેવો છે તથા દડા જેવો છે પરન્તુ વીજળીના દીવા અને દડો તે વચ્ચે કંઇ પણ સમાનતા નથી કારણ કે તેઓ વચ્ચે કોઇ પણ મુખ્ય રીતે જણાતો એકજ ગુણ સમાન નથી. આ પ્રમાણે પદાર્થો વચ્ચેનું સાદૃશ્ય અને ત્હેમના અમુક ગુણનું ઐક્ય તે બન્ને એક જ છે. સાહચર્યનું સૂચન આવી રીતે ત્રણ પ્રકારનું હોય છે. સંપૂર્ણ સૂચન, અપૂર્ણ અથવા એકપક્ષી સૂચન અને એકધર્મી સૂચન. આ ત્રણ વચ્ચે મુખ્ય ફેર એ છે કે સંપૂર્ણ સૂચનમા પ્રોત્સાહક વસ્તુનો દરેક ભાગ સૂચવાયેલી વસ્તુના દરેક ભાગનું સ્મરણ કરાવે છે. અપૂર્ણ સૂચનમાં પ્રોત્સાહક વસ્તુના થોડા ભાગથી બીજી વસ્તુનું સૂચન થાય છે અને એકધર્મી સૂચનમાં પ્રોત્સાહક વસ્તુનો ફક્ત એક અથવા વધારે ગુણ તે ગુણવાળી બીજી વસ્તુનું સૂચન કરે છે.

ઇચ્છાપૂર્વક ઉત્પન્ન થતા વિચારો ઉપર આપણે કંઇ ઇચ્છાપૂર્વક પ્રયત્ન વિના મનમાં એક પછી એક ઉત્પન્ન થતા વિચારો વચ્ચેના સાહચર્ય વિષે જોયું. આ પ્રકારના વિચારો સમુદ્રના મોજાંની માફક ઝડપથી મનમાં ઉત્પન્ન થઇને નષ્ટ થાય છે અને તે વિચારો આપણા અનુભવની અમુક એક જ દિશામાં આપણા મનનો વ્યાપાર સંકુચિત કરી તે દિશા તરફના વિચારોનું સૂચન કેવી રીતે થાય છે તે જોવાનું છે. આ ઇચ્છાપૂર્વક સૂચનમા અમુક પ્રયોજન મનમા રાખીને આપણે તે પ્રયોજનની સાથે સાહચર્ય ધરાવનારી વસ્તુઓના વિચારોનું સૂચન ઉત્પન્ન કરવા માગીએ છીએ. આપણા ઘણાખરા વિચારો પોતાની મેળે ઉત્પન્ન થયેલા નહી પરન્તુ આવા પ્રયોજનવાળા હોઇ આપણી ઇચ્છાવડે ઉત્પન્ન થયેલા હોય છે. તેઓ હંમેશાં અમુક

વિષય વિષે હોય છે અને તે વિષયની આસપાસ તેઓ મનમા ઉત્પન્ન થાય છે. ઉપર વર્ણવેલા સૂચનમાં તો જે દિશામા આપણા મનનો સામાન્ય રસ ક્ષણવાર વધારે હોય છે તે દિશાનો વિચાર સ્ફુરી આવે છે. પરન્તુ આ પ્રકારના સૂચનમા મનનો રસ કેવળ સામાન્ય નહી પરન્તુ અમુક વિષયમાં સંકુચિત થયેલો હોઇ આપણું ધ્યાન બીજા બધા વિષયોમાથી નીકળી તે વિષયમાં જ પ્રેરાયેલું હોય છે. આવા પ્રકારના રસથી ઉદ્ભવતી વિચારમાળાઓ ઘણુંખરૂં અમુક ધારેલો હેતુ પુરા પાડવાના સાધનોના વિચારો તરીકે ઉત્પન્ન થાય છે. અમુક હેતુ મનમા હોય પરન્તુ ત્હેને ફળીભુત કરવા માટેના સાધનો મેળવવા માટે તે હેતુની સાથે મનમાં સંબન્ધ અર્થાત્ સાહચર્ય ધરાવનારા વિચારોની શોધ કરવી તે ઉપપાદ્ય (Problem) કહેવાય છે. આ શોધ કરતી વખતે સાધનો પોતે કયા તથા કેવા છે તેની ખબર કોઇ વખત આપણને હોતી નથી પરન્તુ કઇ દિશામા તે સાધનોના વિચારો શોધવાના છે તે દિશા તો આપણને ચોક્કસ રીતે વિદિત હોય છે. કારણ કે ત્હેનો હેતુ પોતે આપણને જણાયેલો હોય છે.

કોઇ પણ ભુલી જવાયેલી વસ્તુને સંભારવાના પ્રયત્નમા અને ઉપર જોયા પ્રમાણે મનમા ધારેલા અમુક હેતુ ફળીભુત કરવાના સાધનોના વિચારોને શોધવાનો પ્રયત્ન એ બે વચ્ચે મુખ્ય ફેર એ છે કે પ્હેલા પ્રકારના પ્રયત્નમા સંભારવાની વસ્તુઓ પૂર્વે આપણા અનુભવમા આવી ગયેલી હોય છે જ્યારે બીજા પ્રકારના પ્રયત્નમા સાધનો હજુ આપણને જણાયલા હોતા નથી પ્હેલા આપણે પ્હેલા પ્રયત્ન વિષે સ્હમજીશું અને તે સ્હમજ્યા પછી બીજા પ્રકારનો પ્રયત્ન વધારે સ્પષ્ટ રીતે સ્હમજાશે.

કંઇ પણ ભૂલી જવાયેલો વિચાર યાદ કરવા માગીએ તે અથવા મનમા એકદમ સ્ફુરેલા વિચારના કારણો શોધવા માગીએ છીએ ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે મનની સ્થિતિ થાય છે અમુક ખરી જણાતી દિશામા આપણે તે વિચારની શોધ કરીએ છીએ

પરન્તુ તે પોતે આપણી માનસિક દૃષ્ટિમાં હજુ હોતો નથી. આપણા મનમાં હેની જગો એક ભંગ જેવી લાગે છે છતાં આ ભંગ કેવળ ખાલી હોતો નથી. પરન્તુ ઘણો વ્યાપારમય હોય એક લોહચુંબકની માફક મનને પોતાની તરફ ખેંચે છે. શારીરિક શાસ્ત્રના શબ્દોમાં કહીએ તો તે વિચારનો તન્તુ વ્યાપાર પ્રોત્સાહિત થયેલો હોય છે ખરો પરન્તુ તે પ્રોત્સાહન ઘણું ઝાખુ હોવાથી માનસિક સૃષ્ટિમાં હેનો આવિર્ભાવ થઈ શકતો નથી. ઉદાહરણ તરીકે ધારો કે કોઈ માણસને ગયે અઠવાડીએ એક વિચાર આવ્યો હોય પરન્તુ હેને ભૂલી ગયો હોય અને હવે હેને સંભારવા માગે છે. તે હેના મનમાં વિચારની સાથે સાહચર્ય ધરાવનારાં વિચારો એકઠા કરે છે ખરો પરન્તુ હજી તેઓ તે વિચાર પોતાને ઉત્પન્ન કરી શકતા નથી. હવે જ્યારે આ સર્વે સહચારી વિચારો એકઠા થાય છે ત્યારે તેઓ સઘળાનું સંયુક્ત વલણ હેના મનને તે વિચાર તરફ લઇ જવાનું હોય છે અર્થાત્ તેઓના તન્તુ વ્યાપારો પોતાના પ્રવાહોને કે વિચારના તન્તુ માર્ગમાં લઇ જઇ ત્યાં તન્તુ વ્યાપાર ઉત્પન્ન કરે છે. પરન્તુ જ્યાં સુધી આ સહચાર્ય તન્તુ વ્યાપારોની સંખ્યા ઓછી હોવાને લીધે હેમના પ્રવાહોનું સંયુક્ત બળ જોઇએ તેટલું હોતું નથી ત્યાં સુધી તે તન્તુ વ્યાપાર જો કે પ્રોત્સાહિત થાય છે ખરો પરન્તુ તે પ્રોત્સાહન નબળું હોય છે. જ્યાં સુધી હેનું પ્રોત્સાહન આવી રીતે નબળું રહે છે ત્યાં સુધી આપણે તે વિચારની હદ પાસે જાણે પ્હોંચ્યા હોઇએ તેમ લાગે છે તથા તે વિચારને દર્શાવનારા શબ્દોના ઝાંખા સ્વરો જાણે કાનમાં વાગતા ન હોય તેમ લાગે છે પરન્તુ વિચાર પોતે મનમાં આવિર્ભૂત થતો નથી અન્તે જ્યારે તે વિચારની દિશામાંથી આપણા મનને આડે માર્ગે લઇ જાય તેવા વિચારોને મનમાંથી દૂર કરી તે વિચારની સાથે તથા પરસ્પર સાહચર્ય ધરાવનારી જેટલી બને તેટલી વસ્તુઓના વિચારો મનમાં ભેગા કરીએ ત્યારે તેમનું સંયુક્ત બળ તે વિચારનું સ્મરણ કરાવવાને શક્તિમાન્

થાય છે. અર્થાત્ એ સર્વે વિચારોના તન્તુ વ્યાપારોનું સામર્થ્ય બળ એટલું વધે છે કે તેઓના પ્રવાહો તે વિચારના ઝાંખી રીતે પ્રોત્સાહિત થયેલા તન્તુ માર્ગમાં પ્હોંચી એવું બળવાન્ પ્રોત્સાહન ઉત્પન્ન કરે છે કે જેથી તે વિચાર સ્ફુરી આવે છે. ઉદાહરણ તરીકે ધારો કે કોઇ વાત યાદ લાવવી હોય તો મનમાં ક્રમવાર ત્હેની સાથે સાહચર્ય ધરાવનારા વિચારો જેમકે તે વાત સાંજે ફરવા જતી વખત થઇ હતી, તે વખતે અમુક મિત્ર સાથે હતો, અમુક વિષય વિષે ચર્ચા ચાલતી હતી, અમુક વિદ્વાનના મત સાથે ત્હેનો સંબન્ધ હતો, અમુક પુસ્તકમાં તે પ્રથમ વાંચેલી હતી વિગેરે ઉત્પન્ન કર્યાથી ત્હેઓના સામટા બળવડે તે વાત અન્તે સ્મરણમાં આવે છે. આ સહચારી વિચારો પોતાની મેળે એક પછી એક મનમાં આવે છે અને જે કંઇ પ્રયત્ન આપણે કરવાનો છે તે તેઓ સર્વેને મનમાં રોકી રાખી ત્હેમનો પરસ્પર સંબન્ધ જાણવાનો છે કે જેથી તેઓ સર્વેનું એકીકરણ થઇ ત્હેમનો સામાન્ય સહચારી વિચાર મનમાં સ્ફુરી આવે.

હવે આપણે મનમા ધારેલા કોઈ હેતુના સાધક વિચારોને મનમાં શોધવાના પ્રયત્ન તરફ ફરીશું. ઉપરના પ્રયત્નમાં અને આમાં ફેર એટલો જ છે કે સ્મરણ કરવામાં જ્યારે અનેક વિચારો મનમાં લાવી ત્હેમના સાહચર્ય બળ વડે કોઇ એક ઝાંખી રીતે મનમાં કહેલા વિચારને સંભારી શકાય છે ત્યારે અહીંયા અમુક એક ઉદ્દેશ સંબન્ધી જે જે કંઇ આપણે જાણતા હોઇએ તે સર્વેમાંથી તે ઉદ્દેશ જ્હેમનાથી સિદ્ધ થઈ શકે ત્હેવા પરસ્પર નિયમપૂર્વક સાહચર્ય ધરાવતા અનેક સાધનોના વિચારો મનમાં લાવી અન્તે તેઓમાં પરસ્પર રહેલા નિયમપૂર્વક સાહચર્યના સંયુક્ત બળવડે તે ઉદ્દેશની સિદ્ધિ પોતે શોધી શકાય છે. સર્વે પ્રકારની શોધો કરનારાઓના મનમાં આ પ્રમાણે વ્યાપારો થાય છે. ધારો કે કોઈ અમુક વસ્તુના સંબંધમાં આપણે ઘણી બાબતો જાણીએ છીએ પરન્તુ તે કેવી રીતે સિદ્ધ થઇ શકે છે ત્હેનું રહસ્ય અર્થાત્ ત્હેના કારણો આપણે જાણતા

નથી. હવે હેની સિદ્ધિ મેળવવા માટે આપણે શું કરીએ છીએ? તે વસ્તુ વિષે જેટલી બાબતો જણાય તેટલી જાણી તે સર્વેમાંથી તેની સાથે તથા પરસ્પર સાધ્ય સાધન, કાર્ય કારણ વિગેરે નિયમપૂર્વક સંબન્ધ ધરાવનારી બાબતોનો ક્રમ મનમાં ગોઠવીએ છીએ અને આ ક્રમ ઉપર આરૂઢ થઇ આપણું મન તે વસ્તુના રહસ્ય અથવા સિદ્ધિના શિખર ઉપર જઇ પ્હોંચે છે. આવી રીતે નિયમપૂર્વક ક્રમ રચવો હેમા જ ખરો પ્રયત્ન તથા બુદ્ધિનો ચમત્કાર રહેલો છે.

મહાન્ શોધકો કે જેઓ અમુક શોધની સિદ્ધિ કરવા માટે યોગ્ય તથા ચોક્કસ સાધનો પસંદ કરી હેમની નિયમપૂર્વક યોજના રચે છે, તેઓ તથા મહાન્ ચિન્તકો કે જેઓ અમુક મતને સિદ્ધ કરવા માટે યોગ્ય અને ચોક્કસ કારણો શોધી હેમને નિયમપૂર્વક ક્રમમાં ગોઠવે છે તેમજ મહાન્ રાજ તન્ત્રિઓ કે જેઓ રાજનીતિનો અમુક હેતુ પાર પાડવા માટે યોગ્ય યુક્તિઓ રચી રાજતન્ત્રની જાળ રચે છે તેઓના મનમા ઘણા મોટા પ્રમાણમાં પરન્તુ આજ પ્રકારનો વ્યાપાર થાય છે. તેઓ સર્વે જ્યા સુધી પોતાના હેતુની સિદ્ધિ ન મેળવી શકે ત્યાં સુધી તે વિષય મનમા ગોઠવ્યા કરે છે કે જેથી તે વિષય સંબન્ધી વિચાર ઉપર વિચાર ઉત્પન્ન થવાથી અન્તે પોતાને જોઇતો વિચાર મનમા સ્ફુરી આવે છે. આવો વિચાર આવતાં કોઇ વખત મહિનાઓ અથવા વરસો પણ થઇ જાય છે. જેમ વિષય વધારે ગુંચવાડા ભરેલો તેમ વિચાર કરતાં સમય વધારે લાગે છે અને ઘણા શોધકો તથા ચિન્તકો વરસો સુધી વિચાર કર્યા પછી પોતાનો હેતુ પાર પાડી શકે છે. પરન્તુ હેની સાથે એ પણ યાદ રાખવાનું છે કે કોઇ પણ વસ્તુનું સ્મરણ કરવામાં અથવા હેના વિષે કંઇ રહસ્ય શોધવાના સાહચર્યના નિયમને અનુસરીને અમુક ચોક્કસ દિશાઓમાજ વિચાર કરવામાં આવે તો તે સ્મરણ અથવા શોધ વધારે ઝડપથી બની શકે છે. આ પ્રમાણે કોઇ વિચારને યાદ લાવવામાં હેની સાથે મુખ્ય સંબન્ધ ધરાવનારી બાબતોના પ્રકારની

જ અનેક બાબતો મનમાં લાવ્યાથી થોડા વખતમાં તે યાદ આવે છે. જેમકે કોઈ વિચાર જે જે સ્થળોમાં આપણને આવી શકયાનો સંભવ હોય તે તે સ્થળોને એક પછી એક મનમાં લાવ્યાથી તેનું સહચારી સ્થળ મનમાં આવતાં તે વિચાર પોતે ઝટ યાદ આવે છે. અથવા કોઈ વિચારને યાદ લાવવા માટે જે જે માણસો સાથે તે વિચાર સંબન્ધી વાત કર્યાનું યાદ હોય ત્હેમને એક પછી એક સંભારી જઈએ અથવા કોઈ પુસ્તકમા વાચ્યો હોય તો જે જે પુસ્તકો થોડા વખત ઉપર વાંચ્યાં હોય ત્હેમને ક્રમવાર સંભારી જઈએ; કોઈ માણસને યાદ લાવવો હોય તો અમુક ધંધાઓ, અમુક સ્થળો અથવા અમુક અવટંકો મનમાં તપાસી જઈએ. આવી રીતે સાહચર્યના નિયમ પ્રમાણે સંભારેલી વસ્તુઓમાથી એકાદ વસ્તુ તો આપણે જોઇતી વસ્તુ સાથે સંબન્ધ ધરાવતી હોઇ તેનું ઝટ સૂચન કરે છે અથવા તો સૂચન કરવામા મુખ્ય મદદ કરે છે. અન્તે આ સર્વની સાથે એટલું પણ યાદ રાખવાનું છે કે સાહચર્યના નિયમ પ્રમાણે સ્મરણ તથા વિચાર કર્યા છતા પણ જે પુરૂષોનું મગજ ઉત્તમ પ્રકારનું હોઈ ત્હેમા થતા તન્તુ વ્યાપારો બળવાન્ હોય છે તેઓને બીજાઓ કરતાં ખરા વિચારો વધારે વખત તથા વધારે ઝડપથી આવે છે.

આવી રીતે પોતાની મેળે આવતા તેમજ ઇચ્છાપૂર્વક ઉત્પન્ન થતા વિચારો વચ્ચે સાહચર્યના વિવિધ પ્રકારોનું વિવરણ થઇ શકે છે. આ સર્વેમાં પ્રોત્સાહક વસ્તુ અને સૂચવાયેલી વસ્તુ વચ્ચે ગમે તે જાતનો સંબન્ધ હોઈ શકે. તે બન્ને વચ્ચેનો સંબન્ધ એક સ્થળમાં હોવાને લીધે હોય અથવા એકજ વસ્તુના ભાગો હોવાને લીધે હોય અથવા ત્હેમના સાધર્મ્યને લીધે હોય અથવા વૈધર્મ્યને લીધે હોય પરન્તુ ત્હેમની વચ્ચે મનમા સાહચર્ય બંધાવાનો નિયમ તો એ એકજ છે કે તે બન્ને વસ્તુના માનસિક અનુભવ વખતે ઉત્પન્ન થયેલા તન્તુ વ્યાપારો એક સાથે અથવા એક પછી એક તરત અનેક વખત

પ્રોત્સાહિત થયા હોવા જોઇએ કે જેથી હેમનો એક વ્યાપાર ઉત્પન્ન થતાં તેઓના પ્રવાહવડે બીજા તન્તુ વ્યાપારને પ્રોત્સાહિત કરે. આવી રીતે પ્રોત્સાહિત થવું તેજ સર્વે પ્રકારના સાહચર્યનું ઉત્પત્તિ કારણ છે. સર્વે વસ્તુઓ વચ્ચે સાહચર્ય હોય પરન્તુ તે સાહચર્ય પોતે આપણા મનમાં સાહચર્ય ઉત્પન્ન કરતું નથી. કારણ કે સાધર્મ્ય તો આવી રીતે સાહચર્ય બંધાવાના પરિણામે ગ્રહણ થાય છે. આ પ્રમાણે ઉપર જણાયેલા સાહચર્યના ઘણા પ્રકારો આ એકજ નિયમને અનુસરે છે. દરેક પ્રકારમાં સૂચવાયેલો વિચાર ઉત્પન્ન થવાનું કારણ એજ છે કે હેના તન્તુ વ્યાપારો પૂર્વે પ્રોત્સાહક વસ્તુના થોડા અથવા વધારે તન્તુ વ્યાપારોની સાથે પ્રોત્સાહિત થયેલો હોય છે. સાહચર્યનો નિયમ ઉપર આપણે જોયું તેમ ટેવના નિયમ ઉપર રચાયેલો છે. કારણ કે એ તન્તુ વ્યાપારો વચ્ચે સાહચર્ય બંધાવાનું કારણ તન્તુઓમા પૂર્વે ઉત્પન્ન થયેલા પ્રવાહોના સંસ્કારોને સાચવી રાખવાનો મુખ્ય ગુણ હોવાનું છે.

---

## પ્રકરણ તેરમું.

### કાળનું જ્ઞાન.

આ પ્રકરણમા વખત અર્થાત્ કાળનું જ્ઞાન આપણા મનમાં કેવી રીતે ઉત્પન્ન થાય છે તથા હેનું સ્વરૂપ શું જણાય છે તે ટુંકામાં જોઇશું. સામાન્ય રીતે કાળ એક પછી એક ક્ષણોની પરંપરા તરીકે જણાય છે. પરન્તુ કોઈ પણ ચાલતા કાળનું નિરીક્ષણ કરવા જઇશું તો આપણને શું જણાય છે? જેવું તે કાળનું નિરીક્ષણ કરવા જઇએ છીએ તેવો તે કાળ જતો રહે છે અને હેની પછીનો કાળ હેની જગો લે છે. અર્થાત્ 'હાલ ચાલતો કાળ' તે પોતે સ્પષ્ટ રીતે આપણા નિરીક્ષણને વશ થતો નથી અને આપણને હેના

વિષે જે જ્ઞાન મળે છે, ને ત્હેના પ્રત્યક્ષ અનુભવ કરતાં સ્મરણમાં કલ્પનાથી વધારે મળે છે પરન્તુ જો કે ત્હેનું નિરીક્ષણ થઇ શકતું નથી. પણ આ ઉપરથી કાળના કોઇપણ ભાગનું પ્રત્યક્ષ જ્ઞાન કંઈ ઈજ નહીં એમ માનવાનું કારણ નથી. કાળની પરંપરામાંથી જેટલો ભાગ એક સાથે એટલે કે વર્તમાન સમય તરીકે મનના પ્રદેશમાં જાણી શકાય ત્હેને કાળના જ્ઞાનનું એકમ કહી શકાય. અર્થાત્ આ એકમ તે કાળની ચાલતા કાળ તરીકે મનમાં હોવાની મુદ્દત છે. આ મુદ્દતની શરૂઆત તથા અન્ત એમ બે છેડાઓ હોય છે અને આ બે છેડાઓ વચ્ચે અનુક્રમનો સંબન્ધ હોય છે. અત્રે એટલું યાદ રાખવાની જરૂર છે કે આ બે છેડાઓ જો કે ત્હેમની વચ્ચે અનુક્રમનો સંબન્ધ દર્શાવે છે. પરન્તુ તે છેડાઓ આપણા મનમા જુદી જુદી ક્ષણે નહીં પરન્તુ કાળના એકમના જુદા જુદા ભાગો તરીકે જ ગ્રહણ થાય છે. એટલે કે કાળના એકમની શરૂઆતનું પ્હેલાં ભાન થાય, પછી ત્હેના અન્તનું ભાન થાય અને તે પછી તે બે છેડાઓ વચ્ચે રહેલી કાળની મુદ્દતનુ અનુમાન થાય–એ પ્રમાણે હોતુ નથી પરન્તુ કાળનું એકમ ત્હેની અંદર રહેલા બે છેડાઓ સાથે એક સામટુ જ ગણાય છે. આ એકમનું તે એક સાદી નહી પરન્તુ અનેક ભાગોની બનેલી વસ્તુ છે અને જો કે ધ્યાનવડે આ ભાગોનું પૃથક્કરણ થઇ શકે છે પરન્તુ તે ભાગો કાળના એકમમાથી જુદા પાડી શકાય તેવા નથી.

આવી રીતે કાળની પરંપરામાથી થોડી ક્ષણોનું જ એક સાથે એટલે મનની એક જ ઝાંખીમા ભાન થઈ શકે છે, અને વધારે ક્ષણોવાળા કાળનું જ્ઞાન કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલી સંજ્ઞાઓ જેમકે કલાક, દિવસો વિગેરે વડે થાય છે. એક કલાક કાળના અનેક એકમોનો બનેલો હોય છે. પરન્તુ આ એકમોનો સરવાળો આપણા મનમાં એક સાથે કંઇ પણ પ્રત્યક્ષ મનોવ્યાપાર ઉત્પન્ન કરતો નથી. હવે આવું એકમ કેટલી સેકન્ડોનું બનેલું છે તે ચોક્કસ રીતે જાણી

શકાયુ નથી પરન્તુ કાળની એટલી વખતે ગ્રહણ થઈ શકતી લાંબામા લાંબી મુદ્દત બાર સેકન્ડની જણાઇ છે છતા ટુંકામા ટુંકી મુદ્દત સેકન્ડના $\frac{1}{500}$ મા ભાગ જેટલી જણાઇ છે એટલે બે વીજળીના તનખા ઉત્પન્ન થવામા જ્યારે બીજો પ્હેલા પછી સેકન્ડના $\frac{1}{500}$ મા ભાગ પછી ઉત્પન્ન થયો ત્યારે તે બે એક સાથે નહીં પરન્તુ ક્રમવાર ઉત્પન્ન થયા છે એમ જણાયુ. આથી ઓછા ભાગમા જો બીજો પ્હેલા પછી ઉત્પન્ન થયો હોત તો તે બે વચ્ચે કાળનો કંઇ પણ ફેર છે એમ જાણી શકાત નહીં અર્થાત્ $\frac{1}{500}$ સેકન્ડના $\frac{1}{500}$ મા ભાગ કરતા ઓછા કાળની મુદ્દત જાણવાની આપણામા શક્તિ નથી |

હવે કાળ હમેશા આપણને વસ્તુઓના ક્રમરૂપે જણાય છે અને તેથી ખાલી કાળ એટલે કે કોઇ પણ વસ્તુનો ક્રમ નહીં પરન્તુ એકલો ક્રમ પોતે આપણે જાણી શકતા નથી કારણ કે ક્રમ કોઇ બે વસ્તુઓ શિવાય ઉત્પન્ન થતો નથી | આપણે આંખો મીંચીને બેઠા હોઇએ અને બહારની કોઇ વસ્તુ ઉપર ધ્યાન આપ્યા શિવાય ફક્ત કાળની ગતિ ઉપર જ ધ્યાન આપીએ તો આપણને ખાલી કાળ જણાય છે એવુ આપણે કોઇ વખત ધારીએ છીએ પરન્તુ આ એક ભ્રાન્તિ જ છે. આવી સ્થિતિમા આપણને કાળની જે ગતિ જણાય છે તે ખાલી ક્રમને લીધે નહીં પરન્તુ આપણા મનોવ્યાપારો જે નિરન્તર થયા જ કરે છે તેહેમના ક્રમને લીધે જણાય છે.| આવી રીતે કાળની ગતિ કોઈ વસ્તુઓ કાળમા જણાવાને લીધે તથા તે વસ્તુઓના સ્મરણને લીધે આપણે જાણીએ છીએ. જેવી રીતે કોઇ પણ વસ્તુના દિક્‌મા હોવા શિવાય માત્ર ખાલી દિક્‌નુ એટલે વસ્તુની દિશાઓનું ભાન થતું નથી તેવી જ રીતે વસ્તુઓ જેહેમા મનોવ્યાપારોનો પણ સમાવેશ થાય છે તેહેમના ક્રમ શિવાય માત્ર ખાલી ક્રમ આપણને જણાતો નથી. અને જેવી રીતે આંખો બંધ કરી દીધા પછી પણ આંખા તેજવાળુ કાળા રંગનુ ક્ષેત્ર આ-

પણને જણાય છે તેવી રીતે વસ્તુઓમાંથી આપણે ગમે તેટલુ મન ખેંચી લઇએ પરન્તુ ત્હેવી સ્થિતિમા પણ ચેતનનો વ્યાપાર ઝાંખી રીતે પણ જણાયા વિના રહેતો નથી. હૃદયના ધમકારાઓ, શ્વાસો શ્વાસની ક્રિયા, ધ્યાનના છૂટાછવાયા વ્યાપારો, કલ્પનામાંથી પસાર થતા ત્રૂટક શબ્દો તથા વાક્યો વિગેરે વ્યાપારો આવી સ્થિતિમા જણાય છે આ સર્વે વ્યાપારો એક પછી એક ઉત્પન્ન થતા ભાગોના બનેલા હોય છે. અને તેથી તેઓમા ફેરફાર થાય છે એવુ ભાન આપણને અવશ્ય હોય છે અને આ ફેરફારના ભાનને અગે કાળની જે મુદતમા તે ફેરફારોનો વ્યાપાર ચાલુ રહે છે હેતું પણ ભાન થાય છે. કારણ તે ફેરફાર એટલે ક્રમનું જ્ઞાન થવુ એ કાળના જ્ઞાનની મુખ્ય સરત છે

હવે કાળનું વહન જાણવાના વ્યાપારમા આપણે ઉપર જોઇ ગયા તેમ કાળને પ્રત્યક્ષ રીતે તો કટકે કટકે જ જાણી શકીએ છીએ અને આવા કકડાઓને સ્મરણમા ભેગા કર્યાથી કાળના વહનનુ ભાન થાય છે. અર્થાત્ કાળનું વહન આપણને કાળના જુદા જુદા કકડાઓના ક્રમ રૂપે જ જણાય છે. અત્રે એટલુ યાદ રાખવાનુ છે કે કાળનુ જે પ્રત્યક્ષ જ્ઞાન આપણને મળે છે, તે પોતે તો એક ચાલુ એટલે કકડા વિનાનુ પ્રત્યક્ષ છે પરન્તુ કાળનુ વહન આપણને કાળના કકડાઓના પ્રત્યક્ષોવડે જણાતુ હોવાથી એક ચાલુ વહન તરીકે પ્રત્યક્ષ રીતે જણાતું નથી જેવી રીતે એક ચાલુ અવાજને આપણે ' એજ અવાજ છે' 'એજ અવાજ છે' એમ ક્રમવાર મનમા કટકે કટકે ગ્રહણ કરીએ છીએ તેવી રીતે કાળના ચાલુ વહનને, પણ કટકે કટકે ગ્રહણ કરીએ છીએ આવી રીતે કાળની કોઇ પણ મુદત કેટલી મોટી છે તે જાણવા માટે તે મુદત કેટલા કકડાઓની, બનેલી છે તે જાણવાથી સ્હમજી શકાય છે પરન્તુ થોડા ઘણા કકડાઓના પ્રત્યક્ષો અનુભવ્યા પછી જેમ તે વધતા જાય છે તેમ ત્હેમની અસર ઝાંખી થતી જાય છે, અને તેથી તે અસર મનમા ટકારી

રાખવા માટે કંઇ ઉપાય લેવો પડે છે. આ ઉપાય એ છે કે કાળના અમુક એક મુદતવાળા કકડાને એકમ તરીકે સ્થાપી આવા એકમોની સંખ્યા મ્હોંડે અથવા યન્ત્રવડે ગણવી. ઘડીઆળ તે એક આવું યન્ત્ર છે. અમુક એક કાળનો કકડો જ્હેને સેકન્ડ કહીએ છીએ ત્હેને કાળનું એકમ માની મીનીટ, કલાક, દિવસ, અઠવાડિયું, મહિનો, વરસ વિગેરેનો પ્રબન્ધ કાળનું વહન માપવા માટે રચીએ છીએ. આ સર્વે કાળનાં સૂચક નામો છે અને આવા સૂચન વ્યાપાર વડે કાળની મોટી મોટી મુદતોનું જ્ઞાન થઇ શકે છે. કાળની કોઇ મુદત વિષે વિચાર કરવો હોય તો તે મુદતને સૂચવનારાં નામો તથા તારીખો મનમાં લાવ્યાથી તે થઈ શકે છે. હાલના સમય અને પ્હેલી સદી વચ્ચેના કાળની મુદત, હાલનો સમય અને દસમી સદી વચ્ચેના કાળની મુદત કરતાં વધારે છે પરન્તુ તે વધારે મુદતનું આપણને પ્રત્યક્ષ જ્ઞાન હોતું નથી; ઇતિહાસના અભ્યાસીના મનમાં આ મોટી મુદતથી નાની મુદત કરતાં વધારે તારીખો તથા બનાવોનું સૂચન થશે અને તેથી તે મુદત કરતાં વધારે ભરેલી લાગશે ખરી પરન્તુ આવા રીતે બનાવો તથા તારીખોથી ભરેલું લાગવું તે કંઇ તે કાળનું પ્રત્યક્ષ જ્ઞાન નથી પણ તારીખો વડે કાળની લંબાઇનું સૂચન છે. [જેવી રીતે માઇલોની સંખ્યાવડે દિશાઓના અન્તરનું તેવી રીતે તારીખોની સંખ્યાવડે કાળના અન્તરનું સૂચન થાય છે.]

હવે કાળની લંબાઇની ગણત્રીમાં કેટલાએક તફાવતો જણાય છે તે જોઇશું. સામાન્ય રીતે વિવિધ અને રસવાળા બનાવોથી ભરેલો કાળ જતાં ટુંકો લાગે છે પરન્તુ પાછળથી સ્મરણમાં લાંબો જણાય છે. આથી ઉલટી રીતે બનાવો વિનાનો કાળ જતાં લાંબો લાગે છે પરન્તુ પાછળથી સ્મરણમાં ટુંકો જણાય છે. ઉદાહરણ તરીકે મુસાફરી કરવામાં અને જોવા લાયક જગાઓ જોવામાં કહાડેલું એક અઠવાડિયું પાછળથી ત્રણ અઠવાડિયા જેટલું મ્હોટું લાગે છે અને મંદવાડમાં કહાડેલો મહિનો પાછળથી સ્મરણમાં એક દિવસ જેટલો

ટુંકો જણાય છે. કોઇ કાળની વસ્તુઓ તથા બનાવો જેમ સ્મરણમા વધારે જણાય તેમ તે કાળ લાબો જણાય છે, અને જે કાળમા ઓછા બનાવો બનેલા હોય છે અથવા એક જ પ્રકારના બનાવો હોય છે તે કાળ પાછળથી ટુકો જણાય છે.

બીજો એક આભાસ એ છે કે કાળની એક જ મુદત જેમ આપણે મોટા થતા જઇએ છીએ તેમ ટુંકી જણાય છે. એક વૃદ્ધ પુરૂષ પોતે છોકરો હોય ત્યારે ત્હેની ભૂતકાળની જીંદગી જેટલી લાબી જણાય ત્હેના કરતા વૃદ્ધ થયા પછી ત્હેની ભૂતકાળની જીંદગી જો કે તે પ્હેલાની ભૂતકાળની જીંદગી કરતા ઘણી લાબી છે છતાં ત્હેના કરતા વધારે લાબી જણાતી નથી આનુ કારણ એ છે કે ઘણા પુરૂષોની જીંદગીમા પ્રૌઢાવસ્થામા બનેલા બનાવો એક જ પ્રકારના હોય છે અને તે અવસ્થા સ્મરણમા ટુકી લાગે છે, તેમજ પ્હેલાના બનાવો સ્મરણમાથી ધીમે ધીમે જતા રહે છે અને તેથી પરિણામ એ થાય છે કે વૃદ્ધાવસ્થામા પાછળના કાળના સ્મરણો ઓછા હોવાથી તે કાળ ટુકો જણાય છે જ્યારે આપણે કોઇ કાળમા કામને લીધે બહુ પ્રવૃત્ત હોઇએ છીએ ત્યારે તે કાળ જતા ટુકો જણાય છે અને કોઇ કાળ કશાની વાટ જોવામા અથવા કંટાળાની સ્થિતિમા કહાડયો હોય તો તે લાંબો જણાય છે અમુક કાળ જ્યારે બનાવોથી ભરેલો ન હોય અથવા તો કોઇ વસ્તુ ઉપર લક્ષ ચોટતું ન હોય તો પછી તે કાળની ગતિ ઉપરજ લક્ષ ચોટે છે અને જ્યારે આવી ગતિ ઉપર જ મન રોકાયેલું હોય છે ત્યારે વખત જાણે જતો જ ન હોય તેમ લાગે છે. આખો બંધ કરી હોય અને એક મીનીટ પુરી થાય ત્યા સુધી આખો ન ઉઘાડવાનું કોઇએ કહ્યુ હોય તો તે મીનીટ લાબી જણાય છે, કારણ કે મીનીટ પુરી થઇ કે નહીં તે જોવામા જ મન રોકાય છે. આ ઉપરથી સ્હમજાશે કે કોઇ વખત કહાડવો હોય ત્યારે ઉત્તમ માર્ગ એ છે કે મનને એવી પ્રવૃત્તિમા રાખવું કે કેટલો વખત ગયો છે તે જોવાનો મનને

અવકાશ જ રહે નહિ. રસવાળા બનાવોને લીધે જ કાળ ટૂંકો જણાય છે અને માત્ર કાળના વહન ઉપર ધ્યાન આપવું એ અત્યન્ત નિરસ વ્યાપાર છે. કોઇ પણ કાળમાં કંટાળાની લાગણી હોવી તે કાળની સ્હામે થવા બરોબર છે.

અન્તે કાળના જ્ઞાન સંબન્ધી એક બાબત ખાસ ધ્યાનમાં રાખવાની છે. આ બાબત એ છે કે કોઇપણ કાળે ત્હેના ભૂતકાળના મનોવ્યાપારોનું જે જ્ઞાન ઉત્પન્ન થાય તે ભૂતકાળમાં નહીં પરન્તુ તે કાળમાં જ ઉત્પન્ન થાય છે. અર્થાત્ મનોવ્યાપારોના ક્રમ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે ખાસ કરીને તે સમયે જ ક્રમનું જ્ઞાન થવું એમ હોતું નથી. મનોવ્યાપારો ક્રમમાં હોવા અને પોતાના ક્રમનું તેઓને જ્ઞાન થવું એ બે વચ્ચે જ્ઞેય અને જ્ઞાતા જેટલો ફેર છે. મનોવ્યાપારોનો ક્રમ થવો, એ કંઇ ત્હેમનો જ્ઞાન વ્યાપાર હોવા સમાન નથી. આવો જ્ઞાન વ્યાપાર તે ક્રમના મનોવ્યાપારો કરતાં એક જુદો જ વ્યાપાર છે. અને તે વ્યાપાર વડે જ્યારે ભૂતકાળમાં અનુભવેલા ક્રમનું સ્મરણમાં જ્ઞાન થાય છે ત્યારે જ ઉત્પન્ન થાય છે. જેવી રીતે કેમેરાના કાચ ઉપર પાસેની તથા દૂર વસ્તુઓનું એક સામટું ચિત્ર પડે છે તેવી રીતે વર્તમાન સમયના ચેતનમાં ભૂતકાળમાં ક્રમવાર અનુભવેલી વસ્તુઓનું એક સામટું ચિત્ર પડે છે. વિચાર કરતાં સહજ રીતે જણાશે કે જો ક્રમની અનેક વસ્તુઓને એક સામટી જાણનાર અને ક્રમના વ્યાપારોથી સ્વતન્ત્ર એવો એક વ્યાપાર ના હોય તો ક્રમનું જ્ઞાન જ આપણને થાય નહિ. ઉપર આપણે જોઇ ગયા કે અમુક સેકન્ડો ( વધારેમાં વધારે બાર સેકન્ડો ) સુધી આપણને કાળનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, એટલે કે આટલા સમયમાં, વસ્તુઓ અથવા મનોવ્યાપારોનો ક્રમ એકસામટો જણાઈ શકે છે. આવી રીતે થોડી સેકન્ડ સુધી પણ ક્રમવાળી વસ્તુઓને એકસામટી જાણવાની આપણા ચેતનની શક્તિ તે કાળના જ્ઞાનનું મૂળ કારણ છે. આવા એક સામટા જ્ઞાનની વસ્તુઓ આપણા

મનમાં હમેશાં બદલાતી રહે છે અને મનમાં ઉત્પન્ન થઇને બ્હાર ગયા પછી પાછી જે ક્રમમાં ઉત્પન્ન થઈ હોય તે ક્રમમાં ત્હેની આગળ પાછળની વસ્તુઓ સાથે સ્મરણમાં આવી શકે છે. અત્રે એટલું જાણવાની જરૂર છે કે કોઇપણ વ્યાપારનું મનમાં આવીને નીકળી ગયા પછી ત્હેનું સ્મરણ થવું અને મનમાં ત્હેના ઉત્પન્ન થયા પછી તરત 'હમણાં જ તે થઇ ગયો છે' એવું કાળનું અલ્પ જ્ઞાન હોવું એ તદ્દન જુદા વ્યાપારો છે. આવો બીજો વ્યાપાર તો સ્મરણશક્તિ વિનાના પ્રાણીઓમાં પણ ઉત્પન્ન થઇ શકે છે. અર્થાત્ કાળનું જ્ઞાન અને સ્મરણ એ બે જુદી વસ્તુઓ છે અને કોઇ પ્રાણીમાં સ્મરણ-શક્તિ ન હોય પરન્તુ થોડું તથા ઝાંખું ભાન હોઈ શકે ખરૂં.

## પ્રકરણ ચૌદમું.

### સ્મરણ શક્તિ.

પૂર્વે ઉત્પન્ન થયેલો કોઇપણ મનોવ્યાપાર એક વખત મનની બ્હાર આવ્યા પછી ત્હેનું ફરીથી ભાન થવું ત્હેને સ્મરણ કહેવાય છે. અર્થાત્ કોઈપણ વસ્તુનું જ્ઞાન થતાની સાથે ત્હેને આપણે પૂર્વે અનુભવી ગયા છીએ એવું અધિક જ્ઞાન થાય ત્હેને સ્મરણ વ્યાપાર કહી શકાય. આ વ્યાપારમાં પ્રથમ જરૂરનું એ છે કે સ્મરણનો વ્યાપાર ત્હેના મૂળ વિચારની માનસિક આકૃતિ તરીકે ઉત્પન્ન થાય છે પરન્તુ આ આકૃતિ પોતે સ્મરણ વ્યાપાર નથી. તે તો ફક્ત ત્હેને મૂળ વ્યાપારની એક બીજી આકૃતિની નજીક જણાય છે. ઘડીઆળના એક પછી એક ટકોરા સાંભળીએ છીએ ત્યારે દરેક ટકોરા ત્હેની પ્હેલાના જેવા જ જણાય છે પરન્તુ તે ટકોરા પ્હેલા ટકોરાના સ્મરણ રૂપે જણાતો નથી કોઈ વસ્તુનો અનુભવ ત્હેવાજ રૂપમાં મનમાં ફરીથી થાય તેમાં જ સ્મરણ વ્યાપાર રહેલો

નથી. મૂળ વ્યાપાર તથા સ્મરણનો વ્યાપાર બન્ને એક બીજાથી જુદાજ છે. અને સ્મરણનો વ્યાપાર તે મૂળ વ્યાપારની ફક્ત દ્વિતીય આવૃત્તિ નહીં પરન્તુ હેના સ્મરણ તરીકે જણાવવા માટે બીજી એક અગત્યની સરત એ છે કે મનમાં સ્ફુરેલો વ્યાપાર ભૂતકાળમા અનુભવેલા હેના મૂળ વ્યાપારના સંબન્ધ પરત્વે ઉદ્ભવવો જોઇએ. અર્થાત્ મનમા સ્ફુરેલી વસ્તુ ત્યારેજ સ્મરણવ્યાપાર તરીકે જણાય કે જ્યારે જે જે વસ્તુઓના સંબંધમા તે વસ્તુનો ભૂતકાળમા અનુભવ થયેલો હોય તે વસ્તુઓ પણ તે વસ્તુની સાથે પૂર્વે અનુભવાયેલા ક્રમમાં મનમા સ્ફુરી આવે. જેમકે કોઇ વસ્તુ કયારે જોઇ હતી, કયા જોઇ હતી, કોની સાથે જોઇ હતી વિગેરે તે વસ્તુની સહચારી વસ્તુઓની વિચારમાળા તે વસ્તુની સાથે મનમા સ્ફુરી આવે ત્યારે હેનું સ્મરણ કરી શકાય. આ ઉપરાંત એક બીજી સરત એ છે કે આ વ્યાપારમા સ્મરણ થયેલી વસ્તુના માત્ર ભૂતકાળનું સ્મરણ થાય તેટલીજ જરૂર નથી પરન્તુ ભૂતકાળનો અનુભવ પોતાનોજ હતો એમ જ્ઞાન હોવુ જોઇએ અર્થાત્ સ્મરણનો વ્યાપાર હંમેશા પારકાએ નહીં પરન્તુ પોતેજ અનુભવેલી વસ્તુની પુનરાવૃત્તિ તરીકે ઉત્પન્ન થવો જોઇએ. આવી રીતે પ્રત્યેક સ્મરણ વ્યાપારની મુખ્ય શરતો એ છે કે પ્રથમ તો વ્યાપાર ભૂતકાળમા અનુભવાયેલો છે એમ જ્ઞાન હોવુ જોઇએ, બીજું ભૂતકાળમા જે જે મુખ્ય વસ્તુઓના સંબંધમા હેનો અનુભવ થયો હોય તે વસ્તુના જ્ઞાનની સાથે તે વ્યાપાર ઉત્પન્ન થવો જોઇએ એટલે કે આપણા ભૂતકાળના અનુભવમા સ્મરાયેની વસ્તુનું શું સ્થાન છે તેનું ભાન થવુ જોઇએ અને ત્રીજું હેનો મૂળ વ્યાપાર પોતાના જ અનુભવના અંગ તરીકે જણાતો હોવો જોઇએ

ઉપર પ્રમાણે સ્મરણ વ્યાપારનું પૃથક્કરણ થઇ શકે છે. હવે આ વ્યાપાર ઉત્પન્ન થવા માટે બે પેટા વ્યાપારો થવાની જરૂર હોય છે. એક તો સ્મરણ થયેલી વસ્તુના સંસ્કારનું મગજમાં સચવાઈ રહેવું અને બીજુ તે વસ્તુનું સૂચન અર્થાત્ સ્મરણ થવું. આ બન્ને

વ્યાપારોની ઉત્પત્તિ સાહચર્યના નિયમ વડે સ્હમજાઇ શકે છે. આ બેમાંથી બીજો એટલે સૂચનનો વ્યાપાર આપણે પહેલાં લઇશું. ઉપરના પ્રકરણમાં આપણે જોઇ ગયા કે કોઇપણ બે વસ્તુઓ વચ્ચે આપણા મનમાં સાહચર્ય બંધાયાથી ત્હેમાંના એકનો અનુભવ થતાં બીજાનું સૂચન થાય છે. હવે કોઇ પણ સ્મરણ વ્યાપાર આવા સૂચન વિના થઇ શકતો નથી. આ સંબંધમાં જેમ્સ મીલ નામનો માનસશાસ્ત્રી નીચે પ્રમાણે લખે છેઃ "કોઇપણ મનુષ્ય પોતાના મનની એક પ્રકારની સ્થિતિ જ્હેને સાંભળવાની સ્થિતિ કહેવાય છે. ત્હેનાથી અજાણ્યો નથી. આ સ્થિતિમાં એટલું તો ચોક્કસ હોય છે કે જે વિચાર આપણે મનમાં લાવવા માગીએ છીએ તે પોતે તે વખતે ત્યાં હોતો નથી. હવે ત્યારે મનમાં લાવવાનો પ્રયત્ન આપણે કઇ દિશા તરફ કરીએ છીએ? જો કે તે વિચાર પોતે આપણા મનમાં હોતો નથી છતાં તે વિચારની સાથે સંબંધ ધરાવનારા થોડા ઘણા વિચારોની મનમાં જરૂર હોય છે અને ત્હેમાંનો એકાદ આપણે જોઇતા વિચારનું સૂચન કરશે એવી આશાથી તે વિચારોને એક પછી એક મનમાં ઉથલાવી જોઇએ છીએ અને જે વિચાર આ પ્રમાણે સૂચન કરે છે તે સ્મરી આવેલા વિચાર સાથે સાહચર્ય ધરાવનારો જ હોય છે. ધારો કે હું કોઇ જુની ઓળખાણવાળા પુરૂષને મળું કે જ્હેનું નામ મ્હને યાદ નથી હવે ત્હેનું નામ સંભારવા માટે હું અનેક પુરૂષોના નામો હું જાણતો હોઉં ત્હેમાંનું એકાદ ત્હેના નામ સાથે સંબન્ધ ધરાવનારૂં હોય એવી આશાથી તે નામોને એક પછી એક મનમાં લાવું. જે વ્યાપારોમાં ગુંથાયેલો મ્હેં ત્હેને જોયો હોય અથવા તો જે સમયમાં હું જાણતો હતો અથવા તો જે પુરૂષોના સહવાસમાં મ્હેં ત્હેને જોયો હોય અથવા તો જે સમયમાં હું તે વિગેરે સર્વેનો હું વિચાર કરૂં અને અન્તે જ્યારે ત્હેનો કોઇપણ સહચારી વિચાર મનમાં આવે કે તરત ત્હેના નામનું સૂચન થાય છે અને જ્યાં સુધી આવો સહચારી વિચાર મનમાં આવતો નથી

ત્યાં સુધી મારો પ્રયત્ન નિષ્ફળ નીવડે છે. ઘણી વખત એમ પણ બને છે કે કોઇ વાત આપણા મનમા હોય ત્હેને આપણે ભૂલી ન જવાની ઇચ્છા કરીએ છીએ. આમ કરવા માટે એટલે જ્યારે આપણે ત્હેને સંભારવાની ઇચ્છા કરીએ ત્યારે તરત તે મનમાં આવે તે માટે આપણે શી યુક્તિ કરીએ છીએ? સર્વે પુરૂષો એકજ પ્રકારની યુક્તિ વાપરે છે. આ યુક્તિ એ છે કે જે વસ્તુ સંભારવાની હોય તેની અને ત્હેને સંભારવાની ઇચ્છા કરતી વખતે અથવા ત્હેની સમીપમા કોઇ વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ અથવા વિચાર ઉત્પન્ન થશે એમ આપણે પ્હેલેથી જાણતા હોઇએ તે પ્રત્યક્ષ અથવા વિચારની વચ્ચે સાહચર્ય બાધીએ છીએ. આ સાહચર્ય જો બંધાઇ જાય અને જ્હેની સાથે તે બધાયુ હોય ત્હેનો મનમા અનુભવ થાય તો ત્હેના વડે સ્મરણ કરવાની વસ્તુનુ સૂચન થાય છે અને જે હેતુથી સાહચર્ય બાધ્યુ હોય તે સાધી શકાય છે. એક સામાન્ય ઉદાહરણ તરીકે ધારો કે કોઇ માણસને પોતાના મિત્ર તરફથી કાંઇ કામ કરવાનું હોય છે અને તે ભુલી ન જવાય માટે પોતાના રૂમાલમા ગાઠ બાધે છે. હવે આ વાત કેવી રીતે સ્હમજી શકાય? પ્રથમ તો તે કામ કરવનો વિચાર તથા તે ગાઠ બાધવા વચ્ચે ત્હેના મનમા સાહચર્ય બધાય છે. બીજું રૂમાલ એક વસ્તુ છે કે જે સમય તે કામ કરવાનું છે તે સમયની સમીપમા જતે વારવાર પોતાની નજરે પડે એમ તે પ્હેલેથી જાણે છે, પછીથી રૂમાલ જ્યારે નજરે પડે છે, ત્યારે તે ગાઠ જોવામા આવે છે અને આ ગાંઠનુ પ્રત્યક્ષ તથા તે કામ કરવા વચ્ચે જાણી જોઇને સાહચર્ય બાધેલુ હોવાથી તે પ્રત્યક્ષ કામનુ સ્મરણ કરાવે છે.

આવી રીતે જેમ કોઇ ખોવાઇ ગયેલી વસ્તુને શોધવા માટે ઘરમા ફરી વળીએ છીએ તેમ ભૂલી જવાયેલા વિચારને સંભારવા માટે મનમા શોધ કરીએ છીએ આ બન્ને વ્યાપારોમા જ્હેની શોધ કરવી હોય ત્હેની પાડોશમા અથવા આસપાસ જ શોધ

સંકુચિત કરીએ છએ, વસ્તુને શોધવી હોય તો જે વસ્તુઓ ઉપર અથવા તળે તે હોવાનો સંભવ હોય ત્હેમને ઉથલાવી જોઈએ છીએ અને જો તે ત્હેમની પાસે હોય તો તરત આપણી દૃષ્ટિએ પડે છે. સ્મરણ વ્યાપારમાં આ વસ્તુઓને બદલે કલ્પિત વિચારના સહચારી વિચારો હોય છે. આ પ્રમાણે સ્મરણ વેપાર અને સાહચર્યનો વ્યાપાર તે વાસ્તવિક રીતે એક જ છે અને /સાહચર્યનો વ્યાપાર આપણે ઉપર જોયું તેમ તન્તુ રચનાનો, ટેવ અથવા અભ્યાસના શારીરિક નિયમ ઉપર આધાર રાખે છે. |

હવે આપણે સ્મરણ કરવાની વસ્તુના સંસ્કારના મગજમાં સચવાઇ રહેવા વિષે જોઇશું. આ વ્યાપાર પણ શારીરિક ટેવના નિયમમાં રહેલો તન્તુઓનો સંસ્કાર ગ્રહણ કરવાના ગુણ વડે સ્હેજ સમજી શકાય છે. મગજમાં સંસ્કારનું સચવાઇ રહેવું એટલે ભવિષ્યમાં સ્મરણને પાત્ર થવું અને પછીથી ત્હેનું સ્મરણ થાય છે તેજ ત્હેના સંસ્કાર સચવાઇ રહેવાનું પ્રમાણ છે.| કોઇપણ અનુભવનું મગજમાં સચવાઇ રહેવું તેજ ત્હેને ફરીથી મનમાં લાવવાનો સંભવ દર્શાવે છે. ગમે તે આકસ્મિક પ્રોત્સાહન વડે આ સંભવ ફળીભૂત થાય પરન્તુ તે સંભવના અસ્તિત્વનું કારણ તો તન્તુ માર્ગો વચ્ચે બંધાયેલા સાહચર્યમાં જ રહેલું છે.| પ્રોત્સાહક સંસ્કાર અથવા વિચાર આવ્યા પછી જ્યારે તરત જ ઇપ્સિત વિચાર મનમાં આવે ત્યારે સ્મરણ વ્યાપાર ઘણી ત્વરાથી બને છે અને જ્યારે થોડા વિલંબ પછી આવે ત્યારે તે વ્યાપાર વધારે સમય લે છે. પરંતુ સ્મરણ ત્વરિત હો અથવા વિલંબિત હો પણ તે સ્મરણ ઉત્પન્ન થવાની સત્ત તો પ્રોત્સાહક વિચાર અને સ્મરણ થયેલા વિચારના તન્તુ માર્ગો વચ્ચે બંધાયેલું સાહચર્ય જ છે.|આ માર્ગો જ્યાં સુધી શાન્ત એટલે પ્રવાહો વિનાની સ્થિતિમાં હોય છે ત્યાં સુધી તેઓ સંસ્કારને સાચવી રાખવાના કારણરૂપ હોય છે અને જ્યારે તેઓ પ્રવાહો વડે પ્રોત્સાહિત થાય છે ત્યારે તેઓ સંસ્કારના સ્મરણના કારણરૂપ થાય છે.

એક સાદી આકૃતિ વડે સ્મરણનો વ્યાપાર સ્પષ્ટ રીતે સમજી શકાશે. ધારો કે अ ભૂતકાળમાં અનુભવેલી બીના છે. ब જે સમયે તથા જે વસ્તુઓના સંબંધમાં ત્હેનો એટલે अ નો અનુભવ થયો હોય તે વિગેરે ત્હેની સાથે સંબંધ ધરાવતી બીનાઓનું મંડળ છે, અને क હાલમાં અનુભવમાં આવેલી કોઇ બીના છે કે જ્હેનાવડે अ નું મનમાં સૂચન થઇ શકે. હવે ધારો કે अ, ब, क નામના વ્યાપારોના તન્તુ સ્થાનો अ' ब' क' છે અને ત્હેમની વચ્ચેની લીટીઓ તન્તુ માર્ગો છે. આ પ્રમાણે अ' क' તથા अ' ब' ની લીટીઓ જે તન્તુ માર્ગોમાં अ ની બીના સ્મરણમાં સચવાઇ રહેલી છે. ત્હેમનું અસ્તિત્વ દર્શાવે છે. અને આ માર્ગોમાં જ્યારે પ્રોત્સાહન થાય ત્યારે अ નું સ્મરણ મનમાં સ્ફુરી શકે. અહીંયા એટલું યાદ રાખવાનું છે કે अ નું ઉપરના તન્તુ માર્ગમાં સચવાઇ રહેવું તે કોઇ જાતનો મનોવ્યાપાર નથી. તે તો કેવળ શારીરિક વ્યાપાર જ છે. ખરૂં જોતાં अ પોતે સચવાઇ રહેતો નથી પરંતુ अ નો સંસ્કાર સચવાઇ રહે છે અને જ્યારે તે માર્ગોમાં તન્તુ પ્રવાહ થાય છે ત્યારે જે મનોવ્યાપારનો તે સંસ્કાર હતો તે મનોવ્યાપાર ઉત્પન્ન થાય છે, આ ઉત્પત્તિ કેવળ માનસિક કે કેવળ શારીરિક વ્યાપાર નથી પરન્તુ માનસિક તેમજ શારીરિક વ્યાપાર છે અર્થાત્ તે વ્યાપારનું એક શારીરિક સ્વરૂપ અને એક માનસિક સ્વરૂપ છે. તન્તુ માર્ગોનું પ્રોત્સાહિત થવું તે ત્હેનું શારીરિક સ્વરૂપ છે અને તે બીનાનું પ્હેલાં તે અનુભવાયેલી છે એવા જ્ઞાન સાથે સ્મરણ થવું તે માનસિક સ્વરૂપ છે.

ઉપરનાં દૃષ્ટાંત ઉપરથી એક વાત જણાઇ આવે છે કે કોઇ પણ વસ્તુનો પ્રથમ અનુભવ થતાં જે તન્તુમાર્ગો પ્રોત્સાહિત થાય છે અને પછીથી ત્હેનું સ્મરણ થતાં જે માર્ગો પ્રોત્સાહિત થાય છે તે થોડે અંશે એક બીજાથી જુદા હોય છે. જો ભૂતકાળમાં અનુભવેલી

વસ્તુને હેની સહચારી બીનાઓમાંથી એકકે વિના મનમાં લાવી શકીએ તો સ્મરણનો વ્યાપાર થવાનો સંભવજ રહે નહીં અને જ્યારે જ્યારે તે વસ્તુ ફરીથી અનુભવીએ ત્યારે પ્હેલી વખતજ અનુભવીએ છીએ એવા ભ્રમમાં રહીએ. સ્મરણ વ્યાપારમાં પણ જ્યારે સ્મરણ થયેલી વસ્તુ હેના ચોક્કસ સહચારી મંડળ વિના મનમાં આવે છે ત્યારે હેને કલ્પનાની વસ્તુઓમાંથી જુદી પાડવી એ બહુ કઠિન જણાય છે. પરન્તુ જેમ જેમ તે વસ્તુની ઝાંખી પ્રતિમા મનમાં લાંબા વખત સુધી રહી હેના સહચારી મંડળની ચોક્કસ બીનાઓ મનમાં લાવે છે તેમ તેમ તે માત્ર કાલ્પનિક વસ્તુ તરીકે ઓછી જણાય છે અને સ્મરણ થયેલી વસ્તુ તરીકે ઓળખાય છે. ઉદાહરણ તરીકે હું કોઇ મિત્રને ત્યાં દીવાલ ઉપર એક ચિત્ર જોઉં. ચિત્ર જોતાની સાથે પ્હેલાં તો મ્હને ઝાંખો ભાસ થાય છે કે પ્હેલા મ્હેં આને જોયું છે ખરૂં, પરન્તુ ક્યાં અને ક્યારે જોયું છે તે મ્હારા મનમાં સ્પષ્ટ હોતું નથી. ફક્ત એટલુ જ મનમાં હોય છે કે ચિત્ર મ્હને કેવળ અજાણ્યું નથી. આવી સ્થિતિમાં થોડો વખત વિચાર કરતાં તરત મ્હને ભાન થાય છે કે ખરે ! મ્હેં એને ફલાણા ગામમાં ફલાણે વખતે જોયુ છે. આવી રીતે જ્યારે તે ગામ, મિત્ર તથા વખતના તે ચિત્રની સાથે સાહચર્ય ધરાવનારા વિચારો મનમાં આવે છે ત્યારે તે ચિત્ર નવીન વસ્તુ નહીં પરન્તુ સ્મરણની વસ્તુ તરીકે ઓળખાય છે.

હવે આપણે સ્મરણશક્તિ સારી હોવાની શી સરતો છે તે જોઇશુ. ઉપર આપણે જોયું કે સંભારવાની વસ્તુ અ છે અને અ થ ના તન્તુ માર્ગ વડે અ જ્યારે સ્મરણમાં આવે છે ત્યારે હેની સહચારી વસ્તુનું ભાન થઈ તે કેવળ કલ્પનામય નથી પરન્તુ અનુભવેલી છે એમ જ્ઞાન થાય છે. અ ક નો તન્તુ માર્ગ અત્રે સ્મરણમાં લાવવાનું પ્રોત્સાહન પુરૂં પાડે છે. આવી રીતે સ્મરણ શક્તિનો આધાર કેવળ મગજના તન્તુ માર્ગો ઉપર રહેલો છે. અને કોઈપણ પુરૂષની સ્મરણ શક્તિ સારી હોવાનું કારણ કેટલેક અંશે આ માર્ગોની સંખ્યા અને

કેટલેક અંશે ત્હેમના સંસ્કારોને ગ્રહણ કરી ત્હેમને સાચવી રાખવાના ગુણ ઉપર આધાર રાખે છે. આ ગુણ હરકોઇ પુરૂષના મગજના તન્તુઓનો શારીરિક ગુણ છે. પરન્તુ તન્તુ માર્ગોની સંખ્યાનો પોતાના માનસિક અનુભવ ઉપર આધાર હોય છે. હવે શારીરિક ગુણ સર્વે પુરૂષોમાં જુદે જુદે અંશે વિકસેલો હોય છે અને એક જ પુરૂષમાં પણ યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા વિગેરે અવસ્થાઓમાં જુદા જુદા પ્રમાણમાં હોય છે. કેટલાએક પુરૂષોના મગજનો તન્તુ પદાર્થ મીણ અથવા લાખ જેવો હોય છે. એટલે કે કોઇપણ સંસ્કાર બીજાઓની સાથે ગમે તેટલો ઓછો સંબન્ધ ધરાવતો હોય છતાં ભુસાઇ જતો નથી. બીજા કેટલાએકનો તન્તુ પદાર્થ એવો હોય છે કે ત્હેના ઉપર પડતા દરેક સંસ્કારનું ગ્રહણ થાય છે ખરૂં પરન્તુ તેમાં સચવાઈ રહ્યા વિના પછીથી તરત ભૂંસાઈ જાય છે. આવા બીજા પ્રકારના પુરૂષોને કંઇ વસ્તુ યાદ રાખવી હોય તો જે કંઈ પોતે પ્હેલાં જાણતા હોય ત્હેમાંની કેટલીએક વસ્તુઓ સાથે તે વસ્તુનું સાહચર્ય બાંધવું પડે છે કે જેથી તે મનમા ટકી રહે. તેઓ જે કંઇ જાણતા હોય ત્હેની સાથે સંબન્ધ વિનાની કોઈ વસ્તુને સ્મરણમા રાખી શકતા નથી. આથી ઉલટું જે પુરૂષો તારીખો, નામો, ઠેકાણાંઓ, ન્હાની વાર્તાઓ, કાવ્યો, ફકરાઓ વિગેરે પરચુરણ વસ્તુઓ બહુ મ્હેનત વિના યાદ રાખી શકે છે તેઓના મગજના તન્તુઓનો સંસ્કાર સાચવી રાખવાનો શારીરિક ગુણ વિકાસ પામેલો હોય છે. ઘણુંખરૂં જે પુરૂષોમા આ શારીરિક ગુણ વધારે વિકસિત હોય છે તેઓમાં અસાધારણ સ્મરણ શક્તિ રહેલી હોય છે. ગમે તે પ્રકારના જીવનમાં જે મનુષ્યને મળતા સંસ્કારો મગજમા ચોટી રહે છે તે મનુષ્ય હમેશા આગળ પડે છે જ્યારે બીજાઓને એક વખત શીખેલી પરન્તુ ભૂલી જવાયેલી વસ્તુને ફરીથી શીખવામાં ત્હેમનો ઘણો વખત ગાળવો પડે છે. આ ગુણ વિનાના પુરૂષો કેટલીએક બાબતોમાં વધારે સારા પ્રકારનું કાર્ય કરી શકે ખરા પરન્તુ મોટાં મોટા કાર્યો કે જેમા

અનેક ઝીણી વિગતો યાદ રાખવાની હોય તે કરવામાં તેઓ ઘણું ખરૂં નિષ્ફળ નીવડે છે અને એટલું યાદ રાખવું જોઇએ કે સર્વે પુરૂષોના જીવનમાં એક સમય એવો આવે છે કે જ્યારે મગજની સ્થિતિ એવી થાય છે કે નવા સંસ્કારો જેમ મગજમાં આવતા જાય છે તેમ જુના સંસ્કારો નષ્ટ થતા જાય છે અને જેટલું એક અઠ-વાડીયામાં નવું શીખીએ છીએ તેટલું જુનું પાછું ભૂલી જઇએ છીએ. આવી સ્થિતિ પ્રૌઢાવસ્થામાં ઘણી વખત રહે છે અને કેવળ વૃદ્ધા-વસ્થામાં તો ઉંધી થઇ જાય છે અને નવા સંસ્કારો ગ્રહણ કરવા કરતાં ઘણી વધારે જવાય છે અથવા તો નવા સંસ્કારો ગ્રહણ જ થઇ શકતા નથી. અને મગજના તન્તુઓ એટલા નબળા પડી જાય છે કે થોડી પળોની વાતચિતમાં એકજ વસ્તુ અનેકવાર ભૂલી જવાય છે, આવી સ્થિતિમાં જ્યારે મ્હોટી ઉમરમાં મળતા સંસ્કારો નષ્ટ થાય છે ત્યારે યુવાવસ્થામાં મળેલાં સંસ્કારો મગજનો પદાર્થ કુંળો હોય ત્યારે મળેલા હોવાથી તેમાં ચોટી રહેલા હોય છે અને બહુ નબળા પડેલા હોતા નથી. તેઓ બ્હાર તરી આવે છે અને આને લીધે ઘણી વખત એમ બને છે કે કોઇ વૃદ્ધ પુરૂષ પોતાના બીજા અર્ધે અનુભવો ભૂલી જાય છે ત્યારે પોતાની યુવાવસ્થાના અનુભવોનું સ્મરણ ટકી રહે છે.

હવે આપણે તન્તુ માર્ગોની સંખ્યા વિષે જોઇશું. ઉપર આપેલા ઉદાહરણથી સ્પષ્ટ જણાઇ આવશે કે જેમ મગજમા અ–ક જેવા માર્ગો વધારે હોય છે એટલે અ નું સ્મરણ કરાવનારી પ્રોત્સાહક વસ્તુઓ જેમ વધારે હોય છે તેમ અ નું સ્મરણ વધારે જલદી તથા ચોકસતાથી બની શકે છે એટલે કે ત્હેને મનમા લાવવા માટે અનેક માર્ગો ઉઘાડા હોય છે અર્થાત્ કોઇ પણ વસ્તુનું જેમ વધારે વસ્તુઓ સાથે સાહચર્ય બંધાય છે તેમ તે સ્મરણમાં સારી રીતે ટકી શકે છે. તે વસ્તુ ત્હેની સહચારી વસ્તુની સાથે જાણે ખીલામાં ભેરવેલી હોય તેમ જોડાઇને રહે છે અને આવા અનેક સંબન્ધ થવાથી

મનમાં એક જાતની જાળ પથરાઇ રહે છે. આવી રીતે જે જે વસ્તુ યાદ રાખવી હોય તેની સાથે આપણે પ્હેલા જાણતા હોઇએ તેમાંની અનેક વિવિધ વસ્તુઓનું સાહચર્ય બાંધવું તેજ સારી સ્મરણ શક્તિનું રહસ્ય છે. જેમ તે વસ્તુ વિષે વધારે વિચાર કરીએ તેમ આવા પ્રકારનું સાહચર્ય વધારે બંધાય છે, અને તેથી આપણે કહી શકીએ કે એકજ પ્રકારનો બાહ્ય અનુભવ બે તથા એકજ પ્રકારની સંસ્કાર રક્ષક શક્તિવાળા બે પુરૂષોમાંથી જે પુરૂષ પોતાના અનુભવો ઉપર વિચાર વધારે કરે છે અને તેમ કર્યાથી એક બીજાની સાથે નિયમપૂર્વક સંબન્ધ રચે છે તેની સ્મરણ શક્તિ વધારે સારી હોવાનો સંભવ છે. દરેક પ્રકારના જીવનોમાંથી આપણને અનેક ઉદાહરણ મળી આવે છે. ઘણા માણસોને પોતાના પસંદ વિષયને લગતી બાબતો વિષે સારૂં સ્મરણ હોય છે. નિશાળ અથવા કોલેજનો રમતીયાળ વિદ્યાર્થી જો કે ત્હેની ચોપડીઓ ભણવામાં ઠોઠ રહે છે પણ વિવિધ જાતની રમતગમતો કોણે કોણે, શી શી નિપુણતા, કયારે કયાંં બતાવી છે તે વિગેરે બાબતોમા અત્યયન્ત પમાડે એવી સ્મરણ શક્તિ બતાવે છે. અને તે વિષયમા જાણે તે જીવતો કોષ ન હોય તેમ જણાય છે. આનું કારણ એટલુંજ છે કે ત્હેમના મનમાં નિરન્તર આ વિષય વિષે જ વિચારો આવ્યા કરે છે અને તેથી ત્હેને લગતી વિગતો પરસ્પર સંબન્ધને લીધે ત્હેના મનમાં ગોઠવાઇ જાય છે. તેવીજ રીતે કોઇ વેપારી ભાવ તાલ વિષે તથા, રાજ્યતન્ત્રી રાજ્ય કારભારને લગતી વિગતો વિષે, વિસ્મયજનક સ્મરણ શક્તિ બતાવે છે. કારણ કે તેઓ રાત દિવસ તે વિષયને લગતાજ વિચારો કર્યા કરે છે. તેઓની સંસ્કાર રક્ષક શક્તિ ઉત્તમ હોય એમ કાંઈ દરેક વખત હોતું નથી. આવી સાધારણ શક્તિવાળા પુરૂષો પણ તે પોતપોતાના વિષયો ઉપર સતત ચિંતન કર્યાથી ત્હેની વિગતો વિષે ઘણું સારૂ સ્મરણ ધરાવી શકે છે. બીજી બધી બાબતોમાં તેઓ ગમે તેટલા અજ્ઞાન અથવા પછાત હોય પરન્તુ તે પોતાની બાબ-

તમાં તો વિશાળ જ્ઞાન ધરાવતા જણાય છે. એટલું મુખ્યત્વે યાદ રાખવાની જરૂર છે કે જે વિષયનો અભ્યાસ કરવાનો હોય હેનો સર્વે વિગતો વચ્ચે સંબન્ધ બાંધીને નિયમપૂર્વક રચના કરવી જોઇએ. આમ કર્યાથી સાહચર્યના નિયમ પ્રમાણે સર્વે વિગતોનું પરસ્પર સ્મરણ થાય છે અને ભૂલ થવાનો સંભવ ઘણો ઓછો થાય છે.

ઉપરની સર્વે હકીકત ઉપરથી કોઈ વિષય ઉપર વિચાર કરી સ્હમજ્યા વિના હેને મોઢે કરવાની ટેવ કેવી ખરાબ છે તે સ્પષ્ટ રીતે જણાશે. ઘણા વિદ્યાર્થીઓને ઝ્હેલાં કંઇ વાચ્યા વિના પરીક્ષા વખતે પોતાના વિષયની મુખ્ય બાબતોને હેમનો બીજી બાબતો સાથેના સંબન્ધ સમજવા સિવાય ગોખી મારવાની ટેવ હોય છે આવી રીતે એકજ વખતે અને એકજ હેતુથી થોડા કલાકમા શીખેલી બાબતો બીજી વસ્તુઓ સાથે મનમા સાહચર્ય પેદા કરી શકતી નથી, હેમને લગતા તન્તુ વ્યાપારો એકજ વખતે ઉત્પન્ન થઇ બીજા તન્તુ વ્યાપારો સાથે સંબન્ધ ન હોવાને લીધે પાઠ જલદી નષ્ટ થઈ જાય છે. આથી ઉલટું એક જ વિષયને ફરી ફરીને ધીમે ધીમે તથા તેના જુદા જુદા સંબન્ધો સ્હમજીને મનમા ઠસાવ્યો હોય તો તે હમેશ માટે સ્મરણમા ટકી રહે છે. આટલા માટેજ કોઇ પણ વિષયને ધીમે ધીમે સ્હમજીને અભ્યાસ કરવાની ટેવ વિદ્યાર્થીઓમા દરેક શિક્ષકે પાડવી જોઇએ. સ્હમજ્યા વિના ગોખણ-પટ્ટી કરવાથી કોઇ પણ જાતનો લાભ મળી શકતો નથી અને વખતનો નકામો વ્યય થાય છે.

આપણને સ્મરણ શક્તિ સુધારવા માટે જે વસ્તુઓને સભારી રાખવી હોય હેમની સાથે સંબન્ધ ધરાવતી વસ્તુઓનું જ્ઞાન વધારવાની દિશામા પ્રયાસ કરવો જોઇએ. તન્તુઓનો સંસ્કાર રક્ષક ગુણ તો ગમે તેટલું જ્ઞાન મેળવ્યું હોય પરન્તુ હેનો તેજ રહે છે. આ ગુણ તો જન્મની સાથેજ આવે છે અને તેમા કંઇ ફેર થવાનો સંભવ હોતો નથી. એટલું ખરૂં છે કે શરીરની તંદુરસ્ત અને

રોગવાળી સ્થિતિમાં તે જુદો જુદો જણાય છે અને સાધારણ રીતે આપણે જાણીએ છીએ કે મગજ તાજું તથા નિરોગી હોય ત્યારે તે થાકી ગયેલું અથવા રોગી હોય તો હેના કરતાં વધારે સારી રીતે કામ કરી શકે છે. આથી એમ કહી શકાય કે કોઇ પણ મનુષ્યના મગજના તન્તુઓનો સંસ્કાર રક્ષક ગુણ હેના આરોગ્યના ફેરફારની સાથે બદલાય છે અને જે વસ્તુ આરોગ્ય સુધારવા માટે સારી હોય છે તે સ્મરણ શક્તિ માટે પણ સારી હોય છે. વળી એમ પણ કહી શકાય કે બુદ્ધિનો જે કોઇ વ્યાપાર મગજની ક્રિયા તથા વિકાસ માટે સારો હોય તે તન્તુઓમા સંસ્કાર રક્ષક માટે પણ સારો હોય છે. પરન્તુ આ સર્વે હોવા છતા તન્તુઓની સંસ્કાર રક્ષક શક્તિ તો જન્મથી જેટલી હોય છે તેટલીજ ઘણુંખરૂં રહે છે. કેટલાએકનું એમ ધારવું છે કે અમુક પાઠોનું જો નિયમપૂર્વક રટણ કરવામાં આવ્યું હોય તો તેનાથી તે પાઠોની વિગતોનું સ્મરણ વધારે રહે છે એટલુંજ નહીં પરન્તુ સ્મરણ કરવાની શક્તિ પણ વધારે દૃઢ થાય છે. પરન્તુ આ ધારણા તદ્દન ખોટી છે. પોતાના પાઠોને સ્હમજ્યા વિના ગોખનારા નાટકકારોને પૂછતાં તેઓ જણાવે છે કે એવા પાઠોને ઘણી વખત ગોખ્યા છતાં તેઓની સ્મરણ શક્તિ તો જે પહેલાં હતી તેજ રહી છે. ફક્ત જે કાઇ તેઓને ફાયદો થયો છે, તે એ છે કે કોઇ પણ પાઠનો અભ્યાસ કરવાની પદ્ધતિમા સુધારો થયો છે. શબ્દોનો કેવી રીતે ઉચ્ચાર કરવો, ક્યા અટકવું, કયાં ભાર દેવો તે વિગેરેમાં તેઓ ટેવાઈ ગયેલા હોય છે અને આ ટેવને લીધે નવા શબ્દો સ્હેલાઇથી મનમા ઠસી રહે છે પરન્તુ હેમના મગજના તન્તુઓની સંસ્કાર રક્ષક શક્તિ તો તેની તેજ રહે છે.

આ પ્રમાણે સ્મરણ શક્તિ સુધારવા માટે વસ્તુઓને મનમા સાચવી રાખવાની પદ્ધતિઓમા સુધારો કરવાની જરૂર છે. આ પદ્ધતિઓ ત્રણ છે; યાન્ત્રિક પદ્ધતિ, નિયમપૂર્વક પદ્ધતિ અને યુક્તિપૂર્વક પદ્ધતિ. જે સંસ્કારને સ્મરણમાં રાખવો હોય હેને ગાઢ બનાવી

લાંબા વખત સુધી ટકાવવો તથા ત્હેને ફરી ફરીને મનમાં ઉત્પન્ન કરવો તે યાન્ત્રિક પદ્ધતિ છે. છોકરાઓને કંઇ પાઠ શીખવતાં ત્હેમના મગજમાં તે ઠસાવવા માટે શિષ્ય મોઢેથી બોલે તેજ પાણુ પાટીઆ ઉપર લખે અને તેજ ફરીથી છોકરાઓ પાસે બોલાવે એટલે આંખ, કાન, વાચાવડે એકજ સંસ્કાર વધારે ગાઢ બને છે અને મગજમાં રહેવાથી સચવાઇ રહે છે. કોઇ પણ વસ્તુઓને તેમનો પરસ્પર સંબન્ધ સમજીને તથા ત્હેમની નિયમપૂર્વક રચના કરીને યાદ રાખવી તે નિયમપૂર્વક પદ્ધતિ છે કોઇ પણ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ આ પદ્ધતિ પ્રમાણે થાય છે. કોઇ નામને ટુંકા અક્ષરે યાદ રાખવુ હોય અથવા અપરિચિત વસ્તુ યાદ રાખવી હોય તો કોઇ પરિચિત વસ્તુ સાથે ત્હેનું સાદૃશ્ય બાંધવું રહેવાઇથી યાદ ન રહે તેવા નામોને કવિતામાં ગુંથીને યાદ રાખવા એ વિગેરે રીતિઓને યુક્તિપૂર્વક પદ્ધતિઓ કહી શકાય ઉદાહરણ તરીકે "જાનેવારી જાણજો, ફેબ્રુઆરી ફરી હોય એ કવિતામાં વરસના બારે ઇંગ્રેજી મહીનાનાં નામ તથા મ્હીનાઓના દિવસેની સંખ્યા જલદી મોઢે થઇ શકે છે

ઘણી વખત એમ બને છે કે કોઇ વસ્તુને આપણે ઘણી વખત અને બીજી ઘણી વસ્તુઓના સંબન્ધમાં જોઇ હોય તો ત્હેની આકૃતિ આપણા મનમાં ઠસી ગયેલી હોય છે ખરી પરન્તુ જ્યારે તે મનમાં આવે છે ત્યારે ત્હેની સહચારી વસ્તુઓ સ્પષ્ટ રીતે ઉત્પન્ન થયા વિના તે એકલી આવે છે અને તેથી ત્હેનું ભૂતકાળ વિષેનું ચોકસ જ્ઞાન ઉત્પન્ન થતું નથી અર્થાત્ તે વસ્તુને આપણે ઓળખીએ છીએ ખરા પરન્તુ ત્હેનું ચોક્કસ સ્મરણ થતું નથી કારણ કે ત્હેની સહચારી વસ્તુઓનું ચિત્ર મનમાં બહુ ઝાંખું હોય છે તેમજ જ્યારે કોઇ વસ્તુનું સહચારી મંડળ આપણા મનમાં ઉત્પન્ન થયું હોય પરન્તુ તે વસ્તુ હજી યાદ આવી ન હોય ત્યારે પણ ઉપરના જેવીજ મનની સ્થિતિ થાય છે તે વસ્તુને આપણે પ્હેલી જોયેલી છે એમ આપણે જાણતા હોઇએ છીએ અને આપણા મનની કોર ઉપર જાણે આવીને રહી

હોય એમ જણાય છે અને તેથી તેનું થોડુંઘણું જ્ઞાન થાય છે; પરન્તુ મનમાં ત્હેનું સંપૂર્ણ સ્મરણ થતું નથી. બીજી એક મનની સ્થિતિ કે જે સર્વને થોડી ઘણી પરિચિત છે, તે એ છે કે અમુક વખત આપણને એમ જણાય છે કે ક્ષણનો અનુભવ આપણને પૂર્વે મળી ગયો છે. ઘણી વખત આપણે કહીએ છીએ કે 'બસ આજ હું ધારતો હતો' કે 'આ ઠેકાણે તેને વિચાર આવ્યો હતો' 'આ સંયોગો વચ્ચે મને અમુક વિચાર આવ્યો હતો' વિગેરે આવું પૂર્વાનુભવનું ભાન સ્મરણનોજ વ્યાપાર છે પરન્તુ ઘણોજ ઝાંખો હોય છે, જેમ જેમ તેની સાથે સંબન્ધ ધરાવનારી વસ્તુઓ મનમાં આવે છે તેમ તેમ તેનું સ્મરણ સ્પષ્ટ થતું જાય છે અને તેની નવાઈ ઓછી થતી જાય છે.

આ પ્રકરણને અન્તે એક અગત્યની વાત લક્ષમાં રાખવાની એ છે કે આપણા માનસિક જીવનમાં યાદ રાખવાનો વ્યાપાર જેટલો ઉપયોગી છે તેટલો જ ભૂલી જવાનો વ્યાપાર ઉપયોગી છે. યાદ રાખવું તેમ ભૂલી જવું એ આપણા મનના મુખ્ય ગુણો છે. સાહચર્યના પ્રકરણમાં આપણે જોયું કે કોઇપણ વસ્તુ વિશેનું સંપૂર્ણ સૂચન અર્થાત ત્હેની સાથે આપણા અનુભવમા સાહચર્ય ધરાવતી સર્વે વસ્તુઓનું સૂચન કેવળ અસંભવિત છે. દરેક ક્ષણે સર્વે સહચારી વસ્તુઓમાંથી અમુક એક વસ્તુ વધારે બળવાન્ હોઇ ત્હેનું સ્મરણ થાય છે અને બીજી વસ્તુઓ સ્મરણમા આવવાથી આપણા મનનું બંધારણ જો એવું હોય કે જે જે વસ્તુ આપણા અનુભવમાં આવી ગઇ હોય તે કદી પણ ભૂલી જવાય નહી તો આપણી સ્થિતિ કાંઈ પણ યાદ ન રહે એવી ગુંચવાડાભરેલી થાય. કારણ કે એક વસ્તુનો વિચાર આવતાં ત્હેના સહચારી વિચારો સરખા બળથી એટલા બધા આવે કે સર્વે ઝાંખી રીતે અને ભેળસેળવાળાં જણાવાથી એક પણ વિચાર સ્પષ્ટ રીતે આવે નહી, એક કલાકના અનુભવનું સ્મરણ કરતાં એક કલાક જ થાય અને આપણો ઘણોખરો વખત યાદ

કરવામાં વ્યતિત થાય. વાસ્તવિક રીતે દરેક વસ્તુનો અનુભવ થયા પછી ત્હેની ઘણી વિગતો ભૂલી જવાય છે અને રસવાળી તથા અગત્યની વિગતો જ સ્મરણમા ટકી રહે છે અને તેથી સ્મરણમા તે અનુભવ મળ હોય ત્હેના કરતા ટુંકો જણાય છે. આવી રીતે નવાઇ જેવું પરિણામ આવે છે કે ભૂલી જવું યાદ રાખવાની એક મુખ્ય સરત છે. ઘણા મનોવ્યાપારોને કેવળ ભૂલી ગયા વિના તથા કેટલા-એકને ક્ષણવાર ભૂલી ગયા વિના કોઈપણ વસ્તુ આપણા સ્મરણમા સ્પષ્ટ રીતે આવી શકે નહીં અને આનો અર્થ એમ નથી કે જેટલી વસ્તુઓ ભૂલી જવાય તેટલી ભૂલી જવી. કઇ વિગતો અગત્યની છે અને કઈ વિગતો અગત્યની નથી તે વચ્ચે યોગ્ય વિવેક કરવો જોઇએ અગત્ય વિનાની વિગતોને ત્હેમનું કામ થયા પછી મનમાથી જવા દેવી અને અગત્યની વિગતો ઉપર ધ્યાન આપીને ત્હેમને સ્મરણમાં સાચવી રાખવી, આવી રીતે ભૂલી જવાનો ગુણ સ્મરણ શક્તિના દરદ જેવો નથી પરન્તુ તે શક્તિના પોષણ અને સુક્રિયાની મુખ્ય સરત છે. વ્યાધિમય સ્મરણ વ્યાપારોની તપાસ ઘણા માનસશાસ્ત્રીઓ હાલ કરે છે. આ તપાસનું કંઇ બહુ પરિણામ ચોક્કસ રીતે આવેલું નથી પરન્તુ કેટલીક વિગતો ચોક્કસ રીતે મળી શકે છે આમાની મુખ્ય એ છે કે હીપ્નોટીઝમની મૂર્છામા નાખેલા પુરુષો ભાન આવ્યા પછી સાધારણ રીતે મૂર્છાની સ્થિતિમા તેમણે જે કંઇ કર્યું અથવા કહ્યું હોય તે ભૂલી જાય છે પરન્તુ પછીની મૂર્છામા પાછુ ત્હેમને પ્હેલાની મૂર્છામા જે કાંઇ થયુ હોય તે યાદ આવે છે. એવડા જીવનના દાખલાઓમા પણ એક માણસ વારાફરતી બે જીવનો ગાળતો હોય એમ જણાય છે અને એક જીવનની વિગતોનું બીજા જીવનમા સ્મરણ હોતું નથી. ઇન્દ્રિયોની સંસ્કાર ગ્રહણ શક્તિ પણ બન્ને જીવનોમા જુદી જુદી જણાય છે. કોઇ વખત એક જીવનમા ઇન્દ્રિયો જડ થઇ જાય છે તે બીજા જીવનમાં બરાબર હોય છે અને કોઇ વખત એક જીવનમાં એક ઇન્દ્રિય જડ થાય છે તો બીજા

જીવનમાં બીજી ઇન્દ્રિય જડ બને છે અને હેની સાથે સ્મરણ શક્તિ પણ બદલાતી રહે છે. એમ જણાયલું છે કે આવા બેવડા જીવન ધરનારા પુરૂષો જ્યારે જડ ઇન્દ્રિયોવાળા થઇ જાય છે ત્યારે જે ભૂલી જાય છે તે ઇન્દ્રિયો પછી તીવ્ર થાય છે ત્યારે યાદ કરી શકે છે. મો. જેનેટે આવા પ્રાણીઓની સ્પર્શેન્દ્રિયને વીજળીના પ્રવાહવડે કામચલાઉ રીતે તીવ્ર કરી અને કુંચીઓ, પેનસીલો વિગેરે તેમની પાસે ઝલાવ્યા તથા ચોકડીના જેવી નીશાનીઓ કરાવી. થોડા વખત પછી જેવી સ્પર્શેન્દ્રિયમાં જડતા આવી કે તરત તેઓ તે વસ્તુઓને તથા કામોને ભૂલી ગયા અને જો કે તે વસ્તુઓ તેમના હાથમાં હતી છતાં તેઓને પુછ્યું ત્યારે તેઓએ કહ્યું કે હેમના હાથમાં કંઈ નથી બીજે દિવસે જ્યારે પાછી તેવીજ રીતે હેમની સ્પર્શેન્દ્રિય તીવ્ર કરી ત્યારે તે આગલે દિવસે તેમણે ઝાલ્યું હતું તથા કહ્યું હતું તે બધું તરત યાદ આવ્યું. આ વ્યાધિમય વ્યાપારોની તપાસથી એટલું તો ચોક્કસતાથી જણાય છે કે સ્મરણ શક્તિનો પ્રદેશ આપણે ધારીએ છીએ હેના કરતાં વધારે વિશાળ હોવાનો સંભવ છે અને કેટલીએક બાબતો બહારથી કેવળ મનની બહાર ગયેલી લાગે છે પરન્તુ તેથી તે બાબતો બીજી કેટલીક શરતો વચ્ચે ફરી પાછી મનમાં નજ આવે એમ કહી શકાતું નથી. આ ઉપરથી એમ નથી સમજવાનું કે આપણા અનુભવની કોઇ પણ બાબત ભૂલી જવાય નહીં પરન્તુ એટલુંજ કે મનની જુદી જુદી સ્થિતિઓમાં એક વસ્તુ જે કેવળ ભૂલાઇ ગયેલી લાગે છે તે અચાનક રીતે પાછી મનના પ્રદેશમાં આવી શકે છે.

# પ્રકરણ પંદરમું.

## કલ્પના શક્તિ.

હવે આપણે સ્મરણ શક્તિની સાથે નિકટ સંબન્ધ ધરાવનારી મનની પૂર્વે અનુભવાયેલી વસ્તુઓની તથા ત્હેમના વિવિધ સંયોજનોની મનમા આકૃતિ ઉપજાવવાની શક્તિ અર્થાત્ કલ્પના શક્તિ વિષે જોઇશું. આ શક્તિ આપણી તન્તુ રચનાના એક મુખ્ય ગુણ ઉપર આધાર રાખે છે અને તે એ છે કે એક વખત જ્યાં સંસ્કારો ઇન્દ્રિયો ઉપર પડે છે કે તેઓ તન્તુ ચક્રમા છપાઇ રહે છે અને તેથી ત્હેમના મૂળ પ્રોત્સાહન બંધ થયા પછી પણ તે સંસ્કારોની આકૃતિઓ મનમા ઉત્પન્ન થઇ શકે છે પરન્તુ જે કોઇ સંસ્કાર કોઇ વખત અનુભવવામા આવ્યો જ ન હોય તેની કલ્પના ફરી પણ થઇ શકતી નથી. આંધળા તથા બ્હેરા પુરૂષો ત્હેમની જોવાની તથા સાંભળવાની શક્તિ ગયા પછી વરસો સુધી રંગો તથા અવાજોની કલ્પના કરી શકે પરન્તુ જન્મથી આંધળો માણસ રંગની કદી પણ કલ્પના કરી ન શકે, તેમ જન્મથી જ બ્હેરો માણસ અવાજની કલ્પના કરી શકે નહી. ગમે તેટલા તત્ત્વોના મિશ્રણથી બનેલું કાલ્પનિક ચિત્ર મનમા દોર્યું હોય કે જ્હેને મળતી વસ્તુ વિશ્વમાં મળી શકે જ નહી પરન્તુ તે સર્વે તત્ત્વો તો પૂર્વે અનુભવમા આવેલા હોવા જોઇએ. ત્હેમનુ મિશ્રણ આપણે પોતાની ઇચ્છા પ્રમાણે કરી શકીએ પરન્તુ ત્હેનુ એક તત્વ આપણે પોતાની મેળે પેદા કરી શકતા નથી. આવી રીતે એક વખત અનુભવાયેલી વસ્તુઓની મનમા આકૃતિ ઉપજાવનારી શક્તિનું નામ કલ્પના શક્તિ છે. હવે આ શક્તિ બે પ્રકારની છે. જ્યારે કલ્પનાની આકૃતિ દરેક અંશે અસલ વસ્તુ જેવી જ હોય ત્યારે તે કલ્પનાને સંસ્કારોદ્બોધરૂપ કલ્પના

( Reproductive Imagination ) કહેવાય છે તથા જુદી જુદી વસ્તુઓમાંથી જુદા જુદા તત્વો લઇને ત્હેમાંથી એક નવીજ આકૃતિ મનમા ઉત્પન્ન કરવાની કલ્પનાને ઉપજાયક કલ્પના ( Productive Imagination ) કહેવાય છે. પ્હેલા પ્રકારની કલ્પનામા જો કલ્પેલી આકૃતિઓ આપણા પૂર્વાનુભવમા શુ સ્થાન તથા સમય ધરાવે છે તેના જ્ઞાન સાથે ઉત્પન્ન થઈ હોય તો તે આકૃતિઓ આપણે ઉપરના પ્રકરણમા જોઈ ગયા તેમ સ્મરણ વ્યાપારો બને છે અને જ્યારે આ આકૃતિઓને જુદા જુદા પ્રમાણમા આપણી ઇચ્છા પ્રમાણે છુટથી એક બીજા સાથે મિશ્રિત કરી પ્હેલા ન અનુભવાયેલી એવી એક આકૃતિ ઉપજાવી હોય ત્યારે તે કેવળ સ્મરણ નહિ પરન્તુ ખરી કલ્પના શક્તિનો વ્યાપાર છે

હવે આપણા પૂર્વના ઇન્દ્રિયાનુભવોની કાલ્પનિક આકૃતિઓ અત્યંત ઝાંખાથી માંડીને અત્યંત સ્પષ્ટ સુધીના અનેક અંશોમા થાય છે અને જુદા જુદા પુરૂષોમા જુદે જુદે અંશે કાલ્પનિક ચિત્રો ઉત્પન્ન થાય છે કોઇપણ બે માણસની કલ્પના એકજ હોય શકતી નથી દરેક મનુષ્યની કલ્પનામા અનેક લક્ષણ પ્રાધાન્યપણે હોય છે, આ વિષે છેલ્લા થોડા વર્ષોમા અનેક નિરીક્ષણો તથા પ્રયોગો કરવામા આવ્યા છે. આવા એક પ્રયોગમાથી ગાલ્ટન નામના એક વિદ્વાન શાસ્ત્રીએ ઘણાએક પુરૂષોને પુછાવ્યુ કે અમુક નિમેલા દિવસની સવારે પોતાના નાસ્તાના મેજ ઉપર તેઓ બેઠા હોય તેનુ તથા તેની આસપાસની ચીજોનું ચાક્ષુષ કાલ્પનિક ચિત્ર ત્હેમને કેવુ જણાય છે તે લખી મોકલવુ આ તપાસને પરિણામે જણાયુ કે સર્વે ચિત્રો થોડે ઘણે અંશે એક બીજાથી જુદા હતા અને નામાંકિત વિદ્વાન શાસ્ત્રી વર્ગની ચાક્ષુષ કલ્પના શક્તિ નાના તથા સાધારણ બુદ્ધિવાળા પુરૂષો કરતા ઓછી હતી આમાના બે પુરૂષો કે જેમાના એકની ઘણી તીવ્ર અને બીજાની ઘણી સ્થૂલ કલ્પનાશક્તિ હતી ત્હેમના જનાબો ટાંકીશુ, તીવ્ર કલ્પનાની શક્તિવાળો પુરૂષ લખે છે કે "આજ

( Reproductive Imagination ) કહેવાય છે તથા જુદી જુદી વસ્તુઓમાંથી જુદા જુદા તત્વો લઇને ત્હેમાંથી એક નવીજ આકૃતિ મનમાં ઉત્પન્ન કરવાની કલ્પનાને ઉપજાયક કલ્પના ( Productive Imagination ) કહેવાય છે. પ્હેલા પ્રકારની કલ્પનામાં જો કલ્પેલી આકૃતિઓ આપણા પૂર્વાનુભવમાં શું સ્થાન તથા સમય ધરાવે છે તેના જ્ઞાન સાથે ઉત્પન્ન થઈ હોય તો તે આકૃતિઓ આપણે ઉપરના પ્રકરણમાં જોઈ ગયા તેમ સ્મરણ વ્યાપારો બને છે અને જ્યારે આ આકૃતિઓને જુદા જુદા પ્રમાણમા આપણી ઇચ્છા પ્રમાણે છુટથી એક બીજા સાથે મિશ્રિત કરી પ્હેલા ન અનુભવાયેલી એવી એક આકૃતિ ઉપજાવી હોય ત્યારે તે કેવળ સ્મરણ નહિં પરન્તુ ખરી કલ્પના શક્તિનો વ્યાપાર છે.

હવે આપણા પૂર્વના ઇન્દ્રિયાનુભવોની કાલ્પનિક આકૃતિઓ અત્યંત ઝાખાથી માંડીને અત્યંત સ્પષ્ટ સુધીના અનેક અંશોમા થાય છે અને જુદા જુદા પુરૂષોમા જુદે જુદે અંશે કાલ્પનિક ચિત્રો ઉત્પન્ન થાય છે કોઇપણ બે માણસની કલ્પના એકજ હોઇ શકતી નથી. દરેક મનુષ્યની કલ્પનામા અનેક લક્ષણ પ્રાધાન્યપણે હોય છે, આ વિષે છેલ્લા થોડા વર્ષોમા અનેક નિરીક્ષણો તથા પ્રયોગો કરવામા આવ્યા છે. આવા એક પ્રયોગમાથી ડાલ્ટન નામના એક વિજ્ઞાનશાસ્ત્રીએ ઘણાએક પુરૂષોને પુછાવ્યુ કે અમુક નિમેલા દિવસની સવારે પોતાના નાસ્તાના મેજ ઉપર તેઓ બેઠા હોય તેનું તથા તેની આસપાસની ચીજોનું ચાક્ષુષ કાલ્પનિક ચિત્ર ત્હેમને કેવું જણાય છે તે લખી મોકલવુ. આ તપાસને પરિણામે જણાયુ કે સર્વે ચિત્રો થોડે ઘણે અંશે એક બીજાથી જુદા હતા અને નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રી વર્ગની ચાક્ષુષ કલ્પના શક્તિ નાના તથા સાધારણ બુદ્ધિવાળા પુરૂષો કરતા ઓછી હતી. આમાના બે પુરૂષો કે જેમાના એકની ઘણી તીવ્ર અને બીજાની ઘણી સ્થૂલ કલ્પનાશક્તિ હતી ત્હેમના જવાબો ટાંકીશુ, તીવ્ર કલ્પનાની શક્તિવાળો પુરૂષ લખે છે કે "આજ

'સહવારના નાસ્તાનું મેજ મ્હને ઝાંખું તેમ જ ચોખ્ખું જણાય છે. જ્યારે મ્હારી આંખો ઉઘાડી તથા કોઈ વસ્તુ ઉપર હોય અને હું તે મેજની કલ્પના કરૂં છું ત્યારે તે સ્પષ્ટ અને તેજસ્વી જણાય છે. મેજ ઉપરની બધી વસ્તુઓ મ્હને એક સામટી સ્પષ્ટ જણાય છે અને અમુક એક વસ્તુ ઉપર જ્યારે મ્હારૂં ધ્યાન સંકુચિત કરૂં છું ત્યારે તે વસ્તુ ઘણી જ સ્પષ્ટ જણાય છે. બીજા બધા ગુણો કરતા વસ્તુઓના રંગો વધારે સ્પષ્ટતાથી કલ્પી શકું છું. મ્હારા મનમા એક સામટી ઉત્પન્ન થતી આકૃતિઓની સંખ્યા મોટી છે. હું કોઇ ઓરડાની ચારે દિવાલો કલ્પી શકું છુ તથા બે ત્રણ કે ચાર કે ત્હેનાથીએ વધારે ઓરડાની ચારે દિવાલો હું એક સામટી એટલી સ્પષ્ટતાથી જોઈ શકું છું, કે ત્હેનામા એકમા અમુક જગોએ શું છે તે કહેવાનું કહો અથવા ત્હેમાંની ખુરશીઓ ગણવાનું કહો તો હું જરાએ અટકયા વિના કહી શકું. કોઈ પુસ્તકમાંથી જેમ હું વધારે મોઢે શીખું તેમ ત્હેનામાં નાની આકૃતિઓ વધારે સ્પષ્ટ રીતે હું કલ્પી શકું છું. ત્હેમા લખેલી લીટીઓ હું મોઢેથી બોલું તે પ્હેલાં પણ હું ત્હેમને કલ્પનામાં જોઇ શકું છું કે જેથી ત્હેમાના શબ્દો બહુ ધીમેથી હું એક પછી એક કહી શકું છુ. પરન્તુ મ્હારૂં મન પાનાંઓની કાલ્પનિક આકૃતિ તરફ એટલું બધુ ગુંચાયેલ હોય છે કે હું જે બોલું છું ત્હેના અર્થનો ખ્યાલ મ્હને હોતો નથી. જ્યારે હું પ્હેલાં આમ કરતો થયો ત્યારે હું એમ ધારતો કે તે લીટીઓ હું ઘણી અપૂર્ણ રીતે જાણતો હતો ત્હેને લીધે હશે પરન્તુ હવે મ્હારી ખાત્રી થઇ કે હું ત્હેની આકૃતિ ખરેખર જોઇ શકું છું." સ્થૂળ કલ્પના શક્તિ વાળો પુરૂષ લખે છે કે "મનમાં ચાક્ષુષ આકૃતિઓ ઉપજાવવાની મ્હારી શક્તિ ઘણી નિયમિત અને વિચિત્ર જણાય છે. જે રીત વડે હું કોઇ બનાવ તથા વસ્તુ યાદ રાખી શકું છું તે જુદી જુદી સ્પષ્ટ આકૃતિઓ વડે નહિ પરન્તુ એક સામટી અને જાણે ધુમ્મસથી છવાયેલાં ઝાંખા ચિત્ર વડે કરી શકું છું, જો કે હું પ્હેલાં કરી

શકતો હતો પરન્તુ હવે આંખ્યો બંધ કર્યા પછી પણ કોઈ પણ વસ્તુનું ચોખ્ખું ચિત્ર મનમાં ઉપજાવી શકતો નથી. ધીમે ધીમે તેમ કરવાની શક્તિ મ્હારામાંથી જતી રહી છે. મ્હારાં આબેહુબ સ્વપ્નાં કે જ્હેના બનાવો ખરા બનાવો જેવા લાગે છે, ત્હેમાં પણ ઝાંખી ચાક્ષુષ કલ્પનાને લીધે આકૃતિઓ ઘણી અસ્પષ્ટ જણાય છે. આજ સવારના નાસ્તાના મેજ વિષે મ્હારાથી કંઈપણ ચોખ્ખું કહી શકાતું નથી. બધું ઝાંખું અને અસ્પષ્ટ છે અને હું કલ્પનામાં શું જોઉં છું તે પણ કહી શકતો નથી. હું મ્હેલેથી જાણું છું કે ત્હેની આસપાસ દશ ખુરશીઓ છે. પણ કલ્પનામાં હું ત્હેમને ગણી શકતો નથી. કોઈ જાતની વિગત પણ હું જોઇ શકતો નથી. એક જાતનું એકસામટું તથા ઝાંખું ચિત્ર મ્હારા મનમાં છે કે ત્હેનું વર્ણન મ્હારાથી થઇ શકતું નથી. રંગો એના એ પરન્તુ બહુ ઝાંખા દેખાય છે. કદાચ જે રંગ હું સ્પષ્ટ જોઈ શકું છું તે મેજ ઉપરના કપડાનો છે. અને દિવાલ ઉપરના કાગળોનો રંગ જો મ્હને સાંભરે છે તો હું તેને ઘણું કરીને કલ્પી શકું છું."

ઉપરના ફકરા ઉપરથી જણાશે કે જે માણસની ચાક્ષુષ કલ્પના શક્તિ તીવ્ર હોય છે તે આવી શક્તિ વિનાના પુરૂષો કેવી રીતે વિચાર કરી શકતા હશે ત્હેનો ખ્યાલ કરી શકતો નથી. કેટલાએક પુરૂષો ચાક્ષુષ કલ્પના વડે આકૃતિઓ મનમાં ઉપજાવી શકતાજ નથી, અને ઉપરના ઉદાહરણ પ્રમાણે તેઓ એમ કહેશે કે નાસ્તાનું મેજ મનમાં જોવાને બદલે તેઓ ત્હેને જાણે છે અથવા સંભારે છે. આમ જાણવું અથવા સાંભળવું તેઓના મનમાં કેવળ શબ્દોની કલ્પનામય આકૃતિઓ વડે જ બને છે અને વ્યવહારિક જીવનમાં કોઇ વસ્તુ ચાક્ષુષ આકૃતિઓ વડે સંભળાય કે શબ્દોની આકૃતિઓ વડે સંભારાય ત્હેમાં કાંઇ બહુ ફેર પડતો નથી. કેટલીએક વખત તો ચાક્ષુષ કાલ્પનિક આકૃતિઓ કરતાં શબ્દોની કાલ્પનિક આકૃતિઓ વધારે ઉપયોગી નીવડે છે. કારણ કે શબ્દોની કલ્પના ઘણી ઝડપથી

મનમાં થઇ શકે છે એટલુંજ નહીં પરન્તુ બીજા બધા પ્રકારની કલ્પના કરતાં તે સહેલાઇથી થાય છે. આનું એક પ્રમાણ એ છે કે |જેમ માણસો મોટા અને વધારે વિચાર શક્તિવાળા હોય છે તેમ તેઓની ચાક્ષુષ કલ્પના શક્તિ ઓછી હોય છે. |

ચાક્ષુષ કલ્પના પછી બીજી મુખ્ય જાતની કલ્પના તે કર્ણેન્દ્રિય કલ્પના છે. આવી કલ્પના શક્તિવાળા પુરૂષો ઘણુંખરૂં કર્ણેન્દ્રિયના પ્રત્યક્ષોની માનસિક આકૃતિઓ ઉપજાવીને વિચાર કરી શકે. મૅાબીને લખે છે કે આવા પ્રકારના પુરૂષો ચાક્ષુષ કલ્પના શક્તિવાળા પુરૂષો કરતાં ઓછા હોય છે. તેઓ સાંભરેલ શબ્દોની આકૃતિઓમાં વિચાર કરે છે. કંઇ પાઠ યાદ રાખવો હોય તો તેઓ પાના ઉપર લખેલા શબ્દોનો દેખાવ નહી પરંતુ તે શબ્દોના અવાજોને પોતાના મનમાં ઠસાવે છે. તેઓના વિચારો તેમજ સ્મરણો કર્ણેન્દ્રિયદ્વારા થાય છે. મનમાં સરવાળો કરવાનો હોય તો તેઓ અંકોના નામો મનમાં ગોખીને પછી સરવાળો કરે છે. તે પુરૂષોમાં બીજા બધા પ્રકારની કલ્પના શક્તિઓ દબાઇ જઇને આજ શક્તિ વિકાસ પામેલી હોય છે. તેઓની સ્મરણ શકિત તીવ્ર હોય છે કારણ કે શબ્દોની આકૃતિઓ ઘણી સ્હેલાઇથી મનમાં આવે છે પરંતુ આવા પુરૂષોને મુખ્ય ભય એ હોય છે કે જો કદાચ તેઓમાથી આ શક્તિ ઓછી થઇ જાય અથવા જતી રહે તો તેઓ કેવળ વિચારશૂન્ય બની જાય છે.

ત્રીજી જાતની કલ્પના શકિત તે સ્નાયુ પ્રત્યક્ષોની કાલ્પનિક આકૃતિઓ ઉપજાવવાની શક્તિ છે. વીયેનાના પ્રોફેસર સ્ટ્રીકર નામનો ગૃહસ્થ પોતાનામાં આ શક્તિ હોવા વિષે લખે છે કે ત્હેની પોતાની તેમજ બીજી બધી વસ્તુઓની ગતિઓના સ્મરણ વ્યાપારો કરવાની સાથે ત્હેના પોતાના શરીરના જે ભાગો તે ગતિઓ ઉપર જીવવામા અથવા ત્હેમને અનુસરવામાં સ્વાભાવિક રીતે ઉપયોગમાં આવે તેના ભાગોના સ્નાયુઓમાં આકુંચનો થાય છે. ઉદાહરણ તરીકે કોઇ સૈનિકના કુચ કરવાનો વિચાર આવતાં એને એમ કલ્પના થઇ કે

જાણે તે સૈનિકના કુચ કરવાનો ચિતાર ઉત્પન્ન કરવા માટે પોતે પણ હેની પાછળ કુચ કરતા હોય ! અને જો પોતાના પગલાં પોતાના કુચ કરવાની કલ્પનાની સાથે ઉત્પન્ન થતા પ્રત્યક્ષને જો તે દાબી દઇ તે કાલ્પનિક સૈનિક ઉપરજ પોતાનું ધ્યાન સંકુચિત કરે તો તે સૈનિકની આકૃતિ કેમ જાણે અકડાઇજ ગઈ હોય તેમ જણાતું !

સામાન્ય રીતે જ્યારે જ્યારે કોઇપણ વસ્તુની ગતિની કલ્પનાની સાથે પોતાની આંખો તથા બીજા અવયવોમાં કંઇપણ તે ગતિને લગતાં સ્નાયુ પ્રત્યક્ષો ન થતાં ત્યારે તે કલ્પના હેના મનમાં દબાઇ જતી. હેના માનસિક જીવનમાં અર્થસહિત વાચાને લગતી ગતિઓ મુખ્ય સ્થાન ધરાવતી હતી. તે કહે છે કે જ્યારે જ્યારે હું પ્રયોગો, વિગેરે કામ કર્યા પછી હેનું વર્ણન કરવા માંડું છું ત્યારે સાધારણ રીતે પ્હેલા તો હું તે પ્રયોગો વિગેરેને લગતી વિગતોના સંબંધી શબ્દોનો મનમાં ઉચ્ચાર કરૂં છું કારણ કે મ્હારા સર્વે કામોમાં વાચા એટલું મુખ્ય સ્થાન ધરાવે છે કે જેવું હું કાઇ પણ જાણું છું કે તરત હેને મ્હારા મનમા શબ્દોમાં ગોઠવી દઉં છું.

ઘણા માણસોને જો એમ પુછ્યું હોય કે કયા પ્રકારે તેઓ શબ્દોની કલ્પના કરે છે તો તેઓ એમ જવાબ દેશે કે કર્ણેન્દ્રિય કલ્પનામાં અર્થાત્ શબ્દોને સાંભળવાની કલ્પનામાં. જ્યા સુધી આ વાત ઉપર હેનું ધ્યાન ખાસ દોરાયેલું હોતું નથી ત્યાં સુધી તેમ કરવાનાં કર્ણેન્દ્રિયની કાલ્પનિક આકૃતિઓ કે ઉચ્ચારની ઇંદ્રિયની સાથે સંબંધ ધરાવતી ગતિઓની કાલ્પનિક આકૃતિઓ મુખ્ય સ્થાન ધરાવે છે અર્થાત્ શબ્દોની કલ્પના હેમને સાંભળવાની કલ્પના વડે થાય છે કે હેમનો ઉચ્ચાર કરવાની કલ્પના પર થાય છે તે તેઓ સ્હેલાઇથી કહી શકતા નથી. આ જોવા માટે એક રસ્તો એ છે કે મ્હોંને અર્ધું ઉઘાડો અને ઓષ્ટસ્થાની અથવા દન્તસ્થાની અક્ષરોવાળા શબ્દની કલ્પના કરો. જેમકે બબ્બલ ટોઇલ. હવે જુઓ કે આ પ્રમાણે કલ્પના કરતાં તે શબ્દોની આકૃતિઓ મનમા સ્પષ્ટ

રીતે આવે છે કે નહીં. ઘણા પુરૂષોને ઓઠોને જુદા પાડીને તે શબ્દનો ઉચ્ચાર કરવાનો પ્રયત્ન કરતાં ત્હેનો અવાજ અસ્પષ્ટ જણાય તેને લીધે ત્હેના આકૃતિ અસ્પષ્ટ જણાશે, ઘણા પુરૂષો ઉઘાડે મ્હોંએ શબ્દોની કલ્પના કરી શકતા જ નથી અને કેટલાએક થોડા પ્રયત્નો કર્યા પછી તેમ કરવામા સફળ થાય છે. આ પ્રયોગો વડે શબ્દની કલ્પના હોઠો, જીભ, કંઠ વિગેરે અવયવોમા થતા પ્રત્યક્ષ ઉપર કેવો આધાર રાખે છે તે જણાઇ આવે છે. પ્રો. લેડન કહે છે તે પ્રમાણે કોઇ શબ્દનો દાબી દીધેલો ઉચ્ચાર તેના સ્મરણનું સાધન અને ત્હેની વાચાના વિચારરૂપે હોય છે.

/ જે પુરૂષોની કર્ણેન્દ્રિય વડે કલ્પના કરવાની શક્તિ નિર્બળ હોય છે તેઓની શબ્દોની કલ્પનામા ત્હેમના ઉચ્ચારોની કલ્પનાજ મુખ્ય સ્થાન ધરાવે છે અને કેટલાએકને તો શબ્દો વિષેના વિચારમા કર્ણેન્દ્રિય વડે કલ્પના થતી જ નથી. /

હવે સ્પર્શેન્દ્રિય માટે થતી કલ્પના વિષે જોઇશું. આવી કલ્પના શક્તિ કેટલાએક પુરૂષોમા બળવાળી હોય છે, જ્યારે આપણા શરીરના કોઇ પણ ભાગમા કંઇ ઇજા થતા થતા રહી જાય છે અથવા જ્યારે કોઇ બીજાને થયેલી ઇજા આપણે જોઇએ છીએ ત્યારે તે ઇજાને લગતી સ્પર્શેન્દ્રિય માર્ગે આબેહુબ કલ્પનાઓ મનમા ઉભી થાય છે. બીજાના શરીરના જે અવયવમા થતી કંઇ દુઃખમય ઇજાની બળવાન કલ્પના કરતા આપણા શરીરના તેજ અવયવમા જાણે દુ ખ થતું ન હોય તેમ કલ્પના થાય છે અને કોઇ વખત તો આવી બલવાન કલ્પનાને લીધે તે ભાગ રાતો બની જાય છે હેરેસેપર નામનો એક પુરૂષ લખે છે કે, ' એક કેળવાયેલા માણસે મ્હને કહ્યુ હતું કે એક વખત તે માણસ ત્હેના ઘરમાં પેસતો હતો ત્હેવામા ત્હેનાથી પોતાના એક નાના બાળકની આગળી પગવડે ચગદાઇ. આમ થવાથી તે માણસના મનમા એટલું દુ ખ થયું કે તે ક્ષણે ત્હેના પોતાના શરીરની તેજ આગળીમાં સખ્ત દરદ થઇ આવ્યુ અને

ત્રણ દિવસ સુધી તે દરદ ચાલ્યું. (જે પુરૂષો બ્હેરા અને મુંગા હોય છે તેઓની કલ્પનાશક્તિ સ્પર્શેન્દ્રિય તથા સ્નાયુ ઇન્દ્રિય માર્ગે બની શકે છે.) એક આંધળા માણસને દેખતો કરવામાં આવ્યા પછ. જ્યારે ત્હેને જુદી જુદી આકૃતિઓવાળી વસ્તુઓ બતાવવામાં આવી ત્યારે ત્હેણે કહ્યું કે જ્યાં સુધી તે આકૃતિઓને જોતાં ત્હેની આંગળીઓના સાંધાઓમાં તે વસ્તુઓને ખરેખર અડકવાથી જે પ્રત્યક્ષો ઉત્પન્ન થાય ત્હેવા પ્રત્યક્ષો ઉત્પન્ન થતાં નથી ત્યાં સુધી તે આકૃતિઓને એક બીજાથી જુદી પાડી શકતો નથી.

એફેસીયા નામનું દરદ કે જ્હેના વિષે ઉપરના એક પ્રકરણમાં આપણે કહી ગયા ત્હેની ચિકિત્સામાં જુદા જુદા પુરૂષોની કલ્પનાશક્તિ કેવી ભિન્ન ભિન્ન હોય છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. કેટલાએકની કલ્પના ચક્ષુ ઇન્દ્રિયદ્વારા જ થાય છે. કેટલાએકની કર્ણેન્દ્રિયે, વાચા અથવા સ્નાયુ ઇન્દ્રિયદ્વારાજ થાય છે. તથા કેટલાએકની મિશ્રિત હોય છે. આવી ભિન્ન કલ્પનાવાળા પુરૂષોના મગજમાં એક જ ભાગમાં થયેલી ઇજાથી જુદાં જુદાં પરિણામો નીપજે છે. કોઇને જે ઇજા થયેલો ભાગ કલ્પનામાં વધારે વપરાતો હોય તો ત્હેની કલ્પનાશક્તિ જતી રહે છે અને કોઇને જો તે ભાગ નજ વપરાતો હોય તો ઇજા થતાં ત્હેની કલ્પના શક્તિને કાંઇ વાંધો આવતો નથી. આનું એક જાણવા જેવું ઉદાહરણ એક દરદીની હકીકત ઉપરથી મળી આવે છે. આ દરદી એક વેપારી હતો અને કેવળ ચક્ષુ ઇન્દ્રિયદ્વારાજ તે કલ્પના કરી શકતો હતો. ત્હેના મગજમાં અકસ્માત્ કંઈ ઇજા થવાને લીધે ચાક્ષુષ કાલ્પનિક આકૃતિઓ ઉપજાવવાની ત્હેની શક્તિજ જતી રહી અને ત્હેની સાથે બીજી કોઇ શક્તિ ઓછી થયા વિના ત્હેની વિચાર કરવાની શક્તિ ઘણી ઓછી થઇ ગઇ. થોડા વખત પછી એણે શોધી કહાડ્યું કે બીજી ઇન્દ્રિયદ્વારા કલ્પના કરવાનો અભ્યાસ કર્યાથી તે પોતાનું કામ કરી શકતો હતો. પરન્તુ પ્હેલાની સ્થિતિમાં ને હાલની સ્થિતિમાં ત્હેને

પોતાને ઘણો ફેર જણાતો. જ્યારે જ્યારે કામ પ્રસંગે બ્હાર જવાનું થાય ને પોતે શેહેરમાં ફરે ત્યારે જાણે તે નવા શહેરમાં જતો ન હોય તેમ ત્હેને લાગતું. મકાનો, શેરીઓ વિગેરે ભાગો જોતાં ત્હેને પ્હેલી વખત જોતાં જેટલી નવાઈ લાગે તેટલી નવાઈ જણાતી. ત્હેના શહેરનું મુખ્ય જાહેર મકાન કયાં અને કેવું છે તે ત્હેને પુછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે હું મારા મનમા વિચાર કરી શકું છું કે તે અમુક ભાગમાં છે પરન્તુ ત્હેની કલ્પના કરવી અશકય છે અને તેથી ત્હેના વિષે હું કંઇ પણ કહી શકતો નથી. તેવીજ રીતે ત્હેની સ્ત્રી તથા છોકરાઓના મ્હોંપણ તે યાદ કરી શકતો નહોતો. ત્હેમની સાથે થોડા વખત બેઠા પછી ત્હેમના મ્હોં ત્હેને અપરિચિત જણાતાં તેટલું જ નહીં પરન્તુ તે પોતાનું મ્હોં પણ ભૂલી જતો અને એક વખત અરીસામાં જોઇને પોતાની આકૃતિને બીજા કોઇ પુરૂષની આકૃતિ ધારી ત્હેને સંબોધન કરતો હતો. જુદા જુદા રંગોને પારખવાની શક્તિ પણ ત્હેનામાથી જતી રહી હતી. તે કહે છે કે હું જાણું છું કે મ્હારી સ્ત્રીના વાળ કાળા છે પરન્તુ જેમ હું ત્હેનું મ્હોં યાદ કરી શકતો નથી તેમ તેણીના વાળનો રંગ પણ યાદ કરી શકતો નથી. ત્હેના કાગળોમા અમુક એક કાગળ મુકયો હોય તો પછી તે જોવાને જેમ બ્હારના માણસ શોધે તેમ ત્હેને શોધવું પડતુ. પ્હેલા કંઇ સરવાળો કરવો હોય તો કંઇ બોલ્યા વિના તે કરી શકતો તે હવે સરવાળાની સંખ્યાને જ્યારે પોતાને સંભળાય ત્હેવી રીતે બોલે ત્યારે સરવાળો થઇ શકતો. કારણ કે હવે ત્હેને ખબર પડી હતી કે જે કંઇ યાદ રાખવું હોય ત્હેની કર્ણેન્દ્રિયવડે કલ્પના કર્યાથી જ યાદ રહી શકે તેમ હતું. જે શબ્દો કે કંઇ તે યાદ લાવતો તે હવે ત્હેના કાનમા અથડાતું અને તે ત્હેને એક નવો જ અનુભવ જણાતો. ત્હેને વાકયો વિગેરે કંઇ પણ મ્હોડે કરવું હોય તો ત્હેના કાનમા સંસ્કાર પાડવા માટે મોડે કરવાની વસ્તુને થોડી ઘણીવાર મોટો પાડીને વાંચવાની જરૂર પડતી. પછીથી જ્યારે તે

વસ્તુ મનમાં યાદ લાવીને બોલતો ત્યારે બોલ્યા પ્હેલાં કાનમાં ત્હેના શબ્દોનો ધ્વનિ થતો હતો.

કલ્પનાનો તંતુ વ્યાપાર કેટલાએક વૈદક લેખકોનું ધારવું એમ છે કે જે તન્તુ વ્યાપારો ઉપર કલ્પના શક્તિનો આધાર રહેલો છે તે તન્તુ વ્યાપારોનું સ્થાન અને ઇન્દ્રિયોમાંથી આવતાં સંસ્કારોના તન્તુ વ્યાપારોનું સ્થાન એ બે મગજમાં જુદાં હોય છે. પરન્તુ તન્તુશાસ્ત્રના અભ્યાસવડે એમ જણાય છે કે બન્ને પ્રકારના તન્તુ-વ્યાપારોનું સ્થાન મગજમાં એક જ છે. ઉપર આપણે જોયું કે આપણા મનની કાલ્પનિક આકૃતિઓ સાહચર્યના વ્યાપારવડે ઉત્પન્ન થાય છે એટલે કે ત્હેના પ્હેલાનો વિચાર પ્રત્યક્ષ અથવા કાંઇ પણ મનોવ્યાપાર ત્હેનું સૂચન કરે છે. એ મનોવ્યાપારો વચ્ચેનું સાહચર્ય મગજના એક તન્તુસ્થાનમાંથી બીજા તન્તુસ્થાનમાં જતાં પ્રવાહો વડે ઉત્પન્ન થાય છે. હવે જ્યારે મગજના અમુક એકજ તન્તુસ્થાનમાં કોઇ ઇન્દ્રિય તરફથી પ્રવાહ આવે છે ત્યારે અમુક વસ્તુનું પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે અને મગજના જ કોઇ બીજા તન્તુ-સ્થાનમાંથી પ્રવાહ આવે છે ત્યારે ત્હેની કલ્પના ઉત્પન્ન થાય છે. આ બે વચ્ચે ફેર એટલો છે કે ઇન્દ્રિયોમાંથી આવતા પ્રવાહોનું બળ મગજના બીજા કોઇ ભાગમાંથી આવતા પ્રવાહોના બળ કરતાં હમેશાં વધારે હોય છે અને તેથી વસ્તુઓના પ્રત્યક્ષોના પ્રમાણમાં ત્હેમની કલ્પનાઓ આપણને ઝાંખી જણાય છે. કલ્પનાનો વ્યાપાર ગમે તેટલો બળવાન હોય પરન્તુ પ્રત્યક્ષના વ્યાપાર કરતાં તો ઘણો નબળો હોય છે. આમ જો તે નબળો ન હોત તો વસ્તુનું ખરૂં પ્રત્યક્ષ અને ત્હેની કલ્પના અર્થાત્ સત્ય અને અસત્ય વચ્ચેનો ફેર આપણાથી જાણી શકાતજ નહીં અને બન્ને આપણને સરખી રીતે ખરાં કે ખોટાં જણાત. કોઇ વખત અપવાદરૂપે મગજના તન્તુસ્થાન-માંથી આવતો પ્રવાહ ઇન્દ્રિયમાંથી આવતા પ્રવાહ કરતાં વધારે બળવાન હોય છે. કોઇ અવાજ બહુ જ ધીમે હોય અથવા દૂરથી

આવતો હોય તો તે હેનો ખરા પ્રત્યક્ષ અને કલ્પના વચ્ચેનો ફેર જાણવો બહુ કઠિન પડે છે. રાત્રે દૂરથી ઘડીઆળ વાગવાના ઝાંખા અવાજો સાંભળતા કલ્પનાવડે આપણે તે અવાજોને મનમાં દઢ કરીએ છીએ અને છેલ્લો અવાજ આપણે સાંભળ્યો તે ખરો હતો કે કાલ્પનિક હતો તે એકદમ નક્કી કરાતું નથી; તેમજ ઘરમાં કોઈ નાનું છોકરૂં દૂરથી રડતું હોય તો પ્હેલાં તો તે રડવાનો અવાજ ખરો આવે છે કે આપણી કલ્પનામાથીજ નીકળે છે તે વિષે આપણે શંકામાં પડીએ છીએ. રાત્રે કોઇ વખત 'ભૂત' જોઈએ છીએ હેમાં પણ આપણે પાછળ જોઈશું તેમ કલ્પનાનો વ્યાપાર અસાધારણ રીતે બળવાન હોય છે. આ સર્વે ઉપર જણાવેલા નિયમના અપવાદો છે ખરા, પરન્તુ આપણે આ પછીના જ પ્રકરણમાં જોઈશું તેમ તે અપવાદો અસાધારણ રીતે ઉત્પન્ન થાય છે અને સામાન્ય રીતે તો કલ્પનાનો વ્યાપાર પ્રત્યક્ષ વ્યાપાર કરતા ઓછો બળવાન હોય છે.

## પ્રકરણ સોળમું.

### દર્શન.

ઉપરના પ્રકરણોમા આપણે જોયુ કે બાહ્ય વસ્તુના આપણી કોઇપણ ઇન્દ્રિય ઉપર પડતા સંસ્કારને પ્રત્યક્ષ કહેવાય છે. હવે આપણા માનસિક જીવનમા આવાં શુદ્ધ એટલે ઇન્દ્રિયના સંસ્કાર શિવાય બીજા કોઈપણ મનોવ્યાપારથી મિશ્રિત થયા વિનાનાં પ્રત્યક્ષો ઉત્પન્ન થતાજ નથી અને જો થાય છે તો કેવળ બાલ્યાવસ્થામાં કે જ્યારે આપણા મનમાં અનુભવનો સંગ્રહ થયેલો હોતો નથી ત્યારેજ થાય છે. કારણકે આપણા માનસિક જીવનનો એ એક મુખ્ય નિયમ છે, કે ઇન્દ્રિયની દરેક ઉત્તેજક વસ્તુ હેનો સંસ્કાર અર્થાત્ પ્રત્યક્ષ ઉત્પન્ન કરે છે. આવી રીતે પ્રત્યક્ષ સાદું હોતુ નથી પરન્તુ આપણા અનુભવમા હેની સાથે સાહચર્ય ધરાવનારી થોડી ઘણી વસ્તુઓના

વિચારોનું સૂચન કરીને દરેકમાં મળી જાય છે એટલે કે ઇન્દ્રિયનું પ્રત્યેક પ્રત્યક્ષ ઉત્પન્ન થવાની સાથે તે પ્રત્યક્ષ તથા તેનાથી સૂચવાતા એક અથવા વધારે વિચારો એમ બે તત્વોનો બનેલો એક સમગ્ર મનોવ્યાપાર ઉત્પન્ન થાય છે; આ વ્યાપારને મનોદર્શન અથવા ટુંકામાં દર્શન ( Perception ) કહેવાય છે. દર્શનનો અર્થ અત્રે આંખેથી જોવાનો વ્યાપાર નહીં પરન્તુ કોઈ વસ્તુના અમુક ઇન્દ્રિયથી આવતા પ્રત્યક્ષવડે તે વસ્તુને લગતી બીજી બાબતોનું માનસિક ચક્ષુવડે જ્ઞાન ત્હેને પારિભાષિક અર્થમાં દર્શન કહેવાય છે. હવે પ્રત્યક્ષોવડે સૂચવાતા વિચાર થોડા અથવા વધારે હોઈ શકે. કોઇ દર્શનવ્યાપારમા વસ્તુના પ્રત્યક્ષની સાથે ફક્ત તે વસ્તુનાં નામ તથા ત્હેના થોડા મુખ્ય ગુણોના વિચારોનું સૂચન થાય અને કોઇમાં તે વસ્તુના દૂરના સંબંધોનું સૂચન પણ થઇ શકે. પરન્તુ આવા થોડા અને ઘણા સૂચનોવાળા દર્શનવ્યાપારો વચ્ચે ચોક્કસ ભેદ પાડવો એ બહુ કઠિન છે. કારણકે દરેક દર્શનવ્યાપારમા ત્હેને ઉત્પન્ન કરતાં પ્રત્યક્ષ શિવાય વસ્તુનું બધું જ્ઞાન સૂચવાયલુંજ હોય છે અને આ વિવિધ સૂચનો પાછાં સાહચર્યના નિયમ પ્રમાણે એક બીજાનું એક પછી એક સૂચન કરે છે. અને આવી રીતે સઘળો વ્યાપાર ગુંફિત થવાથી કયા દર્શનમાં કેટલા વિચારો સૂચવાએલા હોય છે ત્હેનો એક નિર્ણય ચોક્કસ રીતે થઇ શકતો નથી.

હવે આપણે દર્શનના થોડા ઉદાહરણો લઈશુ. ધારો કે એક કેરી આપણી પાસે પડેલી છે. હવે આ કેરીને જોતાં આપણે મનમાં જાણીએ છીએ કે આ મારી કેરી છે. આવી રીતે આ વસ્તુને ત્હેના નામ તથા ચોક્કસ ગુણો સાથે જાણવું તે ત્હેનું દર્શન છે. કેરી જોતાની સાથે તો ત્હેનું ચાક્ષુષ પ્રત્યક્ષ મળ્યું અને આ પ્રત્યક્ષથી તો ફક્ત કેરીનો રંગ ગ્રહણ થાય છે. કારણકે ચક્ષુ ઇન્દ્રિયથી તો રંગ શિવાય બીજુ કાંઈપણ પ્રત્યક્ષ રીતે ગ્રહણ થતું નથી. આપણા અનુભવમા કેરીના રંગ તથા ત્હેની આકૃતિ સ્વાદ વિગેરે ગુણો સાથે

સાહચર્ય બંધાયેલું હોવાથી ત્હેને જોવાથી જ અમુક ગુણોવાળી આ કેરી છે એવું દર્શન થાય છે. હવે ધારો કે આપણી આંખો મીંચેલી છે તે કેરી પડેલી હોય ત્હેને નાક વડે સુંઘી એને કહીએ કે 'આ કેરી છે.' અહીંઆં પણ ઘ્રાણેન્દ્રિયના પ્રત્યક્ષવડે તો કેરીનો એક ગુણ સુગન્ધ ત્હેનું ભાન થાય પરન્તુ ત્હેની સુગંધ અને સ્વાદ વિગેરે ગુણો વચ્ચે સાહચર્ય હોય ફક્ત સુગન્ધના પ્રત્યક્ષવડે કેરી તથા ત્હેના બીજા ગુણોનું દર્શન થયું. આ પ્રમાણે પ્રત્યેક દર્શનવ્યાપારમાં વસ્તુના અમુક એક ગુણના પ્રત્યક્ષવડે તે વસ્તુનું તથા ત્હેના થોડા ઘણા બીજા ગુણોનું દર્શન થાય છે દરેક વસ્તુ અનેક ગુણોના નિવાસસ્થાન તરીકે આપણને જણાય છે આમાના કેટલાએક ગુણો બીજા ગુણો કરતાં વધારે નિત્ય, રસદાયક અથવા આપણને વ્યવહારિક ઉપયોગમા વધારે આવે એવા હોવાથી તેમને તે વસ્તુના મુખ્ય અથવા અન્તર્ગુણો તરીકે ગણીએ છીએ જેમકે ત્હેની આકૃતિ, કદ, રંગ, કઠણાશ, મૃદુતા વિગેરે બીજા ગુણો ઓછા ઉપયોગી અને ઓછા નિત્ય તથા જુદી જુદી રીતે હોવાથી તેમને જુદા જુદા જણાતા ત્હેના ગૌણ અથવા બાહ્ય ગુણો તરીકે ગણીએ છીએ કયો ગુણ મુખ્ય અને કયો ગૌણ છે તે ઘણુંખરૂ જે દૃષ્ટિબિન્દુથી આપણે તે વસ્તુને તે વખતે જોઈએ ત્હેના ઉપર આધાર રાખે છે અન્તર્ગુણોને આપણે ખરી વસ્તુ કહીએ છીએ અને બાહ્ય ગુણોને તે વસ્તુના આભાસ તથા દેખાવ માત્ર તરીકે ગણીએ છીએ ઉદાહરણ તરીકે ઘરમા બેઠે હું કાંઈ અવાજ સાભળીને કહું કે 'ઘોડાગાડી છે' ત્યારે તે અવાજ તે કંઈ ઘોડાગાડી અથવા ત્હેનો મુખ્ય ગુણ નથી, તે તો ફક્ત ત્હેનો બીજી વસ્તુઓના ઘર્ષણથી ઉત્પન્ન થતો એક બાહ્ય ગુણ છે ખરી ઘોડાગાડી તો ત્હેની આકૃતિ, રંગ વિગેરે મુખ્ય ગુણોથી ચક્ષુ તથા સ્પર્શવડે ગ્રાહ્ય થાય ત્હેવો પદાર્થ છે અને ત્હેનો અવાજ સાભળ્યાથી ત્હેની આકૃતિની જ કલ્પના મ્હારા મનમા થઈ આવે છે. તેવીજ રીતે એક ચોરસ મેજ હોય અને હું દૂર ઉભો રહીને ત્હેની આગેથી જો

આકૃતિ જણાય તે જોઇને કહું કે તે મ્હારો ચોરસ મેજ છે ત્યારે હું જાણું છું કે આ દૂરથી જણાતી આકૃતિ તે મેજ નથી; આ આકૃતિ તો મેજનો એક બાહ્ય અને અનિત્ય ગુણ છે કારણકે અમુક એક જગોએથી મેજને જોવાથીજ તે આકૃતિ જણાય છે અને બીજી જગોએ જોવાથી તે આકૃતિ નષ્ટ થાય છે. મેજની પાસેજ સ્હામે તથા વચમાં ઉભા રહ્યાથી જે આકૃતિ જણાય ત્હેનેજ હું મેજની ખરી આકૃતિ કહીશ અને બીજી બધી જગોએથી તે આકૃતિઓ જણાય ત્હેને ત્હેની દેખાતી આકૃતિઓ કહેવાય અને મેજની ખરી આકૃતિ હું પ્હેલેથી જાણતો હોઉં તો આવી દેખાતી આકૃતિઓમાંથી ગમે તે આકૃતિનું પ્રત્યક્ષ મળ્યાથી ત્હેની ખરી આકૃતિનું સૂચન થઇ ત્હેનું દર્શન થાય છે. અહીં યાદ રાખવાનું એટલું છે કે આ દર્શન-વ્યાપારમાં ઇન્દ્રિય પ્રત્યક્ષ વડે તો આપણે અમુક એક આકૃતિ જોઇએ છીએ પરન્તુ તે પ્રત્યક્ષથી સૂચવાતો વિચાર ખરી આકૃતિનો હોઈ તે વિચારને મનમાં રાખી પ્રત્યક્ષને તો ખરી આકૃતિના વિચારનું પ્રોત્સાહક ચિહ્ન તરીકે માની ત્હેની અવગણના કરીએ છીએ. આવી રીતે દરેક દર્શનવ્યાપારમાં ત્હેને ઉત્પન્ન કરનાર પ્રત્યક્ષ તો ગૌણરૂપે હોય છે અને ત્હેના વડે ભાન થતાં ગુણોને દેખાતા ગુણો-માંથી ત્હેનાથી સુચવાતા ગુણોને ખરા માનીએ છીએ.

જ્યારે આપણે એમ કહીએ છીએ કે પ્રત્યેક દર્શન ઇન્દ્રિય પ્રત્યક્ષ તથા ત્હેનાથી સૂચવાતા વિચારોનું બનેલું હોય છે ત્યારે ત્હેનો અર્થ એમ નથી કે તે અમુક બાહ્ય મિશ્રણનું જ છે. ચેતનના પ્રકરણમાં આપણે જોયું તેમ કોઇ પણ મનોવ્યાપારો પોતાની મેળે સંયોજાતા નથી. ત્હેમનું સંયોજન ત્હેમનાથી જુદોજ એવા કોઇ સંયોજકવડે થાય છે. અને આ સંયોજન અથવા એકીકરણ કેવળ ઇન્દ્રિય પ્રત્યક્ષ નહીં તેમજ કેવળ વિચાર નહીં પરન્તુ ત્હેમનાથી જુદોજ મનોવ્યાપાર છે. દર્શનની વસ્તુ એક અપૂર્વ મનોવ્યાપારનો વિષય છે અને જો કે પ્રત્યક્ષ તથા ત્હેનાથી થતા વિચારો તે તેમના

વ્યાપારના અંગો તરીકે ઓળખી શકાય પરન્તુ તેમને એકબીજાથી જુદા પાડી શકાય નહીં. દર્શનનું અદ્ભૂત પ્રત્યક્ષ ત્હેના સહચારી વિચારોના સંબન્ધપરત્વેજ જણાય છે. આ સહચારી વિચારો જુદા જુદા હોય તો તે એકજ પ્રત્યક્ષ પણ આપણને જુદા જુદા રૂપમાં જણાય છે. આ નિયમના ઉદાહરણો અનેક અને સ્પષ્ટ રીતે જણાઈ આવે એવા છે. ધારો કે કોઈ પુસ્તકના એક પાનામાં 'પુરૂષાયતન' શબ્દ આવતો હોય. જ્યાં સુધી આ શબ્દનું બીજા કોઈ વિચાર સાથે પ્રબળ સાહચર્ય ન હોય ત્યાં સુધી આ શબ્દ વાંચતાં ત્હેનોજ અર્થ મનમાં આવશે; અર્થાત્ ત્હેના પ્રત્યક્ષથી ત્હેના અર્થનું દર્શન થશે. પરન્તુ આપણે જો કોઈ મિત્રનું નામ પુરૂષોત્તમ હોય તેથી અથવા કોઈ બીજા કારણને લીધે 'પુરૂષોત્તમ' શબ્દ આપણને મનમાં વધારે વાર આવતો હોય તો પુરૂષાયતન વાચવાને બદલે પુરૂષોત્તમ વાચીશું અને આ સાહચર્યને લીધે જો કે તે શબ્દ તેનો તેજ છે છતાં ત્હેનું આંખ તથા કાનનું પ્રત્યક્ષ પણ આપણને જુદું જણાશે. સાધારણ રીતે શબ્દોના અવાજો જેવા કાન ઉપર પડે છે ત્હેવુંજ ત્હેમનું દર્શન અર્થાત્ ત્હેમના અર્થનું જ્ઞાન થાય છે. પરન્તુ કોઈ વખત જો આપણું મન વાતચીતમાં અથવા બીજા વિચારોમાં ગુંથાયેલું હોય તો સંભળાતા શબ્દોના સહચારી અર્થો થોડા વખત સુધી દબાઈ જાય છે અને તે શબ્દોના ખાલી અવાજ કાન ઉપર પડે છે અને આ અવાજના પડ્યા શિવાય તે શબ્દોનું દર્શન થતું નથી. જ્યારે આમ થાય છે ત્યારે તે ખાલી અવાજો અર્થ સાથે ગ્રહણ કરેલા તેજ શબ્દોના અવાજો કરતાં કંઈક જુદા જ લાગે છે. કારણકે સાધારણ રીતે તે અવાજ અર્થ સાથેજ ગ્રહણ થયેલા હોવાથી આપણું મન તે અર્થના વિચારમાં એટલે સુધી રોકાયેલું હોય છે કે ત્હેના અવાજની અવગણના થાય છે પરન્તુ જ્યારે અર્થ રહિત ખાલી અવાજ કાન ઉપર પડે છે ત્યારે જ તે અવાજના પ્રત્યક્ષ ઉપર ધ્યાન દોરાય છે અને તેથી તે અવાજ નવો લાગે છે. આપણી

પોતાની ભાષા જો કોઈ પારકી ભાષાની માફક અર્થ સ્હમજ્યા વિના સાંભળીએ તો ત્હેના અવાજો કંઇ જુદાજ જણાય. અવાજની ચઢ ઉતર, જુદાં જુદા પદો ઉપર ભાર વિગેરે આપણા કાન ઉપર એવી રીતે પડે કે ત્હેનો આપણે હાલ ખ્યાલ જ ન કરી શકીએ. આમ હોવાને લીધે કોઈ ભાષાના ઉચ્ચારો, ભાર મુકવાની રીતિઓ વિગેરેની નિષ્પક્ષપાતી પરીક્ષા તે ભાષાના અર્થો ન જાણનાર પુરૂષ જ કરી શકે. બંગાલી ભાષાના ઉચ્ચારો પ્હોળા હોય છે ત્હેનું ભાન કોઇ બંગાલીને ન થાય તેટલું બંગાલી ન જાણનાર ગુજરાતીને થઇ શકે. આજ નિયમ પ્રમાણે જો કોઈ લખેલા અથવા છાપેલા એક જ શબ્દ સામે લાંબા વખત સુધી જોયા કરીશું તો અન્તે તે શબ્દનું સ્વરૂપ આપણને કંઇ જુદું જ જણાશે અને આપણને નવાઇ લાગશે કે તેજ શબ્દ આપણે ત્હેના અર્થમાં વાપર્યો હશે ? આપણને એમ જણાય છે કે તે શબ્દનું ખોખું આપણી સ્હામે છે પરન્તુ ત્હેનો આત્મા—અર્થ—ઉડી ગયેલો જણાય છે અર્થાત્ આ પ્રમાણે તે શબ્દનું દર્શન થતાં ત્હેના પ્રત્યક્ષથી સૂચવાતા વિચારો ઘણા ઓછા હોવાને લીધે કેવળ ત્હેનું પ્રત્યક્ષ જ ગ્રહણ થાય છે. આમ થવાનું કારણ એ છે કે તે શબ્દ એકલા જ ઉપર ધ્યાન આપવાને ટેવાયેલા હોતા નથી. જ્યારે જ્યારે પ્હેલા તે શબ્દને જોયો અથવા સાંભળ્યો હશે ત્યારે ત્હેની સાથે સંબન્ધ ધરાવતા અનેક શબ્દોના સંબન્ધ પરત્વે જ અનુભવ્યો હશે અને તેથી હવે જ્યારે તે એકનો જ જોવામાં આવે છે ત્યારે તેજ શબ્દમાં કાંઇ અપૂર્વતા જણાય છે.

આ નિયમનું એક બીજું ઉદાહરણ આપણી સ્હામેનાં દેખાવને ઉંધે માથે જોવાના અનુભવમાં મળી આવે છે. સાધારણ રીતે આપણે દરેક વસ્તુને સીધે માથે ત્હેની આકૃતિ, પરિમાણ, રંગ અંતર વિગેરે જોઇએ છીએ અને આમ જોવામાં ત્હેમાં પ્રત્યક્ષો કરતાં તે પ્રત્યક્ષોથી સૂચવાતા વિચારો ઉપર વધારે ધ્યાન આપીએ છીએ. પરન્તુ જ્યારે કોઇ દેખાવને ઉંધે માથે એટલે અપરિચિત રીતે જોઇએ છીએ ત્યા

ત્હેમના દર્શન વ્યાપારમાં અન્તરાય જણાય છે. અને ત્હેને પરિણામે તે દેખાવની વસ્તુઓનાં અંતરો વધારે ઓછાં જણાય છે તથા તેમના પ્રત્યક્ષ અપરિચિત હોવાથી ત્હેમનાથી સૂચવાતા વિચારો ઓછા થઇ જાય છે. આવી રીતે આ દર્શનના સૂચનનું અઙ્ગ ઓછું પડવાથી પ્રત્યક્ષનું અઙ્ગ અસાધારણ રીતે આગળ પડતું જણાય છે કે જેથી વસ્તુઓના રંગો વિવિધ તથા વધારે ઉજ્જ્વળ જણાય છે તથા અજવાળા છાયાના ભેદ પણ વધારે બ્હાર પડતા જણાય છે; તેની રીતે કોઇ ચિત્રને ઉધું કરીને જોઇએ તો આ પ્રમાણેજ અનુભવ થાય છે. આમ કરવાથી તે ચિત્રની અર્થસૂચકતા જતી રહે છે ખરી પરન્તુ ત્હેના બદલાના ત્હેના રંગો તથા અજવાળા છાયાના તફાવતો વધારે ધ્યાન ખેંચે ત્હેવા જણાય છે. આવી જ રીતે આપણે જમીન ઉપર ચતા સુઇએ અને આપણી પાછળ ઉભા રહીને કોઈ પુરૂષ કંઇ બોલતો હોય ત્હેના મ્હોં સ્હામું જોઇએ તો ત્હેના હોઠોની ગતિ કંઇ વિચિત્ર જણાય છે. અર્થાત્ આપણી આંખોની કીકી ઉપર જે જગા સાધારણ રીતે ત્હેનો ઉપલો હોઠ લે છે તે હવે નીચલો હોઠ લે છે અને તે હોઠની ગતિ આપણને કંઇક અસાધારણ અને અસ્વાભાવિક જણાય છે. કારણકે આ ગતિનાં દર્શનમા ત્હેના પ્રત્યક્ષનું સૂચન વગર ટેવાયેલી રીતે જોવાથી બહુ ઓછું થવાને લીધે તે પ્રત્યક્ષ કોઈ પરિચિત વસ્તુ અઙ્ગ તરીકે નહિ પરંતુ કેવળ નગ્ન સ્થિતિમા જણાય છે.

ઉપરના સર્વે ઉદાહરણોથી હવે સ્પષ્ટ જણાશે કે જ્યારે કોઈ વસ્તુના ઇન્દ્રિયો ઉપર સંસ્કારો પડવાથી ત્હેનું દર્શન થાય છે ત્યારે તે દર્શનવ્યાપારના અઙ્ગ તરીકે તે વસ્તુનું શુદ્ધ પ્રત્યક્ષ અનુભવાતું નથી પરન્તુ ત્હેના સૂચક વિચારોના સંબન્ધ પરત્વે બદલાયેલા સ્વરૂપમાં અનુભવાય છે. કોઈ વસ્તુનું કેવળ પ્રત્યક્ષ અને તે વસ્તુનું દર્શન એ બન્ને જુદાજ મનોવ્યાપારો છે અને બન્નેના તન્તુવ્યાપારો જુદા હોવાથી તેઓ એક સાથે ઉત્પન્ન થઇ શકતા નથી. એ બન્ને વચ્ચે સાધર્મ્ય હોય છે ખરૂં પરન્તુ ઐક્ય હોતું નથી.

હવે આપણે દર્શનવ્યાપાર થતી વખતે શો તન્તુવ્યાપાર થાય છે તે જોઇએ.

પ્રથમ તો ઇન્દ્રિયસંસ્કારથી ઉત્પન્ન થયેલો પ્રવાહ મગજમાં તે ઇન્દ્રિયના ઉર્ધ્વસ્થાનમાં આવે છે અને ત્યાંથી તે સંસ્કારની સાથે સાહચર્ય ધરાવનારા તન્તુ માર્ગોમાં જઇ દર્શન ઉત્પન્ન કરે છે./અમુક સંસ્કારને અમુક વસ્તુના ગુણ ધર્મો સાથે દૃઢ સાહચર્ય બંધાઈ ગયું હોય તો તે સંસ્કાર ઉત્પન્ન થતાં તેજ વસ્તુનું દર્શન થવાનો સંભવ ઘણો રહે છે. જેમકે આપણા પરિચિત નામો તથા વસ્તુઓની ઝાંખી થતાં વાર આપણે હેમને ઓળખીએ છીએ પરન્તુ જ્યારે એકજ સંસ્કારનું એક કરતાં વધારે જુદી જુદી વસ્તુઓ સાથે સાહચર્ય બંધાયેલું હોય કે જેથી સંસ્કાર ઉત્પન્ન થતાં હેની સહચારી વસ્તુઓમાંથી ગમે તે વસ્તુનું દર્શન થાય ત્યારે દર્શન-વ્યાપાર અચોક્કસ હોય છે અને ઘણું ખરૂં તે વસ્તુઓમાંથી જે વસ્તુ સાથે તે સંસ્કારનું સૌથી વધારે બળવાન સાહચર્ય બંધાયું હોય હેનું દર્શન થવાનો સંભવ રહે છે.| આવી સ્થિતિમાં કંઇ પણ દર્શન થતું જ નથી એમ બનતું નથી પરન્તુ તે ક્ષણે જે વસ્તુનું સાહચર્ય બળવાન્ હોય છે હેનું દર્શન થાય છે. કોઈ પણ કારણસર આપણું મન તથા ઇન્દ્રિયો એવાં શિથિલ બની જાય કે ઇન્દ્રિયસંસ્કાર બહુ ઝાંખી રીતે ગ્રહણ થાય પરન્તુ ત્યાં પણ જો કે ભૂલભરેલું છતાં કોઈ જાતનું દર્શન ઉત્પન્ન થાય છે ખરૂં. રાત્રે ઊંઘ આવતી હોય અને વાચવા બેસીએ તો 'સરવૈયા' ને બદલે 'સરવાળો' એ ભૂલમાં વાચી જવાય પરન્તુ જે ખોટો શબ્દ વંચાશે તે અર્થ વિનાનો હોતો નથી. સાહચર્યના પ્રકરણમાં જે મુખ્ય નિયમ આપણે જોઇ ગયા તે નિયમ દર્શનવ્યાપારમાં પણ અત્રે લાગુ પડે છે. એક ઇન્દ્રિયસંસ્કાર અનેક વસ્તુઓ સાથે સાહચર્ય ધરાવતો હોય તો તે ઉત્પન્ન થવાની સાથે હેની સહચારી દરેક વસ્તુનું દર્શન થવાનું અર્થાત્ મનમાં આવવાનું વલણ રહે છે અને

કઈ વસ્તુનું દર્શન વાસ્તવિક રીતે થાય છે તે તે સમયે કોનું સાહચર્ય વધારે બળવાન્ છે ત્હેના ઉપર આધાર રાખે છે. ધારો કે अ નામનો એક ઇન્દ્રિય સંસ્કાર य તથા क નામના બન્ને તન્તુવ્યાપારો વચ્ચે સમાન છે ; અર્થાત્ તે બન્ને તન્તુવ્યાપારો તેના ઇન્દ્રિય સંસ્કાર સાથે સાહચર્ય ધરાવે છે. હવે આ ઇન્દ્રિય સંસ્કાર ઉત્પન્ન થતા य નું દર્શન થશે કે क નું તે તમે બેમાંથી કયા તન્તુવ્યાપારનું સાહચર્ય તે વખતે મનમાં વધારે તાજુ અથવા બળવાન્ છે ત્હેના ઉપર આધાર રાખે છે. આ ઇન્દ્રિયસંસ્કાર ગમે તેવો ઝાંખો હોય પરન્તુ ચોક્કસ વસ્તુઓ સાથે તેનું સાહચર્ય બધાયેલુ હોય તો તે ઉત્પન્ન થવાની સાથે ત્હેમનું દર્શન થઇ શકે છે.

હવે ધારો કે य તથા क કેવળ તન્તુવ્યાપારો નહીં પરન્તુ વસ્તુઓ છે અને તે એવી વસ્તુઓ છે કે તે બન્ને अ નામનો ઇન્દ્રિયસંસ્કાર ઉપજાવી શકે. પરન્તુ આ ક્ષણે य વસ્તુ આપણી સામે છે. હવે આ ક્ષણે જે अ તથા य વચ્ચેનું સાહચર્ય अ અને क વચ્ચેના સાહચર્ય કરતાં વધારે બળવાન્ હોય અને ત્હેને લીધે य નું સૂચન થાય તો તે દર્શન ખરૂં છે. કારણ કે વાસ્તવિક રીતે આપણી સ્હામેની વસ્તુ य છે તથા જે ઇન્દ્રિય સંસ્કારથી ત્હેનું દર્શન થયું છે ત્હેનાથી સૂચન પણ य નું જ થાય છે. પરન્તુ આપણી સ્હામેની વસ્તુ य હોય છતાં अ નો ઇન્દ્રિય સંસ્કાર य નું નહીં પરન્તુ क નું સૂચન કરે અને ત્હેને લીધે ખોટું દર્શન થાય ત્યારે તે ખોટું દર્શન અર્થાત્ ભ્રમ કહેવાય છે. પરન્તુ દર્શન ખરૂં હોય કે ખોટું છતા તે બન્નેનો તન્તુવ્યાપાર એક જ પ્રકારનો છે અને તે એ છે કે અમુક ઇન્દ્રિયસંસ્કાર અનેક વસ્તુઓને સમાન હોય તો ઉત્પન્ન થતી વખતે ત્હેનું જે વસ્તુની સાથેનું સાહચર્ય વધારે બળવાન્ હોય ત્હેનું દર્શન થાય છે. અત્રે એટલું યાદ રાખવાનું કે દરેક ખોટા દર્શનમાં, જે ખોટું છે તે ઇન્દ્રિયસંસ્કાર નહિં પરન્તુ તે સંસ્કાર ઉપરથી થતું સૂચન તે છે.

ઇન્દ્રિયવ્યાપાર તો ખરો જ હોય છે પરન્તુ ત્હેનુ જુદે જુદે વખતે જુદી જુદી વસ્તુઓ સાથેનુ સાહચર્ય બળવાન્ હોવાને લીધે તે સાહચર્યથી થતું સૂચન ખરી વસ્તુને મળતુ ન આવે ત્યારે ભૂલ થાય છે. ઉદાહરણ તરીકે અમુક ફળને જોવાથી અમુક સ્વાદનું સૂચન થાય કારણ કે તે ફળનો દેખાવ અને તે સ્વાદ વચ્ચે આપણા મનમા સબંધ હોય છતા તે સ્વાદ તે ફળમા ન હોય કારણ કે વાસ્તવિક રીતે તે સ્વાદ તે ફળના જેવા દેખાવવાળા બીજા ફળમા હોય અને ત્હેને લીધે આપણે જે ભ્રમમા પડીએ તે ઇન્દ્રિયસસ્કારનો નહિં પરન્તુ ત્હેનાથી થતા સૂચનનો દોષ છે હવે આવી રીતે ઉત્પન્ન થતા ભ્રમ બે પ્રકારના હોય છે ખોટી વસ્તુનુ દર્શન થવાનુ કારણ એક તો એ છે કે તે ખોટી વસ્તુ જો કે દર્શન થવાની ક્ષણે નહિ પરન્તુ ઘણુંખરૂ તે ક્ષણે મળતા ઇન્દ્રિયસસ્કાર ઉત્પન્ન થવાનું સંભવિત કારણ હોય છે બીજુ કારણ એ છે કે અમુક ઇન્દ્રિયસસ્કાર મળતી વખતે તે ખોટી વસ્તુના વિચારમા મન એટલું રોકાયેલું હોય છે કે તે ઇન્દ્રિયસંસ્કારથી બીજી કોઇ નહિ પરન્તુ તે જ વસ્તુનુ સૂચન થાય છે પ્હેલા કારણથી ઉત્પન્ન થતા ભ્રમને પ્હેલા પ્રકારનો ભ્રમ કહીશુ અને બીજા કારણવાળાને બીજા પ્રકારનો ભ્રમ કહીશુ

પ્રથમ પ્હેલા પ્રકારના ભ્રમના ઉદાહરણો જોઇશુ રેલવે ગાડીમા બેઠા પછી આપણી ગાડી અને આપણી જોડેની બીજી કોઈ ગાડીની ગતિઓ વિષે જે ખોટો આભાસ થાય છે તે સર્વ કોઇ જાણે છે. આ ભ્રમનુ કારણ નીચે પ્રમાણે છે સાધારણ ટેવ પ્રમાણે જ્યારે આપણે પોતે ચાલીએ છીએ ત્યારે આપણી બન્ને બાજુની વસ્તુઓ આપણી પાછળ જતી આપણને જણાય છે હવે જ્યારે આપણે રેલવે-ગાડીમા બેઠા હોઇએ અને આપણી ગતિ તે ગાડીની ગતિને લીધે હોય ત્યારે તે ગાડીની બ્હારીમાથી દેખાતી વસ્તુઓ જો કે સ્થિર છે એમ આપણે જાણીએ છીએ છતા તે વસ્તુઓ પોતે આપણી સ્હામી

દિશામા જતી હોય તેમ લાગે છે. આથી જ્યારે જ્યારે આપણને ગાડીની બ્હારીમાથી બ્હારની સર્વે વસ્તુઓ એક દિશામા જવાનું પ્રત્યક્ષ મળે છે ત્યારે ટેવ પ્રમાણે આપણને એમ લાગે છે કે જે વસ્તુઓ સ્થિર છે અને તે વસ્તુઓ નહિ પણ આપણી ગાડી તે વસ્તુઓ જે દિશામા જતી હોય ત્હેની સામેની દિશામા જાય છે હવે ધારો કે આ બ્હાર દેખાતી વસ્તુઓને બદલે એક બીજી ગાડી આપણી ગાડીની જોડે આવીને ઉભી રહે કે જેથી આપણી બ્હારીમાંથી ફક્ત તે ગાડી જ દેખાય અને તે ગાડી જ્યારે થોડીવાર ઉભી રહીને પાછી ચાલવા માંડે ત્યારે ઉપર જણાવેલી ટેવ પ્રમાણે આપણને એમ જણાય છે કે આપણી ગાડી ચાલે છે અને તે ગાડી તો સ્થિર ઉભી છે. પરન્તુ જો તે બીજી ગાડીની પાછળના સ્ટેશનનો કોઇ ભાગ જે ખરી રીતે સ્થિર છે તે જો આપણી નજરમા પડે તો આપણી ગતિનો ભ્રમ જતો રહે છે અને તે ગતિનુ દર્શન થાય છે આ ઉદાહરણમા જે ભ્રમ ઉત્પન્ન થાય છે ત્હેનું કારણ એ છે કે ઇન્દ્રિયસસ્કારો મળ્યા પછી ત્હેનાથી જે ગતિનુ સૂચન ટેવ પ્રમાણે મનમા ઉત્પન્ન થાય છે તે જો કે ઘણુખરૂં ખરૂં હોય છે, પરન્તુ અહીં આ વાસ્તવિક રીતે ખરૂં હોતું નથી

બીજો પણ એક મોટો આભાસ રેલવેગાડીમાથી જણાય છે. આ આભાસ એ છે કે બહુ ઝડપથી જતી રેલવેગાડીની બારીમાથી દેખાતા ઘરો, ઝાડો વિગેરે ઘણી વસ્તુઓ હોય ત્હેના કરતા નાની દેખાય છે આનુ કારણ પ્રથમતો એ છે કે તે પદાર્થો ઘણી ઝડપથી આપણી ગાડીની સ્હામી દીશામા જતા જણાતા હોવાને લીધે તેઓ હોય તેના કરતા આપણને વધારે પાસે જણાય છે. આમ જણાવવાનુ કારણ એ છે કે જેમ આપણી ગાડી આગળ ધસે છે તેમ તે વસ્તુઓ પાછી સરે છે અને જેમ તે વસ્તુઓ આપણી ગાડીની વધારે નજીક હોય છે તેમ તેઓની પાછી સરવાની ગતિ વધારે ઝડપવાળી હોય છે. આમ હોવાને લીધે તે વસ્તુઓની પાછા સરવાની

ઘણી ઝડપ અને ત્હેમનું નજદીક હોવાપણું એ બે વચ્ચે આપણા મનમાં એવું સાહચર્ય બંધાયેલું હોય છે કે જ્યારે તે વસ્તુઓ ઘણી ઝડપે આપણને જણાય ત્યારે તેઓ આપણી ગાડીની પાસેજ છે એમ ધારીએ છીએ. હવે ચાક્ષુષ દર્શનનો એક એ નિયમ છે કે આંખની કીકી ઉપર કોઇ વસ્તુની ખરી આકૃતિ અમુક ચોક્કસ પ્રમાણ સાથે જેમ તે વસ્તુ વધારે પાસે હોય છે તેમ તે આપણને વધારે ન્હાની જણાય છે અને તેથી રેલ્વે ગાડીમાં જેમ આપણે વધારે ઝડપથી જઇએ છીએ તેમ બ્હારની વસ્તુઓ વધારે પાસે જણાય છે અને જેમ તેઓ વધારે પાસે જણાય છે તેમ તેઓ (આંખ ઉપર પડતી આકૃતિના પ્રમાણ સાથે સંભાવનાઃ) વધારે નાની જણાય છે.

આજ પ્રકારના ભ્રમનું એક વિશેષ ઉદાહરણ લઇએ. હાથની એક આંગળી ત્હેની જોડેની આંગળી ઉપર ચ્હડાવી તે વચ્ચે એક વટાણાનો દાણો મુકીશું તો ત્યા બે દાણા છે એવો આભાસ થશે. ધારો કે અંગુઠાની સાથેની પ્હેલી આગળી અને ત્હેની પછીની બીજી આગળી લઇએ. હવે બીજી આગળીને પ્હેલી આગળી ઉપર ચ્હડાવીને પછી એક દાણો બન્ને આગળીના ટેરવાઓ વચ્ચે મુકયો હોય કે જેથી તે બન્ને આગળીઓના સ્પર્શમા આવે તો તે બન્ને સ્પર્શો હાથની જુદી જુદી જણાતી જગો ઉપર આવતા લાગે છે. જો કે પ્હેલી આગળી ખરૂં જોતાં નીચી છે છતા તેનો વટાણા સાથેનો સ્પર્શ ઉંચો આવેલો જણાય છે. તે બન્ને આગળીઓના સ્પર્શવાળી બાજુઓ સાધારણ રીતે હંમેશા એકજ જગોએ હોતી નથી અને રોજની ટેવ પ્રમાણે તે બન્ને બાજુઓ એકજ વસ્તુ સાથે સ્પર્શ કરતી નથી અને તેથી જ્યારે આ પ્રયોગમા એકજ વસ્તુનો તે બાજુઓ સાથે સ્પર્શ થાય છે ત્યારે તે સ્પર્શ હાથ નીચે જુદી જુદી જગો ઉપર થતો હોય તેમ જણાય છે અને ત્હેને લીધે વસ્તુઓ બે હોય તેમ લાગે છે.

'સ્ટીરીયોસ્કોપ' નામનુ યન્ત્ર ઉપર જણાવેલા ખરા તેમજ ખોટા દર્શનનો નિયમ કે કોઇ ઇન્દ્રિયસંસ્કારની સાથે વિશેષ સાહચર્ય ધરાવતી હોય અર્થાત્ વધારે પરિચિત હોય તેવી વસ્તુનુ જ દર્શન જો કે તે વસ્તુ વાસ્તવિક રીતે આપની સ્હામે હોય કે ન હોય છતા તે ઇન્દ્રિયસસ્કાર ઉત્પન્ન થવાની સાથે થાય છે તે નિયમને આધારે બનાવવામા આવે છે આ યન્ત્રમા એકજ દેખાવ અથવા વસ્તુનાં બે ચિત્રો સાથે સાથે હોય છે અને દરેક ઉપર એક આખ રાખીને જોવાથી તેઓ બન્ને આપણી દૃષ્ટિમા મળી જાય છે, અને ત્હેને બદલે એક ચિત્ર જણાય છે હવે આ બન્ને ચિત્રો વિષમ હોય છે અર્થાત્ જો કે તેઓ એકજ વસ્તુના હોય છે પરન્તુ એકજ જગોએ લેવામા આવેલાં હોતા નથી જમણી આખેથી દેખાતુ ચિત્ર ડાબી આખેથી જણાતુ ચિત્ર જે જગોએથી લેવામા આવ્યુ હોય ત્હેની સહેજ જમણી બાજુએથી લેવામા આવે છે કારણ કે જડ પદાર્થોની આંખોની કીકીઓ ઉપર જે ચિત્રો પડે છે, તેઓ વચ્ચે હમેશા આવી વિષમતા હોય છે અને તેથી આંખો ઉપર પડતા ઇન્દ્રિયસસ્કાર ઉપરથી આપણને ટેવાઇ ગયેલી રીતે અનુમાન અર્થાત્ સૂચન કરીએ છીએ અને આ સૂચનને લીધે સ્ટીરીયોસ્કોપમા એકજ વસ્તુનુ દર્શન થાય છે

આ પ્રકારના ભ્રમનુ હવે એક વધારે ઉદાહરણ જોઇશુ જ્યારે આપણી આખોના ડોળાઓ આપણી જાણ બ્હાર હાલતા હોય ત્યારે આવો ભ્રમ ઉત્પન્ન થાય છે જ્યારે કોઇ વસ્તુનુ પ્રતિબિમ્બિત ચિત્ર આપણી કીકી ઉપરથી પસાર થાય છે ત્યારે હેની ગતિનુ ચાક્ષુષ પ્રત્યક્ષ આપણા મનમા ઉત્પન્ન થાય છે અને તેથી જ્યારે આપણે તે ગતિનુ ચાક્ષુષ પ્રત્યક્ષ મળે છે ત્યારે આપણે સાધારણ રીતે એમ માનીએ છીએ કે વસ્તુઓ ગતિવાળી છે પરન્તુ આપણી આંખો સ્થિર છે આ માન્યતાને લીધે ફેરફુદડી ફરીને જ્યારે આપણે ઉભા રહીએ ત્યારે એક ખોટો આભાસ ઉત્પન્ન થાય છે આ

આભાસ એ છે કે આપણે સ્થિર ઉભા રહ્યા પછી પણ આસપાસની વસ્તુઓ જે દિશામા આપણે ગોળ ફર્યા હોઇએ તે દિશામા થોડી વાર સુધી ફરતી જણાય છે. આ આભાસનું કારણ એ છે કે આ પ્રમાણે ગોળ ફર્યાથી આપણી આખોના ડોળાઓ પ્રકંપમય ગતિમાં આવી જાય છે અને આ ગતિ આપણી જાણ બહાર હોવાને લીધે તે ગતિનું ચાક્ષુષ પ્રત્યક્ષ વસ્તુઓ પોતે ગોળ ફર્યાથી આપણને મળે છે એમ ભૂલમાં પડીએ છીએ. આમ જ્યારે ફેર આવતા હોય ત્યારે કોઇ વસ્તુ ઉપર આખો થોડી વાર સુધી ટકાવી રાખ્યાથી ફેર ઉતરી જાય છે એટલે કે આખોની ગતિ બંધ થવાને લીધે વસ્તુઓની ગતિઓનો આભાસ દૂર થાય છે.

હવે આપણે બીજા પ્રકારના ઉદાહરણો જોઇશું. આ પ્રકારમાં ખોટી વસ્તુનું દર્શન થવાનું કારણ એ છે કે દર્શન થતી વખતે ક્ષણવાર તે વસ્તુના વિચારથી આપણું મન ભરેલું હોય છે અને તે વસ્તુની સાથે સાહચર્ય ધરાવતો ઝાખામા ઝાખો ઇન્દ્રિયસંસ્કાર પણ હેનું સૂચન કરી તેજ વસ્તુ આપણે જોઇએ છીએ એમ ભાન કરાવે છે. ધારો કે કોઇ સમયે આપણા કોઇ મિત્રનો વિચાર આપણા મનમા ઘોળાયા કરતો હોય, હેની આકૃતિ આપણા મનમા તર્યા કરતી હોય. હવે હેવામાં જો દૂરથી હેની આકૃતિ તથા કપડાને ઝાખી રીતે મળતો આવે એવો કોઈ પુરૂષ આવતો હોય તો તરત તે એ મિત્ર જ છે એવા આભાસમાં પડીએ છીએ અને જ્યારે તે પાસે આવે છે ત્યારે જ આપણો ભ્રમ દૂર થાય છે. કોઈ માણસ રાત્રે અંધારામા ઉભો હોય અને કુતરાની બ્હીક લાગતી હોય તો જે કંઇ ન્હાનો પણ અવાજ થશે હેને કુતરાનો અવાજ ક્ષણવાર ધારી લેશે. દરેક પુરૂષના અનુભવમા આ પ્રકારના અનેક ઉદાહરણો મળી આવશે. ઘણી વખત કોઇ માણસને પાછળથી જોતાં હેને આપણે મિત્ર ધારી વાંસા ઉપર હાથ મુકીએ છીએ અને કદાચ ધોલ પણ મારીએ છીએ અને તે

જ્યારે ચકિત થઇને પાછળ જુએ ત્યારે આપણી સ્થિતિ બહુ કઢંગી થાય છે ! કોઇ શીકારી પણ કોઈ ઉડતા પક્ષીને અમુક જાતનું પક્ષી ધારી ગોળી મારી નીચે પાડે છે અને પછીથી હેને ખબર પડે છે કે તે હેનું ધારેલું પક્ષી નથી પણ હેના જેવું બીજી જ જાતનુ પક્ષી છે

વાચવામા પણ ઘણી વખત કોઇ શબ્દને બદલે હેના જેવી જોડણી અથવા ઉચ્ચારવાળો બીજો જ શબ્દ વાચી જઇએ છીએ; જેમકે અનુકરણને બદલે અનુસરણ વિગેરે. ખાસ કરીને ઉતાવળથી વાચવામા આપણી દૃષ્ટિ શબ્દો ઉપર પુરી પડેલી હોતી નથી ને હેમનું સૂચન કરી લઇએ છીએ. એક લેખક લખે છે કે નવલકથાઓ અથવા વર્તમાનપત્રો વાચવા માટે ટેવાઇ ગયેલા પુરૂષો શબ્દોનું દર્શન કરવા માટે દરેક શબ્દના દરેક અક્ષર ઉપર દૃષ્ટિ નાખીને વાચે તો જેટલી ઝડપથી તેઓ સાધારણ રીતે વાચી શકે તેટલી ઝડપથી વાચી શકેજ નહિં. અર્ધો કરતા વધારે શબ્દો હેમના મનમાથી નીકળે છે અને બાકીના છપાયેલા પાનામાથી આવે છે. આમ જો ન હોય તો અને આપણે દરેક અક્ષરની ઉપર દૃષ્ટિ પાડીને વાચીએ તો પ્રુફ સુધારવામા કંઇ ભૂલ થવાનો સંભવ રહેજ નહિં. બાળકો તથા પારકી ભાષા બોલનારા કોઈ નવી ભાષા શીખતા હોય તેઓજ અક્ષરેઅક્ષર ઉપર દૃષ્ટિ પાડીને વાચે છે. કોઇ પારકી ભાષા આપણી ભાષાની લીપીમા છપાયેલી હોય છતા હેને પુરી નહીં સ્હમજવાને લીધે ઘણી ધીમી રીતે વાચીએ છીએ અને હેને લીધે જે પુરૂષની તે માતૃભાષા હોય છે હેના કરતા લખવા અથવા વાચવામા જે ભૂલો થઇ હોય તે આપણે સારી રીતે શોધી કાઢીએ છીએ. આ કારણને લીધે કોઇ દેશમા પારકી ભાષાની ચોપડીઓ થોડી ભૂલો સાથે છપાય છે. જેમ્સ લખે છે કે મ્હારા બે મિત્રોમાથી એક હીબ્રુભાષા વધારે જાણતો હતો અને બીજો થોડું જાણતો હતો. થોડુ જાણનાર મિત્ર એક નિશાળમા હીબ્રુ શીખવતો હતો

અને છોકરાઓની હીસુમા લખેલી ચોપડીઓ સુધારવામા મદદ કરવાને વધારે હીસુ જાણનાર મિત્રને જ્યારે ત્હેણે કહ્યું ત્યારે ત્હેને ખબર પડી કે તે પોતે પેલા વધારે જાણનાર કરતા હીસુમા લખવાની ઝીણી ઝીણી ભૂલો વધારે સારી રીતે શોધી કહાડતો હતો, કારણકે તે વધારે જાણનારનુ શબ્દોનું દર્શન ઝડપથી થતુ હતુ.

ઘણી વખત કોઇ ગુન્હેગારને પકડવામા પણ આવા પ્રકારના ભ્રમમા પડી જવાય છે કોઈ માણસે અમુક માણસને ખુન કે બીજો ગુન્હો કરતા ક્ષણવાર જોયો હોય પાછળથી તે ગુન્હામાં શક માટે પકડાયેલો કોઇ બીજાજ પરન્તુ ગુનેહગારના જેવાજ ચ્હેરાવાળા માણસને ત્હેની પાસે ઉભો કરવામા આવે તો સાચા દીલથી પણ ઘણે ભાગે તે બીચારાને કમનસીબે ત્હેનેજ ગુન્હેગાર તરીકે ઓળખશે. રાત્રે અંધારામા કોઇ માણસ ભૂતનો વેશ લઈને કોઇ રસ્તે જતા બીજા પુરૂષના કાનમા 'હુ ત્હારા ફલાણા સગાનું ભૂત છુ' એમ કહે તો ક્ષણવાર પેલો માણસ તો ત્હેને ખરેખરૂ ભૂત ધારીને બ્હી જાય. કારણકે રાત્રિનો વખત, ભૂતની સાભળેલી વાતો વિગેરે કારણ તોથી ત્હેનું મન પ્હેલેથી ભૂતના વિચારોથી એટલું ભરેલુ હોય છે કે ભૂતના વિચાર સાથે સબન્ધ ધરાવતી કોઇ પણ વસ્તુને જુએ અથવા સાભળે તો તે પોતે ખરેખરૂ ભૂતજ જુએ છે, તેવો ભ્રમ તરત ઉત્પન્ન થાય. હીપ્નોટીઝમની મૂર્છામા પડેલા પુરૂષને મૂર્છા આપનાર પુરૂષ અમુક વસ્તુને અમુક બીજીજ વસ્તુ તરીકે જોવાનુ સૂચન કરે છે તે પ્રમાણેજ તે પુરૂષ ત્હેને જુએ છે. અને નજરબંધી કરનારા પુરૂષો સ્હામા માણસને મૂર્છામા પાડ્યા શિવાય પણ ભ્રમમા નાખી દે છે. આપણા સાધારણ અનુભવમાથી ઉદાહરણ લઇએ તો (ઘણી વખત એમ બને છે કે કોઇ આપણને કહે કે ઘીમા ફલાણી જાતની વાસ આવે છે કે ફલાણી જાતનો સ્વાદ આવે છે તો તે સુઘતા કે ચાખતા જો કે તે વાસ અથવા સ્વાદ ઘીમા ન હોય છતા આપણને તે લાગે છે (

કોઇ વખત એમ પણ બને છે કે ઓરડામા બ્હારી ઉનાડી

હોય તેમ છતાં જો આપણે એમ ભૂલમાં હોઇએ કે બ્હારી બંધ છે તો આપણને બફારો થતો જણાય અને જ્યારે બ્હારી ઉઘાડી છે એમ ખબર પડે એટલે તરત બફારો થતો ઓછો થઇ જાય છે. અંધારામાં કોઇ પરિચિત વસ્તુને અડતાં જો તે ભીની અથવા વાળવાળી હોય તો હાથ એકદમ પાછો હઠે છે. સાંભળવામાં પણ આવા ખોટા આભાસો ઘણી વખત અનુભવવામાં આવે છે. જેમ્સ લખે છે કે "એક મિત્ર મ્હને મળવા આવ્યો હતો એવામાં મધુર અવાજના ઘડીઆળના ટકોરા ધીમેથી વાગવા માંડયા. મ્હારા મિત્રે મ્હને કહ્યું "સાંભળો બ્હાર બગીચામાં હાથનું વાજું વાગે છે." મ્હેં જ્યારે ત્હેને કહ્યું કે એતો મ્હારી ઘડીઆળના ટકોરા છે ત્યારે ત્હેને પોતાના ભ્રમ વિષે ઘણી નવાઇ લાગી. મ્હને પોતાને પણ આવા ભ્રમનો એક નવાઇ જેવો અનુભવ થયો છે. એક દિવસ મોડી રાત સુધી હું વાચતો હતો એવામા ઘરના ઉપરના ભાગમાથી જાણે આવતો હોય તેવો અવાજ મેં એકદમ સાભળ્યો. થોડી વાર તે બંધ થયો અને પછી પાછો શરૂ થયો. હું બ્હારના ઓરડામાં સાભળવાને ગયો પરન્તુ પાછો અવાજ બંધ થઇ ગયો. મ્હારા ઓરડામા હું પાછો આવીને બેઠો કે તરત તે ફરીથી શરૂ થયો અને જાણે દૂર કંઇ પવનનું તોફાન થયું હોય ત્હેના અવાજ જેવો જણાયો. હું એકદમ ચકિત થઇને બ્હાર ગયો પણ પાછો તે તુરત બંધ થઇ ગયો, પછી હું જ્હારે મારા ઓરડામાં પાછો ગયો ત્યારે મ્હને ખબર પડી કે તે અવાજ તો મ્હારો કુતરો મ્હારા ઓરડામાં ભોંય ઉપર સુઇ રહ્યો હતો ત્હેના ઘોરવાનો હતો. નવાઇ જેવું એ છે કે જેવી મ્હને ખબર પડી કે તે અવાજ કુતરાનો છે કે તરત તે અવાજ મ્હને કંઇ જુદા જ રૂપમા સંભળાવા લાગ્યો અને પ્હેલા જેવી રીતે ત્હેને સાભળ્યો હતો તેવી રીતે તો તે સંભળાયો જ નહીં."

બીજી બધી ઇન્દ્રિયો કરતાં ચક્ષુ ઇન્દ્રિયનાં દર્શનોમાં બન્ને પ્રકારના ભ્રમો સૌથી વધારે ઉત્પન્ન થાય છે. કોઇપણ ઇન્દ્રિય એક જ

વસ્તુના જુદા આભાસો ચક્ષુ ઇન્દ્રિય કરતાં વધારે ઉત્પન્ન કરતા નથી. ચાક્ષુષ ઇન્દ્રિયના સંસ્કારો તો કેવળ ચિહ્ન તરીકે જ ગણીએ છીએ અને ઘણી ત્વરાથી જે વસ્તુઓનું તે સંસ્કારો સૂચન કરે ત્હેમનું દર્શન થાય છે. ઉપર આપણે જોઈ ગયા તેમ એક જ વસ્તુની આકૃતિ જુદી જુદી જગાએથી જોતાં જુદી જુદી જણાય છે. પરન્તુ તે જણાતી આકૃતિને ફક્ત ત્હેની ખરી આકૃતિના ચિહ્ન તરીકે ગણી તે ખરી આકૃતિનું દર્શન કરીએ છીએ. દરેક પુરૂષના અનુભવમાં ચાક્ષુષ ભ્રમો ઘણી વખત ઉત્પન્ન થાય છે. જેમ્સ પોતાનો એક અનુભવ નીચે પ્રમાણે આપે છે. "હું એક વખત સ્ટીમરમાં મ્હારી ઓરડીમાં સુતો હતો અને મ્હારા ખલાસીઓ બોલતા હતા તે સાંભળતો હતો. એવામાં મ્હારી નજર પડતાં મ્હને ચોખ્ખી રીતે જણાયું કે સ્ટીમરનો એન્જીનીયર મ્હારી ઓરડીમાં આવીને બ્હારી-માંથી બ્હાર ખલાસીઓ તરફ જોતો હતો. હું ત્હેના અંદર આવવાથી તથા બહુ જ સ્થિરપણે હાલ્યાવિના ઉભો રહેવાથી પ્હેલાં તો ચકિત થયો અને ક્યાં સુધી તે આમ ઉભો રહેશે એમ નવાઈ પામતાં હું પડી રહ્યો. અન્તે મ્હેં ત્હેને બોલાવ્યો. પરન્તુ કંઇ જવાબ ન મળવાથી બેઠો થઇને જોઉં છું તો મ્હને ખબર પડી કે જે આકૃતિને મેં એન્જીનીયરની આકૃતિ તરીકે માની હતી તે તો ખીંટી ઉપર લટકતાં મ્હારા પોતાના કોટ અને ટોપીની આકૃતિ હતી! જ્યાંસુધી તે ભ્રમ રહ્યો ત્યાં સુધી તે પુરેપુરો હતો અને હું એન્જી-નીયરને જ જોતો હોઉં એમ જણાતું હતું પરન્તુ તે ભ્રમ દૂર થયા પછી મ્હેં તે કોટ ટોપીને એન્જીનીયરની આકૃતિ તરીકે જોવાના અનેક પ્રયત્નો કર્યાં છતાં હું તેમ જોઈ શક્યો નહીં.

ઉપરની સર્વે હકીકત ઉપરથી જણાશે કે દર્શન વ્યાપારનાં બે અંગો પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષનું બુદ્ધિવડે ગ્રહણ અર્થાત્ ઇન્દ્રિય વ્યાપાર— અને બુદ્ધિવ્યાપાર—નો બેમાં બુદ્ધિવ્યાપાર મુખ્ય સ્થાન ધરાવે છે. ઇન્દ્રિય પ્રત્યક્ષ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે આપણા માનસિક અનુભવનું

હેના ઉપર પરાવર્તન થાય છે, અને આ પરાવર્તન વડે તે પ્રત્યક્ષ આપણા માનસિક કે અનુભવની ઘટમાળમા ગુંથાઇ જઇ ભવિષ્યમા હેની સાથે સંબન્ધ ધરાવના બીજાં પ્રત્યક્ષોનું ઉત્પન્ન થવી વખતે હેમના ઉપર બુદ્ધિ વ્યાપાર તરીકે પરાવર્તન કરે છે. આવી રીતે આ બે વ્યાપારો વચ્ચે પરસ્પર ક્રિયા તથા પ્રતિક્રિયા થની રહે છે. નવા ઐન્દ્રિય અનુભવ વડે મનમાં જ્ઞાનસમુદ્રમા વધારો થાય છે અને જ્ઞાન સમુદ્ર વડે પ્રત્યક્ષોનુ મનોદર્શન થઈ શકે છે. આપણા વિચારો હમેશા ઐન્દ્રિય અનુભવની વૃદ્ધિ સાથે થોડા ઘણા બદલાતા રહે છે અને આવી રીતે વિચારોનું બદલાવું તથા વૃદ્ધિ પામવુ તે જ્ઞાનના વિકાસ માટે ઘણું અગત્યનું છે. જે મનુષ્યોના મનમા વિચારોનો સંગ્રહ બહુ નાનો હોય છે, તેઓ પોતાને મળના નવા અનુભવોને હેમના સંબન્ધી ઘણા થોડા વિચારો વડે ગ્રહણ કરી શકે છે અને તેથી વસ્તુઓના ખરા અર્થો તથા રહસ્યો તેઓ સમજી શકતા નથી જેમ કોઇ નાનું છોકરું જે ગોળ વસ્તુ દેખે હેને દડો કહે છે તેમ અલ્પ જ્ઞાનવાળા પુરૂષો સર્વ વસ્તુઓને પોતાની સંકુચિત દૃષ્ટિ વડે જ જોઇ શકે છે. આ દોષ જો કે અલ્પજ્ઞાની પુરૂષોમા વધારે અંશે જોવામા આવે છે છતા સર્વ મનુષ્યોમા તે થોડા ઘણા હોય છે. મનુષ્ય સ્વભાવનું લક્ષણજ એ છે કે એક વખત જે વિચારો આપણા મનમા ઠસાઇ ગયા હોય તે વિચારોથી આપણે એટલા ટેવાઇ જઇએ છીએ કે નવા અનુભવોને તે જુના વિચારોના દૃષ્ટિ બિન્દુઓથી જ જોઇએ છીએ. જુની રૂઢિઓને વળગી રહેવાનું વલણ કેટલેક અંશે જનસ્વભાવમા જ રહેલું છે. જે વસ્તુઓ અથવા વિચારો દર્શન વ્યાપારની આપણી ટેવાઇ ગયેલી રીતિઓ વડે ગ્રહણ થઈ શકતા નથી, તેમની અવગણના કરવાનું વલણ રહે છે અને જો કે કદાચ દાખલા દલીલોને લીધે હેમનું અસ્તિત્વ સ્વીકારવાની જરૂર પડે પરન્તુ આપણા મનમા તે વાત ઠસી શકતી નથી. આપણા જુના વિચારો કેવળ તાબે થયા વિના નવા દૃષ્ટિબિન્દુઓથી વસ્તુઓને

જેની હેમા બુદ્ધિનો ખરો ચમત્કાર રહેલો છે આથી ઉલટું જુની વસ્તુઓ સાથે સંબન્ધ ધરાવનારી વસ્તુઓનું દર્શન બહુ સત્વર તથા રહેલાઈથી થઇ શકે છે. જ્હારથી તે વસ્તુઓ ગમે તેટલી નવન જણાતી હોય પરન્તુ હેના અન્તર્ગતભાવથી તો આપણે પ્હેલા પરિચિત હોઇએ તો હેને ઓળખી શકતા આપણને બહુ કઠિનતા પડતી નથી. આવી રીતે ઓળખવામા બુદ્ધિની કસોટી થાય છે. હેનાથી આપણને એક પ્રકારનો આનન્દ ઉત્પન્ન થાય છે. જ્ઞાનના પ્રદેશમા સર્વે શોધોનો શ્રમ આવા ઉત્સાહમય આનન્દ વડેજ ટકી શકે છે. જે વસ્તુઓથી આપણે કેવળ અજ્ઞાન હોઇએ હેને માટે આપણા મનમા આશ્ચર્ય કે વિસ્મયની લાગણી ઉત્પન્ન થતી નથી. જે વસ્તુઓ વિષે આપણે થોડુ ઘણુ જાણતા હોઇએ તેજ વસ્તુઓ આપણામા હેમના વિષે આશ્ચર્ય તથા હેમને વધારે જાણવાની ઇચ્છા કરે છે ઉદાહરણ તરીકે [કોઇ મોટુ કોતરકામ આપણને સુંદર લાગે છતા આપણે હેની કારીગરીથી બહુ પરિચિત હોઇએ નહિં તો હેમા કંઇ બહુ નવાઈ જેવુ જણાતું નથી પરન્તુ હાથે કલમ વડે ચિતરેલું તેવુ જ સુંદર કોઇ કામ હોય તો તે કામની કઠિનતા આપણને પરિચિત હોવાથી હેની કારીગરીથી આપણા મનમા ઘણુ આશ્ચર્ય ઉત્પન્ન કરે છે.] ચિત્ર સગ્રહાલયમા જોવા ગયેલી એક વૃદ્ધ સ્ત્રી એક અતિ સુન્દર ચિત્ર જોઇને આશ્ચર્યથી બોલી ઉઠી હતી કે "આ આખું ચિત્ર શું હાથેજ ચિતરેલુ હશે ?"

હવે આપણે દર્શન વ્યાપારથી સાથે થતા તન્તુ વ્યાપારનું સ્વરૂપ ટુકામા જોઇશુ દર્શન વ્યાપારનું પૃથક્કરણ કરતા આપણે ઉપર જોયુ કે જે વસ્તુનું આપણને દર્શન થાય છે તેનો અમુક ભાગ ઇન્દ્રિય દ્વારા આવે છે અને બીજો મોટો ભાગ બુદ્ધિ દ્વારા આવે છે. આ વાતને તન્તુશાસ્ત્રના શબ્દમા કહીએ તો મગજના તન્તુ સ્થાનોમા સંવાહક તન્તુઓ દ્વારા આવતા પ્રવાહોની સાથે તે તન્તુ સ્થાનો જે વસ્તુઓ વડે મગજના બીજા તન્તુસ્થાનોની સાથે

જોડાએના હોય છે તે તન્તુઓમાથી પણ તેઓમા પ્રવાહો આવે છે અને આ બન્ને પ્રકારના પ્રવાહોને તન્તુ સ્થાનમા એકત્ર થઇ ત્હેનુ પ્રોત્સાહન કરે છે કે જેથી એક સમગ્ર તન્તુ વ્યાપાર ઉત્પન્ન થાય છે આપણા ઉત્તમાશનુ બધારણ એવી રીતનુ છે કે સર્વે તન્તુ સ્થાનો પરસ્પર તન્તુઓની જાળો વડે જોડાયેલા હોય છે અને જે સંસ્કારો મગજમા આવે છે તે સર્વે મગજના જુદા જુદા ભાગોના તન્તુ સ્થાનોમા સચવાઇ રહે છે. આ સંસ્કારો જ્યારે ઇન્દ્રિયોમાથી આવે છે ત્યારે ત્હેની સાથે સાહચર્ય ધરાવતા તન્તુ વ્યાપારો મગજમા પ્હેલા સચવાઇ રહેલા હોય છે. તેઓ પ્રોત્સાહિત થાય છે અને તન્તુ સ્થાનમા બ્હારથી ઇન્દ્રિય સસ્કાર આવ્યા હોય ત્હેમા ત્હેમનો પ્રવાહ જાય છે આ પ્રમાણે એક સસ્કાર તન્તુ સ્થાનમા આવવાની સાથે અનેક તન્તુ પ્રવાહો મગજના બીજા ભાગોમાથી ત્યા આવે છે

ઉપર આપણે જોયુ તેમ ખરા દર્શનનો તમજ ખોટા દર્શનનો અર્થાત્ ભ્રમોમા આ એક જ પ્રકારનો તન્તુ વ્યાપાર થાય છે ફક્ત ફેર એટલો જ છે કે ખરા દર્શનમા સસ્કાર તથા ત્હેની સાથે થના મગજના બીજા ભાગોમાથી આવતા પ્રવાહો એક જ વસ્તુમાથી મળેલા હોય છે જ્યારે ભ્રમમા સસ્કાર એક વસ્તુનો હોય છે અને પ્રવાહો બીજી જ વસ્તુનુ ભાન કરાવનારા હોય છે હવે આપણે એક બીજા પ્રકારના ભ્રમ વિષે જોઇશુ કે જ્હેને ભ્રમ કહી શકાય અને ઉપર જણાવેના ભ્રમોમાથી ઓળખવા માટે ત્હેમને વિભ્રમો ( Hallucinations ) કહીશુ વિભ્રમોમા સસ્કારની સાથે થતો મગજનો તન્તુ વ્યાપાર એટલો બળવાન હોય છે કે તે સસ્કારને દાબી જ દે છે અને સસ્કારની વસ્તુ કેવળ જુદી જ વસ્તુનુ ભાન કરાવે છે અર્થાત્ વિભ્રમવાળા પુરુષમા આ બીજી વસ્તુનો વિચાર એટલો અસાધારણ રીતે બળવાન હોય છે કે પ્રત્યક્ષની વસ્તુને તથા તે બીજી વસ્તુને કઇ સબધ ન હોય અથવા ઘણો જ

ઓછો સંબન્ધ હોય છતાં ખરી વસ્તુને બદલે તે બીજી જ વસ્તુનું દર્શન થાય છે. અહીં એટલું યાદ રાખવાની જરૂર છે કે મનની કલ્પનાઓ અને વિભ્રમો વચ્ચે ઘણો ફેર છે. કલ્પનાઓ કેવળ આપણા મનમાથી જ ઉત્પન્ન થાય છે. પરન્તુ વિભ્રમોમા તો વિભ્રમ ઉત્પન્ન કરનાર કોઈ નજીવી પણ બાહ્ય વસ્તુના પ્રત્યક્ષની જરૂર રહે છે. વિભ્રમો બે પ્રકારના હોય છે. એક પ્રકારમા જે વિભ્રમ ઉત્પન્ન થાય છે તે વિભ્રમ જ છે અર્થાત્ જે વસ્તુનું દર્શન આપણને થાય છે તે વસ્તુ તે ક્ષણે આપણી પ્રત્યક્ષ નથી એમ આપણે જાણીએ છીએ જ્યારે બીજો પ્રકાર કે જે ખરેખરો વિભ્રમ છે ત્હેમા વિભ્રમને વિભ્રમ તરીકે આપણે જાણતા નથી પરન્તુ વિભ્રમની વસ્તુ આપણી પ્રત્યક્ષ છે એમ માનીએ છીએ. પ્હેલા પ્રકારને દેખાતો વિભ્રમ અને બીજા પ્રકારને ખરો વિભ્રમ કહીશું. કલ્પના અને દેખાતા વિભ્રમ વચ્ચે સમાન ગુણ એ છે કે બન્ને ખરી રીતે નથી પરન્તુ આપણા મનમા જ એમ આપણે જાણીએ છીએ અને ત્હેમા મુખ્ય ફેર એ છે કે કલ્પનામા આપણે જાણીએ છીએ કે આપણે પોતે ઇચ્છા વડે તે કલ્પનાને ઉત્પન્ન કરી છે પરન્તુ દેખાતા વિભ્રમો તો આપણી ઈચ્છા વિરુદ્ધ મનમા વિભ્રમ ઉત્પન્ન થાય છે તથા તે કલ્પના કરતા વધારે બળવાન્, ૨૫૯ તથા એકાએક રીતે ઉત્પન્ન થયેલો હોય છે અફીણ અથવા ભાગ લીધાથી આવા દેખાતા વિભ્રમો ઘણી વખત થાય છે તેમ જ કેટલાએક પુરુષો પોતાના મનમા ગુપ્ત અવાજો સાભળે છે તે પણ આ પ્રકારના વિભ્રમ છે ગાડા માણસો પણ આવા અવાજો સાભળે છે. તાવની બીમારીમા પણ આવા વિભ્રમો થાય છે. ઘણી વખત આપણને ધારો પાડીને કોઈ બોલાવતું ન હોય એવો વિભ્રમ દરેક માણસને થાય છે આવા દેખાતા વિભ્રમો તો ઘણા પુરુષોને થાય છે પરન્તુ ખરા વિભ્રમો ઘણા ઓછી વખત બને છે ખરા વિભ્રમોની ગણત્રી કરતા એમ જણાય છે કે દસ માણસે એક માણસને જીદગીમા એક વખત આવો વિભ્રમ થાય

છે ત્હેના એક ઉદાહરણ તરીકે એક સ્ત્રીને થયેલો અનુભવ અત્રે ટાંકીશ તે સ્ત્રી લખે છે કે " હું જ્યારે અઢાર વરસની હતી ત્યારે એક દિવસ સાંજે પુખ્ત ઉમરના પુરૂષ સાથે ઘણા દુઃખમય વાદવિવાદમાં મ્હારે ઉતરવું પડયું હતું. માગ મનનું દુઃખ એટલું બધું હતું કે વિવાદ કરતે કરતે મેજ ઉપર હાથીદાંતની સોય પડેલી હતી ત્હેને જોઈને હું ત્હેના કકડા કરતી હતી. વિવાદ આગળ ચ્હતાં મ્હારો ભાઈ કે જે મ્હારો પક્ષ લેશે એમ હું જાણતી ત્હેનો મત જાણવા માટે મ્હેં બીજી બાજુ નજર ફેરવી તો મ્હને જણાયું કે તે થોડે દૂર આરામ ખુરશી વાળીને બેઠો રહ્યો હતો પરન્તુ ત્હેના મ્હોં ઉપરની કોરતાને લીધે મ્હને જણાયું કે તે મારા પક્ષની વિરૂદ્ધ હતો આથી મને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તે વાદવિવાદને મ્હેં પડતો મુકયો થોડી ક્ષણ પછી મ્હારા ભાઈની સાથે વાત કરવાના ઇરાદાથી હું ત્હેને તરફ ફરીને જોઉં છું તો તે ત્યાં જણાયો નહીં આથી મ્હેં કોઈને પુછ્યું કે તે કયારે ઓરડામાંથી ચાલ્યો ગયો તો મ્હને જવાબ મળ્યો કે તે ત્યાં હતો જ નહીં. આ મ્હને ખરૂં લાગ્યું જ નહીં અને મ્હેં ધાર્યું કે છાનોમાનો ચાલ્યો ગયો હશે આશરે દોઢ કલાક પછી જ્યારે તે મ્હારી પાસે આવ્યો ત્યારે તે મ્હને ઘણી મહેનતે સમજાવી શકયો કે તે વખતે તે ઓરડામાં તો શું પણ ઘરની આસપાસ પણ નહતો "

હીપ્નોટીઝમની મૂર્છામાં વારંવાર નાખેલા પુરૂષમાં આવા વિભ્રમો બહુ સ્હેલાઇથી ઉત્પન્ન કરી શકાય છે. એક કાગળ ઉપર ટપકું કરીને આવા પુરૂષને કહીએ કે તે રાજાનું ચિત્ર છે તો તે માણસ તે ટપકાને જોશે તો ત્હેને તે ચિત્રનું દર્શન થશે આ દર્શન વ્યાપારમાં ટપકું તે ત્હેનું ઐન્દ્રિય અંગ છે અને રાજા જોવાનું સૂચન તે ત્હેમાં માનસિક અંગ છે હવે તે ટપકા ઉપર મોટું દેખાય એવો કાચ રાખીએ તો તે કહેશે કે ચિત્ર મોટું દેખાય છે. આરસીમાં ત્હેનું પ્રતિબિંબ પાડયું હોય તો તે કહેશે કે ચિત્રનું પ્રતિબિંબ પડયું છે

ભાગને ક્ષુધા કરી હોય તો તે કહેશે કે ચિત્ર ઝાંખું થયું છે. અને તે ટપકું ભૂંસી નાખ્યું હોય તો તે કહેશે કે ચિત્રને ભૂંસી નાખ્યું છે આવી રીતે ટપકું પાડ્યા વિના તે પુરુષને જો રાજાનું ચિત્ર જોવાનું સૂચન કર્યું હોય તો તેથી તેમના મનમા ચિત્રની માત્ર કલ્પના થશે. પરન્તુ આવો ખરો વિભ્રમ ઉત્પન્ન થશે નહિ આવી રીતે ટપકા જેવા કોઇ ચિન્હ વડે ગાંડા માણસોમા પણ વિભ્રમ ઉત્પન્ન કરી શકાય છે. તેઓના વિભ્રમો એકદેશીય હોય છે અર્થાત્ તેઓ પોતાની એક જ બાજુ તરફ ખોટા અવાજો સાભળે છે તથા અમુક એક આખ વડે ખોટું ચિત્ર જુએ છે. આવા માણસોમા ઘણુંખરું કાનની અંદરના ભાગમા રોગને લીધે ચણચણાટ ઉત્પન્ન થવાથી ખોટા અવાજો સાભળવાના તથા આખની અંદરનો પ્રવાહી પદાર્થ નિસ્તેજ થવાથી ખોટી આકૃતિઓ જોવાના વિભ્રમો ઉત્પન્ન થાય છે આનું કારણ એ છે કે આ ઇન્દ્રિયો રોગિષ્ટ થવાથી કંઇ પણ પદાર્થ તેમના રોગવાળા ભાગોને અદરથી અડે એટલે તરત ત્યાથી તન્તુ પ્રવાહ ઉત્પન્ન થઇ મગજમા પ્હોચી ત્હેની તે વખતની સ્થિતિ પ્રમાણે પ્રત્યક્ષો ઉત્પન્ન કરે છે આપણે ઉપર જોઇ ગયા તે ભ્રમોમા તથા આ વિભ્રમો વચ્ચે એટલી સમાનતા છે કે તે બન્ને ઇન્દ્રિયોમાથી મગજમા જતા પ્રવાહોથી ઉત્પન્ન થાય છે ને બન્નેમા ખોટા આભાસની આબેહૂબતા સવાહક તન્તુઓને માર્ગે મગજમા જતા પ્રવાહોને લીધે હોય છે. આ પ્રવાહ ગમે તેટલો નબળો હોય પરન્તુ મગજના તન્તુસ્થાનોમા પ્હોચ્યા પછી ત્યા બળવાન તન્તુ વ્યાપાર ઉત્પન્ન કરે છે કે જ્હેને લીધે તેઓનો આભાસ બાહ્યસૃષ્ટિમા જ છે એમ જણાય છે. આ આભાસ કેવો થશે તેનો આધાર તન્તુસ્થાનોમાથી મગજના કયા તન્તુઓ માર્ગે તે વ્યાપાર પ્રસરશે ત્હેના ઉપર રાખે છે આવી રીતે આભાસનો અમુક ભાગ ઇન્દ્રિયમાથી આવે છે અને અમુક મોટો ભાગ મગજ એટલે મનમાથી જ નીકળે છે આ ઉપરથી આ વિષયને લગતી કેટલીક વિશેષ તપાસ કરતા ઇન્દ્રિયો

દ્વારા કંઇ પ્રોત્સાહન મળ્યા સિવાય કેવળ મગજમાંથી ઉત્પન્ન થતા વિભ્રમોનું અસ્તિત્વ માનવાનું કારણ મળે છે. પરન્તુ આવા વિભ્રમોમા તો મગજમા જ્યારે અસાધારણ બગાડ થયો હોય ત્યારે જ વિશેષે કરીને જણાય છે તેમજ એક કરતાં વધારે ઇન્દ્રિયોને લગતા એક સાથે થતાં વિભ્રમોમા પણ અમુકનું પ્રોત્સાહન ઇન્દ્રિયોમાથી તથા અમુકનું મગજમાંથી જ ઉત્પન્ન થાય છેઃ જેમ કે કોઇ ભયંકર રૂપ જોવાનો તથા તેમાથી અવાજ સાભળવાનો એમ બે વિભ્રમો એક સાથે થયા હોય તેમા પ્હેલા વિભ્રમનું પ્રોત્સાહક કારણ કોઈ બાહ્ય વસ્તુ હોય પરન્તુ બીજે કંઈ પણ બાહ્ય પ્રોત્સાહન સિવાય કેવળ મગજમાથી જ ઉત્પન્ન થઇ શકે.

અન્તે એટલું જણાવવું જોઇએ છીએ કે માનસશાસ્ત્રની દૃષ્ટિએ હજી બીજા પ્રકારના વિભ્રમોની સંતોષકારક સમજૂતી અપાઇ શકી નથી. શાસ્ત્રીય પદ્ધતિએ તેમનો અભ્યાસ કરવા માટે જુદા જુદા પ્રકારના વિભ્રમોના અનેક દાખલાઓનો સંગ્રહ થવાની જરૂર છે અને આ સંગ્રહ માટે 'માનસિક સંશોધનની સભા' તરફથી અનેક પ્રયત્નો થાય છે અને આશા છે કે માનસશાસ્ત્રીઓના પ્રયત્ન વડે આ વિષયને લગતી જે જે બાબતો હાલ અન્ધકારમા છે તે સર્વ ઉપર ભવિષ્યમા ઉજ્જવળ પ્રકાશ પડશે.

## પ્રકરણ સત્તરમું.

### દિક્‌નું દર્શન.

ઉપરના પ્રકરણમા આપણે દર્શનના સામાન્ય નિયમો તથા સરતો જોઇ ગયા. હવે આપણે એક મુખ્ય પ્રકારના દર્શન વ્યાપાર વિશે જોઇશું આ પ્રકાર દિક્ (space) નું દર્શન છે. પ્રત્યેક ભૌતિક વસ્તુ થોડા ઘણા વિસ્તારવાળી હોય છે અર્થાત્ તે થોડી ઘણી જગા રોકે છે, એ આપણે સર્વે જાણીએ છીએ. હવે આ વિસ્તાર અથવા

જગા જહેને આપણે દિક્ કહીશું ત્હેનું જ્ઞાન આપણા મનમાં કેવી રીતે ઉત્પન્ન થાય છે તે આપણે તપાસવાનું છે. આપણી આસપાસની સર્વે વસ્તુઓની આકૃતિઓ, પરિમાણો, ત્હેમના પરસ્પર અન્તરો વગેરેનું ચોક્કસ જ્ઞાન વિચારશક્તિ વધ્યા પછી આપણને ક્ષણવારમાં થાય છે તેમજ પૃથ્વી વિગેરે સર્વે ગ્રહો તથા તારાઓ જે અનન્ત દિક્‌મા સમાયેલા છે ત્હેનું પણ ભાન થાય છે. પરન્તુ કેવળ બાલ્યાવસ્થામાં આપણને આ જ્ઞાન ઘણું અનિશ્ચિત તથા ગુંચવાડા ભરેલું હોય છે. હવે પ્રશ્ન એ છે કે આ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે? આ પ્રશ્ન માનસશાસ્ત્રના વિષયમા એક ઘણો કઠિન વિષય છે અને ત્હેના વિષે માનસશાસ્ત્રીઓમા જુદા જુદા મતો પ્રચલિત થયા છે. અત્રે જેમ્સના મતનું આપણે ટુકામા નિરૂપણ કરીશું.

પ્રથમ એટલુ મુખ્ય જાણવાની જરૂર છે કે પ્રત્યેક ઇન્દ્રિય પ્રત્યક્ષ જેમ વધારે ઓછા અંશવાળું હોય છે તેમ તે વધારે ઓછા વિસ્તાર અથવા દિક્ વ્યાપકત્વના ગુણવાળુ હોય છે. ગર્જનાના અવાજના પ્રત્યક્ષને સ્લેટ ઉપર પેન્સીલના ઘસાવાથી થતા અવાજના પ્રત્યક્ષ કરતા વધારે કદ અથવા વિસ્તારવાળું કહીએ છીએ. બહુ ગરમ પાણીથી ન્હાવાના સ્પર્શ ભાવને એક ટાંકણી ઘોંચાવાના સ્પર્શ ભાવ કરતા વધારે મોટા વિસ્તરવાળો હોય છે, શુળની વેદના જો કે વધારે તિક્ષ્ણ હોય પરન્તુ ગુમડાની વેદના અથવા પેટમા દુખાવાની વેદના કરતા ઓછી વિસ્તૃત જણાય છે તથા એક તારાનું પ્રત્યક્ષ આકાશના પ્રત્યક્ષ કરતા વધારે નાનું જણાય છે. સ્નાયુઓના પ્રત્યક્ષો પણ વિસ્તારવાળા જણાય છે. ગન્ધ તથા સ્વાદના પ્રત્યક્ષો પણ વિસ્તારમા નાના મોટા લાગે છે તથા શરીરની અન્દરના અવયવોમાથી આવતા પ્રત્યક્ષોમા પણ વિસ્તૃતત્વનો ગુણ સ્પષ્ટ રીતે જણાય છે પેટ ભરેલું તથા ખાલી હોવાના પ્રત્યક્ષો, ગુંગળાઇ જવાના, હૃદયમા ધબકારા થવાના, માથું દુઃખવાના વિગેરે પ્રત્યક્ષો પણ, આ ગુણવાળા હોય છે તથા તાવ, શ્રમ, સુસ્તિ

વિગેરે અવસ્થાઓમા પણ આખા શરીરની સ્થિતિના પ્રત્યક્ષમા પણ વિસ્તૃત જણાય છે, આ સ્થિતિમાં દર્શાતી શારીરિક લાગણી શરીરના કોઇ ભાગમાં થતી દુઃખમય લાગણી કરતા વધારે વિસ્તૃત જણાય છે. શરીરના બીજા બધા અવયવો કરતા ત્વચા અને ચક્ષુ એ બેમાથી મળતા પ્રત્યક્ષોમા ત્હેમના વિસ્તારનું જ્ઞાન ઘણી સ્પષ્ટતાથી જણાય છે. બીજી સર્વે ઇન્દ્રિયો કરતા ચક્ષુ ઇન્દ્રિયના પ્રત્યક્ષોમા ઘણી વધારે વિસ્તૃતત્વ રહેલું છે એટલુંજ નહીં પરન્તુ તે વિસ્તારના જેટલા સૂક્ષ્મ ભાગો આપણે પાડી શકીએ છીએ તે બીજી કોઈ ઇન્દ્રિયના પ્રત્યક્ષોમા આપણે કરી શકતા નથી, કર્ણેન્દ્રિયના પ્રત્યક્ષો સ્પર્શ કરતા વિસ્તારનું ભાન વધારે કરાવે છે પરન્તુ સ્પર્શેન્દ્રિયનાં પ્રત્યક્ષોમા જેટલા વિભાગો જોઇ શકાય છે તેટલા ત્હેમા જોઈ શકાતા નથી. આ પ્રત્યક્ષોનો વિસ્તાર પડેલા તો દરેક દિશામા સરખો મોટો જણાય છે એટલે કે ત્હેમા લંબાઇ, પહોળાઇ, ઉંડાઇ વિગેરેનો તફાવત જણાતો નથી. ફક્ત વિસ્તૃતત્વ હોવાનો ગુણ પ્રત્યક્ષ રીતે જણાય છે.

જુદા જુદા પ્રકારના પ્રત્યક્ષો પણ એક બીજાની સાથે ત્હેમના વિસ્તારના ગુણ વડે ઉપર ઉપરથી સરખાવી શકાય છે. જન્મથી આંધળા પુરુષો જ્યારે પાછળથી દેખી શકે છે ત્યારે ત્હેમને પહેલાં કરતાં વસ્તુઓ વધારે મોટી જણાય છે. આવા એક ઉપર પ્રયોગ કર્યા પછી એક દાક્તર લખે છે કે તે પુરૂષ સ્પર્શેન્દ્રિયવડે જે વસ્તુઓનો અનુભવ મેળવતો તેજ વસ્તુઓ ત્હેને જ્યારે દેખાવા લાગ્યુ ત્યારે પહેલા કરતા મોટી જણાઈ ને ચલાયમાન વસ્તુઓ અને ખાસ કરીને જીવતા પ્રાણીઓ ત્હેને ઘણા મોટા જણાયા. મોટા અવાજોના પ્રત્યક્ષ પણ મોટા એટલે વિસ્તૃત જણાય છે. ચકચકાટવાળા પદાર્થો પણ સાધારણ પદાર્થો કરતા વધારે વિસ્તૃત પ્રત્યક્ષો ઉત્પન્ન કરતા જણાય છે. મ્હોની અન્દરના કોઇ પણ ભાગ જોયા કરતા ત્હેના ઉપર જીભ ફેરવવાથી વધારે મોટો જણાય છે. કોઇ દાંત કાઢી નાખવાથી ત્હેની જગાએ થતો ખાડો નવા દાતના

દાંતનું ચલન જીભ વડે ઘણાં મોટાં જણાય છે. કાનની પાસે ગણગણાટ કરતા નાનાં તમરાનો અવાજ ભમરાના અવાજ જેવો મોટો જણાય છે તેનું કારણ એ છે કે કાનની અંદરના પડદા ઉપર હવાના વધારે દબાણને લીધે તેનું પ્રત્યક્ષ બહુ વિપુલ જણાય છે. અત્રે એટલું યાદ રાખવું જોઇએ કે પ્રત્યક્ષોમાં જણાતી વિપુલતાને જે ઇન્દ્રિયમાંથી તે ઉત્પન્ન થાય તેના પરિમાણ સાથે કંઇ ખાસ સંબન્ધ નથી. આંખ અને કાન બહુ નાના કદનાં ઇન્દ્રિયો છે પરન્તુ તેઓના પ્રત્યક્ષો બહુ વિપુલ હોય છે. તેમ એક જ ઇન્દ્રિય હોવના જુદા જુદા ભાગોમાંથી ઉત્પન્ન થતાં પ્રત્યક્ષોમાં પણ પ્રત્યક્ષની વિપુલતા તથા તે ભાગની વિપુલતા વચ્ચે કંઇ ખાસ પ્રમાણ નથી. કોઇ પદાર્થની આકૃતિ આંખની કીકીમાંનો ખાડો જહેને કોશીઆ ( Fovea ) કહેવાય છે તેના ઉપર પડે છે ત્યારે કીકીના બીજા ભાગો ઉપર તેની આકૃતિ પડે છે ને જણાય તેના કરતાં વધારે મોટું જણાય છે. ઉદાહરણ તરીકે હાથની બે આંગળીઓને એક બીજાથી થોડે દૂર આડી આંખો આગળ ધરી હોય અને દરેક આંખની નજર એક આંગળી ઉપર નાખ્યા પછી આંખની કીકી તેની જોડેની આંગળી ઉપર ફેરવી હોય તો જે આંગળી ઉપર સીધી નજર નથી હોતી ને જહેના ઉપર નજર હોય છે તેના કરતાં નાની દેખાય છે. સ્પર્શેન્દ્રિયમાં પણ તેમ જ છે. કંપાસ કે કાતરના હાથોના બે છેડાઓને સમાન્તર રાખીને ચામડી ઉપર એવી રીતે ફેરવ્યા હોય કે એ સમાન્તર લીટીઓ દોરાય તો કેટલાએક ભાગોમાં તેમનું અંતર જાણે ઓછું થયું હોય અને કેટલાએકમાં જાણે વધ્યું હોય એમ જણાય છે: જેમકે મ્હોની વચમાં રાખીને બે બાજુ એક પાસ ફેરવીએ તો એમ જણાશે કે ગાલો કરતાં મ્હો આગળ એક બીજાનું અંતર વધારે છે.

હવે આપણા વિષયને લગતી મુખ્ય વાત એ છે કે આ વિસ્તાર અથવા વિપુલતાનો ગુણ કે જે થોડેઘણે દરેક પ્રત્યક્ષમાં જણાય

છે તે દિક્‌ના જ્ઞાનનું મૂળ કારણ છે. અર્થાત્ પૃથક્કરણ, એકીકરણ, સાહચર્ય વિગેરે રીતિઓ વડે તેમાંથી દિક્‌ના જ્ઞાનનો વિકાસ થાય છે. કોઇ તરત જન્મેલું બાળક પોતાની આંખો જ્યારે ઉઘાડે છે ત્યારે જો કે ત્હેને વિસ્તારનો અનુભવ થાય છે પરન્તુ તે વિસ્તારના વિભાગો વિસ્તૃત વસ્તુઓની આકૃતિઓ તથા અંતરો વિગેરે તે જાણી શકતું નથી. માત્ર અસ્પષ્ટ ને અચોક્કસ વિસ્તારનું ત્હેને ભાન થાય છે. જે ઓરડામાં તે બાળક હોય ત્હેના પરસ્પર સંબન્ધ ધરાવતા અનેક વિભાગો થઇ શકે; તેમજ તે ઓરડાની સાથે બ્હારની જગાઓ ઉમેરવાથી ત્હેનો વિસ્તાર અનેક દિશાઓમાં વધારી શકાય, પરન્તુ તે બાળકને આવા વિભાગો તથા બ્હારની જગાઓનું ભાન હોતું નથી, જેમ જેમ ત્હેની ઉમ્મર વધતી જાય છે તેમ તેમ ત્હેમનું ભાન ત્હેમને થતું જાય છે અને ત્હેમની વિગતો સાથે ઓળખતા શીખે છે. આમ ઓળખવાનો વ્યાપાર યા તે જ વિસ્તારના જ્ઞાનના બીજમાંથી દિક્‌ના જ્ઞાનની રચના છે. હવે આ વ્યાપાર નીચેના પેટા વ્યાપારોનો બનેલો છેઃ—

૧ સમગ્ર ઐન્દ્રિય ક્ષેત્રનું ત્હેના વિભાગોમા સ્પષ્ટ રીતે પૃથક્કરણ થવું જોઇએ.

૨ જુદી જુદી ઇન્દ્રિયો વડે ગ્રહણ કરેલા કોઈ પદાર્થને એક જ પદાર્થ તરીકે ઓળખવો જોઇએ; જેમકે જે વસ્તુઓ જોએલી અથવા ચાખેલી હોય તેઓ અડકી તથા સાંભળી શકાય છે એમ જાણવું જોઇએ કે જેથી જુદી જુદી ઇન્દ્રિયો દ્વારા એક જ વસ્તુનું દર્શન થાય છે એમ જ્ઞાન થાય.

૩ સમગ્ર ઐન્દ્રિય ક્ષેત્ર આસપાસ જે બીજાં ક્ષેત્રોનું વિશ્વ બનેલું છે ત્હેમનાથી વીંટાયેલું છે એમ જ્ઞાન થવું જોઇએ.

૪ ઐન્દ્રિય ક્ષેત્રમા આવેલી સર્વે વસ્તુઓ લંબાઈ, પહોલાઇ અને ઉંડાઈ એમ ત્રણ ચોક્કસ પરિમાણો ધરાવે છે તેમ જાણવું જોઇએ; અને

૫ તેઓના કદોનું પરસ્પર પ્રમાણ અર્થાત્ તેઓનું માપ જાણવું જોઇએ. હવે આમાના દરેકને અનુક્રમે લઇએ.

૧. પ્રથમ પેટા વ્યાપાર ઐન્દ્રિય ક્ષેત્રનું પૃથક્કરણ કરવાનો છે. આ વિષે આપણે 'વિવેક શક્તિ'ના પ્રકરણમાં જોઇ ગયા છીએ તે ઉપરાંત કંઇ વધારે ઉમેરવાની જરૂર નથી. સમગ્ર ઐન્દ્રિય ક્ષેત્રના ગતિમાન વિભાગો, સૂક્ષ્મ વિભાગો, ઉજ્જ્વલ વિભાગો, વિગેરે આપણું ધ્યાન ખેંચે છે અને તે ક્ષેત્રના બીજા વિભાગોમાથી જુદા આવે છે. ધ્યાનના પ્રકરણમા આપણે જોયુ તેમ સ્વાભાવિક રીતે દૃષ્ટિ ક્ષેત્રમા જુદે જુદે વખતે જુદી જુદી વસ્તુઓ આપણુ ધ્યાન ખેંચે છે અને પછીથી જેમ જેમ આવી વધારે વસ્તુઓથી પરિચિત થવાય છે તેમ તેમ વધારે વસ્તુઓ ઉપર એકસામટું ધ્યાન આપવાની ટેવ પડે છે. આ પ્રમાણે ધીમે ધીમે એકજ ક્ષેત્રમા અનેક સાથે સાથે આવેલી યાને જુદી જુદી જણાતી વસ્તુઓનું એક સામટું દર્શન થાય છે. પ્રથમ તો આવુ સાથે સાથે હોવાનુ જ્ઞાન કેવળ અસ્પષ્ટ હોય છે કારણ કે તેમની દિશાઓ તથા અંતરોનુ જ્ઞાન તે વખતે હોતુ નથી પરન્તુ જેમ જેમ ઐન્દ્રિય અનુભવ વધતો જાય છે તેમ તેમ આ જ્ઞાન વિકાસ પામતુ જાય છે. અર્થાત્ અમુક વસ્તુ આ દિશામા છે, અમુક વસ્તુ બીજી દિશામા છે એમ ભાન થવાની સાથે આપણી માનસિક સૃષ્ટિમા દિક્‌ની રચના થવા માંડે છે.

૨. બીજો પેટા વ્યાપાર એ છે કે જુદા જુદા પ્રકારના પ્રત્યક્ષો વડે એકજ વસ્તુનું દર્શન થવું જોઇએ, આપણી ઇન્દ્રિય પ્રત્યક્ષતાનો એક નિયમ એ છે કે જ્યારે એક કરતા વધારે ઇન્દ્રિયો ઉપર એક સામટા સંસ્કારો આવે છે ત્યારે તે સંસ્કારો એક જ વસ્તુના છે એમ ધારવાનું વલણ આપણને થાય છે. વિજળી ઉત્પન્ન કરવાના યન્ત્રનો હાથ ચામડી પાસે આણ્યો હોય ત્યારે જે ચમકારો જોયો હોય તેનો અવાજ તે જ ક્ષણે સાંભળ્યો હોય તથા આંચકો ખાધો હોય તે સર્વેનું કારણ એકજ વસ્તુ વિજળીનો પ્રવાહ ધારીએ

છીએ આ નિયમ આપણા રચનાના એક બીજા સામાન્ય નિયમ ઉપર રચાયેલો છે તે એ છે કે આપણું મન જેમ બને તેમ વસ્તુ એને સાદી કરવા તથા તેમનું એકીકરણ કરવા તરફ ખેંચાય છે અને આ નિયમને અનુસરી દેખાતી વસ્તુના વિસ્તારનું મળજેની અથવા સ્પર્શાતી તેજ વસ્તુના વિસ્તાર સાથે એકીકરણ થાય છે જેટલી વસ્તુઓનું એકસામટું પ્રત્યક્ષ થઈ શકે તેમને એક દિક્ ક્ષેત્રમાં રહેલી જાણીએ છીએ તથા તેઓના વિસ્તારોને તે ક્ષેત્રના વિસ્તારના વિભાગો તરીકે ગણીએ છીએ અર્થાત્ જે જગો તેમાની દરેક વસ્તુ રોકે છે તે બીજી વસ્તુઓની જગો સાથે એકજ ક્ષેત્રમાં છે એમ જાણીએ છીએ દિક્ જ્ઞાનની રચના માટે આ એક મુખ્ય વ્યાપાર છે

આવી રીતે જ્યારે અનેક પ્રત્યક્ષો એકજ વસ્તુનું દર્શન કરાવતી જણાય છે ત્યારે તેમાના એક પ્રત્યક્ષને તે વસ્તુજ અર્થાત્ તેનું ખરું સ્વરૂપ દર્શાવનારું પ્રત્યક્ષ માનીએ છીએ અને બીજા બધાને તેના દેખાવો અથવા બાહ્ય ગુણો દર્શાવનારા માનીએ છીએ જે પ્રત્યક્ષને ખરેખરી દર્શાવનાર વસ્તુ તરીકે ગણીએ છીએ, તે બીજા બધા કરતા તે વસ્તુનું સૌથી વધારે વ્યવહારિક, અગત્યનો તથા નિત્ય ગુણ દર્શાવનાર હોય છે ઘણું ખરું તે કઠણાશ અથવા વજનનું હોય છે પરન્તુ કઠણાશ અથવા વજનના ગુણો સ્પર્શેન્દ્રિય થી ગ્રહણ થાય તેવા કદ અથવા પરિમાણના ગુણોની સાથે જ અનુભવવામાં આવે છે અને જ્યારે જ્યારે હાથમાં કઈ વસ્તુ જણાય ત્યારે તેને જોઇ શકીએ છીએ તેથી સ્પર્શના પરિમાણનું જોયેલા પરિણામ સાથે એકીકરણ કરી તે સામાન્ય પરિમાણને પણ વસ્તુના મુખ્ય ગુણ તરીકે માનીએ છીએ, ઘણી વખત આકૃતિને તથા કોઇ વખત શિતોષ્ણ, રમાણ, સ્વાદ વિગેરે ગુણોને વસ્તુના મુખ્ય ગુણો ધારીએ છીએ ઘણું ખરું તો વસ્તુઓના રંગ, અવાજ, ગન્ધ વિગેરે જે જે ગુણો તેમના પરિણામના ગુણની સાથે અનુભવવામાં આવે તેમને ગૌણ રૂપે ગણીએ છીએ, વસ્તુઓને તેવા અથવા

આટલા સિવાય હેમની ગન્ધ તથા અવાજના ગુણો ગ્રહણ કરી શકીએ છીએ ખરા પરન્તુ જ્યારે હેમને જોઇએ અથવા અડીએ છીએ ત્યારે તે ગુણો પ્રબળ રીતે ગ્રહણ થઇ શકે છે અને તેથી હેમનું ઉત્પત્તિ સ્થાન જોયેલી અથવા અડકેલી વસ્તુના દિક્‌ ક્ષેત્રમાં ગણીએ છીએ અને તે ગુણોમાં તે તે દિક્‌ ક્ષેત્રમાંથી બ્હાર પ્રસારતા હોય એમ માનીએ છીએ. ઉપરની સર્વ હકીકતમાં આપણે જોયું છે કે જે જે પ્રત્યક્ષોનાં દિક્‌ ક્ષેત્રો એક દિક્‌ ક્ષેત્રમાં મળી જાય છે તે સર્વે જુદી જુદી ઇન્દ્રિયો વડે ગ્રહણ થાય છે અને આવા પ્રત્યક્ષોનું એકસાથે આપણા મનમાં ગ્રહણ થઇ શકે છે. આવી રીતે આપણા મનના વ્યાપારનો સામાન્ય નિયમ એ છે કે જે જે પ્રત્યક્ષો એક સાથે અનુભવી શકાય અને એક બીજાના દર્શનમાં પ્રતિરોધ ન કરે તેઓને એકજ દિક્‌ ક્ષેત્રમાંથી ગણતાં માનીએ છીએ.

૭. પરન્તુ એક જ ઇન્દ્રિય સ્થાન ઉપર એક જ વખતે જુદા જુદા સંસ્કારો આવે તો તેઓ એક બીજાના દર્શનમાં પ્રતિરોધ કરે છે અને તેથી એક સામટા ગ્રહણ થઇ શકતાં નથી. આમ હોવાને લીધે આપણે તેઓને એક જ દિક્‌ ક્ષેત્રમાંથી આવતાં હોય તેમ માનતા નથી પરન્તુ તેઓને ક્રમવાર એક મોટા દિક્‌ ક્ષેત્રમાં એક બીજાની સાથે આવેલા નાના દિક્‌ ક્ષેત્રોમાં ગોઠવીએ છીએ. આ દિક્‌ ક્ષેત્રોમાંના એક ઉપરથી બીજા ઉપર જોયુ હોય તો આપણે તે તરફ નજર અથવા મ્હો ફેરવીએ છીએ અને આવી આંખ મ્હોં અથવા શરીરની નિરંતર ગતિઓ વડે આપણે જાણી શકીએ છીએ કે દરેક દિક્‌ ક્ષેત્રની સાથે બીજું દિક્‌ ક્ષેત્ર એમ ચારે બાજુએ દિક્‌નો વિસ્તાર છે. ધીમે ધીમે અનુભવ વધવાની સાથે આંખ અથવા મ્હોંની અમુક ગતિ કરવાની સાથે દિક્‌ના અમુક વિસ્તારનું દર્શન થાય છે એમ જાણી શકીએ છીએ તેમજ જુદા જુદા પ્રકારની સર્વે વસ્તુઓમાંથી હેમના ગુણોનું પૃથક્કરણ કરી ફક્ત હેમના વિસ્તારના ગુણ ઉપર જ ધ્યાન આપી શકીએ છીએ. જેમ જેમ અમુક ગતિથી

અમુક વિસ્તારનું ગ્રહણ થાય છે એમ અનુભવમાં જણાય છે તેમ તેમ ગતિ અને વિસ્તારનું સાહચર્ય દૃઢ થતું જાય છે અને આ સબબને લીધે કેટલાએક માનસશાસ્ત્રીઓ એમ માને છે કે સર્વે પ્રત્યક્ષો નહીં પરન્તુ સ્નાયુઓમથી આવતા ગતિના પ્રત્યક્ષો જ વિસ્તાર અથવા દિક્‌નું ભાન કરાવે છે પરન્તુ ઉપર આપણે જે જોઇ ગયા કે દરેક પ્રત્યક્ષ થવાની સાથે ત્હેની વિપુલતા અથવા વિતૃતત્વનું ભાન થાય છે તે મત પ્રમાણે આ ધારણા ખોટી છે

૪ સ્નાયુમથી આવતા અર્થાત્ ગતિના પ્રસંગો જો કે દિક્‌ના અસ્તિત્વનું ભાન કરવામાં મુખ્ય સ્થાન ધરાવતા નથી પરંતુ દિક્‌ના દર્શનમાં તેઓ કેવળ ઉપયોગ વિનાના નથી તેઓની ઉપયોગિતા એ છે કે ઇન્દ્રિયો વડે ગ્રહણ થતી વિભિન્ન વસ્તુઓના દિક્ ક્ષેત્રનો ક્રમ તેઓ વડે જ મુખ્યત્વે કરીને ગ્રહણ થાય છે ધારો કે આપણે એક બિંદુ ઉપર જોતા હોઇએ અને દિક્ ક્ષેત્રની કીનારી ઉપર ઝખું જણાતું બીજું બિંદુ આપણું ધ્યાન ખેંચે અને તેથી આપણે આંખને પ્હેલા બિંદુથી બીજા બિંદુ ઉપર ફેરવીએ હવે આમ નજર ફેરવવામાં આપણે આંખવડે એક કાલ્પનિક લીટી દોરીએ કે જ્હેના બે બિન્દુઓ છેડાઓ છે આ લીટી બન્ને બિન્દુઓ વચ્ચેનું અંતર માપે છે અર્થાત્ તે લીટીની લંબાઈ જેટલું બન્ને બિન્દુઓ વચ્ચે અન્તર છે હવે દિક્ ક્ષેત્રના તેજ છેડા ઉપર બીજા બિંદુથી થોડે દૂર આવેલું ત્રીજું બિન્દુ આપણું ધ્યાન ખેંચે તો આંખની ગતિ પ્હેલા કરતા વધારે થાય છે અને પછી કાલ્પનિક લીટી એવી થાય છે કે જેથી પ્હેલું અને ત્રીજું બિંદુ ત્હેના છેડાએ ઉપર આવે છે અને બીજું બિન્દુ વચમાં આવે છે આજ રીતે નિરન્તર આપણે વસ્તુઓ વચ્ચે કાલ્પનિક લીટીએ દોર્યા કરીએ છીએ દૃષ્ટિ ઉપર પડતી દરેક વસ્તુ પોતાની અને દિક્ ક્ષેત્રની કિનારી ઉપર જણાતી વસ્તુઓ વચ્ચે આવી કાલ્પનિક લીટીએનું સૂચન કરે છે અને આ લીટીઓ વડે વસ્તુઓના સ્થાનોના પરસ્પર સબંધ નક્કી કરી

શકાય છે. આવી રીતે સ્નાયુ પ્રત્યક્ષો દિક્માં આવેલી વસ્તુઓના ચોક્કસ સ્થાનોનું જ્ઞાન કરાવે છે.

વસ્તુઓને અડવાથી ચામડી તથા સાંધાઓમાંથી આવતાં પ્રત્યક્ષો પણ આવી રીતનું જ્ઞાન ઉત્પન્ન કરે છે. વસ્તુઓ ઉપર હાથ ફેરવીએ છીએ ત્યારે પણ હાથ વડે લીટીઓ દોરીએ છીએ અને આ લીટીઓના બન્ને છેડાઓ સ્પર્શેન્દ્રિય વડે ગ્રહણ કરીએ છીએ. આ લીટીઓ આપણી ચામડીના ભાગ કે કોઇ સાંધાઓનો ભાગ વસ્તુઓને અડકવાથી દોરી શકાય પરન્તુ બંને રીતે લીટીઓની વચ્ચે આવેલા ભાગોના વિસ્તારોનો પરસ્પર સંબન્ધ સ્પષ્ટ રીતે ગ્રહણ થઇ શકે છે. ગન્ધ તથા અવાજનાં પ્રત્યક્ષોમા પણ તેજ પ્રમાણે બને છે. આપણુ માથું અમુક દિશામા હોય તો અમુક ગન્ધ તથા અવાજ બહુ સ્પષ્ટ રીતે ગ્રહણ થઇ શકે છે. તે દિશામાથી માથું ફેરવ્યું હોય તો પ્રત્યક્ષ ઝાંખુ થઇ જાય છે તથા બીજી કોઈ ગન્ધ તથા બીજો કંઈ અવાજ સ્પષ્ટ થાય છે. આવી રીતે રહેલી અને બીજી ગન્ધ અથવા અવાજવાળી વસ્તુઓનુ અન્તર માથુ ફેરવ્યાની ગતિ વડે માપી શકાય છે. આ પ્રમાણે સ્નાયુ પ્રત્યક્ષો વડે જોયેલી, સ્પર્શેલી, સુંઘેલી અથવા સાંભળેલી દરેક વસ્તુનું દિક્ ક્ષેત્રમા આવેલી કાલ્પનિક કે ખરી લીટીઓમા ત્હેમની સાથે જોડી શકાય તેવી વસ્તુઓના સંબધમા શુ સ્થાન છે અર્થાત કઇ દિશામા અને કયે ઠેકાણે તે આવેલી છે ત્હેનું ચોક્કસ જ્ઞાન મળી શકે છે.

૫. દિક્ના જ્ઞાન વિષેનો છેલ્લો વ્યાપાર વસ્તુઓના વિસ્તારનું માપ જાણવાનો છે. હવે કોઇ પણ વસ્તુનું માપ તે વસ્તુ એકલીના જ વિસ્તાર ઉપરથી જાણી શકાતુ નથી પરન્તુ બીજી વસ્તુઓના વિસ્તારોના સંબન્ધ પરત્વે જ જણાય છે. જેમકે કોઇ વસ્તુ મોટી છે એમ આપણે કહીએ ત્યારે બીજી નાની નાની વસ્તુઓના પ્રમાણમાં તે મોટી જણાય છે અને તેજ વસ્તુઓના પ્રમાણમા નાની જણાય છે; પરન્તુ ત્હેનાથી બીજી ન્હાની વસ્તુઓના પ્રમાણમાં મો

હોય છે તેમજ એક જ વસ્તુ જુદા જુદા પ્રત્યક્ષો વડે જુદા જુદા વિસ્તાર વાળી જણાય છે. આપણા મ્હોંની અન્દરના ભાગમા અરીસામા આખેથી જોઇએ તેના કરતા જીભ અગાડીને જોઇએ તો તે ભાગ વધારે મોટો જણાય છે આપણા કોઠો જખમ ઉપર એટલાજ વિસ્તારવાળી જગાના કરતાં વધારે મોટા જણાય છે.

એક ઇન્દ્રિય ક્ષેત્રમા જણાતા વિસ્તારને બીજા ઇન્દ્રિય ક્ષેત્રમા જણાતા વિસ્તાર સાથે સરખાવવાનું મુખ્ય સાધન એ છે કે આપણ એક ક્ષેત્રને બીજા ક્ષેત્ર ઉપર અરાડવુ તથા એકજ વસ્તુને જુદા જુદા ઇન્દ્રિય ક્ષેત્રો ઉપર અડાકવી ઉદાહરણ તરીકે બન્ને હાથેલીઓને એક બીજાની સાથે અરાડી હોય તો બન્નેના વિસ્તારો એક સાથે જણાય છે.

હવે એક બીજા ઉપર લગાડેલા ઇન્દ્રિય ક્ષેત્રના વિસ્તારોના પ્રત્યક્ષો જુદા જુદા જણાતા હોય ત્યારે ત્હેમાના એક પ્રત્યક્ષને આપણે ખરૂ કહીએ છીએ અને બીજાને ખોટુ અથવા દેખાતું જ માનીએ છીએ. જેમકે મ્હોમા દાત પડી ગયાને લીધે ખાડો પડયો હોય તે ખાડા ઉપર ટચલી આગળીનું ટેરવુ લગાડીયે તો તે ટેરવા કરતા ન્હાનો જણાય છે. કારણ કે ટેરવુ ત્હેમા પેશી શકતુ નથી પરન્તુ તે ખાડામા વેદના થતી હોય ત્યારે તે વેદનાના પ્રત્યક્ષમા તે ખાડો ટેરવા કરતા પણ મોટો હોય તેમ લાગે છે. અહીં પ્હેલા પ્રત્યક્ષમા જણાતા વિસ્તારને આપણે ખરો ગણીએ છીએ અને બીજાને ખોટો ગણીએ છીએ તેમજ હાથને શરીરના બીજાં બધા અવયવો કરતા વસ્તુઓને સ્પર્શ કરવાના અવયવ તરીકે વધાર વાપરીએ છીએ અર્થાત્ વસ્તુઓના માપ લેવાના સાધન તરીકે વાપરીએ છીએ અને તેથી જ્યારે હાથને શરીરના બીજા ભાગો ઉપર અરાડીયે છીએ ત્યારે તે ભાગોમા જણાતા વિસ્તારથી હાથનો વિસ્તાર નક્કી થતો નથી પરંતુ હાથના વિસ્તારથી ત્હેમનો વિસ્તાર નક્કી થાય છે.

પરન્તુ આવી રીતે એક ઇન્દ્રિય ક્ષેત્ર ઉપર બીજા ઇન્દ્રિય ક્ષેત્રને લગાડીને ત્હેમના વિસ્તારોનાં પ્રત્યક્ષો મેળવવાં એ દરેક વખત બની શકતું નથી. સાધારણ રીતે બે ઇન્દ્રિય ક્ષેત્રોના વિસ્તારોનું પ્રમાણ નક્કી કરવા માટે સારૂં સાધન એ છે કે કોઇ અમુક વિસ્તારવાળી વસ્તુને પ્હેલાં એક ક્ષેત્ર ઉપર લગાડીને ત્હેનો વિસ્તાર જોવો અને પછી તે બંને વિસ્તારોને સરખાવવા. આ વસ્તુ પોતે એવી જોઇએ કે ત્હેનો વિસ્તાર પ્હેલેથી નક્કી કરેલો હોય અને હંમેશાં એક જ રહે એવો હોય, જેમકે ફૂટ, વાર, ગજ વિગેરે. આમ કર્યાથી આપણે જાણીએ છીએ કે માપ લેવાની વસ્તુ તો અમુક એક જ વિસ્તારવાળી છે અને તેથી માપવામા આવેલી વસ્તુઓ એકજ ધોરણ પ્રમાણે મપાયેલી છે.

હવે કદાચ માપ લેવાની વસ્તુ જો કે અમુક વિસ્તારવાળી હોય છતા આપણને જુદા જુદા પ્રત્યક્ષો વડે જુદા જુદા વિસ્તારવાળી જણાય પરન્તુ જો તે વસ્તુ અમુક વિસ્તારવાળી છે, એમ આપણે પ્હેલેથી જાણતા હોઇએ તો ત્હેના વિસ્તારમાં દેખાતા ફેરફારો ખરા એટલે તે વસ્તુમા નથી પરન્તુ આપણી જોવાની રીત જુદી જુદી હોવાને લીધે તે જણાય છે એવી ધારણા મનમા રાખી આવા દેખાતા વિસ્તારો ઉપર ધ્યાન આપતા નથી. આ ધારણા આપણે દરેક ઇન્દ્રિય વ્યાપારમાં કરીએ છીએ અને તેથી દર્શનના પ્રકરણમાં આપણે જોઈ ગયા તે પ્રમાણે પ્રત્યક્ષ ઉપર નહિ પરન્તુ ત્હેનાથી થતા સૂચન ઉપર ધ્યાન આપી પ્રત્યક્ષની અવગણના કરીએ છીએ. આ વિષે ચાક્ષુષ પ્રત્યક્ષનું એક ઉદાહરણ અત્રે જોઇશું. જ્યારે કોઇ બે સંસ્કારો આંખની કીકીના જુદા જુદા ભાગો ઉપર પડે છે ત્યારે ત્હેમના વિસ્તારો પરસ્પર અમુક પ્રમાણમાં છે કે નહી તે જાણી શકાતુ નથી પરન્તુ જો આપણે પહેલેથી જાણતા હોઇએ કે તે બે સંસ્કારો એક જ વસ્તુમાંથી આવે છે તો વાસ્તવિક રીતે ત્હેમના વિસ્તારો એક જ છે એમ જાણીએ છીએ.

હવે જ્યારે આપણી આંખ સ્થિર હોય અને તે વસ્તુ ગતિમાં હોય અને તેને લીધે આપણી આંખના સંબંધમાં હેની સ્થિતિ બદલાયા કરતી હોય તો કીકી ઉપર પડતી હેની આકૃતિનું પ્રત્યક્ષ દરેક ક્ષણે એટલું બદલાતું રહે છે કે તે પ્રત્યક્ષમાં જણાતા વિસ્તાર ઉપર આપણે ખાસ લક્ષ નહીં આપતા હેનાથી સૂચન થતી તે વસ્તુની ખરી આકૃતિને જ મનમા રાખીએ છીએ. આવી રીતે દરેક દર્શન વ્યાપારમાં આપણે પ્રત્યક્ષની એટલી બધી અવગણના કરીએ છીએ કે જુદે જુદે અન્તરે જણાતી વસ્તુઓના વિસ્તારો જાણવા હોય તો હેમને એક ઉપર એક મુકવાથી જ ખરી રીતે જાણી શકાય છે. દૂર કોઈ ઘર અથવા વૃક્ષ દેખાતું હોય હેનો કેટલામો ભાગ આપણી વેંતમાં સમાઈ શકશે તે ચોક્કસ કહી શકાતું નથી તેમજ ચન્દ્રનો વિસ્તાર કેટલો છે એમ જુદા જુદા પુરૂષોને પુછવામાં આવ્યું હોય તો કોઇ કહેશે કે રોટલા જેવડો ને કોઈ કહેશે કે પૈસા જેટલો.—ચિત્રકારના કામમાં જે મુખ્ય કઠિનતા છે તે એ છે કે વસ્તુનો વાસ્તવિક રીતે જે વિસ્તાર છે તે નહીં પરન્તુ અમુક જગોએથી આપણી આંખને જે માત્ર દેખાતો હોય તે વિસ્તાર ચિતરવાનો છે. આમ કરવા માટે ચિત્રકારને રસ્કીનના શબ્દોમા કહીએ તો હેની 'આંખની નિર્દોષતા' સાચવી રાખવી જોઇએ અર્થાત્ આંખને દેખાતા વિસ્તાર ઉપર જ હેનાથી સૂચન થતી આકૃતિ મનમા આવ્યા શિવાય ધ્યાન આપવું જોઇએ.

સાધારણ રીતે તો આપણામા આ આંખની નિર્દોષતા થોડી ઘણી નષ્ટ થયેલી હોય છે. કોઈપણ વસ્તુના જે સર્વે જુદા જુદા વિસ્તારો દેખી શકાય હેમાના એકને જ વસ્તુનો ખરો વિસ્તાર માનીએ છીએ અને બાકીનાઓને માત્ર દેખાતા તરીકે ગણીએ છીએ. વસ્તુની વચમાં તથા સ્હામે જે જગોએથી હેના છેડાઓ સરખે અન્તરે જણાતા હોય તે જગોએથી જણાતા વિસ્તારને હેનો ખરો વિસ્તાર ગણીએ છીએ. આ જગાએથી જરા દૂર જઇશું તો તે

ખરા તરીકે નક્કી કરેલા વિસ્તાર કરતાં તે ન્હાનો જણાય છે અને પાસે આવીએ તો હોય તે કરતાં મોટો જણાય છે અને ન્હાના તથા મોટા જણાતા વિસ્તારો ત્હેના ખરા વિસ્તારનું સૂચન કરે છે. મેજ ઉપર ચ્હા પીવાને બધા સાથે બેઠા હોઇએ અને રકાબીના પ્યાલા ઉપર નજર કરીએ તો તે પ્યાલો આપણા કરતાં ન્હાનો જણાય છે એ વાત આપણા લક્ષમાં બહુ હોતી નથી કારણ કે આપણે પ્હેલાંથી જાણતા હોઇએ છીએ કે બધા પ્યાલા એક જ વિસ્તાર વાળા છે. અર્થાત્ ત્હેનું પ્રત્યક્ષ ત્હેનાથી થતા સૂચનના પ્રકાશમાં ઝાંખું થઇ જાય છે.

જેમ વિસ્તારના દર્શનનાં ઉપર પ્રમાણે જણાય છે તેવી જ રીતે આકારના દર્શનમાં પણ જણાય છે. વસ્તુઓના દેખાતા આકારો હોય ત્હેના કરતા જુદા જ જણાય છે. સમચોરસ મેજ દૂરથી ન્હાની મોટી બાજુએ તથા ખુણાઓવાળો જણાય છે. વર્તુલો દૂરથી અંડાકૃતિવાળા જણાય છે એમ અનેક ખોટા આકારોના પ્રત્યક્ષો વસ્તુઓને જુદી જુદી જગોએથી જોતાં જણાય છે. આ સર્વે આકારોમાંથી અમુક એક આકારને આપણે ખરો આકાર કહીએ છીએ અને તે આકાર વસ્તુની રહાગે વચમા તથા સીધી લીટીમાં ઉભા રહ્યાથી જે દેખાય તે છે.

આવી રીતે ઘણાં પ્રત્યક્ષો બીજાં પ્રત્યક્ષો કે જે વસ્તુઓનો ખરો વિસ્તાર બતાવનારા હોય છે ત્હેમનાં ચિહ્નો તરીકે હોય છે. જ્યારે જ્યારે આપણે કોઇ વસ્તુને દૂરથી જોઇએ છીએ ત્યારે ત્હેના દેખાતા વિસ્તારની અવગણના કરીને ખરા વિસ્તારને જ મનમાં લાવીએ છીએ. હવે ત્હેનો ખરો વિસ્તાર અને દેખાતા વિસ્તારો આપણા અનુભવમાં નિરન્તર બદલાયા કરે છે. કોઇ વખત વર્તુલ અંડાકાર જેવું જણાય છે તો કોઇ વખત અંડાકૃતિ વાળો વર્તુલ જણાય છે, કોઇ વખત ચોરસ નાની મોટી બાજુવાળો જણાય છે અને નાની મોટી બાજુવાળી વસ્તુ ચોરસ જણાય છે. આવી રીતે એક જ વસ્તુના

ચાક્ષુષ પ્રત્યક્ષો જુદી જુદી વખતે જુદાં જુદાં જણાય છે.

આ પ્રમાણે વસ્તુના દેખાતા વિસ્તારો તથા આકારો જોવાથી ત્હેના ખરા વિસ્તાર તથા આકારનો વિચાર મનમાં લાવવો એ બાળપણથી ધીમે ધીમે અભ્યાસ વડે શીખાય છે આ શીખ્યા પછી આપણા માનસિક જીવનના મુખ્ય નિયમને અનુસરીને દેખાવોની જેમ બને તેમ અવગણના કરી ખરા પ્રત્યક્ષના વિચાર વડે વસ્તુનું દર્શન કરીએ છીએ જેવી રીતે વસ્તુઓની માનસિક આકૃતિઓ ત્હેમના નામોનું સૂચન કરે છે અને તે જુદી જુદી જાતની બદલાતી આકૃતિઓમાંથી ત્હેમનાથી સૂચવાતા નામો ઉપરથી આપણું મન વિશ્રાન્તિ લે છે, તેમ દરેક વસ્તુના ઐન્દ્રિય પ્રત્યક્ષો ઉપરથી ત્હેની ખરી આકૃતિ, વિસ્તાર વિગેરે ઉપર મન જાય છે.

આવી રીતે એક ચાક્ષુષ પ્રત્યક્ષ બીજા ચાક્ષુષ પ્રત્યક્ષના ચિહ્ન તરીકે જણાય છે એટલું જ નહીં પરન્તુ એક ઇન્દ્રિયનું પ્રત્યક્ષ બીજી ઇન્દ્રિયના પ્રત્યક્ષ સૂચક તરીકે પણ અનુભવાય છે, જેમકે અત્તરની શીશી જોઇને ત્હેની સુગન્ધનું ભાન થાય છે, કેરી સુંઘવાથી ત્હેના સ્વાદની કલ્પના થાય છે વિગેરે આવા પ્રકારના સર્વ સૂચન વ્યાપારોનો મુખ્ય નિયમ એ છે કે કોઇ વસ્તુમાંથી મળતા સર્વે પ્રત્યક્ષોમાંથી અમુક એકને તે વસ્તુ જેવી હોય ત્હેવી દર્શાવનારા એટલે ખરા પ્રત્યક્ષ તરીકે માનીએ છીએ અને બાકીનાઓને માત્ર દેખાવો તરીકે જ ગણીએ છીએ

ઉપર જણાવેલા ખાસ વ્યાપારો વડે દરેક પ્રત્યક્ષમાં વિસ્તૃતત્વ અર્થાત્ વિપુલતાના જે ગુણનું પહેલેથી ભાન થાય તે ઉપરથી જે જે દિક્ ક્ષેત્રોમાં વસ્તુઓ વિસ્તરેલી હોય તે દિક્ ક્ષેત્રોનું એટલે દિક્‌નું જ્ઞાન વિકાસ પામે છે હવે આપણે ઉપર જોઇ ગયા તેમ દિક્‌ના ત્રણ પરિમાણો હોય છે, લંબાઇ, પ્હોળાઇ અને ઉંડાઇ આમાંના પ્હેલા બે પરિમાણો વિષે ઉપર જોઇ ગયા તે શિવાય ખાસ વધારે જાણવા જેવું નથી પરન્તુ ત્રીજું પરિમાણ ઉંડાઇ એટલે વસ્તુઓનું

દૂરત્વ અથવા અન્તર તેના વિષે વધારે જાણવાની જરૂર છે. આ સંબંધમાં એક મત એવો છે કે વસ્તુઓનું અન્તર મૂળ તો સ્પર્શેન્દ્રિયનાં તથા સ્નાયુઓનાં પ્રત્યક્ષો વડે જ જાણી શકાય છે પરન્તુ આપણે હમણાં જોઇ ગયા તેમ એક ઇન્દ્રિયનાં પ્રયત્નો બીજી ઇન્દ્રિયનાં પ્રત્યક્ષોનું સૂચન કરતાં હોવાથી પરોક્ષ રીતે ગમે તે ઇન્દ્રિયનાં પ્રત્યક્ષો વડે અન્તર જાણી શકાય છે. આ મત બર્કલી નામના અંગ્રેજ માનસશાસ્ત્રીએ પ્રચલિત કરેલો છે. પ્રથમ તો હેણે એમ સ્વીકારેલું છે કે તે ચિહ્નો કુદરતી ચિહ્નો નહિ પરંતુ આપણા અનુભવમાં સાહચર્યના નિયમ વડે જોડાયેલાં છે અર્થાત્ કોઈ વસ્તુના સ્પર્શનું પ્રત્યક્ષ અને હેના દેખાવનું ચાક્ષુષ પ્રત્યક્ષ તે બે વચ્ચે કંઇક કુદરતી રીતે સમાનતાથી અને જ્યારે હેને અડક્યાથી હેના દેખાવની કલ્પના થાય છે અથવા જોયાથી હેના સ્પર્શની કલ્પના થાય છે હેનું કારણ એટલું જ છે કે તેને પ્રત્યક્ષો વચ્ચે તે વસ્તુ વિષેના આપણા અનુભવમાં સાહચર્ય બંધાયેલું છે. જ્યારે આપણે આંખો ઉઘાડીએ છીએ ત્યારે વસ્તુઓ આપણાથી કેટલીક દૂર છે તે તરત જાણીએ છીએ પરન્તુ બર્કલી કહે છે કે આ દૂર હોવાનું ભાન તે કંઇ ચાક્ષુષ પ્રત્યક્ષ નથી કારણ કે વસ્તુ પાસે હોય અથવા દૂર હોય છતા આંખની કીકી ઉપર હેની જે આકૃતિ પાડે છે હેના બિન્દુઓ તો એક જ સરખી વિપુલતાવાળા હોય છે. આમ હોવાને લીધે હેના મત પ્રમાણે આંખથી વસ્તુઓનું અન્તર તે ચાક્ષુષ પ્રત્યક્ષ નહીં પરન્તુ સ્પર્શેન્દ્રિયનો વિષય છે. પરન્તુ જો કે પ્રત્યક્ષ રીતે તે સ્પર્શેન્દ્રિયનો વિષય છે છતા ઉપર આપણે જોઈ ગયા તેમ પરોક્ષ રીતે ગમે તે ઇન્દ્રિય વડે અન્તરનું સૂચન થઈ શકે છે. બીજા ઘણા માનસશાસ્ત્રીઓએ બર્કલીના મતનું અવલંબન કરેલું છે તથા જણાવેલું છે કે જે પ્રાણીઓ પોતાની આંખ અથવા કોઈપણ અવયવ હલાવવાને શક્તિમાન ન હોય અર્થાત્ જેઓને સ્પર્શના તથા સ્નાયુઓનાં પ્રત્યક્ષો મળી શકે તેમ ન હોય તથા બીજી બધી ઇન્દ્રિયો બરાબર

હોય તેઓને અન્તરનું ભાન કદી પણ થઇ શકતું નથી.

આ મત જો કે કેટલેક અંશે ખરો છે પરન્તુ એક મુખ્ય બાબતમા ભૂલભરેલો છે. તે એ છે કે આ મત પ્રમાણે સ્પર્શ અને સ્નાયુના પ્રત્યક્ષો વડે જ વિસ્તાર અથવા દિક્નું ભાન થઇ શકે છે. પરંતુ આ પ્રકરણના આરંભમા આપણે જોઇ ગયા તેમ પ્રત્યેક પ્રત્યક્ષમા વસ્તુના વિસ્તૃતત્વનો ગુણ પ્રત્યક્ષ રીતે જણાય છે. આમ હોવાને લીધે અન્તરના જ્ઞાનનું મૂળ ચાક્ષુષ સંસ્કારોમાં જ પ્રત્યક્ષ રીતે મળે છે તેમ જ વિસ્તૃત વસ્તુઓના લંબાઇ, પ્હોળાઇ તથા ઉંડાઇ એમ ત્રણે પરિમાણનું પરસ્પર પ્રમાણથી સ્પર્શેન્દ્રિયનાં પ્રત્યક્ષો વિના જાણી શકાય છે. કારણ કે એક જ વસ્તુ પ્હેલાં જ્હેને ઉભી જોયાથી ત્હેની પ્હોળાઇ અમુક જણાતી હોય ત્હેને આડી જોઇએ તો ત્હેની પૂર્વની લંબાઇ પ્હોળાઇ તરીકે જણાય છે અને જો આ પ્હોળાઇ પ્હેલાની પ્હોળાઈ કરતા મોટી હોય તો ત્હેની ઉભી સ્થિતિની લંબાઇ પ્હોળાઇ કરતા મોટી છે એમ જાણી શકાય છે. ત્હેવી જ રીતે કોઇ વસ્તુની લંબાઈ કે પ્હોળાઇ જાણ્યાથી ત્હેની ઉંડાઇ એટલે તેના છેડાથી આંખની દૂર બીજા છેડા સુધીના અન્તર તે જાણી શકાય છે. ધારો કે એક લાકડીને આપણી સ્હામે ત્હેની લંબાઈ જણાય તેમ ધરી રાખીએ અને પછી ત્હેના આંખની પાસેના છેડાની આસપાસ ત્હેને ગોળ ફેરવીએ. આમ ફેરવવામા ત્હેની લંબાઇ આપણને ધીમે ધીમે ઓછી જણાતી જશે અર્થાત્ ત્હેના પાસેના છેડા તથા દૂરના છેડાની સપાટીઓનું અન્તર ઓછુ થતુ જશે અને પછી તે બન્નેની સપાટી જ્યારે એક થશે ત્યારે આપણી પાસેનો છેડો દૂરના છેડાને ઢાકી દેશે, તે પછી પાછો તે દૂરનો છેડો પાસેના છેડાની નીચેની સપાટીમાં જણાશે અને અન્તે લાકડીની પુરેપુરી લંબાઇ ફરી પાછી જણાશે હવે તે લાકડીની ઉંડાઇ ત્હેના પાસેના છેડા કરતા વધારે દૂરના છેડા વડે જણાય છે પરન્તુ પ્રશ્ન એ છે કે ત્હેની ઉંડાઇ કેટલી છે અને તે કેવી રીતે માપી

શકાશે ? ઉપર જણાવ્યા પ્રમાણે આ સ્પષ્ટ છે. કારણ કે જે વખતે દૂરનો છેડો પાસેના છેડા વડે ઢંકાઈ જવાની તૈયારીમાં હોય ત્યારે તે બે છેડાઓ વચ્ચેનું અન્તર લાકડીની આખી લંબાઇ જેટલું હોવું જોઇએ અને તે લંબાઈ આપણે પ્હેલેથી જાણતા હોઇએ એટલે તે લંબાઇ વડે ત્હેની ઉંડાઇ રહેલાઇથી જાણી શકાય છે. આવી રીતે કોઇ વસ્તુને જુદી જુદી સ્થિતિમાં રાખીને ત્હેનાં ત્રણ પરિમાણમાંથી જો એક જાણતા હોઇએ તો બીજાં બે જાણી શકાય છે, કારણ કે તેઓ એક બીજાનું સૂચન કરે છે. અન્તરનું જ્ઞાન સૂચન તથા અનુભવ વડે વિકાસ પામે છે એમ કહેવામાં બર્કલીનો મત ખરો છે પરન્તુ ચાક્ષુષ અનુભવમાં રહેલું જ્ઞાન પ્રત્યક્ષ રીતે થતું નથી એમ કહેવામાં ત્હેની ભૂલ હતી. કારણ કે આપણે ઉપર જોયું તેમ જો કે વિપુલતાનો ગુણ ચક્ષુ અને સ્પર્શનાં પ્રત્યક્ષોમાં વધારે જણાય છે પરન્તુ થોડે કે ઘણે અંશે તો તે સર્વ પ્રકારના પ્રત્યક્ષોમાં જણાય છે. અત્રે એટલું યાદ રાખવું જોઇએ કે આ ગુણનું ભાન બાલ્યાવસ્થાનાં પ્રત્યક્ષોમાં ઘણુંજ સ્પષ્ટ હોય છે અને અનુભવ તથા અભ્યાસ વડે જ તે ધીમે ધીમે ત્વરાથી અને સ્પષ્ટ રીતે મળી શકે છે. પ્રત્યેક ઇન્દ્રિયના પ્રત્યક્ષો બીજી ઇન્દ્રિયના પ્રત્યક્ષો કરતાં જુદાં જ હોય છે અને ત્હેનું પરસ્પર જે સૂચન થાય છે તે આપણા અનુભવમાં ત્હેમનું સાહચર્ય બંધાવાને લીધે હોય છે તેમ જ જ્યાં સુધી આવું સાહચર્ય પરિપક્વ રીતે બંધાય તેટલો અનુભવ પ્રાપ્ત થયો ન હોય ત્યાં સુધી દિક્ વિષેનું જ્ઞાન વિકાસ પામતું નથી. જન્મથી આંધળા પુરૂષો કે જેઓ સ્પર્શેલીજ વસ્તુઓના પરિમાણો જાણી શકે છે તેઓને શસ્ત્ર ક્રિયા વડે જ્યારે દેખતાં કરવામાં આવે છે ત્યારે પ્રથમ તો પોતે સ્પર્શેલીજ વસ્તુઓ ઉપર ત્હેમની દૃષ્ટિ પડે છે ત્હેમને પણ તેઓ ઓળખી શકતા નથી, કારણ કે તે ત્હેમને કેવળ નવો જ અનુભવ જણાય છે અને આ અનુભવને ત્હેમના પ્હેલાના અનુભવ વચ્ચે કંઇ પણ સાહચર્ય

બંધાયેલું હોતું નથી. આવા એક પુરુષને દેખતો કર્યો પછી હેનાથી થોડે દૂર એક વાંકા મ્હોવાળી શીશી ધરવામાં આવી ત્યારે હેણે કહ્યું કે તે હેને ઘોડા જેવી જણાય છે. વસ્તુઓનાં અન્તરો વિષે પણ આવા પુરુષો ભૂલો કરે છે અને દૂર પડેલી વસ્તુઓને એકે એક પકડવા માટે હાથ લાંબા કરે છે. આવી ભૂલો જેમ જેમ નવા ચાક્ષુષ અનુભવોનું સ્પર્શના અનુભવો સાથે સાહચર્ય બંધાતું જાય છે તેમ તેમ ઓછી થતી જાય છે.

ઉપરની સર્વે હકીકતનો સાર એ છે કે દિક્‌નું જ્ઞાન પ્હેલેથી જ આપણા મનમાં હોતું નથી પરંતુ વિસ્તૃત વસ્તુઓની ગતિ વગેરેના અનુભવ વડે વિકાસ પામે છે. દરેક પ્રત્યક્ષમાં વિપુલતાનો ગુણ થોડો ઘણો ઝાંખી રીતે જણાય છે અને આ મૂળમાંથી ઉપર જણાવેલા ખાસ વ્યાપારો વડે દિક્‌નું હેનાં પરિમાણો સાથેનું જ્ઞાન વિકાસ પામે છે તથા સ્પષ્ટ અને સુરેખ થાય છે. બીજી સર્વે ઇંદ્રિયો કરતાં ચક્ષુ સ્પર્શ તથા સ્નાયુની ઇંદ્રિયોનાં પ્રત્યક્ષોમાં વિસ્તારનો ગુણ વધારે સારી રીતે જણાય છે તથા દરેક પ્રત્યક્ષ હેની સાથે સાહચર્ય ધરાવતાં બીજાં પ્રત્યક્ષોનાં સૂચન ચિહ્‌ન તરીકે હોવાથી દેખાતા વિસ્તાર ઉપરથી ખરા વિસ્તારનું સૂચન થઇ શકે છે. મૂળ પ્રત્યક્ષ અને આ સૂચન એ બે દિક્‌ના દર્શન વ્યાપારના અઙ્ગો છે.

## પ્રકરણ અઢારમું.

### બુદ્ધિ.

અત્યાર સુધી આપણે મનની જે જે શક્તિઓ વિષે વિવેચન કર્યું હતું તે સર્વ મનના ઐન્દ્રિય સ્વરૂપની સાથે વિશેષ સંબંધ ધરાવનારી હતી. હવે આપણે મનની મુખ્ય શક્તિ–બુદ્ધિ–હેના વ્યાપાર વિષે જોવાનું છે. ઇંદ્રિયો અને બુદ્ધિ એ બે અઙ્ગોનું મન બનેલું છે, અને હેમાં ઇન્દ્રિયો તે મનુષ્ય અને બીજાં સર્વે પ્રાણીઓ વચ્ચે

સમાન છે પરન્તુ બુદ્ધિ એ આપણા માનસિક સ્વભાવનું વિશિષ્ટ લક્ષણ છે અને આ લક્ષણ વડે જ મનુષ્ય જાતિને બીજી સર્વે જાતિઓમાંથી જુદી પાડીએ છીએ. હવે બુદ્ધિનું ખરું એટલે અન્તઃસ્વરૂપ શું છે તે પ્રશ્ન માનસશાસ્ત્રનો નથી પરન્તુ તત્વ જ્ઞાનનો છે. પ્હેલા પ્રકરણમાં આપણે જોયું તેમ માનસશાસ્ત્રનો પ્રદેશ મન, બુદ્ધિ વિગેરેના અન્તર્સ્વરૂપો તપાસવાના નથી પરન્તુ ત્હેમના બાહ્ય વ્યાપારોનું વિવેચન કરવાનો છે અને આ વાત ધ્યાનમાં રાખીને બુદ્ધિનો મુખ્ય વ્યાપાર શો છે તે તપાસીશું.

પ્રથમ એટલું કહેવું જોઇએ કે બુદ્ધિ, વિચારશક્તિ, તર્કશક્તિ વિગેરે શબ્દોનો સાધારણ અર્થ એક જ થાય છે. વિચાર કરવાનો વ્યાપાર તે બુદ્ધિનો જ વ્યાપાર છે. હવે ઘણોખરો વિચાર મનમાં વિચારની વસ્તુઓના પ્રત્યક્ષો અથવા કાલ્પનિક આકૃતિઓ વડે થાય છે. આપણે જ્યારે વિચારમાં બેઠા હોઇએ છીએ ત્યારે એક પછી એક વિચાર આવી કાલ્પનિક આકૃતિઓ મનમાં આવ્યા જ કરે છે અને આ સર્વે વિચારો એક બીજાની સાથે સાહચર્યની ગાંઠ વડે બંધાયેલા હોય છે. સાધારણ રીતે આવી સ્થિતિમાં જે વિચારો પોતાની મેળે એક પછી એક મનમા ઉત્પન્ન થાય છે તે ગમે કલ્પના કરી શકાય તેવી વસ્તુઓના હોય છે, અર્થાત્ તેઓ જાતિ વાચક નહિ પરન્તુ વ્યક્તિ વાચક હોય છે. કારણ કે જાતિ વાચક વિચારોની કલ્પના થઈ શકતી નથી. આવી વિચારમાળાના ઉદાહરણો આપણે સાહચર્યના પ્રકરણમા જોઇ ગયા છીએ. જે વિચારોનું સાહચર્ય મનમાં ક્ષણ વાર બળવાન્ હોય છે તે વિચારોની માળા સ્ફુરી આવે છે. જેમકે અસ્ત થતા સૂર્યને જોતા કા તો ગમે અમુક દિવસે કોઇ વહાણમાંથી સૂર્યાસ્ત જોયો હોય ત્હેનુ સૂચન થાય ને તે ઉપરથી તે વહાણ ઉપરની મુસાફરી તથા સાથેના મિત્રો વિષે વિચાર આવે; તે ઉપરથી તે મુસાફરીના હેતુનો વિચાર આવે વિગેરે. અથવા તો સૂર્યને અસ્ત થતો જોતા સૂર્ય વિષેની લોકકથાઓ વિષે વિચાર

આવે, તે ઉપરથી પુરાણો વિષે વિચાર આવે, તે ઉપરથી પુરાણો સાચાં છે કે નહીં તે વિષે વિચાર આવે વિગેરે જે મનની આવી વિચારમાળાઓમા જે રોજ અનુભવાની તથા સાધારણ વસ્તુઓ વચ્ચેનું સાહચર્ય બળવાન હોય તો તે મન શુદ્ર બુદ્ધિવાળું ગણાય છે અને નવા નવા તથા ક્વચિત્ જ મનમા આવે તેવા વિચારોની માળા ઉત્પન્ન થાય તો તે મન બુદ્ધિશાળી ગણાય છે. પરન્તુ બન્નેના વિચારો સાહચર્યના નિયમને અનુસરીને જ સ્ફૂરી નીકળે છે. આવી સ્ફૂરણાઓમા જાતિ વાચક વિચારો ભાગ્યે જ ઉત્પન્ન થાય છે અને જો થાય છે તો તરત આપણું ધ્યાન ખેંચે છે અને ત્યા જ મન અટકી જાય છે

આવી વિચારમાળાઓ નિયમપૂર્વક થાય છે ખરી પરન્તુ વાસ્તવિક રીતે બુદ્ધિપૂર્વક કહેવાય નહીં તર્કવ્યાપાર જે બુદ્ધિનો ખરો વ્યાપાર છે ત્હેમા જો કે અન્તિમ વિચાર વ્યક્તિ વાચક હોય પરન્તુ ઉપર જણાવેલી સાહચર્યના નિયમની વિચાર માળાની માફક તે અન્તિમ વિચાર બીજા વ્યક્તિ વાચક વિચારથી સીધી રીતે સુચવાતો નથી પણ કોઇ ભાવવાચક અર્થાત્ ગુણવાચક વિચાર (abstract or general idea) ની મારફત સુચવાય છે આવી રીતે એક વિચારનું બીજા વિચારમાથી તે બન્ને વિચારોની સાથે સંબન્ધ ધરાવતા કોઇ ત્રીજા ભાવવાચક વિચારની મારફત સૂચન થવું તેજ બુદ્ધિનો ખરો વ્યાપાર છે. કારણ કે તે વ્યાપારમા તે બન્ને વિચારોના પોતપોતાના અનેક સહચારી વિચારોમાથી આપણું પ્રયોજન સરે ત્હેવો બન્નેની સાથે સાહચર્ય ધરાવતો ગુણવાચક વિચાર બુદ્ધિ વડે શોધી કાઢીએ છીએ આ વ્યાપારને યુરોપના તર્કશાસ્ત્રમા 'સીલોજીઝમ' કહેવાય છે અને આપણા તર્કશાસ્ત્રમા ત્હેને 'ન્યાય' કહેવાય છે જો જે અન્તિમ વિચારનું સૂચન થાય છે, ત્હેને તર્ક અથવા અનુમાન કહેવાય છે. હવે આવી રીતે બુદ્ધિપૂર્વક અનુમાન કરેલી વસ્તુ પ્હેલેથી જાણેલી જે વસ્તુમાથી ત્હેનું અનુમાન થાય ત્હેની

સાથે બહુ સંબન્ધ ધરાવનારી અથવા હેના જેવી ન હોય તથા આપણા આગળના અનુભવમાં આવેલી પણ ન હોય છતાં તે બે વસ્તુઓની સાથે સંબન્ધ ધરાવતા કોઇ ગુણવાચક વિચારની મારફત હેમનો સંબન્ધ આપણા મનમાં બંધાય છે. કેવળ સાહચર્યના નિયમ વડે ઉત્પન્ન થતા વ્યક્તિવાચક વિચાર અને આવા બુદ્ધિપૂર્વક વિચારો વચ્ચે મુખ્ય ભેદ એ છે કે જ્યારે પ્હેલા વ્યાપારમાં પૂર્વે અનુભવેલી વસ્તુઓનુંજ સ્મરણ થાય છે, ત્યારે બીજા વ્યાપારમાં વસ્તુઓનું જ્ઞાન મળે છે. પ્હેલા પ્રકારના વિચારવાળો પુરૂષ અમુક વ્યક્તિ વાચક વસ્તુઓનું પોતાના અનુભવમાં બીજી કોઇ વસ્તુઓ સાથે સાહચર્ય બંધાયું ન હોય તો હેમના ઉપરથી કંઇ તર્ક કે અનુમાન કરી શકતો નથી પરન્તુ કોઇ ન્યાયપૂર્વક વિચાર કરનાર પુરૂષ તે વસ્તુઓના ગુણ ધર્મોનું પૃથક્કરણ કરીને ગુણો સાથે સંબન્ધ ધરાવતી બીજી વસ્તુઓના વિચાર કરી તે બન્ને વસ્તુઓ વચ્ચેના સંબન્ધો બાંધી શકે છે.

આવી રીતે નવી વસ્તુઓ વિષે તર્ક કરી શકવો એ બુદ્ધિના વ્યાપારનું મુખ્ય લક્ષણ છે અને કોઇ વસ્તુનું પૃથક્કરણ કરી હેના અનેક ગુણ ધર્મોમાંથી પોતાનું પ્રયોજન સરે તેવો અમુક ગુણ શોધી કહાડવો અને તે પછીથી તે ગુણની સાથે સંબંધ ધરાવતા બીજા ગુણનો તે વસ્તુ સાથે સંબન્ધ બાંધવો એ હેનો મુખ્ય વ્યાપાર છે. આ વાતને સ્પષ્ટ રીતે સમજવા માટે એક ઉદાહરણ લઇએ. ધારો કે આપણા વિચારની વસ્તુ દેવદત્ત નામનો માણસ છે. હેના વિષે અનુમાન વડે કાંઇ જાણવું હોય તો પ્રથમ તો હેના ગુણ ધર્મો શા શા છે તે આપણે જાણવું જોઇએ હવે હેના ગુણ ધર્મો અનેક હોઈ શકે છે. જેમકે દેવદત્ત નામ હોવાનો ગુણ, મનુષ્ય હોવાનો ગુણ, અમુક પુરૂષનો પુત્ર હોવાનો ગુણ વિગેરે વિગેરે. ધારો કે એમાંથી મનુષ્ય હોવાનો ગુણ લઇએ. હવે મનુષ્યના ગુણ સાથે બીજા અનેક ગુણો સંબન્ધ ધરાવે છે. જેમકે મરણને પાત્ર

હોવાનો ગુણ આ ઉપરથી તર્ક કરી શકીએ છીએ કે દેવદત્ત મનુષ્ય હોવાનો ગુણ ધરાવે છે તેથી આ ગુણ ઉપર આધાર રાખતો બીજો ગુણ મરણને પાત્ર હોવાનો ગુણ તે પણ દેવદત્તમા હોવો જોઇએ આ તર્કને આપણે નીચે પ્રમાણે ગોઠવી શકીએ.

સર્વે મનુષ્યો મરણને પાત્ર છે.

દેવદત્ત મનુષ્ય છે

(માટે) દેવદત્ત મરણને પાત્ર છે

આ એક તર્કનું ઘણુ સાદુ ઉદાહરણ છે. પરન્તુ ગમે તો સાદા હોય કે ગુચવણભરેલા હોય પણ સર્વે પ્રકારના તર્કો આ નિયમ પ્રમાણે થાય છે આ તર્ક વ્યાપારને સામાન્ય શબ્દોમા ગોઠવીએ એટલે ધારો કે વિચારની વસ્તુને अ કહીએ, ત્હેના ગુણ ધર્મોમાથી જે એક ગુણ પસદ કરીએ ત્હેને ब કહીએ અને તે ગુણ ઉપર આધાર રાખતા બીજા ગુણને क કહીએ હવે अ ઉપરથી क નો તર્ક ब ના વચમા વિચાર કર્યા વિના થઇ શકતો નથી આવી રીતે ब નું મુખ્ય લક્ષણ એ છે કે તે આ તર્ક વ્યાપારમા अ અને क બન્ને વસ્તુઓ વચ્ચે સબધ કરાવનાર મધ્યસ્થ પદ છે મૂળ વ્યક્તિ વાચક વસ્તુ अ નું પૃથક્કરણ કરી ત્હેને બદલે ત્હેનો ભાવવાચક ગુણ ब ઉપર વિચાર થઇ શકે છે અને જે કઇ ब વિષે ખરૂ જણાય છે તે अ વિષે પણ ખરૂ છે એ નિયમને અનુસરીને અનુમાન કરવામા આવે છે આ પ્રમાણે ब તે अ નું એક અગ છે, એટલે તર્ક વ્યાપારનું મુખ્ય લક્ષણ એમ કહી શકાય કે ત્હેમા અમુક વ્યક્તિ વિષે વિચાર કરતા તે વ્યક્તિને બદલે ત્હેના કોઇ અમુક ગુણ અગ વિષે વિચાર કરવામા આવે છે હવે આ બુદ્ધિ વ્યાપાર કરવા માટે દરેક ચિન્તકમા નીચેના ગુણો હોવાની જરૂર છે –

૧. ચાતુર્ય એટલે અમુક અનુમાન ઉપર આવવા માટે વસ્તુના ગુણ ધર્મોમાથી પ્રયોજન સરે ત્હેવો અમુક ગુણ શોધી કહાડવાની શક્તિ, અને

૨. જ્ઞાન એટલે કે તે શોધી કહાડેલા ગુણની સાથે બીજા કયા ગુણો એવો નિકટ સંબંધ ધરાવે છે કે જ્યાં પ્હેલો ગુણ હોય ત્યાં બીજો ગુણ હોય જ તે જાણવાની શક્તિ. ઉપર જણાવેલા તર્કને નીચે પ્રમાણે ગોઠવીએ.

ब, क છે; જે કોઈ મનુષ્ય હોવાનો ગુણ ધરાવે છે તે મરણને પાત્ર છે.

अ, ब છે; દેવદત્ત મનુષ્ય હોવાનો ગુણ ધરાવે છે;

માટે, अ, क છે. માટે દેવદત્ત મરણને પાત્ર છે.

હવે આ ત્રણ વાક્યોમાં પ્હેલાં બે વાક્યોમાંથી ત્રીજા વાક્યનું અનુમાન થાય છે. બીજા વાક્યનો વિચાર કરવા માટે ચાતુર્યની જરૂર છે અને પ્હેલા વાક્ય માટે જ્ઞાનની જરૂર છે. અર્થાત્ મનુષ્ય હોવાના ગુણમાંથી મરણને પાત્ર હોવાનો ગુણ અનુસરે છે એવું મનુષ્ય વિષે જ્ઞાન હોવાની જરૂર છે અને દેવદત્ત મરણને પાત્ર છે એમ બતાવવા માટે ત્હેના અનેક ગુણોમાંથી મનુષ્ય હોવાનો ગુણ કે જ્હેના વડે જ તે સિદ્ધ કરી શકાય ત્હેને શોધી કહાડવા માટે ચાતુર્યની જરૂર છે. આ બન્નેમાંથી ચાતુર્યનો ગુણ વધારે કીમતી છે. થોડું ઘણું જ્ઞાન તો ઘણા પુરુષો ધરાવી શકે પરન્તુ અમુક અનુમાન ઉપર આવવા માટે જોઈતો ગુણ અનેક ગુણોમાંથી શોધી કહાડવો એમાં બુદ્ધિની ખરી કસોટી છે. હવે આ બન્ને ગુણો વિષે થોડું ઘણું કહેવાની જરૂર છે.

પ્રથમ વસ્તુના અનેક ગુણોમાંથી અમુક ગુણ શોધી કહાડવાના વ્યાપાર વિષે જોઈએ. ઉપલા ઉદાહરણમાં બીજા વાક્યમાં अ, ब છે એટલે ધારો કે સોનું એ ધાતુ છે એમ કહીએ ત્યારે ક્ષણવાર સોનાના બીજા સર્વ ગુણોની અવગણના કરી તેના ધાતુ હોવાના ગુણ ઉપર જ ખાસ ધ્યાન આપીએ છીએ. દરેક વસ્તુ ગમે તો મોટી હોય કે ગમે તો નાનામાં નાની હોય પરન્તુ તે અનેક ગુણ ધર્મોનું નિવાસ સ્થાન હોય છે. કાગળ ઉપર લીટી દોરીએ ત્હેને

પણ આકૃતિ, લંબાઇ, પ્હોળાઇ વિગેરે ગુણો હોય છે અને જ્યારે મોટી તથા મિશ્ર વસ્તુઓ લઇએ ત્યારે ત્હેમના ગુણ ધર્મો અર્થાત્ જે જે દૃષ્ટિબિન્દુઓથી ત્હેમનો વિચાર કરી શકીએ તે તો અસંખ્ય હોય છે, સોનું ધાતુ છે એટલું જ નહિ પરન્તુ પીળું છે, ચળકાટવાળું છે. સીક્કામાં કામ આવે એવું છે, અમુક દેશોની ખાણોમાંથી તે નીકળે છે, ત્હેના અણુઓનું અમુક વજન હોય છે, ગમે તે આકૃતિ ત્હેને આપી શકાય છે, તે બહુ મોંઘી કીંમતનું છે વિગેરે વિગેરે. કોઈ વસ્તુ વિષે જેમ જેમ આપણે વધારે જાણીએ તેમ તેમ ત્હેના ગુણ ધર્મોનું જ્ઞાન વધતું જાય છે અને વાસ્તવિક રીતે જોતાં દરેક વસ્તુનો એટલા ગુણો સાથે સીધી કે આડી રીતે સંબન્ધ હોય છે કે એક વસ્તુ વિષે પુરેપુરૂં જ્ઞાન મેળવવા માટે આખા વિશ્વનું જ્ઞાન મેળવવું પડે. આવી રીતે એક જ વસ્તુને અનેક દૃષ્ટિબિન્દુઓથી જોઇ શકાય, દાખલા તરીકે મનુષ્ય લઇએ. જે અનેક ગુણો મનુષ્ય ધરાવે છે ત્હેમાંથી ધર્મશાસ્ત્રી ત્હેને ઇશ્વરના અંશ તરીકે જોશે; પ્રાણીશાસ્ત્રી વાંદરાની જાતિમાંથી ઉત્ક્રાન્તિ પામેલા પ્રાણી તરીકે જોશે; લશ્કરી અમલદાર કલાકમાં અમુક માઇલ ચાલવાની શક્તિ ધરાવનાર તરીકે જોશે; રસોઇઓ અમુક શેર ખોરાક ખાવાની શક્તિ ધરાવનાર તરીકે જોશે, ખુરશી બનાવનાર અમુક આકૃતિ ધરાવનાર તરીકે જોશે, વક્તા અમુક ઉશ્કેરી શકાય ત્હેવી લાગણીઓ ધરાવનાર તરીકે જોશે; વિગેરે આમાંનો દરેક પુરૂષ પોતાના પ્રયોજનને લગતા દૃષ્ટિબિન્દુથી ત્હેને જુએ છે અને જ્યાં સુધી આમ પોતાને લગતા ગુણનું પૃથક્કરણ કરી ત્હેના ઉપર ધ્યાન આપે નહીં ત્યાં સુધી પોતાને જોઇતા તર્કો કરી શકતો નથી.

હવે કોઇપણ વ્યક્તિને જે જે જુદા દૃષ્ટિબિન્દુઓથી જોઇ શકાય તે સર્વે સરખી રીતે ખરા હોય છે અર્થાત્ કોઈ વસ્તુનો એવો એકે ગુણ નથી કે જે વસ્તુના માટે ખાસ જરૂરનો કહેવાય. જે ગુણ અમુક દૃષ્ટિબિન્દુથી જોતાં કોઇ વસ્તુના ખાસ જરૂરના ગુણ તરીકે

જણાય તે બીજા દૃષ્ટિબિન્દુથી જોતાં ઓછી જરૂરનો અથવા જરૂર વિનાનો પણ જણાય છે. આત્યારે હું કાગળ ઉપર લખું છું તેથી હ્હેને લખવા માટેના પદાર્થ હોવાનો ગુણ ધરાવનાર તરીકે ગણું છું. કારણ કે લખવા માટે કાગળને તે ગુણ ખાસ જરૂરનો લાગે છે. પરન્તુ બીજી કોઈ વસ્તુ પાસે ન હોય ને મ્હારે ભડકો કરવાની જરૂર પડે તો હું હ્હેને સળગી ઉઠે હ્હેવા પદાર્થ હોવાના દૃષ્ટિબિન્દુથી જોઉં અને હ્હેના બીજા ગુણોની અવગણના કરૂં. ખરૂં જોતાં તે અનેક ગુણો ધરાવે છે પરન્તુ જે પ્રયોજન મનમાં રાખીને હું હ્હેને જોઉં છું તે પ્રયોજનને લગતા ગુણને હું મનમાં રાખી તથા હ્હેને ક્ષણવાર હ્હેનો મુખ્ય ગુણ ગણી બીજા ગુણોની અવગણના કરૂં છું. આવી રીતે અવગણના કરવી તે કાંઇ બુદ્ધિનો દોષ નથી. પરન્તુ દરેક તર્ક માટે એક જરૂરનો વ્યાપાર છે. કારણ કે મનુષ્યની બુદ્ધિનું લક્ષણ જ એ છે કે તે વિશ્વની કોઇપણ વસ્તુને હ્હેના સર્વે ગુણો–સંબન્ધોને એક સામટા મનમાં રાખીને વ્યાપાર કરી શકતા નથી પરન્તુ પૃથક્કરણ કરીને પોતાને જરૂરના દૃષ્ટિબિન્દુ ઉપર જ ધ્યાન આપે છે. આપણા દરેક બુદ્ધિ વ્યાપારમાં અમુક પ્રયોજન રહેલું જણાય છે અને વિચારતી વસ્તુને કંઇપણ ઉદ્દેશ વિના જોતા નથી. પરન્તુ તે પ્રયોજન દૃષ્ટિબિન્દુ વડે જ જોઇએ છીએ. પૃથક્કરણ એ આપણી બુદ્ધિનું મુખ્ય શસ્ત્ર છે અને જ્યાં તે થઈ શકતું નથી ત્યાં વસ્તુ વિષે વધારે જ્ઞાન મળી શકતું નથી. આજ પ્રકરણમાં મનુષ્યના મનને બુદ્ધિ ધરાવવાના ગુણના દૃષ્ટિબિન્દુથી આપણે જોઇએ છીએ; આગળના પ્રકરણોમાં ઇન્દ્રિયો ધરાવવાના ગુણના દૃષ્ટિબિન્દુથી આપણે હ્હેને જોયું અને પાછળનાં પ્રકરણોમાં ઇચ્છાશક્તિ ધરાવવાના ગુણના દૃષ્ટિબિન્દુથી હ્હેને જોઇશું.

કેટલાએક ચિન્તકોને કોઇપણ ગુણ કોઇ વસ્તુ માટે ખાસ જરૂરનો અને તે વસ્તુનો પોતાનોજ નથી એ મત ઘણો વિચિત્ર અને ભૂલભરેલો જણાયો છે. તેઓના મત પ્રમાણે કોઇ વસ્તુ પોતાના

મૂળ અને મુખ્ય ગુણવડે જ અસ્તિત્વ ધરાવી શકે છે તે ગુણ વિના તે વસ્તુની વિશિષ્ટતા નષ્ટ થાય છે અને ત્હેને બીજી વસ્તુઓમાંથી જુદી તરીકે જાણી શકાતી નથી, તેઓ કહેશે કે જે કાગળ ઉપર તમે લખો છો ત્હેના લખવાની વસ્તુ હોવાના, સળગી ઉઠે એવો પદાર્થ હોવાના વિગેરે ગુણો તો માત્ર બાહ્ય અથવા આકસ્મિક ગુણો છે અને ત્હેનો કાગળ હોવાનો ગુણ ત્હેનો મૂળ અને મુખ્ય ગુણ છે પરન્તુ ખરૂ જોતા આમ કહેવામા ત્હેના અનેક ગુણોમાંથી માત્ર એક સાધારણ ગુણ કાગળના નામથી ઓળખાવાનો ગુણ ત્હેના ઉપર ભાર દેવામા આવે છે અથવા જ્યારે કાગળ હોવાનો ગુણ મુખ્ય ગણવામા આવે છે ત્યારે ત્હેને માત્ર એક કાગળ બનાવનારના દૃષ્ટિબિન્દુ કે લોકોના ખપ આવે ત્હેવી એક વસ્તુ હોવાનો ગુણ તે ધરાવે છે તેના વડે જોવામા આવે છે પરન્તુ ખરૂં જોતા આ ઉપરાંત અને આના જેટલા જ જરૂરી અનેક ગુણો કાગળ ધરાવે છે. આવી ભૂલ થવાનું મુખ્ય કારણ એ છે કે જે ગુણ આપણને બીજા બધા ગુણો કરતાં વધારે જરૂરી ને ઉપયોગી લાગે ત્હેને વસ્તુના તત્ત્વ તરીકે ગણીએ છીએ આ ભૂલ આપણા માનસિક બંધારણમા એટલી દૃઢ થયેલી છે કે દરેક વસ્તુના માત્ર નામને ત્હેનો ખાસ ગુણ ગણી ત્હેને જ શ્રેષ્ઠ પદ આપીએ છીએ અને જે ગુણ આપણા ઉપયોગમા ઓછો આવતો હોય ત્હેને માત્ર આકસ્મિક ગુણ માનીએ છીએ વાસ્તવિક રીતે અમુક હેતુવડે જોવાથી જ અમુક ગુણ તાત્વિક જણાય છે અને જ્યારે અમુક ગુણ ધરાવવા કે ન ધરાવવાના દૃષ્ટિબિન્દુથી આપણે વસ્તુઓના વિભાગો પાડીએ છીએ ત્યારે આપણે ધારેલા અમુક પ્રયોજનને અડગે કરીએ છીએ ટુંકામા કહીએ તો કોઇ પણ વસ્તુના ગુણને આપણે ત્હેનો તાત્વિક ગુણ માનીએ છીએ કે જે આપણા પ્રયોજન માટે એટલો જરૂરી તથા ઉપયોગી હોય કે ત્હેની તુલનામા તે વસ્તુના બીજા બધા ગુણોની અવગણના થઇ શકે આ ગુણના દૃષ્ટિબિન્દુથી જ આપણે વસ્તુને વારંવાર જોઇએ છીએ અને

આપણુ પ્રયોજન અને વસ્તુનું તત્ત્વ એ બન્ને એક માનવાની ભૂલ કરીએ છીએ. કેટલીએક વસ્તુઓ એવી હોય છે કે તેઓના મુખ્ય જણાતા ગુણો જુદે જુદે વખતે અને જુદા જુદા માણસોને જુદા જુદા જણાય છે અને તેથી તે વસ્તુઓના જુદા જુદા નામો પડે છે પરન્તુ ઘણી વસ્તુઓ એવી હોય છે કે જ્હેનું પ્રયોજન સર્વે મનુષ્યોને એકજ હોય, જેમકે કાગળ, શાહી, માખણ, ગાયો વિગેરે અને તેઓને તે પ્રયોજનના દૃષ્ટિબિન્દુથી જોવા તેમાજ ખરૂ દૃષ્ટિબિન્દુ છે એમ માનીએ છીએ.

હવે આપણે ઉપર જણાવેલા ઉદાહરણ તરફ પાછા ફરીશું.

જે કોઇ મનુષ્ય છે તે મરણને પાત્ર છે,

દેવદત્ત મનુષ્ય છે.

માટે દેવદત્ત મરણને પાત્ર છે.

આ ઉદાહરણમા મનુષ્ય હોવાના ગુણને આ તર્કના પ્રયોજન માટે દેવદત્ત વ્યક્તિના લક્ષણવાર અથવા મુખ્ય તાત્વિક ગુણો તરીકે ચુંટી કહાડયો છે. હવે આપણે પ્રાણીશાસ્ત્રના એક સિદ્ધાન્ત તરીકે જાણીએ છીએ કે પ્રાણીની સર્વે જાતિઓ મરણને પાત્ર છે અને મનુષ્ય પણ પ્રાણીની એક જાતિ હોવાથી તે જાતિ પણ મરણને પાત્ર છે. આવી રીતે મરણને પાત્ર હોવાનો ગુણ મનુષ્ય હોવાના ગુણમાથી અનુસરતો હોઇ તે ગુણ પણ દેવદત્તમા છે એમ તર્ક કરીએ છીએ. હવે આ તર્કમા જોવાનુ એ છે કે મરણને પાત્ર હોવાનો ગુણ દેવદત્ત વિષે સિદ્ધ કરવાનું આપણુ પ્રયોજન પ્હેલેથી હોય તો તે પ્રયોજનના દૃષ્ટિબિન્દુથી દેવદત્તના અનેક ગુણોમાથી ચાતુર્યવડે મનુષ્ય હોવાનો ગુણ ચુંટી કહાડી લક્ષણવાર ત્હેનેજ દેવદત્તને બદલે મનમા રાખવો એ ખાસ જરૂરનું છે પરન્તુ જો મરણને પાત્ર હોવાનો ગુણ દેવદત્ત વિષે સિદ્ધ કરવાનો ન હોય પરન્તુ બીજો કોઇ ગુણ સિદ્ધ કરવાનો હોય તો મનુષ્ય હોવાના ગુણ કરતા કોઇ બીજો જ ગુણ લક્ષણવાર વધારે મહત્વનો જણાશે. જેમકે હિન્દુ હોવાનો

ગુણ દેવદત્ત વિષે સિદ્ધ કરવો હોય અને બ્રાહ્મણ હોવાનો ગુણ હિન્દુ હોવાના ગુણ સાથે નિકટ સંબન્ધ ધરાવતો હોય તો તે બ્રાહ્મણ હોવાના ગુણનેજ આપણા પ્રયોજનને અંગે ખાસ ગુણ ગણી નીચે પ્રમાણે તર્ક કરીએ.

જે કોઇ બ્રાહ્મણ હોવાનો ગુણ ધરાવે તે હિન્દુ છે.

દેવદત્ત બ્રાહ્મણ હોવાનો ગુણ ધરાવે છે.

માટે, દેવદત્ત હિન્દુ છે.

આ પ્રમાણે પ્રત્યેક તર્કવ્યાપાર અમુક વસ્તુ વિષે પ્હેલેથી ધારેલા અમુક અનુમાન સિદ્ધ કરવા માટે કરવામા આવે છે અને તેમ કરવા માટે તે વસ્તુનું ત્હેમાથી તે અનુમાનની સિદ્ધિના પ્રયોજન માટે અમુક ભાવવાચક જોઇતો ગુણ ગોધી કહાડી ત્હેના ઉપર ક્ષણવાર ખાસ ધ્યાન આપવું પડે છે.

હવે ઘણી વખત આ પ્રમાણે બુદ્ધિપૂર્વક તર્ક વ્યાપાર કર્યા વિના અમુક વસ્તુ ઉપરથી ત્હેના ખરા તર્ક કર્યાથી જે પરિણામ આવે તે આકસ્મિક રીતે આવી જાય છે. ઉદાહરણ તરીકે દીવાલ ઉપર ટાગવાની ઘડીયાળ કુંચી આપ્યા છતા ન ચાલતી હોય તો ત્હેને જુદી જુદી સ્થિતિમા ગોઠવ્યાથી અન્તે એક સ્થિતિમા તે ચાલવા માડે છે પરન્તુ જો પ્હેલેથી તેમ થવાનું કારણ, જેમકે લોલક બાજુ ઉપર અથડાયા કરે છે તે શોધી કહાડવું હોય તો ફક્ત તે કારણ દૂર કર્યા પછી બીજી કંઇ મહેનત કરવી પડતી નથી. કોઇ પુરૂષને કંઇ દરદ હોય અને અનેક દવાઓ અજમાવ્યા પછી અન્તે એક દવાથી ત્હેને ફાયદો જણાય એટલે પછી તે દવાને તે દરદના ઉપાય તરીકે માને છે. આ જ્ઞાન માત્ર અનુભવ ઉપર આધાર રાખે છે. કારણ કે દરદના સ્વરૂપ અને દવાના રસાયણિક ગુણથી તે પુરૂષ અજ્ઞાત હોય છે. અને તેથી તે ગુણવડે તે દરદ અને ત્હેના ઉપાય વચ્ચે બુદ્ધિપૂર્વક સંબન્ધ બાધી શકતો નથી. જે પુરૂષોને આપણે અનુભવીઓ કહીએ છીએ તેઓ ઘણું ખરૂં આવાજ અનુભવ

ધરાવે છે. આવા અનુભવીઓને કોઈ જ્ઞાન મેળવતાં અમુક દિવસ થાય છે તો તર્કપૂર્વક વિચાર કરનારને જ્ઞાન મેળવતાં તેટલા કલાકો થાય છે. આટલા માટે કોઇ બે વસ્તુઓનો સંબન્ધ સ્હમજવો હોય તો માત્ર ત્હેમના અનુભવથી નહીં પરન્તુ જે સમાન ગુણ વડે તે બે વસ્તુઓનો સંબન્ધ વાસ્તવિક રીતે હોય તે પણ જાણીને સ્હમજવો જોઇએ. આમ કર્યાથી સ્હમજવાનો વખત થોડો લાગે એટલું જ નહી પરન્તુ સ્મરણમા તે રહેવાથી ચોટી રહે છે. ખાસ કરીને વિદ્યાર્થીઓએ આ અગત્યનો સિદ્ધાંત મનમા રાખી અભ્યાસના વિષયોને તે સ્હમજ્યા વિના ગોખી મારવાને બદલે ત્હેમનો અન્તર્સંબન્ધો બુદ્ધિપૂર્વક સ્હમજવાની જરૂર છે.

આવી રીતે પ્રત્યેક તર્કમા બે વ્યાપારો મુખ્ય રીતે જોવામા આવે છે.

૧ પ્રથમ કોઈ વસ્તુમાથી પૃથક્કરણવડે ચુંટી કહાડેલા અમુક ગુણ તે વસ્તુને બદલે લેવાય છે, અને,

૨ આ ગુણ ત્હેમાથી અનુસરતા બીજા ગુણનું તે વસ્તુ કરતાં વધારે સ્હેલાઈ અને સ્પષ્ટતાથી સૂચન કરી શકે છે. પ્હેલા વ્યાપારના એક બે ઉદાહરણો જોઇએ. ધારો કે કાપડ ખરીદવા ગયા હોઇએ અને આપણને બતાવેલા કોઇ કપડા વિષે વિચાર કરીએ કે આ કપડું નહી લઉં કારણ કે ફટકી જાય તેમ લાગે છે. અર્થાત્ કપડાને જોતા એમ જણાય કે એ તો કંઇક એવુ છે કે ત્હેને લીધે એ ફટકી જશે હવે આ અનુમાન જો કે ખરૂ હોય પરન્તુ બુદ્ધિપૂર્વક નથી; માત્ર અનુભાવિક છે; પરન્તુ જો કે એમ કહું કે ત્હેના રંગમા અમુક પદાર્થ આવે છે કે જ્હેનો રસાયણિક ગુણ ઝાખો થઇ જવાનો છે અને માટે તે ફટકી જશે તો તે અનુમાનને બુદ્ધિપૂર્વક કહી શકાય. અહીં તે પદાર્થનો વિચાર, કપડું અને ત્હેનું ફટકી જવું એ બન્ને વસ્તુઓનો સંબન્ધ સ્હમજાવી શકે છે. તેમજ કોઇ અભણ પુરૂષ પોતાના પૂર્વના અનુભવ ઉપરથી જાણી શકે.

બરફને અગ્નિ પાસે મુકયો હોય તો તે ગરમીથી ઓગળી જશે અને દૂર્બીનવડે જોવાથી વસ્તુઓ મોટી લાગશે. આ બન્ને બાબતો વિષે આવો પુરૂષ જે કંઇ કહી શકે છે તે પૂર્વના અનુભવને લીધે જ હોય છે. અર્થાત્ ત્હેનું જ્ઞાન કેવળ અનુભાવિક જ છે પરન્તુ ગરમી તે પદાર્થના અણુઓની એક જાતની ગતિ છે ઓગળવાની સ્થિતિ અણુઓની ત્વરિત ગતિને લીધે થાય છે તથા વાકા વળેલા પદાર્થો ત્હેમનામાંથી પસાર થતા પ્રકાશના કિરણોને અમુક રીતે વાળે છે, અને કોઇપણ વસ્તુની દેખાતી આકૃતિ પ્રકાશના કિરણો જેટલી વાળી સ્થિતિમા આખ ઉપર આવે છે ત્હેના ઉપર આધાર રાખે છે. આ વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્તોને જે પુરૂષ જાણતો હોય તે ઉપર જણાવેલા અનુમાનો પોતાને પૂર્વે ત્હેમનો અનુભવ મળ્યો ન હોય છતા ખરી રીતે કરી શકે છે આનુ કારણ એટલું જ છે કે આ સિદ્ધાંતો જે વસ્તુઓ વિષે અનુમાન કરવાનું છે તે અને ત્હેમાથી નીકળતા અનુમાન વચ્ચે ત્હેના મનમા સબન્ધ બાધી શકે છે. હવે આ સિદ્ધાન્તો વસ્તુઓનું પૃથક્કરણ કરી ત્હેમના ગુણ ધર્મો વિષે પ્રયોગ કર્યાથી સ્હમજાય છે અને તે વસ્તુઓ વિષે કંઇ અનુમાન કરવું હોય ત્યારે ત્હેમને બદલે આ તથા બીજા એવા સિદ્ધાન્તો મનમા રાખવાથીજ તર્ક વ્યાપાર થઇ શકે છે

હવે બીજા વ્યાપાર વિષે જોઇએ આમા એ જોવાનુ છે કે આ સુધી કહાડેલા ગુણ તે વસ્તુ કરતા બીજા ગુણનુ સૂચન વધારે સ્હેલાઇથી કેમ કરી શકે છે ? આનું કારણ પ્રથમ તો એ છે કે પૃથક્કરણવડે જુદો પાડેલો તે ગુણ તે વસ્તુ કરતા વધારે ભાવવાચક અર્થાત સામાન્ય છે અને તેથી તે ગુણો વચ્ચે કાર્ય કારણ વિગેરેનો સંબંધ આપણા અનુભવમા વધારે આવેલો હોય છે. દેવદત્તને મનુષ્ય હોવા તરીકે વિચાર કરો એટલે તરત જે કંઇ મનુષ્ય વિષે ખરૂં છે તે દેવદત્ત વિષે ખરૂં જણાશે. મનુષ્ય હોવાપણું અને મરણને પાત્ર હોવાપણુ એ બે વચ્ચેનો સંબંધ આપણા અનુભવમા અનેક-

વાર આવી ગયેલો હોવાથી પ્હેલા ગુણવડે બીજાનું બહુ સ્હેલાઇથી સૂચન થાય છે. બીજું કારણ એ છે કે વસ્તુ સાથે સંબન્ધ ધરાવનારા ગુણો બહુ ઓછા હોય છે. ઉદાહરણ તરીકે દેવદત્તની સાથે સંબન્ધ ધરાવતા ગુણ ધર્મો અનેક હોય છે અને ત્હેના પ્રમાણમાં ત્હેમાંથી ચુંટી કહાડેલો મનુષ્ય હોવાના ગુણ સાથે સંબન્ધ ધરાવનારા ગુણો ઓછા હોય છે. દરેક વ્યક્તિવાચક વસ્તુ જાતિવાચક વસ્તુ કરતાં વધારે ગુણ ધરાવે છે અને તેથી ત્હેના વિષે કંઇ પણ અનુમાન કરતાં પ્હેલાં ત્હેને મારેનો યોગ્ય ગુણ ચુંટી કહાડવાથી તે ગુણ અને અનુમાન વચ્ચેનો સંબન્ધ સ્પષ્ટ સ્હમજાઇ શકે છે. જેમ જેમ કોઇ ગુણ વધારે ભાવવાચક એટલે સામાન્ય હોય છે તેમ તેમ ત્હેની સાથે સંબન્ધ ધરાવનારા ગુણોનું ત્હેમનાથી જલદી સૂચન થઇ શકે છે.

આવી રીતે પ્રત્યેક તર્ક વ્યાપાર માટે જે મુખ્ય શક્તિની જરૂર છે તે એજ છે કે તર્કની વસ્તુનું પૃથક્કરણ કરી ત્હેમાંથી અનુમાનને માટે જોઇતા ગુણો ચુંટી કહાડવા. જો ખોટો ગુણ ચુંટી કહાડીયે તો અનુમાન થઇ શકતું નથી. હવે આ પૃથક્કરણનો વ્યાપાર કેવી રીતે થાય છે તે ટુંકામાં તપાસીશું. જેમ વસ્તુ સાદી હોય છે તેમ ત્હેનું પૃથક્કરણ સ્હેલું હોય છે. અને તેથી તે વસ્તુ વિષે તર્ક સ્હેલાઇથી થઇ શકે છે. પરન્તુ જેમ તર્કની વસ્તુ વધારે તત્વોથી મિશ્રિત અને ગુંચવાડા ભરેલી હોય છે, તેમ પૃથક્કરણ વધારે કઠિન હોય છે. અને તેથી આવી વસ્તુ વિષે કંઇપણ બાબત અનુમાન વડે સિદ્ધ કરવા માટે ઘણા બુદ્ધિબળની જરૂર રહે છે. પ્રથમ તો દરેક વસ્તુ વિષે આપણું જ્ઞાન અચોક્કસ એટલે ત્હેના વિભાગો તથા ગુણ ધર્મોના જ્ઞાન વિનાનું માત્ર ઉપરચોટીયું હોય છે. જેમ જેમ વસ્તુનો અનુભવ વધતો જાય છે અને જુદી જુદી વસ્તુઓના સંબન્ધોમાં તે વસ્તુ જણાય છે ત્યારે ત્હેના વિભાગો અને ગુણ ધર્મોનું પૃથક્કરણ બની શકે છે. કોઇ

ઓરડામા સુતા બાળકને તે ઓરડા વિષે તથા આસપાસની વસ્તુઓ વિષે ઘણું અચોક્કસ જ્ઞાન હોય છે અને ત્હેમના વિભાગોનુ જ્ઞાન ત્હેનામા હોતુ નથી, તેવીજ રીતે મોટી ઉમરમા પણ જે વસ્તુનો કોઇ પુરૂષને અનુભવ તથા અભ્યાસ હોતો નથી ત્હેને તે વસ્તુનુ એવુ અચોક્કસ જ્ઞાન હોય છે પરન્તુ તે વસ્તુના અભ્યાસીઓને ત્હેના ઘણાખરા વિભાગો તથા ગુણ ધર્મો ઘણા પરિચિત હોય છે અને તેથી ત્હેમનુ પૃથક્કરણ ઘણી ત્વરાથી તે કરી શકે છે આમ હોવાથી તે વસ્તુ વિષે પોતાનુ પ્રયોજન સરે તેવા ગુણો શોધી કહાડી ઘણા ઉંડા અને કઠિન તર્કો તે કરી શકે છે ધ્યાન અને વિવેકના પ્રક રણોમા આપણે જોઇ ગયા તેમ આ વિષે સાધારણ નિયમ એ છે કે જે વસ્તુ આપણને કઇપણ રસમય લાગે છે તથા આપણા પ્રયો જનને લગતી હોય છે તેમજ આપણા પૂર્વના જ્ઞાન સાથે સબન્ધ ધરાવતી હોય છે તે વસ્તુ બીજી બધી વસ્તુઓ કરતા આપણુ ધ્યાન વધારે ખેચે છે અને તેથી ત્હેનુ પૃથક્કરણ ઘણી ત્વરાથી થઇ શકે છે (બાળકનુ ધ્યાન ઓરડામાની બીજી બધી વસ્તુઓ કરતા દીવાલ તથા બારીઓ ઉપર વધારે જશે કારણ કે પ્રકાશથી ત્હેને ઘણો આનન્દ મળે છે હવે બીજા બધા પ્રાણીઓ કરતા મનુષ્યને ઘણી વસ્તુઓ રસમય તથા પોતાના પ્રયોજનો માટે ઉપયોગી લાગે / છે અને ત્હેનામા અનેક પ્રેરણાઓ વાછનાઓ તથા વૃત્તિઓ છે આમ હોવાથી ઉત્ક્રાન્તિ નિયમ પ્રમાણે ત્હેની બુદ્ધિનો વિકાસ વધારે થયેલો છે અને અત્યત જગલી પુરૂષો પણ મનુષ્ય જાતિની નીચેના ઉચામા ઉચી જાતના પ્રાણી વર્ગ કરતા ઘણુ વધારે અને સારી રીતે તર્ક કરી શકે છે )

મનુષ્યની આવી રીતે તર્ક કરવાની શક્તિ હોવાનુ એક કારણ એ છે કે આપણા મનમા 'સાધર્મ્ય નિબન્ધન સાહચર્ય' થઇ શકે છે જ્યારે આપણાથી આ પ્રાણીઓમા કેવળ 'સામીપ્ય નિબન્ધન સાહચર્ય' થઇ શકે છે કોઇ બે વસ્તુનુ સાધર્મ્ય થવા માટે તે

બન્નેનો ત્હેમના સમાન ધર્મ જોડે સંબંધ સ્હમજવાની જરૂર હોય છે અને ઉપર આપણે જોયું તેમ તર્કના વ્યાપારમાં આ પ્રમાણે જ બને છે. મનુષ્ય હોવાનો ગુણ દેવદત્ત અને મરણને પાત્ર થવાનો ગુણ એ બન્નેની સાથે સંબન્ધ ધરાવનારો હોઈ તે બન્ને વચ્ચે સાધર્મ્ય નિબન્ધન સાહચર્ય ઉત્પન્ન થાય છે. કોઇ બે વસ્તુઓ વચ્ચે સાધર્મ્ય કે વૈધર્મ્ય જોવું હોય તો બન્નેના ગુણ ધર્મો સાથે તપાસીએ છીએ અને આવી રીતે સાથે તપાસ્યાથી સમાન તથા ભિન્ન ગુણો એકદમ દૃષ્ટિએ પડે છે. 'સામિપ્ય નિબન્ધન સાહચર્ય'માં તો ફક્ત બે વસ્તુઓ એક પછી એક તરત એક સાથે અથવા એકજ સ્થાનમાં બનેલી હોવાથી ત્હેમની વચ્ચે સાહચર્ય બંધાય છે અને ત્હેમાં ત્હેમના ગુણ ધર્મોની સમાનતા કે ભિન્નતા જાણવાની જરૂર રહેતી નથી. કોઇ બે માણસોને એકજ વખતે તથા એકજ સ્થળે જોયા હોય તો એકને જોવાથી બીજાનું સૂચન થાય છે. આપણી નીચેનાં પ્રાણીઓના મનમાં જે પ્રકારનું સાહચર્ય છે તે આજ છે. પરન્તુ આપણા મનોવ્યાપારોમાં 'સાધર્મ્ય નિબન્ધન સાહચર્ય' મુખ્ય સ્થાન ધરાવે છે. આપણા જ્ઞાનનો વિકાસ આવા સાહચર્યવડે તર્કપૂર્વક જોડાયેલી બાબતો ઉપર આધાર રાખે છે. કોઇ પણ વિષય વિષે કંઇ નિયમ રચવો હોય તો તે વિષયને લગતી જુદે જુદે સ્થાને અને જુદે જુદે કાળે અનુભવેલી સર્વે બાબતોને મનમાં એકઠી કરવાથી ત્હેમની વચ્ચે જે કંઇ સમાન લક્ષણો હોય છે તે તરી આવે છે. ધારો કે અ એક વસ્તુ છે અને મ ત્હેનો એક ગુણ છે. જ્યા સુધી આપણને એકલા અ નોજ અનુભવ છે ત્યા સુધી મ એકદમ દૃષ્ટિએ પડતો નથી. હવે બ ક ડ વિગેરે વસ્તુઓ કે જેમાંની દરેક મ ગુણ ધરાવે છે ત્હેમને અ ની સાથે એકઠી કરી ત્હેમની પરસ્પર તુલના કરવામાં આવે તો દરેક વસ્તુમાં મ નો સમાન ગુણ તરત દૃષ્ટિએ પડે અને તે ઉપરથી તે વસ્તુઓના વિષય વિષે સામાન્ય નિયમ રચી શકાય. જેમ મન વધારે બુદ્ધિશાળી હોય છે તેમ આ વ્યાપાર ઘણો સત્વર અને

रहेलाइथी बनी शके छे अने जुदे जुदे काळे तथा स्थाने अनुभवायेली वस्तुओना विचारो एक क्षणमां भेगा लावीने त्हेमनुं साधर्म्य जोइ शकाय छे.

हवे आपणे मनुष्य तथा नीचलां प्राणीओ वच्चेनो भेद खरोखर स्हमजी शकीशुं. मनुष्यज विचार करी शके छे अने प्राणीओ विचार करी शकता नथी एम तो कही शकाय नहीं. वादरा, कुतरा, हाथी विगेरे प्राणी वर्गो पोताना मनना व्यापारो पोतानी मेळे उत्पन्न करी शके छे अने ते अर्थमां तेओ विचार करी शके छे एम कही शकाय. परन्तु तेओ भाववाचक वस्तुओना विचारो करी शकता नथी तथा 'साधर्म्य निबन्धन साहचर्य' त्हेमना मनमा उत्पन्न थइ शकतुं नथी. तेओना विचारो अभ्यास प्रमाणे व्यक्ति एक उपरथी बीजी व्यक्ति उपर मनुष्यना करता वधारे नियमितपणे जाय छे अर्थात् सामिप्य वडेज त्हेमना मनमा साहचर्य बंधाय छे. जो तेओ भाववाचक वस्तुओना विचारो करी शके तोज तेओ तर्क करी शके छे तेम कहेवाय. हवे आम तेओ केटले दरजे करी शके छे ते चोक्कस कही शकाय नहीं. एटलुं तो कही शकाय के केटलाएक वधारे अक्कलवाळा पशु प्राणीओ भाववाचक विचारोने जो के उत्पन्न करी शकता नथी, परन्तु स्हमजी शके छे खरा. अर्थात् अमुक वस्तु अमुक वर्गनी छे ते तेओ जाणी शके छे अने आवी रीते जाणवा माटे ते वर्गना मुख्य गुण उपर ध्यान आपवानी जरूर होय छे. परंतु एटलु तो चोक्कस छे के मनुष्य जेम वस्तुओनुं पृथक्करण करी पोताने जोइए तेवा गुण उपर विचार करी शके छे तेम बीजां प्राणीओ करी शकता नथी. तेओना घणाखरा कार्यो तो मात्र प्रेरणा वडेज थाय छे अने जे कंइ साहचर्य त्हेना मनमां बंधायेलु होय छे ते मात्र व्यक्ति वच्चे होय छे अने ते पण अभ्यास तथा अनुभवने लीधे होय छे. जे दिशामा तेओ टेवाई गयेला होय छे तेज

દિશામાં નિયમિત અને ચોક્કસ રીતે તેઓના કાર્યો થયા કરે છે તેઓની કલ્પના શક્તિ પણ ઇંદ્રિયગ્રાહ્ય વસ્તુઓની કલ્પનામાં જ નિયમિત હોય છે અને ત્હેમના મનના વિચારો ત્હેમના સર્વાંશે વિચારોનું નહીં પરન્તુ ત્હેમની સાથે ઉત્પન્ન થતાં ટેવાઇ ગએલા વિચારોનું સૂચન કરે છે જેમકે સૂર્યાસ્ત સમયે ત્હેમને ખાવાની ટેવ હોય તો સૂર્યાસ્ત જોતાં કોઈ મોટા પુરુષોના મરણનો વિચાર ત્હેમના મનમાં નહીં આવે પરન્તુ ખાવાના વિચારનું સૂચન થશે. મનુષ્યના મનમાં જ્ઞાનની જે ચિકિત્સા અને જીજ્ઞાસા રહેલી છે તે તેઓમાં હોતી નથી કારણ કે (જીજ્ઞાસા માટે આશ્ચર્યની જરૂર છે) અને તેઓના માનસિક જીવનમાં આશ્ચર્યનું સ્થાન છેજ નહીં

## પ્રકરણ ઓગણીસમું.

### ચેતન અને ગતિ

હવે આપણે માનસશાસ્ત્રના ત્રીજા મુખ્ય વિભાગમાં પ્રવેશ કરીશું આ વિભાગનો પ્રદેશ ઉદ્વાહક તન્તુઓનું ઉદ્દીપન થવાથી સ્નાયુઓમાં આકુચન અર્થાત્ શરીરના અવયવોમાં જે ગતિ ઉત્પન્ન થાય છે તેના સંબંધમાં છે ઉપરના પ્રકરણોમાં આપણે જોઇ ગયા કે તન્તુ પ્રવાહો સંવાહક તન્તુઓ માર્ગે મગજમાં જાય સાથી ઉદ્વાહક તન્તુઓ માર્ગે ઉતરી સ્નાયુઓમાં આકુચનો ઉત્પન્ન કરે છે સામાન્ય નિયમ એ છે કે ઇન્દ્રિયોમાથી અથવા મગજમાથી થતા પ્રત્યેક તન્તુ પ્રવાહનું અંતે કંઈ પણ પ્રતિ અર્થાત્ શારીરિક ચેષ્ટા ઉત્પન્ન કરવાનુ વલણ હોય છે બીજા પ્રતિરોધક કારણોને લીધે વાસ્તવિક રીતે ચેષ્ટા ઉત્પન્ન ન થાય તે જુદી વાત છે પરન્તુ આવા કોઇ કારણને અભાવે તો ચેષ્ટા ઉત્પન્ન થવી જ જોઇએ, એવો સામાન્ય નિયમ છે આપણે તન્તુ ચક્ર એક જાતનું એવું યન્ત્ર છે કે પ્રત્યેક

તન્તુ પ્રવાહને પરિણામે શારીરિક ચેષ્ટા રૂપે પ્રતિક્રિયા થાય છે. સામાન્ય શબ્દોમાં કહીએ તો દરેક ઇન્દ્રિય સંસ્કાર તથા દરેક વિચારનું વલણ કંઇ પણ જાતની શારીરિક ક્રિયા ઉત્પન્ન કરવા તરફ રહે છે અને આ શારીરિક ક્રિયા ફક્ત શરીરના કોઈએક અવયવોમાં નહીં પરન્તુ સઘળા અવયવોમાં એકસામટી થવાનું વલણ હોય છે. વીજળી જોઈને કે કોઇ મોટો અવાજ સાંભળીને જેમ આપણું આખું શરીર ચોંકી ઉઠે છે તેવીજ રીતે દરેક તન્તુ વ્યાપારવડે આપણા આખા શરીરમાં ગુપ્ત રીતે ચેષ્ટા ઉત્પન્ન થાય છે. એ ચેષ્ટાનું આપણને ભાન થતું નથી એનું મુખ્ય કારણ એ છે કે તે સાધારણ રીતે ઘણીજ સૂક્ષ્મ હોય છે અને ત્હેમા થોડા ઘણા પ્રતિરોધક કારણો હમેશાં હાજર હોય છે. આવી રીતે આખા શરીરમાં ક્રિયા પ્રસરતી હોવાથી ત્હેને પ્રસરણનો નિયમ કહેવાય છે. કોઇ પણ ઇન્દ્રિય સંસ્કાર કે વિચાર થતાં કંઇ શારીરિક ચેષ્ટા બાહ્ય રીતે ન જણાય તે ઉપરથી એમ સ્હમજવાનું નથી કે તે વાત આ નિયમના અપવાદ રૂપે છે. નિયમ તો ત્હેમાં પણ પ્રવર્તે છે પરન્તુ અહીં એમ બને છે. એક તન્તુ પ્રવાહથી અમુક ક્રિયા ઉત્પન્ન થાય અને તેની સાથે જ ઉત્પન્ન થતા બીજા તન્તુ પ્રવાહથી બીજી એવી ક્રિયા ઉત્પન્ન થાય કે જે પ્હેલી ક્રિયાને દાબી દે અને આવી રીતે બે સ્હામસામી ક્રિયાઓ એક બીજાની પ્રતિરોધ બની ત્હેમાંની એકેકને પ્રબળ થવા દેતી નથી. જેવી રીતે બે ગતિમાન્ દડાઓ સ્હામ સ્હામેથી આવતા હોય અને એક બીજા સાથે અથડાવાને લીધે બન્નેની ગતિ બંધ પડી જાય તેવીજ રીતે અહિં બે વિરોધી બે ક્રિયાઓ એક જ સ્થાને મળવાથી એક બીજાને નષ્ટ કરે છે અને જાણે ક્રિયા થતી જ ન હોય તેમ જણાય છે. ઉદાહરણ તરીકે આપણે ચાલતા હોઇએ અને કંઇ એકદમ વિચાર અથવા કંઇ મોટા અવાજ વિગેરેનું પ્રત્યક્ષ થાય ત્યારે ક્ષણવાર ઉભા રહીએ છીએ.

સાધારણ રીતે કોઇ ઇન્દ્રિય સંસ્કારથી ઉત્પન્ન થતી શારીરિક

ક્રિયા ત્હેની બીજી કોઇ પ્રતિરોધક ક્રિયા કરતાં વધારે બળવાન્ હોય છે અને તેથી ઘણુંખરું તે ક્રિયા શરીરના સઘળા અવયવોમાં થોડી ઘણી પ્રસરે છે. આ વિષે વર્તમાન સમયમાં તન્તુશાસ્ત્રીઓએ અનેક પ્રયોગો કરેલા છે અને ત્હેને પરિણામે એટલું તો અનુભવથી સિદ્ધ થયેલું છે કે ઘણા ઓછા બળવાળા ઇન્દ્રિય પ્રોત્સાહકથી પણ જે ચેષ્ટા ઉત્પન્ન થાય છે તે ચેષ્ટા હૃદય, લોહીની નસો, ફેફસાંઓ, આંખ, મૂત્રાશય, આંતરડાઓ તેમજ સ્નાયુઓની ક્રિયાઓ તથા આંકુચનોમાં ફેરફાર થાય છે. આ પ્રયોગોવડે એક સામાન્ય નિયમ સ્થાપી શકાય છે કે કોઇ પણ તન્તુસ્થાનમાં જે કંઇ ક્રિયા ઉત્પન્ન થાય છે તે સઘળા તન્તુચક્રમાં વ્યાપી રહે છે અને શરીરના સઘળા અવયવોની ક્રિયાઓ હોય ત્હેનાથી ઉત્તેજીત અથવા મન્દ કરે છે. બીજી એક વાત એ સિદ્ધ થાય છે કે આપણે આપણા શરીરની જે જે ક્રિયાઓ કરીએ છીએ તે સર્વે બે પ્રકારની મૂળ ક્રિયાઓથી ઉત્પત્તિ પામેલી હોય છે. આ બે મૂળ ક્રિયાઓ તે સ્નાયુઓનું સંકોચન તથા વિસ્તરણ છે અર્થાત્ શરીરની પ્રત્યેક ચેષ્ટામાં શરીરના કોઇ અવયવોનું સંકોચન અથવા વિસ્તરણ થાય છે. અને આત્મ રક્ષણના સર્વે કાર્યોમાં તથા પ્રેરણામાં અવયવોનું સંકોચન થવા તરફ વલણ રહે છે અને ખાવા, લ્હડવા વિગેરેના કાર્યોમાં ત્હેમનું વિસ્મરણ થવાનું વલણ હોય છે.

હવે આપણે ઉદ્વાહક તન્તુ પ્રવાહોથી ઉત્પન્ન થતી શારીરિક ચેષ્ટાઓના ત્રણ મુખ્ય વિભાગો પાડીને દરેક વિભાગનું વિસ્તારથી વિવરણ કરીશું. આ ત્રણ વિભાગો નીચે પ્રમાણે છે.

૧. આવેગો.
૨. પ્રેરણાઓ અને
૩. ઇચ્છાત્મક કાર્યો.

# પ્રકરણ વીસમું.

## આવેગો.

પ્રથમ વિભાગ મનના આવેગોનો છે. આવેગો અને પ્રેરણાઓ વચ્ચે મુખ્ય ફેર એ છે કે આવેગ ( emotion ) તે મનની લાગણી છે જ્યારે પ્રેરણા તે પોતાની સમક્ષ કોઈ વસ્તુ તરફ અમુક રીતે ચેષ્ટા કરવાની અર્થાત્ વર્તવાની શક્તિ છે બન્નેમા કોઈ પણ જાતનો શારીરિક આવિર્ભાવ રહેલો હોય છે પ્રત્યેક આવેગની સાથે સ્નાયુઓના આકુંચનરૂપે સહચારી શારીરિક આવિર્ભાવ રહેલો છે ઉદાહરણ તરીકે ક્રોધ, ભય, વિગેરે આવેગોમા અમુક શારીરિક ચેષ્ટાઓ સ્વાભાવિક રીતે થાય છે આટલા ફેર સિવાય પ્રેરણાઓ ને આવેગો વચ્ચે ઘણો નિકટ સબંધ છે અને ઘણી વખત એકજ પ્રોત્સાહનથી ઉત્પન્ન થતી ચેષ્ટા પ્રેરણા‌‌ ઃ છે કે આવેગ તે સ્હેલાઇથી કહી શકાતું નથી ભય, જીજ્ઞાસા, વિગેરે કેટલીએક માનસિક સ્થિતિઓમા આવેગ તેમજ પ્રેરણાના અશો જોવામા આવે છે આ બાબતમા એક મુખ્ય મુશ્કેલી એ છે કે આવેગ એ એવી માનસિક સ્થિતિ છે કે હેનુ ખરૂ સ્વરૂપ જેટલુ વાસ્તવિક રીતે અનુભવથી સ્હમજાય તેટલું વર્ણન ક્યાંથી સ્હમજાઇ શકાતુ નથી જે કાઇ વર્ણવી શકાય તે માત્ર આવેગના બાહ્ય સ્વરૂપ વિષે હોઇ શકે છે

જે જે વસ્તુ પ્રેરણા ઉપજાવે છે તે આવેગ પણ ઉપજાવી શકે છે પરન્તુ બન્ને નાના આવિર્ભાવો વચ્ચે એટલો મુખ્ય ફેર છે કે આવેગનો આવિર્ભાવ પોતાના શરીરમાજ થઇને અટકે છે જ્યારે પ્રેરણાનો આવિર્ભાવ થઇ તે શરીરમા અટકી રહેતો નથી પરન્તુ હેનામા પ્રેરણાની પ્રોત્સાહક વસ્તુ તરફ કોઈ પ્રકારનું વર્તન સમાયલું હોય છે અને એટલુ યાદ રાખવાનું છે કે પ્રેરણા તથા આવેગ બન્નેની ઉત્પત્તિમા હેમની પ્રોત્સાહક વસ્તુઓ પોતે આપણી સમક્ષ હોવાની જરૂર હોતી નથી પરન્તુ તે વસ્તુની કલ્પના

અથવા સ્મરણથી પણ તેઓ ઉત્પન્ન થઈ શકે છે અને તે પણ વધારે પ્રમાણમા થાય છે કોઈ પુરૂષ જીવતો હોય અને હેને માટે આપણને લાગણી થતી હોય હેના કરતા હેને સંભારવાથી કોઇ વખત વધારે લાગણી થઇ આવે છે. કોઇએ આપણુ અપમાન કર્યું હોય અને તે વખતે આપણને ક્રોધ ચડયો હોય હેના કરતા પછીથી તે અપમાન વિષે વિચાર આવતા કોઈ વખતે વધારે ક્રોધ આવે છે

હવે આપણે સઘળા આવેગોને હેમના શારીરિક આવિર્ભાવોના દૃષ્ટિબિન્દુથી બે વિભાગોમા વ્હેંચીશુ. જે આવેગોના આવિર્ભાવો ઘણા ઉગ્ર અને બ્હારથી શારીરિક અવયવો ઉપર બહુ જણાઇ આવે એવા હોય જેમકે ક્રોધ, ભય, પ્રેમ, હર્ષ, શોક, લજ્જા વિગેરે તેઓને સ્થુલ આવેગો કહી શકાય, અને જે આવેગોના શારીરિક ચિહ્નો એકદમ બ્હાર જણાઇ આવે હેવા ન હોય પરન્તુ મનના અન્ત પ્રદેશમાજ વધારે પ્રસરેલા હોય, જેમકે નીતિ, બુદ્ધિ, સૌંદર્ય વિગેરેની ભાવનાઓ, તેઓને તીવ્ર આવેગો કહી શકાય હવે સ્થુલ અને તીવ્ર આવેગો વચ્ચે બહુ ફેર નથી જે કાઇ ફેર છે તે હેમના બાહ્ય સ્વરૂપમા છે અને કેટલાએક આવેગોને સ્થુલ કહેવા કે તીવ્ર કહેવા તે કઠિન છે પરન્તુ સાધારણ રીતે એક બીજાના સંબંધમા સ્થુલ અને તીવ્રનો ભેદ રહેલાઇથી જણાઈ આવે છે હવે આ બન્ને પ્રકારના આવેગોનુ વર્ણન આપતા ઘણુખરૂ લંબાણુ થઇ જાય તેમજ હેમનું સ્વરૂપ હેમના કેવળ વર્ણનનો અભ્યાસ કરવા કરતા હેમના અનુભવ વડે તથા નવલકથાઓના વાચનવડે વધારે મનમા ઠસી શકે છે. અહીં આપણે આવેગોનો શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ કરવાનો છે અને તેથી કોઇ અમુક આવેગ વિષે નહીં પણ સર્વે આવેગોનુ સામાન્ય લક્ષણ શુ છે તે જોવાનું છે આ સબંધી જે મુખ્ય તપાસ આપણે કરવાની છે તે એ છે કે આવેગો શાથી ઉત્પન્ન થાય છે અને તેમ કરવામા પ્રથમ આપણે સ્થુલ આવેગો વિષે જોઇશું.

આવેગોની ઉત્પત્તિ વિષે માનસશાસ્ત્રીઓમા ઘણો મતભેદ છે.

એક મત પ્રમાણે પ્રોત્સાહક વસ્તુ મનમાં આવેગ ઉત્પન્ન કરે છે અને તે આવેગ શારીરિક ફેરફારોને ઉત્પન્ન કરે છે. બીજો મત એ છે કે પ્રેત્સાહક વસ્તુ પોતેજ શારીરિક ફેરફારો ઉત્પન્ન કરે છે. અને તે ફેરફારો ઉત્પન્ન થવાથી મનમાં આવેગો ઉત્પન્ન થાય છે. સામાન્ય રીતે પહેલો મત સ્વીકારાયેલો છે અને સાધારણ માન્યતા પ્રમાણે તે મત ખરો જણાય છે, પરન્તુ કેટલાએક માનસશાસ્ત્રીઓએ બીજા મતનું અવલંબન કરેલું છે અને જેમ્સ ત્હેમાંનો એક હોવાથી અહીં આપણે મુખ્યત્વે કરીને તેજ મતનું પ્રતિપાદન કરીશું.

આ બીજા મત પ્રમાણે અમુક શારીરિક ફેરફારોને લીધે માનસિક આવેગ ઉત્પન્ન થાય છે અર્થાત્ પ્રોત્સાહક વસ્તુનું દર્શન થવાની સાથે અમુક શારીરિક ફેરફારો થાય છે અને આ ફેરફારો થતી વખત ત્હેમનું ભાન અથવા લાગણી તેજ મનનો આવેગ છે. સાધારણ રીતે એમ મનાય છે કે માનસિક વિકાર પ્હેલાં થાય છે અને ત્હેને લીધે શારીરિક વિકારો થાય છે; જેમકે કોઇ દુઃખ પડ્યું હોય તેથી દીલગીર થઇએ છીએ અને દીલગીરી થવાને લીધે રોઇએ છીએ. તેમજ વાઘને જોઇ કંપીએ તથા બ્હીએ છીએ અને તેથી દોડીએ છીએ તથા કોઇએ કરેલા અપમાનથી ગુસ્સે થઇએ છીએ અને તેથી ત્હેને મારીએ છીએ પરન્તુ આ મત પ્રમાણે તો આ ક્રમ ખોટો છે અને ખરો ક્રમ એ છે કે આપણે રોઇએ છીએ તેથી દીલગીર થઇએ છીએ; કંપીએ છીએ તેથી બ્હીએ છીએ તથા મારીએ તેથી ગુસ્સે થઇએ છીએ. આ ક્રમ ઘણો વિચિત્ર લાગે પરન્તુ ત્હેનું તાત્પર્ય એ છે કે પ્રોત્સાહન થયા પછી આવેગ ઉત્પન્ન થયા પ્હેલાં શારીરિક ફેરફારો જો ન થાય તો આવેગના જુસ્સાને બદલે પ્રોત્સાહક વસ્તુ વિષે કંઇ આવેગ રહિત બુદ્ધિ વ્યાપારજ ઉત્પન્ન થાય. શારીરિક વિકારોને અભાવે એટલે કે વાઘને જોઇને દોડવાનું ઉચિત ધારીએ અથવા તો અપમાનથી તે માણસને મારવાનો વિચાર કરીએ પરન્તુ વાસ્તવિક રીતે તેમ થવાથી ભય અથવા ક્રોધનો આવેગ

આપણા મનમા ઉત્પન્ન થઈ શકે નહીં. હવે આ લોક વિરૂદ્ધ મત સ્વીકારવાને શા શા કારણો છે તે આપણે ટુંકામા તપાસીશું. પ્રથમ તો આપણા અનુભવવડે જણાય છે કે ઘણી વસ્તુઓના દર્શનથી કઈપણ આવેગ અથવા આવેગનો વિચાર ઉત્પન્ન થવા પહેલા ઇન્દ્રિયો ઉપર ત્હેમના સંસ્કારને પડવાને લીધેજ શરીરના ઘણા ભાગોમા સામટા શારીરિક વિકારો ઉત્પન્ન થાય છે. ઘણી વખત કોઈ કાવ્ય સાંભળતા, નાટક જોતા અથવા વીરરસવાળી કોઇ કથા સાંભળતા આપણા શરીરમા એક જાતની કંપારી છુટે છે અને રોમાંચ ઉભા થાય છે તેમજ હૃદયના ધમકારા વધે છે તથા આંખમાં આંસુ પણ આવી જાય છે. સંગીત સાંભળતા પણ ઘણી વખત આમ બને છે અંધારી રાત્રે જંગલમા કોઇ અવાજ થાય અથવા કોઈ ચાલતી આકૃતિ દેખાય તો ભયનો સ્પષ્ટ વિચાર આવ્યા પ્હેલા તો આપણુ હૃદય ધીમુ પડી જાય છે અને શ્વાસ લેતા પણ અચકાઈ જઈએ છીએ. આપણો કોઈ મિત્ર ટેકરાની કિનારી ઉપર પડી જવાય એવી જગોએ જતો હોય તો જો કે તે સહીસલામત છે તેમ આપણે જાણીએ છીએ છતા પ્રથમ તો આપણા શરીરના રોમાંચ ઉભા થઇ જાય છે. જેમ્સ જણાવે છે કે તે પોતે જ્યારે સાત આઠ વર્ષની વયનો હતો ત્યારે એક ઘોડાના શરીરમાથી લોહી નીકળતુ જોઇને બીજો કઇ વિચાર આવ્યા પ્હેલા તે મૂર્છિત થઇ ગયો હતો. લોહી નજરે પડવાથી મૂર્છા ઉત્પન્ન થઇ જાય છે તેમ ત્હેને ખબર પણ નહતી તેમ તે દેખાવ ઉપરથી ત્હેને ભયનો કંઇ વિચાર પણ આવ્યો નહોતો છતા મૂર્છા એકાએક ઉત્પન્ન થઇ હતી

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે આવેગની ઉત્પત્તિ જ્ઞાનતન્તુઓની શારીરિક ક્રિયા ઉપર મુખ્ય રીતે આધાર રાખે છે. અને આ મતને આવેગના કેટલાએક દાખલાઓ જેમા કંઇપણ બ્હારના કારણ વિના મનમા આવેગ ઉત્પન્ન થઈ આવે ત્હેમનાવડે પ્રબળ ટેકો મળે છે જે પુરૂષના શરીરમા અને ત્હેને લીધે જ્ઞાનતન્તુઓમા

બહુ વિકાર હોય છે તેઓમાના ઘણાઓ કંઈપણ યોગ્ય કારણ વિના આવેગને વશ થાય છે. ગાંડા માણસો બ્હીક, ગુસ્સો વગેરે કંઈ કારણ વિના ઉદાસીનતા, ગુમાન વિગેરે આવેગોને વશ બનેલા જોવામા આવે છે. કેટલાએક પુરૂષો સાધારણ રીતે દીલગીર રહેવાનું કારણ કઈ ન હોવા છતા હમેશા ઉદાસ જોવામા આવે છે. આ સર્વ માનસિક વ્યાધિઓ શારીરિક વ્યાધિઓ ઉપર આધાર રાખે છે આવા પુરૂષોના તન્તુ ચક્રો અમુક એક આવેગને એટલા બધા વશ થઈ ગયેલા હોય છે કે તન્તુઓની ન્હાની અથવા મ્હોટી, યોગ્ય અથવા અયોગ્ય દરેક પ્રોત્સાહક વસ્તુને આવેગને ઉત્પન્ન કરવાનુ વલણ ધરાવે છે અને તેથી ત્હેમનુ મન હંમેશા આવા આવેગથી ભરેલું જોવામા આવે છે. ઉદાહરણ તરીકે કોઈ પુરૂષ ઉંડો શ્વાસ લેવાને અશક્ત હોય, ત્હેનું હૃદય વધારે જોરથી ધબકતુ હોય અને ત્હેને નબળા હૃદયને લીધે ચિન્તા મનમા હમેશા રહેતી હોય કે જેથી પોતાનુ શરીર સંકોચીને બેસી રહેવાનું વલણ હોય તથા શરીરના કેટલાએક બીજા ભાગોમા વિકાર હોય તો આ સર્વ શારીરિક વિકારો એક સાથે ત્હેનામા હોય તો આ વિકારોનુ ભાન થવુ તેજ બ્હીકનો આવેગ છે અર્થાત્ આ શારીરિક વિકારો વડે ત્હેમનુ મન પણ વિકારમય થઈ જાય છે અને આ સર્વ વિકારો બ્હીકના આવેગના શારીરિક ચિહ્નોના હોવાથી ત્હેનુ મન આવેગને તાબે થવાનું વલણ ધરાવે છે. જેમ્સ લખે છે કે ત્હેનો એક મિત્ર હૃદય અને શ્વાસ લેવાના અવયવોમા આવીજ શારીરિક વ્યાધિઓથી પીડાતો હતો અને જ્યારે જ્યારે તે વ્યાધિઓ જણાય ત્યારે શ્વાસને નિયમમા રાખવાનો તથા હૃદયનો ધબકારો ધીમા કરવાનો પ્રયત્ન કરતો અને પરિણામે જ્યારે તે ટટાર ઉભો રહી ઉંડો શ્વાસ લઇ શકતો ત્યારે બ્હીક ઉત્પન્ન થવાની જે માનસિક વ્યાધિથી તે પીડાતો હતો તે ત્હેની મેળે બંધ પડી જતી હતી આ ઉપરથી જણાશે કે અમુક શારીરિક સ્થિતિની લાગણી તેજ માનસિક આવેગ છે અર્થાત્ કંઈ પણ શારીરિક કારણ વિના તે ઉત્પન્ન થઇ શકતો નથી

હવે બીજી વાત એ જોવાની છે કે શરીરના જુદા જુદા ભાગોમાં થતા જે જે ફેરફારો સ્પષ્ટ અથવા ઝાખી રીતે અનુભવાય છે તે સર્વે જે ક્ષણે તેઓ થાય છે તેજ ક્ષણે પુરી રીતે અનુભવાય છે, જ્યારે જ્યારે કંઇ આવેગ ઉત્પન્ન થાય ત્યારે આપણે હેમના શારીરિક ચિહ્નો તપાસીશું તો જણાશે કે દરેક આવેગના જુદા જુદા અનેક શારીરિક આવિર્ભાવો હોય છે. અલબત્ત આવી રીતે તપાસવામા એક મોટી મુશ્કેલી એ છે કે કોઇ પ્રબળ આવેગ આવ્યો હોય ત્યારે આવી તપાસ કરવા જતાં તે આવેગ પોતે ધીમો પડી જઇ હેના શારીરિક આવિર્ભાવો જે આપણે તપાસવાનાં હોય છે તે પોતેજ ધીમા અથવા બંધ પડી જાય છે. પરન્તુ થોડા બળવાળા આવેગોનું નિરીક્ષણ કર્યાથી હેમના શારીરિક આવિર્ભાવો સારી રીતે તપાસી શકાય છે. ઉપર આપણે જોઇ ગયા તેમ પ્રત્યેક આવેગ શરીરના દરેક ભાગમા ફેરફારો ઉત્પન્ન કરવાનું વલણ ધરાવે છે અને બળવાન્ આવેગોમા આપણુ આખુ શરીર જાગ્રત અને પ્રવૃત્ત થઇ જાય છે. ન્હાના અને નજીવા જણાતા આવેગો પણ થોડાઘણા શારીરિક ફેરફારો ઉત્પન્ન કરે છે. મનમાં થોડી ચિન્તા ઉત્પન્ન થઇ હોય તો તરત આંખો તથા ભમરોનુ સંકોચન થયેલું જણાય છે. ક્ષણ વાર ગુંચાયા હોઇએ ત્યારે ગળામાં ખોંખારો અથવા થોડી ઉધરસ ઘણી વખત થઇ આવે છે. આવા અનેક શારીરિક ચિહ્નો આવેગોની સાથે અનુભવાય છે. હવે અગત્યની વાત એ છે કે પ્રત્યેક આવેગ શરીરના વિવિધ ભાગોની ક્રિયા વડે ઉત્પન્ન થતો હોવાથી કોઇ પણ આવેગની આબેહુબ નકલ કરવી એ અત્યન્ત મુશ્કેલ છે. ઉપરની હકીકત ઉપરથી જણાશે કે અમુક આવેગ કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવા માટે હેના સર્વ શારીરિક આવિર્ભાવો ઉત્પન્ન કરવાની જરૂર છે. પરન્તુ આવી રીતે હેના સર્વે શારીરિક આવિર્ભાવો આપણી ઇચ્છા પ્રમાણે ઉત્પન્ન થઇ શકતા નથી. આપણી ઇચ્છાશક્તિને વશ રહેલાં સ્નાયુઓમા ધારીએ તેમ ફેરફાર કરી શકીએ પરન્તુ ત્વચા, માંસ,

ગ્રન્થિઓ, હૃદય, વિગેરે શરીરના ભાગોમા આપણી ઇચ્છા વડે કંઈ ફેરફાર કરી શકતા નથી આમ હોવાને લીધે જે કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલી છીંક ખરી છીંકની સમાન આવી શકતી નથી. તેમ દર્ શોક વિગેરે આવેગોને ત્હેમના યોગ્ય કારણને અભાવે કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવાને ગમે તેટલો પ્રયત્ન કરીએ પરન્તુ તેઓ પોકળ જ રહે છે તાત્પર્ય એ છે કે જે ક્ષણે અમુક શારીરિક વ્યાપારોની લાગણી થાય તે જ ક્ષણે અમુક આવેગ ખરી રીતે ઉત્પન્ન થઇ શકે અર્થાત્ આ વ્યાપારોની એક સામટી ઉત્પત્તિ તે જ આવેગનું કારણ હોઇ શકે

હવે આપણે આ મતના મુખ્ય સિદ્ધાંત ઉપર આવીએ આ સિદ્ધાંત એ છે કે કોઈ પ્રબળ આવેગની કલ્પના કરીએ અને તે કલ્પનામાથી તે આવેગના શારીરિક વ્યાપારોની કલ્પનાને બાદ કરીએ તો પાછળ કાઇ પણ રહેતુ નથી એટલે કે એવો કોઇ મનોવ્યાપાર જણાતો નથી કે જે ત્હેના કોઇ સહચારી કે શારીરિક વ્યાપારથી સ્વતન્ત્ર રીતે આવેગ ઉત્પન્ન કરી શકે ઉદાહરણ તરીકે કોઇ વસ્તુથી ઉત્પન્ન થતા હાસ્યજનકતાના આવેગની કલ્પનામાથી હસવાની અથવા હસવાનું વલણ હોવાની શારીરિક ક્રિયાની કલ્પના બાદ કરીએ તો બાકી કઇ પણ આવેગનો અંશ રહે નહીં પરન્તુ તે વસ્તુ હાસ્યજનક છે એવો માત્ર વિચાર અર્થાત્ આવેગ વિનાનો બુદ્ધિવ્યાપાર રહે આનો અર્થ એ નથી કે તે હાસ્યજનક વસ્તુને જોઇને હસવાના વિચારને દાબી દઇએ તો બાકી શુ રહે? પરન્તુ માત્ર તે પૂર્ણ આવેગની કલ્પના કરી ત્હેમાથી ત્હેના શારીરિક વ્યાપારો કલ્પનામા બાદ કરવાનો અર્થ છે તેવી જ રીતે હૃદયના જોરથી થતા ધબકારા, અલ્પ શ્વાસ, હોઠનુ ફફડવુ, ગાત્રાનુ શિથિલ થવુ, વિગેરે શારીરિક વ્યાપારો વિના બ્હીકના આવેગમા કશુ પણ બાકી રહે નહિ, ગુસ્સાના આવેગની કલ્પના પણ છાતીનુ આગળ આવવુ, મ્હો ઉપર લોહી ચઢવુ નસકોરાનુ ફુલાવુ દાતનુ ભીડાવુ,

સ્નાયુઓનું પ્રવૃત્ત થવું, વિગેરે શારીરિક વ્યાપારોની કલ્પના વિના થઈ શકતી નથી. સ્નાયુઓ શિથિલ થાય, શ્વાસ ધીમો થાય અને મુખ શાન્ત થાય તો ગુસ્સાનો આવેગ તરત ઉડી જાય છે. જે જે પુરુષો ગુસ્સો દાબી દેવાનો પ્રયત્ન કરે છે તેઓ હેના શારીરિક આવિર્ભાવો ઉપર જ્યારે કાબુ મેળવી શકે છે ત્યારે જ તેમ કરવામાં સફળ થાય છે. આવી રીતે દાબી દીધાથી ગુસ્સાના આવેગને બદલે મનમાં ફક્ત અમુક વસ્તુ ખોટી છે એવો આવેગ રહિત બુદ્ધિ-વ્યાપાર રહે છે. શોકના આવેગ પણ આંસુ, ડચકાં, છાતીમાં ડચાણ વિગેરે શારીરિક વ્યાપારો વિના થઈ શકતો નથી. આ વ્યાપારો વિના અમુક બનાવ ગોચનીય છે એવો માત્ર વિચાર જ રહે છે. આવી રીતે દરેક આવેગના અમુક વિશિષ્ટ શારીરિક વ્યાપારો હોય છે, આ સર્વે ઉદાહરણોથી સ્પષ્ટ જણાશે કે કેવળ માનસિક આવેગ એ એક અસંભવિત વસ્તુ છે. સ્થુળ આવેગોમાં શારીરિક વ્યાપારો બ્હારથી જણાઈ આવે એવા હોય છે અને સૂક્ષ્મ આવેગોમાં બ્હારથી જણાતા નથી પરન્તુ બન્નેનું મૂળ તો શારીરિક ક્રિયામાં રહેલું છે. કોઇ મનુષ્ય શારીરિક લાગણીઓ અનુભવવાને જો અશક્ત થઇ જાય એમ માનીએ તો હેનું મન તો તે સર્વ જાતના આવેગોમાંથી મુક્ત થાય અને હેનું માનસિક જીવન બુદ્ધિ વ્યાપારોમાં સંકુચિત થઇ જાય એમ માનવામાં હવે કદાચ આ મત ઘણાને જડવાદી જણાશે પરન્તુ હેનું તાત્પર્ય આ પુસ્તકના પહેલા પ્રકરણમાં જે કહેલું છે તે જ છે. અર્થાત્, શરૂઆતમાં આપણે જે સૂત્ર પ્રતિપાદન કર્યું કે કાંઇ પણ મનોવ્યાપાર તન્તુ વ્યાપાર વિના ઉત્પન્ન થઇ શકતો નથી તે જ સૂત્રને આધારે આ મત સ્થાપ્યો છે. આવેગો અને હેમના શિવાય બીજા મનોવ્યાપારો વચ્ચે ફેર એટલોજ છે કે આવેગોના શારીરિક વ્યાપારો અનેક અને શરીરના ઘણા ખરા ભાગોમાં એકદમ જણાઈ આવે તેવા થાય છે જ્યારે બીજા મનોવ્યાપારોના શારીરિક વ્યાપારો માત્ર તન્તુઓમાંજ

અથવા શરીરના થોડા ભાગોમાં થાય છે. આવેગોનું અન્તર્સ્વરૂપ શું છે તે આપણે આ મતથી નક્કી કરી શકતા નથી. કારણ કે આપણો મત તો આવેગોના આવિર્ભાવ વિષે છે અને હેમના આવિર્ભાવમાં તેઓ શારીરિક વ્યાપારો વડે ઉત્પન્ન થાય છે એજ આ મતનું તાત્પર્ય છે.

હવે આ મત પ્રમાણે આવેગો વિવિધ પ્રકારના શાથી હોય છે અને જુદા જુદા પુરૂષોમાં જુદી જુદી રીતે તેઓ કેમ જણાય છે તે સ્હેલાઇથી સમજી શકાય છે. કારણ કે ઉપર આપણે જોયું તેમ દરેક આવેગને અને શારીરિક ક્રિયાઓના સમગ્ર વ્યાપારોને પરિણામે ઉત્પન્ન થાય છે અને આમાની દરેક ક્રિયા આવેગની ઉત્સાહક વસ્તુની પરાવર્તિત ક્રિયાના રૂપે થાય છે. હવે પરાવર્તિત ક્રિયાઓ અનેક હોય છે અને એક જ વસ્તુ આવી જુદી જુદી ક્રિયાઓ ઉત્પન્ન કરી શકે છે. આમ હોવાને લીધે જેટલી જાતની પરાવર્તિત ક્રિયાઓ થઇ શકે તેટલી જાતના આવેગો ઉત્પન્ન થઇ શકે છે.

બીજું એક પરિણામ જે આ મત પ્રમાણે નીકળે છે તે એ છે કે કોઇ અમુક આવેશના શારીરિક આવિર્ભાવોને જો ઇચ્છાબળ વડે ઉત્પન્ન કરીએ તો આવેગ પોતે ઉત્પન્ન થવો જોઇએ. કારણ કે આ મત પ્રમાણે આવેગની ઉત્પત્તિ શારીરિક આવિર્ભાવો ઉપરજ આધાર રાખે છે. હવે પ્રથમ તો કોઇ પણ આવેગના સર્વે આવિર્ભાવોને માત્ર ઇચ્છા બળ વડે આપણે કેટલે દરજ્જે ઉત્પન્ન કરીએ એ એક મોટો પ્રશ્ન છે. આપણે ઉપર જોઇ ગયા તેમ શરીરના કેટલાએક ભાગોમાં આપણે ઇચ્છા વડે ફેરફારો ઉત્પન્ન કરી શકીએ છીએ પરન્તુ બીજા કેટલા-એકમાં આપણે તેમ કરી શકતા નથી. આમ હોવાથી આ સરત સંપૂર્ણ રીતે પુરી પાડી શકાતી નથી અને તેથી આ બાબત ચોક્કસ રીતે સાબીત થઇ શકે તેમ નથી. પરન્તુ જેટલે દરજ્જે આ સરત પૂરી પાડી શકાય છે તેટલે દરજ્જે તો હેનાથી ઉપરના મતને પુષ્ટિ

ભળી શકે છે. સાધારણ અનુભવથીજ જણાય છે કે ક્રોધ, શોક વિગેરે આવેગોના આવિર્ભાવોને તાબે થવાથી અર્થાત્ હેમને જાણી જોઇને ઉત્પન્ન કર્યાથી તે આવેગોનું જોર વધે છે. ભયથી જેમ વધારે કંપાય તેમ વધારે બ્હીક લાગે છે. રોતે રોતે જેમ વધારે ડસકાં ખાઇએ તેમ મનની દિલગીરી વધે છે, અને જ્યારે છેવટે ડસકાં ઓછાં થાય છે ત્યારે તે ઓછી થાય છે. ક્રોધમાં પણ આપણે જાણી જોઇને ઘાંટા પાડીએ, આંખો મોટી કરીએ, ભવાં ચઢાવીએ તેમ તેમ વધતો જાય છે મનમાં હીંમત રાખવા માટે શીશુડી વગાડીએ તો હીંમત ટકી રહે છે. સાધારણ અનુભવ ઉપરથી દરેકને જણાશે તેમ આખો દિવસ નીચું મ્હોં કરીને બેઠા રહીએ, નીશાસા નાખ્યા કરીએ અને ભાગ્યાતુટ્યા અવાજમાં બોલ્યા કરીએ તો મનમાં દીલગીરી ટકી રહે છે સાધારણ નિયમ એ છે કે કોઇપણ આવેગને બ્હાર જણાવવા ના કહીએ તો થોડી વારમાં તે પોતાની મેળે જ શાન્ત પડી જાય છે. ગુસ્સો આવે ત્યારે દસ સુધી ગણી જઇએ તો ગુસ્સો ઓછો થઇ જાય છે, એ કહેવત જાણીતી છે. મનના નૈતિક વિકાસ માટે એક અત્યન્ત ઉપયોગી નિયમ એ છે કે કોઇ અમુક અનિષ્ટ આવેગના બળને મનમાંથી ઉખેડી નાખવા માટે તે આવેગને બદલે હેનાથી વિરૂદ્ધ માનસિક વલણ પર જે કાંઇ આવિર્ભાવ હોય તે આવિર્ભાવોને ખંત રાખીને એમને એમ પ્રયત્ન બળ વડે ઉત્પન્ન કરવા કે જેથી તે વલણ આપણા મનમાં ઉત્પન્ન થઇ આપણા સ્વભાવમાં ગુંથાઇ જાય. આવી રીતે મહેનત વડે પ્રયત્ન કર્યાથી ગમે તેવા અનિષ્ટ આવેગો ઉપર વખત જતાં છત મેળવી શકાય છે. ઉદાહરણ તરીકે શોકમાંથી મન કાઢી નાખવું હોય તો આંખોને તેજસ્વી કરવી, ભમરને નરમ રાખવી, શરીરને ટટાર રાખવું, જરા મ્હોટેથી બોલવું, મ્હોં હસતું રાખવું વિગેરે ખુશાલીનાં ચિહ્નો ધારણ કરવાથી દિલગીરી પોતાની મેળે ઓછી થઇ જાય છે. આ બાબત વિષે કેટલાએક નાટકકારો જેઓને મ્હોં ઉપર,

ગતિમાં, અવાજમાં વિગેરે શારીરિક ભાગોમાં આવેગોના ચિહ્નો ધારણ કરવાં પડે છે, તેઓ એમ કહે છે કે ત્હેમના મનમાં કંઇપણ આવેગ ઉત્પન્ન થતો નથી. જ્યારે કેટલાએક એમ જણાવે છે કે જ્યારે અમુક પાઠ તેઓ બહુ સારી રીતે ભજવે છે ત્યારે જે કોઇ આવેગનાં ચિહ્નો તેઓ ધારણ કરે છે તે આવેગ ખરી રીતે ત્હેમનાં મનમા સ્ફુરી આવે છે. આ વિરોધનું કારણ એ છે કે ઉપર કહ્યા પ્રમાણે આવેગોનો આવિર્ભાવ ઇચ્છા બળ વડે સંકોચાઇ શકાય તેવા સ્નાયુઓ ઉપર તેમજ હૃદય, માસ, પીંડ વિગેરે શરીરના બીજા ભાગોમા કે જેનો વ્યાપાર આપણી ઇચ્છા ઉપર સંપૂર્ણ રીતે આધાર નથી રાખતો તે ભાગોના વ્યાપાર ઉપર આધાર રાખે છે. હવે કેટલાએક પુરૂષો આવા ભાગોમા થતા આવિર્ભાવોને પોતાની મેળે દાબી શકે છે, અને કેટલા એક દાબી શકતા નથી. જે નાટકકારોમા આવેગ ઉત્પન્ન થાય છે તેઓ આમ દાબી શકતા નથી અને જેઓમા આવેગ ઉત્પન્ન થતો નથી તેઓ જો કે સ્નાયુઓ ઉપર આવિર્ભાવો ધારણ કરે છે પરન્તુ ઉપર જણાવેના શરીરના અંદરના ભાગોના વ્યાપારો દાબી શકે છે.

ઉપર આપણે કહ્યું કે કોઈપણ આવેગના આવિર્ભાવોને દાબી દેવાથી તે આવેગ પોતે બંધ પડી જાય છે. આની વિરૂદ્ધ કદાચ એમ કહેવામા આવે કે આવી રીતે ત્હેના આવિર્ભાવોને દાબી દેવાથી તો આવેગ ઉલટો વધે છે. જેમકે હાસ્યનો આવેગ ઉત્પન્ન થયો હોય અને હસવુ દાબી રાખવુ પડયુ હોય તો તે આવેગ મનમા અસહ્ય રીતે વધી જાય છે તેમ જ બ્હીક કે બીજાં કોઇ કારણને લીધે ક્રોધનો આવેશ મનમા જ સમોઈ રહેલો હોય તો તે અત્યન્ત વધતો જાય છે અને ધિક્કારની લાગણીમાં બદલાઈ જાય છે. આ વાત અર્ધી ખરી છે પરન્તુ ઉપરના મતની વિરૂદ્ધ જણાતી નથી કારણ કે ઉપરના મત પ્રમાણે જ્યાં સુધી કોઇપણ આવેગના શારીરિક આવિર્ભાવો હોય છે ત્યા સુધી તે આવેગ અનુભવાય

છે અને તે પછી જ્યારે તે આવિર્ભાવો બન્ધ થાય છે ત્યારે આવેગ પોતે જતો રહે છે. પરન્તુ દસલું દાબી રાખવામાં મ્હોં ઉપરના આવિર્ભાવોને દાબી રાખીએ છતાં નળા વિગેરેના શરીરની અંદરના વ્યાપારો તો જોરથી થતા હોય કે જેથી આવેગ હજી આપણા મનમાં બળવાન્ હોય અથવા તો અન્દરના વ્યાપારો વધારે જોરથી થતા હોવાને લીધે અસલનો આવેગ બદલાઇને ત્હેના કરતાં બીજો વધારે બળવાન્ આવેગ ઉત્પન્ન થાય; જેમકે ધારો કે મ્હારા શત્રુને મારી નાંખવાની મ્હારી ઇચ્છા હોય પરન્તુ તેમ કરવાની હિમ્મત ન હોય તો ત્હેના તરફનો મ્હારો ક્રોધ બ્હાર દર્શાવ્યા પછી આવેગ મારા મનમાં હોય ત્હેના કરતાં જૂદો જ એટલે વધારે બળવાન્ આવેગ મારા મનમાં હોય. ટુંકામાં કહીએ તો જ્યારે કોઈ પણ આવેગના બ્હારના આવિર્ભાવોને દાબી દઈએ તો જ્યાં સુધી શરીરના અન્દરના ભાગોમાં તેઓ થતા હોય, ત્યા સુધી તે આવેગ નષ્ટ થતો નથી. પરન્તુ બ્હાર જણાયા વિના અન્દરને અન્દર જ રહે છે.

અત્યાર સુધી આપણે સ્થૂળ આવેગો અર્થાત્ જે આવેગોના આવિર્ભાવો શરીરના અનેક ભાગોમા પ્રસરે છે અને બ્હારથી તરત જણાઇ આવે તેવા જે હોય છે તે વિષે વિવેચન કર્યું. હવે આપણે સૂક્ષ્મ આવેગો એટલે કે જે આવેગોના આવિર્ભાવો ઘણા સૂક્ષ્મ અને બ્હારથી બહુ જણાઇ આવે તેવા હોતા નથી તે તરફ ફરીએ. હવે આવા સૂક્ષ્મ આવેગો નબળા તેમ બળવાન્ હોઈ શકે છે. કોઇ કળાનો નમુનો જ્યારે લાગણી કરતાં બુદ્ધિ વડે વધારે તપાસીએ ત્યારે આનન્દનો આવેગ બહુ નબળો હોય છે અને શારીરિક સ્ફુરણા ઉત્પન્ન થતી નથી. પરન્તુ ઘણી વખત કળા વિધાનની કોઇ સુન્દર વસ્તુને જ્યારે જોઇએ છીએ ત્યારે બુદ્ધિ કરતાં લાગણીનો વ્યાપાર વધારે થાય છે અને જો કે ક્રોધ વિગેરે આવેગોના જેટલા ત્હેના આવિર્ભાવો વિપુલ હોતા નથી પરન્તુ તે લાગણીની ઉત્પત્તિ ઉપરના

મત પ્રમાણે શારીરિક કારણોને લીધે જ હોય છે માત્ર ફેર એટલો જ છે. જ્યારે સ્થૂળ આવેગોમા સ્નાયુઓનું પ્રોત્સાહન વધારે આગળ પડતું જણાય છે ત્યારે સૂક્ષ્મ આવેગોમાથી પ્રોત્સાહન તન્તુઓમા વધારે જોવામા આવે છે. સૌંદર્યનું દર્શન સંવાદક તન્તુઓ વડે ઉત્પન્ન થાય છે અને આ દર્શન ઇન્દ્રિયો માર્ગે ઉત્પન્ન થતુ હોવાથી જે કોઇ આનન્દનો આવેગ તેની સાથે રહેલો છે તે પણ ઐન્દ્રિય આનન્દ છે આનો અર્થ એમ નથી કે અતીન્દ્રિય આનન્દ હોઈ શકે જ નહીં આવો આનન્દ અર્થાત્ મ્હારની વસ્તુઓથી સવાદક તન્તુઓ માર્ગે પ્રોત્સાહન મળ્યા સિવાય મગજમા કેવળ વિચારો વડે ઉત્પન્ન થતો આનન્દ પણ હોઈ શકે છે નૈતિક સતોષ, ઉપકાર વૃત્તિ, જીજ્ઞાસા, કોઈ પ્રશ્નના સમાધાન પછી મળતી માનસિક શાન્તિ વિગેરે ભાવનાઓ આવા આનન્દના ઉદાહરણો છે પરન્તુ એટલુ યાદ રાખવાની જરૂર છે કે આવા આવેગોમા લાગણી કરતા બુદ્ધિના વ્યાપારનો અશ વધારે હોય છે અને જ્યા સુધી તેઓના શારીરિક આવિર્ભાવો ઉત્પન્ન થતા નથી ત્યાં સુધી તેઓ સ્થૂળ આવેગોના પ્રમાણમા ઘણા નબળા હોય કે સર્વે તીવ્ર લાગણીવાળા પુરુષોમા આવા આવેગો ઉત્પન્ન થાય છે, ત્યારે કઇ શારીરિક આવિર્ભાવો થયા વિના રહેતા નથી જેમકે કઈ નૈતિક બોધ વડે લાગણી ઉત્પન્ન થઈ હોય તો કંઠ ગદ્ગદ્ થાય છે અને આખામા આસું પણ આવે છે સાધારણ રીતે પણ જ્યારે આપણે બહુ દર્દમા આવી જઇએ છીએ ત્યારે ગમે તો અતીન્દ્રિય કરણો વડે ઉત્પન્ન થયો હોય છતા આખોમા આસું આવી જાય છે તેમજ જ્યા સુધી કોઈ બુદ્ધિ ચાતુર્યના કાર્યથી હસીએ નહિ, જ્યા સુધી કોઇ ન્યાયના કાર્ય માટે શરીરમા સ્ફૂરણા થાય નહિ અથવા જ્યા સુધી કોઇ મનુષ્યના ઔદાર્યતાના કાર્યથી ચકિત થઇ જઇએ નહિ ત્યા સુધી આપણા મનની સ્થિતિ માત્ર બુદ્ધિમય કહેવાય પરન્તુ આવેગમય કહી શકાય નહિ તાત્પર્ય એ છે કે અમુક વસ્તુ સુન્દર કે ભવ્ય ? એવો માત્

મનમાં વિચાર તે કંઈ આવેગ ના કહેવાય. તે તો ફક્ત ભાવના રહિત બુદ્ધિ વ્યાપાર કહેવાય પરન્તુ જ્યારે અમુક શારીરિક વ્યાપારોમા ત્હેની અસર આવિર્ભૂત થાય ત્યારે જ ત્હેને આવેગ કહેવાય.

ઉપર પ્રમાણે સ્થૂળ તેમજ તીવ્ર આવેગો ઉત્પન્ન થાય છે. દરેક આવેગના અમુક વિશિષ્ટ શારીરિક આવિર્ભાવો હોય છે. હવે આવી રીતે પ્રત્યેક વેગના આવિર્ભાવોનું વર્ણન કરવું એ અશક્ય છે પરન્તુ ત્હેમનું સાધારણ લક્ષણ સ્હમજવા માટે અત્રે ભયના આવેગનું વર્ણન પ્રખ્યાત પ્રાણીશાસ્ત્રી ડાર્વીનના શબ્દોમા આપીશું:—

"ઘણુંખરૂ આશ્ચર્ય ઉત્પન્ન થયા પછી ભય ઉત્પન્ન થાય છે. અને તે બન્ને વચ્ચે સમાન ગુણ એ છે કે બન્ને વડે કર્ણ તથા ચક્ષુ એકદમ જાગૃત થાય છે, મ્હો પોહોળું થઇ જાય છે અને ભ્રમરો ચઢી જાય છે. ભયભીત પુરૂષ પ્રથમ પુતળાની માફક સ્થિર અને શ્વાસ લીધા વિના ઉભો રહે છે અથવા તો પોતે બીજાઓની નજરમાથી જતા રહેવા માટે લપાઇને રહે છે. હૃદય ઘણે થોડે અન્તરે અને જોરથી ધબકે છે કે જેથી પાસળીઓ સાથે અથડાય છે પરન્તુ તેથી તે શરીરના સર્વે ભાગોમા લોહી વધારે પુરૂ પાડી શકે છે કે નહી તે શંકાસ્પદ છે.

કારણ કે ચામડી તરત જ મૂર્છામા થઇ જાય તેમ ફીકી પડી જાય છે. ઘણુ કરીને તો આ ફીકાશ મગજના અમુક તન્તુ સ્થાનો ઉપર અસર થવાને લીધે આવે છે કે જે થવાથી ચામડી તળે આવેલી લોહીની નાની નમો સંકોચાઇ જાય છે અને તેથી લોહીનો ફેલાવો ઓછો થઇ જાય છે. અત્યન્ત ભયમા ચામડીમાથી પરસેવો છૂટે છે એ ઉપરથી જણાય છે કે આવી સ્થિતિમા ચામડી ઉપર ઘણી અસર થાય છે. વિચિત્રતા એ છે કે સાધારણ રીતે ચામડી કોઇ કારણથી નરમ થાય ત્યારે પરસેવો છૂટે છે પરન્તુ અહીંઆ તો તે ટંઢી હોય છે છતા પરસેવો થાય છે. ચામડી ઉપરના રોમાચ પણ ઉભા થાય છે અને શરીરની સપાટી ઉપર આવેલા સ્નાયુઓ કંપવા માડે છે.

હૃદયની ક્રિયામા વિક્ષેપ થવાથી શ્વાસ ઉતાવળો ચાલે છે લાળ ઉત્પન્ન કરનારાં માંસ પિંડોની ક્રિયા ધીમી પડી જવાથી મ્હો સુકુ થઈ જાય છે અને વારવાર વસાય ને ઉઘડાય છે એમ જણાય છે કે થોડા ભયમા બગાસા ખાવાનું સખ્ત વલણ થાય છે એક ઘણ આગળ પડતુ ચિહ્ન એ છે કે શરીરના સર્વે સ્નાયુઓ થરથરવા માંડે છે અને ઘણું ખરૂં હોઠ ઉપર આ પ્રમાણે પ્રથમ થાય છે આ કારણથી તથા મ્હો સુકુ પડી જવાને લીધે અવાજ ખોખરો અથવા સ્પષ્ટ થઈ જાય છે અને કોઇ વખત બધ પડી જાય છે ભય વધીને જ્યારે [illegible] અત્યન્ત સ્વરૂપ પકડે છે ત્યારે જુદા જુદા પરિણામો જોવામા આવે છે હૃદય ઘણા જ જોરથી ધબકે છે અથવા તો તે બધ પડી જવાથી મુર્છા ઉત્પન્ન થાય છે મરણ વખતે જેવી ટીકાશ થાય છે તેવી ટીકાશ મ્હો ઉપર આવે છે શ્વાસ બહુ મુશ્કેલીથી લઇ શકાય છે નસકોરા ઘણા પ્હોળા થઇ જાય છે હોઠ ફફડયા કરે છે ગાલ પણ કપવા માડે છે ગળામા કઈ ભરાઇ રહ્યું હોય તેમ જણાય છે અને આખના ડોળાઓ જાણે બ્હાર નીકળી પડતા હોય તેમ આગળ આવી ભય ઉત્પન્ન કરનારી વસ્તુ ઉપર ગોઠવાઇ જાય છે અથવા તો આખનો એક બાજુથી બીજી બાજુ તરફ ફર્યા કરે છે આખની કીકીઓ પણ મોટી થઇ જાય છે શરીરના સર્વે ગાત્રો બધાઇ જાય છે અથવા તો તણાયા કરે છે હાથેની ઉઘાડ વાસ થાય છે તથા અંદરથી ખેચાય છે કોઇ સામે આવતી વસ્તુને જાણે રોકી રાખવાને માટે હાથો ઝબાઈ જાય છે અથવા તો માથા ઉપર મુકી દેવાય છે કેટલીએક વખત એકદમ નાશી જવાનું વલણ એકાએક ઉત્પન્ન થાય છે અને આ વલણ એટલું સખ્ત હોય છે કે હિંમતવાન સૈનિકો પણ યુદ્ધમા અત્યન્ત ભયથી દોડી જાય છે "

હવે આપણે આવેગોના આવિર્ભાવો વિષે એક મુખ્ય પ્રશ્ન ઉપર આવીએ છીએ આ પ્રશ્ન એ છે કે આવેગોની પ્રોત્સાહક વસ્તુઓ અમુક જ શારીરિક આવિર્ભાવો શા કારણથી ઉત્પન્ન કરે છે આ

વિષય અત્યાર સુધી ચર્ચવામા આવ્યો નહોતો પરન્તુ થોડા વખતથી જ શારીરશાસ્ત્રીઓએ હેનો અભ્યાસ કરવા માડયો છે. અહીં આપણે ટુકામા જે કંઇ તે વિષે અત્યાર સુધી જણાયેલુ છે તે જોઈશુ.

આવેગમા થતી શારીરિક ક્રિયાઓમાની કેટલીએકની ઉત્પત્તિ એ રીતે સ્હમજાઈ શકે છે કે એક વખતની ક્રિયાઓ આવેગ ઉત્પન્ન કરનારી વસ્તુથી રક્ષણ મેળવવા માટે ઘણી ઉપયોગી હતી અને ધીમે ધીમે તેઓ આપણા શારીરિક બધારણમા પરંપરાથી એટલી બધી બ્બાઇ ગયેલી છે કે આવેગ ઉત્પન્ન કરનારી વસ્તુની સમક્ષ પરાવર્તિત કાર્યોની મારફત યાન્ત્રિક રીતે તેઓ ઉત્પન્ન થાય છે. બીજી કેટલીએક ક્રિયાઓ આવી ઉપયોગી ક્રિયાઓની સાથે સાહચર્ય ધરાવતી હોવાથી ઉત્પન્ન થાય છે ઉદાહરણ તરીકે ભય અને ક્રોધના આવેગોમા શ્વાસની ક્રિયા મુશ્કેલીથી થાય છે હેનુ કારણ એમ કહેવામા આવે છે કે અસલના પુરૂષમા ક્રોધ ઉત્પન્ન કરનારી વસ્તુને દૂર કરવા માટે હેની સાથે લડવુ પડતુ તથા લડવામા હાફવુ પડતુ હોવાથી આ હાફવાની ક્રિયા ક્રોધના આવેગની સાથે સાહચર્ય ધરાવે છે. તેમજ ભયમાથી બચવા માટે જ્યારે એકદમ ન્હાસવુ પડતુ ત્યારે પણ હાફવુ પડતુ અને હેને પરિણામે હજી પણ ભયમા શ્વાસ ઉતાવળો ચાલે છે આવી રીતે એક વખત ઉપયોગી કાર્યો આપણા શારીરિક બંધારણમા જડાઇ રહેલા હોવાથી આવેગોની સાથે તેઓ હવે સાહચર્ય ધરાવે છે અને જો કે પ્હેના કરતા નમળા સ્વરૂપમા, પણ ઉત્પન્ન અવશ્ય થાય છે. હર્બર્ટ સ્પેન્સર લખે છે કે "કંઇ પણ જખમ લાગતી વખતે તથા દોડતી વખતે જે માનસિક સ્થિતિઓ ઉત્પન્ન થાય છે તે સ્થિતિઓ મોટા પ્રમાણમા પણ હોવી તે ભયનો આવેગ બતાવે છે. તેમજ પકડવા, મારી નાખવા, ખાવા વિગેરેની ક્રિયાઓમા થતી માનસિક સ્થિતિનુ થોડા અશમા પણ અસ્તિત્વ આ ક્રિયાઓ માટેની ઇચ્છા દર્શાવે છે. આપણા આવેગો વિષે વપરાતા શબ્દો ઉપરથી પણ જણાય છે કે કોઇ કાર્યમા ઉત્પન્ન

થતો આવેગ અને તે કાર્યની માનસિક સ્થિતિની થોડે અંશે ઉત્પત્તિ તે બંને એક જ છે ભય જ્યારે બળવાન્ હોય છે ત્યારે બુમો, છુટવાના પ્રયત્નો, હૃદયના ધબકારાઓ, શરીરની ધ્રુજારી વિગેરે વ્યાપારોમા દર્શાવાય છે અને ભયથી ઉત્પન્ન થતુ દુઃખ સહન કરવામા પણ આજ વ્યાપારો અનુભવાય છે. કોઇ વસ્તુને નાશ કરવામાં ઉત્પન્ન થતો આવેગ આપણા સ્નાયુ તન્તના બંધારણમા તથા દાત કચકડાની, પંજા પ્હોળા કરવાની, આખો તથા નસકોરા પ્હોળા કરવાની તેમજ બૂમો પાડવાની ક્રિયાઓમા જણાય છે અને નાશ કરવાના વ્યાપારમા પણ આજ ક્રિયાઓ થાય છે. આ ઉપરાન્ત માનસિક પ્રદેશમા પણ આ બાબતનુ પ્રમાણ મળી શકે છે. દરેક પુરૂષને જણાય છે કે ભયની માનસિક સ્થિતિ અમુક દુઃખમય પરિણામોની કલ્પના કરવામા રહેલી છે અને ક્રોધની સ્થિતિનો મુખ્ય અંશ કોઇ વસ્તુને દુઃખ ઉત્પન્ન કરવામા જે કાર્ય થય તે કાર્યની કલ્પના કરવામા આવે છે ''

ઉપર જણાવેલા સિદ્ધાંતના અનેક ઉદાહરણો મળી આવે છે, ક્રોધના આવેગનુ નજીવુ ચિહ્ન જેમકે મ્હોનુ ધ્રુજવુ જેમા ઉપરના દાતો ઉઘાડા થાય છે તે પણ ડાર્વીનના કહેવા પ્રમાણે જે સમયમા આપણા પૂર્વજોના આગના દાતો મોટા હતા અને હાલ કુતરાઓ કરે છે તેમ કોઇ વસ્તુની સામે થવા ઉઘાડા કરવા પડતા તે સમયથી વંશપરંપરા ઉતરેલુ છે તેમજ બહારની વસ્તુઓ ઉપર ધ્યાન આપવામા ભમરને ઉંચી ચઢાવવી તથા વિસ્મયમા મ્હો ઉઘાડુ કરવુ તે વ્યાપારો પણ એક વખત આપણને ઉપયોગી હતા અને તેથી આપણા શારીરિક સ્વભાવમા જડાઇ ગયા છે વધારે સારી રીતે જોવા માટે આખને પ્હોળી કરવી પડતી હોવાથી ભમરો ઉંચી ચ્હડે છે અને વિસ્મય ઉત્પન્ન કરનારી વસ્તુ તરફ બહુજ ધ્યાન આપવાથી અને તે વસ્તુ તરફ જે કઇ કાર્ય કરવુ પડે તે કાર્યનો પ્રયત્ન કરવામા શ્વાસ ફેરવવાથી મ્હો ઉઘડી જાય છે સ્પેન્સરના કહેવા

પ્રમાણે ક્રોધમા ન્હસકોરા ફૂલાવવાની ક્રિયાની ઉત્પત્તિનું કારણ એ છે કે ક્રોધમા શત્રુ સ્હામે જ્યારે આપણા પૂર્વજોને લ્હડવુ પડતુ ત્યારે મ્હો વતી તે શત્રુના શરીરને પકડવુ તથા ન્હસકોરા વડે જોરથી શ્વાસ લેવો પડતો અને ત્હેને લીધે ન્હસકોરા ફૂલાવવા પડતા ! બીજો એક લેખક એમ જણાવે છે કે ભયમા છુટતી ફંપારી લોહીને ગરમ બનાવવા માટે જરૂરની હતી ત્રીજો એક લેખક જણાવે છે કે કેટલાએક આવેગોમા મ્હો અને ગળું લાલ થઇ જાય છે ત્હેનું કારણ એ છે કે હૃદયની ક્રિયા વધારે ઉત્તેજીત થવાથી મગજમા લોહીનું દબાણ વધે છે અને તે દબાણને નરમ કરવા માટે મ્હો અને ગળાના ભાગોમા લોહી ભરાઇ આવે છે શોક, હર્ષ વિગેરે આવેગોમા આખમા આસુઓ ભરાઈ આવે છે ત્હેનુ કારણ પણ એમ જણાવવામા આવે છે કે આસુઓને લીધે લોહીનુ દબાણ ઓછુ થાય છે. જ્યારે કોઇ દુ ખમય વસ્તુ અથવા કઠણ કાર્ય આપણી નજરમા અથવા વિચારમા આવે છે ત્યારે ભવા ચઢી જાય છે ત્હેનું કારણ એમ ક્હેવામા આવે છે કે બાળપણમા કઈ દુ ખ થતા બહુ રેતી વખત આખોમા બહુ લોહી ભરાતા માટે આખોની આસપાસના સ્નાયુઓમા સંકોચન થઇ જાય છે અને તેથી આ સ કોચન અર્થાત ભવા ચડાવવાની ક્રિયા દુ ખમય પ્રસંગે હજી પણ થાય છે. ડાર્વિન લખે છે કે "બાળપણમાથી રોતી વખત ભમરોનુ સ કોચન કરવાની ટેવ અસ ખ્ય જમાનાઓથી પડી ગયેલી છે અને તેથી ડાહપણ દુ ખનય અથવા અનિષ્ટ વસ્તુ સાથે તે ઘણુ સાદશ્ય ધરાવે છે આમ હોવાને લીધે મોટી ઉમરમા પણ આ ટેવ જોવામા આવે છે રોવાની તથા બુમો પાડવાની ક્રિયાઓ જો કે મોટી ઉમરમા ઇચ્છાબળ વડે નિયન્ત્રિત થાય છે પરન્તુ ધ્રુસકાની એટલે ભમરો ન્હડાવવાની ક્રિયાનું દરેક ઉમરમા ભાગ્યે જ નિયન્ત્રણ થઇ શકે છે."

આ ઉપરાત બીજો એક સિદ્ધાન્ત એ છે કે આવેગની જે જે

પ્રોત્સાહક વસ્તુઓ એક સરખી લાગણી ઉત્પન્ન કરે છે તે સર્વ તરફ એકજ પ્રકારનું શારીરિક વર્તન થાય છે. જુદી જુદી ઇન્દ્રિયો વડે મળતા સસ્કારો એકજ લાગણી ઉત્પન્ન કરે ત્હેવા હોય તો ત્હેમને એકજ વર્ગમા મુકીએ છીએ: જેમકે સારા સારા સ્વાદો, સ્વરો, સુગન્ધો વિગેરેને મીઠા કહીએ છીએ. જુદી જુદી ઇન્દ્રિયોના સસ્કારોને સ્થૂલ અથવા તીવ્ર કહીએ છીએ. વિગેરે. વંટ નામનો માનસશાસ્ત્રી જણાવે છે કે નૈતિક ભાવના આપણા મનમા ઉત્પન્ન થતી વખતે જે શારીરિક વ્યાપારો થાય અને કઈ સ્વાદ આવતી વખત મ્હોમા જે વ્યાપારો થાય તે બન્ને સરખા હોય છે જ્યારે જ્યારે મીઠાશ, કડવાશ, ખાટાશ વિગેરેની લાગણીને મળતો કોઈ અનુભવ થાય છે ત્યારે જે વ્યાપારો તે સ્વાદ વડે થાય છે તેજ તે અનુભવથી ઉત્પન્ન થાય છે કંટાળાની લાગણી અને કડવાશની લાગણીના આવિર્ભાવો એક સરખા હોય છે. બન્નેમા ઉકાળો આવે ત્યારે જેમ મ્હો થઈ જાય તેમ થાય છે અર્થાત્ ઉલટી રીતે સતોષ અને મીઠાશની લાગણીઓના આવિર્ભાવો એક સરખા હોય છે બન્નેમા મ્હો હસતુ હોય છે અને કંઇ સારો સ્વાદ આવતી વખતે જેમ હોઠ થાય તેમ થય છે કોઇ વાતની ના કહેવામા માથુ આપણે એક બાજુથી બીજી બાજુ હલાવવાની જે ક્રિયા કરીએ છીએ તે ક્રિયા અસલ બાળકો કોઇ ભાવની વસ્તુને મ્હોમા ન લેવા માટે મ્હો હલાવવાની જે ક્રિયા કરે છે તે ક્રિયામાથી ઉતરેલી છે અને હવે જ્યારે કઇ ખોટી અથવા મનને ના પસંદ વાત હોય ત્યારે ઉત્પન્ન થાય છે તેની જ રીતે હકાર ભણવામા મ્હો ઉપરથી નીચે હલાવવાની જે ક્રિયા થાય છે તે અસલ મનપસંદ ખોરાકને મ્હોમા લેવાની ક્રિયામાથી ઉત્પન્ન થયેલી જણાવવામા આવે છે કોઇ પુરુષ તરફ નાપસંદગી અથવા તિરસ્કારની લાગણી દર્શાવતા ખાસ કરીને આંખોમા જે શારીરિક ચેષ્ટા ઉત્પન્ન થાય છે તે કઇ દુર્ગંધ આવતી હોય અને જે નષ્ટ થાય ત્હેને મળતી

આવે છે. જ્યારે કંઇ ભયદર્શક વિસ્મય ઉત્પન્ન થાય છે તેમજ આંખને ભયકારક વસ્તુ જણાય છે ત્યારે આંખના પલકારા થવાની એક જ ચેષ્ટા થાય છે. તથા જ્યારે કંઇ અણગમતી વાત એકદમ સાભળીએ છીએ ત્યારે પ્રથમ તો ભયમા જેમ થાય તેમ આંખોના સંકોચનની ચેષ્ટા થઇ જાય છે ઉપરના બે સિદ્ધાન્તો વડે આવેગોમા થતી ઘણી ખરી શારીરિક ક્રિયાઓની ઉત્પત્તિ સ્હમજાઈ શકે છે. પરન્તુ અત્રે એટલું યાદ ગણવાની જરૂર છે કે આ ઉપરાન્ત બીજી ઘણી શારીરિક ક્રિયાઓ આવેગોમા થાય છે કે જેની ઉત્પત્તિ ઉપરના સિદ્ધાન્તોથી સ્હમજી શકાતી નથી. અને કેટલીએક તો આ સિદ્ધાન્તોની વિરૂદ્ધ એટલે આપણા આત્મ સંરક્ષણ માટે જરૂર વિનાની તથા નુકસાનકારક પણ જણાય છે કેટલાએક આવેગોમા શરીરની અંદરના અડગો તથા માસ પિંડો ઉપર થતી અસર, ભયને લીધે મ્હોનું સુકાવું, દાયનું પ્હોળા થવું, તથા બકારી આવવી, અત્યન્ત ક્રોધ પછી લીવરનું બગડવું તથા કોઇ વખત કમળો થવો, ઘણુ ઉશ્કેરાવાથી પેસાબ વધારે થવો, ધાસ્તીને લીધે મૂત્રાશયનું સંકોચાઇ જવું, વાટ જોવામા મ્હો ફાડવું, શોકમા ગળામા ડચુરો બાઝવો, ગભરાટમા ગળામા ગલીપચી થવી, ભયમા હૃદયનું ગભરાવુ, આખના ડોળામા ફેરફાર થવો તથા કેટલાએક આવેગોમા ઠંડા અથવા ગરમ પરસેવા છુટવા, ચામડી ઉપર લોહી ભરાઇ આવવું, આ વિગેરે શારીરિક વ્યાપારો ઉપરના સિદ્ધાન્તો વડે સ્હમજી શકાતા નથી અને આમાની કેટલીએક ક્રિયાઓ તો શરીરને ઘણી નુકસાનકારક છે. શારીરિક શાસ્ત્રના આપણા હાલના જ્ઞાન પ્રમાણે તો ત્હેમની ઉત્પત્તિ આકસ્મિક જ ગણી શકાય.

---

# પ્રકરણ એકવીસમું.

## પ્રેરણા.

હવે આપણે ક્રિયોત્પાદક શક્તિના વિષય ઉપર આવીએ છીએ અને પ્રથમના પ્રકરણમાં ત્હેનું મૂળ સ્વરૂપ વિ૦ વિવેચન કરીશું આ મૂળ સ્વરૂપ દરેક પ્રાણીમાં રહેલી પ્રેરણા શક્તિ છે કોઇ પણ કાર્યને પ્હેલેથી મનમાં ધાર્યા વિના તથા તે કરવાના પ્હેલેથી અભ્યાસ વિના તે કાર્ય ઉત્પન્ન થાય એવી રીતે વર્તવાની શક્તિ ત્હેને પ્રરણાશક્તિ (Instinct) કહીએ છીએ દરેક પ્રાણીના શારીરિક બંધારણમાં અમુક પ્રેરણાઓ જડાઇ રહેલી હોય છે અને જન્મથી જ આ પ્રેરણાઓ જોવામાં આવે છે

સર્વ પ્રેરણાત્મક કાર્યો પરાવર્તિત કાર્યોનું સ્વરૂપ ધરાવે છે અર્થાત્ કોઇ પણ પ્રાણીની ઇન્દ્રિયોનું અમુક વસ્તુઓ વડે પ્રોત્સાહન થવાથી યાન્ત્રિક રીતે પ્રેરણાઓ સ્ફુરી નીકળે છે, જેમકે બીલાડી ઉંદરને જોતા જ ત્હેની પાછળ દોડે છે તથા કુતરાને જોતા જ ત્હેમનાથી દૂર ન્હાસી જાય છે ભીંત કે ઝાડની કીનાર ઉપર આવતા જ પાછી સંકોચાઇ જાય છે વિગેરે હવે આમ કરવામાં તે પ્રાણીના મનમાં જીવન મૃત્યુ, આત્મ રક્ષણ વિગેરે વિ૦ સ્પષ્ટ વિચારો હોતા નથી પરન્તુ કંઇ પણ ચોક્કસ વિચાર કર્યા વિના તે કાર્યો કરે છે કારણ કે તે કાર્યોન કરવાને કેવળ અશક્ત છે એટલે ત્હેના શરીરનું બંધારણ એવું થઇ ગયેલુ હોય છે કે જ્યારે તે ઉંદરને જુએ ત્યારે તેની પાછળ તેને દોડવુંજ જોઇએ અને કુતરાને જુવે ત્યારે ત્યાંથી દોડી જવુ જ જોઇએ એનુ તન્તુચક્ર આવા પરાવર્તિત કાર્યોના ઝરા રૂપે હોય છે આ જેમ છીંક ખાવાનું કાર્ય ઇચ્છારહિત થાય છે તેમ આવા કાર્યો પણ ત્હેરી જ રીતે થાય છે

હવે પ્રત્યેક પ્રાણી આવી રીતે જ બ્હારની વસ્તુઓ તરફ વર્તન કરવા માટે અમુક પ્રેરણાઓ પ્હેલેથીજ ધરાવે છે આ પ્રમાણે કોઇ

પણુ પ્રાણીને જે પરિસ્થિતિમા રહેવાનુ હોય ત્હેની વસ્તુઓ અને પોતાનુ શારીરિક બધારણુ એ બન્ને વચ્ચે વણી સૂક્ષ્મ અને વિસ્મય જનક સબંધના જોવામા આવે છે તેટલુ જ નહિ પરન્તુ એ નાનુ પ્રાણી પણ જે મોટી સખ્યામા પ્રેરણાઓ વસાવે છે તે પણ વધુ આશ્ચર્યજનક છે જેમ તાળામા ત્હેની કુચી બધ બેસી જાય તેવી રીતે દરેક પ્રાણીની પ્રેરણાઓ જન્મથી જ પોતાના આત્મ સરક્ષણ માટે બધબેસતી હોય છે

પ્રત્યેક પ્રેરણા એક પ્રકારનો આવેગ છે એક જ વસ્તુ જ્હેને પ્રેરણા કહીએ ત્હેને આવેગ પણ કહી શકાય કારણ કે સર્વ પ્રેરણાઓ પણ કાર્યમા પરિણામ પામે છે શરમ વડે મ્હો લાલ થવુ ઝોં ખાવી, ઉધરસ આવવી હસવુ વિગેરેને પ્રેરણાઓ તેમજ આવેગો કહી શકાય હવે આવા પ્રેરણાત્મક આવેગોના ત્રણ મુખ્ય વિભાગ પાડી શકાય પ્રત્યક્ષ વડે ઉત્પન્ન થતા આવેગો, દર્શન વડે ઉત્પન્ન થતા આવેગો, અને વિચાર વડે ઉત્પન્ન થતા આવેગો ઉદાહરણ તરીકે દાઝ્યાને લીધે સકોચાઈ જવુ એ પ્રત્યક્ષથી ઉત્પન્ન થતો આવેગ છે બીજાઓને દોડતા જોઇને બીજાને દોડી જવુ એ દર્શનથી ઉત્પન્ન થતો આવેગ છે અને વરસાદ પડશે એના વિચારથી છત્રી ઉઘાડવી અથવા ઘરમા જતા રહીએ એ વિચારથી ઉત્પન્ન થતા આવેગ છે તેવી રીતે એક જ પ્રેરણાત્મક કાર્યમા પણ આવા ત્રણે પ્રકારના આવેગો હોઇ શકે છે જેમકે કોઈ ભૂખ્યો સિંહ ભુખ લાગેલ હોવાથી ખોરાકની ઇચ્છાનુ ભાન થવાથી શિકાર માટે દોડવા માડે છે અને થોડે દૂરથી એક શિકારને જુએ છે ત્યારે દોડીને ત્હેના ઉપર છલગ મારે છે તથા અન્તે પોતાના પજા વડે જ્યારે એને પકડે છે ત્યારે તરત ત્હેને ચીરીને ભક્ષણ કરે છે આ કાર્યમા પ્રથમ ત્રીજા પ્રકારનો આવેગ, પછી બીજા પ્રકારનો અને અન્તે પ્હેલા પ્રકારનો આવેગ હોય છે

હવે સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જુદા જુદા પ્રાણીઓ

આવી રીતે જુદી જુદી વસ્તુઓ તરફ પ્રેરણાઓ શા માટે ધરાવતા હશે ? અને પ્રેરણાઓ ઉત્પન્ન થતી વખતે ત્હેમના મનમાં પ્રેરણાત્મક કાર્યના પરિણામ વિષે પ્હેલેથી વિચાર હશે કે નહીં ? આ પ્રશ્નનો જવાબ આપતા પ્હેલા પ્રથમ તો એટલું જાણવું જોઇએ કે મનુષ્ય શિવાયના પ્રાણીઓની પ્રેરણાઓ વિષે આપણે ચોક્કસ રીતે કંઇ જાણી શકતા નથી. કારણ કે પ્રેરણા ઉત્પન્ન થતી વખતે ત્હેમના મનમા શુ હશે તે આપણે પ્રત્યક્ષ રીતે જાણી શકતા નથી. આપણે તો આપણા મનમા જે પ્રેરણાઓ ઉત્પન્ન થાય છે તે વડે જ એટલે કે પરોક્ષ રીતે ત્હેમની પ્રેરણાઓ જાણી શકીએ છીએ એટલુ જ નહીં પરન્તુ આપણે પોતે આપણી પ્રેરણાએ અમુક વખતે અમુક જ કેમ થાય છે તે ચોક્કસ રીતે કહી શકીએ નહિ. સાધારણ રીતે આપણે કહી શકીએ કે પ્રેરણાથી ઉત્પન્ન થતા કાર્યો આપણા આત્મ સંરક્ષણ માટે ઉપયોગી હોય છે અને તેથી સ્વભાવિક રીતે ઉત્પન્ન થાય છે પરન્તુ ત્હેની સાથે એટલુ યાદ રાખવુ જોઇએ છીએ કે જે વખતે આપણે પ્રેરણાત્મક કાર્યો કરીએ છીએ તે વખતે તેઓ આપણા જીવન મટે ઉપયોગી છે, એ વિચારથી કરતા નથી પરન્તુ કંઇ પણ વિચાર કર્યા વિના તે કાર્યો આપણાથી થાય છે અને કરતી વખત તે જ કાર્યો સ્વભાવિક રીતે થાય એમ માનીએ છીએ ખાતી વખતે ખોરાક ઉપયોગી છે તેથી ખાઇએ છીએ એ વિચાર ભાગ્યે કોઇકના મનમા આવે પરન્તુ સ્વાદિષ્ટ લાગે છે તથા ભુખને તૃપ્ત કરે છે માટે ખાઇએ છીએ એવો વિચાર સ્વાભાવિક રીતે આવે છે. કોઇ માણસને એમ પુછીએ કે જે ખોરાક સ્વાદિષ્ટ જણાય છે ત્હેને તે શા માટે વધારે ખાય છે તો તરત તે આપણા પ્રશ્નને હશી કહાડે અર્થાત્ સ્વાદિષ્ટ ખોરાક ખાવાની પ્રેરણા એટલી સ્વાભાવિક જણાય છે કે ત્હેનું કારણ સમજવાની જરૂર રહેતી નથી. આવી રીતે પ્રેરણાત્મક કાર્યોનું કારણ પુછવું એ કુદરતી વસ્તુને વિચિત્ર માનવા સમાન જણાય છે આપણે પુછી

પડીએ છીએ ત્યારે રોતા નથી ને હસીએ છીએ કેમ ? મધુર સંગીન સાંભળીને આનન્દ કેમ થાય છે ને દિલગીરી કેમ થતી નથી ? આંખ ઉપર કંઇ વસ્તુ આવતી હોય તો આંખ મીંચાઇ જાય છે કેમ ? આવા પ્રશ્નો કોઇ તત્ત્વજ્ઞાનીને ઉપયોગી જણાય પરન્તુ સાધારણ મનુષ્યોને તો નિરુપયોગી તથા અર્થરહિત પણ જણાય છે. આ પ્રમાણે પ્રત્યેક પ્રાણી વર્ગની પ્રેરણાઓ તે વર્ગને સ્વાભાવિક જ જણાય છે. આપણાથી નીચાં પ્રાણીઓની પ્રેરણાઓ આપણને નવાઈ જેવી તથા ગૂઢ જણાય તથા આપણી પ્રેરણાઓ ત્હેમને પણ તેવી જ લાગે.

હવે આપણે મનુષ્યની પ્રેરણા વિષે જોઇશું. ઘણી વખત એમ કહેવામાં આવે છે કે મનુષ્ય અને બીજાં પ્રાણીઓ વચ્ચે મુખ્ય ફેર એ છે કે જ્યારે બીજાં પ્રાણીઓમાં ઘણી પ્રેરણાઓ જોવામાં આવે છે ત્યારે મનુષ્ય જીવનમાં ઘણી જ ઓછી પ્રેરણાઓ હોય છે અને ત્હેને બદલે બુદ્ધિનો વ્યાપાર હોય છે તથા જે કાંઈ પ્રેરણાઓ હોય છે તે સર્વે અન્ધ પ્રેરણાઓ નહીં પરન્તુ બુદ્ધિથી પ્રકાશિત થએલી હોય છે. પરન્તુ આ મત ભૂલભરેલો છે. ખરી રીતે જોતાં બીજાં પ્રાણીઓ કરતા મનુષ્યમાં વધારે પ્રેરણા તથા આવેગો હોય છે. અને આ પ્રેરણાઓ માત્ર પ્રેરણાઓ તરીકે જ ત્હેમને જોઇએ તો બીજાં પ્રાણીઓની પ્રેરણા જેવી જ અન્ધ હોય છે પરન્તુ ફેર એ છે કે આવી પ્રેરણાઓ ઉપરાન્ત મનુષ્યમાં સ્મરણ શક્તિ, કલ્પના શક્તિ તથા વિચાર શક્તિ રહેલી હોય છે, જે બીજાં પ્રાણીઓમાં હોતી નથી અને હોય તો ઘણી અપૂર્ણ અવસ્થામાં હોય છે અને ત્હેને લીધે એક વખત કોઇ પ્રેરણાઓ અનુભવ મળ્યા પછી મનુષ્ય તે અનુભવને સ્મરણમાં રાખી ત્હેના વિષે વિચાર કરી શકે છે અને ત્હેને લીધે પછીથી જે કાર્ય પ્હેલા ત્હેણે માત્ર પ્રેરણાથી જ કર્યું હોય અને ત્હેનું અમુક પરિણામ અનુભવ્યું હોય તે કાર્યને તે પરિણામ મેળવવાનો પ્હેલેથી વિચાર કરીને કરે છે. આમ હોવાને લીધે આપણે

એમ નિયમ બાંધી શકીએ કે સ્મરણ શક્તિવાળા કોઇ પણ પ્રાણીમાં કોઇપણ પ્રેરણાત્મક કાર્ય એક વખત ફરીથી થયા પછી અન્ધ રહેતું નથી અને પછીથી ત્હેના પરિણામના પૂર્વ વિચાર વડે ઉત્પન્ન થાય છે. આપણને ભૂખ લાગી હોય અને પહેલા ચાખેલો ખાવાનો પદાર્થ આપણી પાસે પડ્યો હોય તો માત્ર ભુખની પ્રેરણા વડે ત્હેને ખાઇએ પરન્તુ એક વખત ત્હેનો સ્વાદ ચાખ્યા પછી જ્યારે તે ખાઇએ ત્યારે તે માત્ર પ્રેરણાથી નહિં પરન્તુ પ્હેલેથી ત્હેના સ્વાદના વિચાર સાથે ખાઇએ છીએ. તેવી રીતે કોઇ પ્રેરણા તૃપ્ત કરવામાં અમુક વસ્તુનો કડવો અથવા રુચિકર અનુભવ થયો હોય તો પછીથી તે વસ્તુ તરફની પ્રેરણા બદલાય છે અને તે અનુભવના વિચાર વડે તે પ્રેરણા ઉત્પન્ન થઇને દબાઇ પણ જાય છે

આ ઉપરથી જણાશે કે કોઇ પ્રાણીના શારીરિક બંધારણમાં ગમે તેટલી પ્રેરણાઓ જડાયેલી હોય પરન્તુ જો ત્હેનામાં પ્રેરણા શક્તિ ઉપરાન્ત સ્મરણ શક્તિ તથા વિચાર શક્તિ હોય તો ત્હેના કાર્યોનું સ્વરૂપ માત્ર પ્રેરણાત્મક કાર્યોના કરતા જુદુ જ થઇ જાય છે આ ઉપરથી એમ ન કહી શકાય કે આવા પ્રાણીઓમાં પ્રેરણાઓની સંખ્યા ઓછી છે પરન્તુ આપણે ઉપર જોયું તેમ એથી અવશ્ય રીતે ત્હેમનામાં પ્રેરણાઓ એટલા જુદા જુદા પ્રકારની હોય છે કે ઘણા કાર્યોમાં એક બીજાનો વિરોધ ઉત્પન્ન થાય છે અને ઇચ્છા શક્તિ વડે અમુક એક પ્રેરણાને પસંદ કરી તે પ્રમાણે કાર્ય ઉત્પન્ન થાય છે.

ટેવના પ્રકરણમાં જેમ આપણે જોઇ ગયા કે દરેક ટેવ તન્તુઓમાં જડાઇ ગયેલી હોય છે તથા ત્હેના તન્તુ વ્યાપાર તેજ થયે થતા બીજા સઘળા તન્તુ વ્યાપારો દબાઇ જાય છે, તથા પોતે બળવાન થાય તે પછી બીજા વ્યાપારોને પણ દાબી દે છે. તેવી રીતે પ્રેરણાઓ પણ અનેક સંખ્યામાં જન્મથી જ આપણા જ્ઞાન તન્તુઓમાં જડાએલી હોય છે અને ઇચ્છાશક્તિ વડે ત્હેમના આવિર્ભાવનું નિયમન

થઇ શકે છે. મનુષ્ય અને બીજાં અધમ પ્રાણીઓ વચ્ચે મુખ્ય ભિન્નતા એ જ છે કે અધમ પ્રાણીઓમાં માત્ર પ્રેરણાઓ જ હોય છે. પરન્તુ મનુષ્યમાં પ્રેરણાઓ ઉપરાંત વિવેક શક્તિ હોય છે કે જેથી કોઇ પ્રેરણા ઉત્પન્ન થતાં જ તે તૃપ્ત થતી નથી પરન્તુ તે પ્રેરણા ઉત્પન્ન કરનારી વસ્તુ કેવી છે અને તેની પરિસ્થિતિ શી છે, એ સર્વેનો વિચાર થઇને અન્તે કાર્ય થાય છે અને તેથી આપણા જીવનનું પ્રેરણાત્મક સ્વરૂપ બુદ્ધિમય સ્વરૂપના પ્રકાશમાં ઝાંખું પડી જાય છે. અધમ પ્રાણીઓને આપણે વશ કરીએ છીએ ત્હેનું મુખ્ય કારણ એ છે કે તેઓનાં કાર્યો માત્ર પ્રેરણાત્મક હોઇ અમુક પ્રોત્સાહન આપ્યાથી અમુક કાર્ય જ થશે એમ આપણે પ્હેલેથી જાણી શકીએ છીએ. જેમકે ઉંદરીયામાં ઉંદર પકડવા હોય તો અન્દર કંઇ ખાવાની વસ્તુ મુકયાથી સ્હેલાઇથી પકડી શકાય છે. સાધારણ રીતે જે કાર્યો કોઇપણ પ્રાણી વર્ગના આત્મસંરક્ષણ માટે ઉપયોગી હોય તે કાર્યો પ્રેરણાઓ રૂપે જડાઇ રહે છે. પરન્તુ જ્યાં સુધી પ્રેરણાઓ બુદ્ધિથી ઉજ્જવલિત થયેલી હોતી નથી ત્યાં સુધી તે માત્ર અન્ધ હોઇ લાભકારક જે કોઇ પ્રોત્સાહન તે પ્રેરણાને ઉત્પન્ન કરે ત્હેને તાબે થવાય છે. મનુષ્યમાં આથી ઉલટી રીતે એક પ્રેરણા ઉત્પન્ન થતી વખતે જો ત્હેનાથી વિરૂદ્ધ બીજી પ્રેરણા મનમાં થાય તો આ બે પ્રેરણાના વિરોધને લીધે કાંતો કાર્ય ઉત્પન્ન થાય જ નહીં અથવા તો જે પ્રેરણાને ઇચ્છા બળ વડે પસંદ કરી હોય ત્હેને લગતુ કાર્ય થાય. ઉદાહરણ તરીકે લોભ અને શક, કુતૂહલતા અને બીકણતા, શરમાળપણું ને વાંછના, લજ્જા અને અહંકાર; મળતાવડાપણું અને કજીઆખોરી. વિગેરે એક બીજાથી વિરૂદ્ધ પ્રેરણાઓ છે. આમાંની દરેક પોતે એકલી ઉત્પન્ન થાય તો તે તરત તે પ્રમાણે યાન્ત્રિક રીતે કાર્ય થાય પરન્તુ જ્યારે એકજ વખતે બે વિરૂદ્ધ પ્રેરણાઓ થાય ત્યારે કાર્ય યાન્ત્રિક રીતે થતું નથી પરન્તુ ઇચ્છા બળવડે અમુક એક પ્રેરણાને પસંદ કર્યા પછી થાય છે. અધમ પ્રાણીઓમાં જે સર્વે પ્રેરણાઓ છે તે સર્વ

મનુષ્યમા છે એટલુજ નહીં પરન્તુ તે ઉપરાંત બીજી ઘણી છે. અત્રે એટલું યાદ રાખવાની જરૂર છે કે મનુષ્યના મનમાં જે વિગ્રહ થાય છે તે એક તરફ પ્રેરણાઓ અને બીજી તરફથી બુદ્ધિ એમ બે વચ્ચે નથી પરન્તુ પ્રેરણાઓમા જ વિગ્રહ થાય છે. અર્થાત્ એક તરફ એક પ્રેરણા અને બીજી તરફ બીજી પ્રેરણા એમ બે વચ્ચે વિરોધ થાય છે. બુદ્ધિ પોતે પ્રેરણાઓને દાબી દેવાને અશક્ત છે. કોઇ પ્રેરણાને દાબી દેવી હોય તો તે બુદ્ધિ નહિ પરન્તુ પ્રેરણાથી વિરૂદ્ધ બીજી પ્રેરણા જ કરી શકે છે. પરન્તુ બુદ્ધિનુ કાર્ય એ છે કે તર્કશક્તિ વડે આવી વિરૂદ્ધ પ્રેરણા મનમા ઉત્પન્ન કરી કે જેથી પ્હેલી પ્રેરણા મનમા ન રહે પરન્તુ બે વિરૂદ્ધ પ્રેરણાઓ ઉત્પન્ન થતાંથી ઇચ્છાશક્તિ વડે અમુકને પસંદ કરી શકાય આવી રીતે જો કે મનુષ્યમા બીજાં પ્રાણીઓ કરતા વધારે પ્રેરણાઓ હોય છે છતાં ત્હેમના કરતા વધારે બુદ્ધિ હોવાને લીધે ત્હેના કાર્યો માત્ર પ્રેરણાત્મક *અર્થાત્ યન્ત્રવત્ હોતા નથી પરન્તુ ઇચ્છાત્મક તથા બુદ્ધિમાન્ હોય છે*

હવે ઉચ્ચતર પ્રાણીઓ તથા મનુષ્યજાતિમા પ્રેરણાઓનુ બળ કેવી રીતે ઓછુ થાય છે તે જોઇએ આમ થવાના બે મુખ્ય કારણો છે એક કારણ એ છે કે કેટલીએ પ્રેરણાઓ અમુક વય પછી નષ્ટ થાય છે. આ બન્ને કારણોનું એક પછી એક વિવેચન કરીશું

પ્હેલા કારણનો નિયમ એ છે કે અમુક વર્ગની વસ્તુઓથી કોઇ પ્રાણીમા અમુક પ્રેરણા ઉત્પન્ન થતી હોય તો ઘણી વખત એમ બને છે કે તે વર્ગના કોઇ પ્રકારની જે વસ્તુઓ પ્હેલા અનુભવ તથા અભ્યાસમા આવી હોય ત્હેમના તરફ તે પ્રેરણા ઉત્પન્ન થવાની ટેવ પડી જાય છે. અને તેજ વર્ગના બીજા પ્રકારની વસ્તુઓ તરફ તે પ્રેરણા ઉત્પન્ન થતી નથી. તાત્પર્ય એ છે કે કોઇ પ્રેરણાની ઉત્પત્તિ અમુક દિશામા થવાનો અભ્યાસ પડયા પછી બીજી ત્હેને ઉત્પન્ન કરનારી સંભવિત વસ્તુઓ તરફ તે પ્રેરણા વિમુખ થઇ જાય છે કેવના પ્રકરણમા આપણે જોઇ ગયા છીએ કે અમુક

ટેવ પડયા પછી આપણે એ ટેવને તાબે થઇ જઇએ છીએ; અધમ પ્રાણીઓ ત્હેમના જીવનમાં જે પ્રમાણે પ્હેલેથી ટેવાઇ ગયેલાં હોય છે તે પ્રમાણે જ હંમેશાં વર્તે છે. અમુક ખુણામાં રહેવાની, અમુક બીજાં પ્રાણીની સોબતની, અમુક પ્રકારના ખોરાકની, ટુંકામાં કોઇ પણ અમુક કાર્યની ટેવ પડી ગઇ હોય તો ત્હેને બદલે બીજાં કાર્યો કરવાનો સંભવ હોય છતાં તેજ કાર્ય કરવા તરફ ત્હેમનું વલણ રહે છે. આપણા પોતાના જીવનમાં પણ આવી ટેવનાં અનેક ઉદાહરણો મળી આવે છે. ઘણી વખત એમ બને છે કે આપણા પોતાના ઘર તથા સ્નેહીજનો આગળ બીજાં પુરૂષો તથા ત્હેમની વસ્તુઓનાં આકર્ષણીય લક્ષણો તરફ નિર્લક્ષ બની જઇએ છીએ. અન્ન માટેની પ્રેરણા તૃપ્ત કરવામા જે ખોરાકથી આપણે ટેવાઇ ગયેલા હોઇએ તે શિવાય બીજા ખોરાક તરફ પણ નિર્લક્ષ થઇ જઇએ છીએ અને કોઇ વખત તો તેવા ખોરાક તરફ સ્પષ્ટ રીતે અરૂચિ ઉત્પન્ન થાય છે. મનુષ્ય જાતિ તરફ પ્રેમની પ્રેરણા આપણા કુટુંબ તથા દેશનાં મનુષ્ય પ્રત્યે જ પ્હેલેથી નિયન્ત્રિત થઇ જાય છે અને તેથી પરદેશી મનુષ્યો તરફ તે પ્રેરણાનો અવકાશ ભાગ્યે જ રહે છે. ટુંકામાં અમુક જે એક વસ્તુ તરફ પ્હેલાં આપણી પ્રેરણા આપણને લઇ જાય છે તે વસ્તુ તરફ જ તેવી રીતે વર્તન કરવાની ટેવ પડી જાય છે. અને આવી રીતે ટેવ પડયા પછી એ વર્તનમાં કંઇ પ્રેરણાત્મક તત્ત્વ છે નહીં એમ જણાય છે. પ્રેરણા ઉપર અભ્યાસ અર્થાત ટેવની અસર થવાથી તે પ્રેરણાનો વ્યાપાર ઘણો સંકુચિત થઇ જાય છે અને જો કે અનેક વસ્તુઓ તરફ તે પ્રેરણાની ઉત્પત્તિ થવાનો સંભવ હોય છે છતાં જે વસ્તુઓ તે પ્રેરણાની પ્રથમ ઉત્પત્તિમાં અનુભવાઇ હોય તેજ વસ્તુઓ તરફ ઘણું કરીને આપણા કાર્યનું વલણ રહે છે.

ટેવને લીધે પ્રેરણાનો વ્યાપાર દબાઇ જવાનું એક બીજું પણ કારણ છે. આ કારણ એ છે કે ઘણી વખત એકજ વર્ગની વસ્તુઓ બે વિરોધી પ્રકારની પ્રેરણાઓ આપણા મનમાં ઉત્પન્ન કરી શકે છે. અને તે વર્ગની અમુક એક વસ્તુ તરફ જો અમુક એક પ્રેરણા

એક વખત પણ રીતે ઉત્પન્ન થઇ હોય તો પછી વર્ગની બીજી બધી તે વસ્તુઓ તરફ ત્હેની વિરોધી પ્રેરણા ઉત્પન્ન થઇ શકતી નથી. અર્થાત્ પછીથી આખા વર્ગ તરફ એકજ પ્રેરણા ઉત્પન્ન થાય છે. ઉદાહરણ તરીકે નાના બચ્ચાંમા, જનાવરો ભય તેમજ પ્રીતિ એટલે ત્હેમનાથી દૂર રહેવાની તેમજ ત્હેમને રમાડવાની એમ બે વિરોધી પ્રેરણાઓ ઉત્પન્ન કરી શકે છે. હવે જો કોઈ બાળક પ્હેલી વખત કોઇ કુતરાને થાબડવા જાય અને કુતરૂં એને બચકું ભરે તો તે બાળકમા ભયની પ્રેરણા ઉત્પન્ન થાય અને ઘણા વર્ષો સુધી બધા કુતરાઓ તરફ ભયની દષ્ટિએ જ જુએ તથા તેના તરફ પ્રીતિની પ્રેરણા દબાઇ જાય. આથી ઉલટા દાખલા પણ જોવામા આવે છે. કોઇ જંગલી પ્રાણી જ્યારે બચ્ચું હોય ત્યારે કોઇ પણ બાળકના સમાગમમા આવ્યુ હોય તો તે બાળક અને તે પ્રાણી વચ્ચે કેટલીએક વખત એક પ્રકારની પ્રીતિ બંધાઇ જાય છે બાળક તે પ્રાણીને રમાડે છે અને તે પ્રાણી બાળકની સાથે ગેલ કરે છે. અહીં પ્રીતિની પ્રેરણા ઉત્પન્ન થાય છે અને ભયની પ્રેરણા દબાઇ જાય છે. ખાસ કરીને જ્યારે જંગલી પ્રાણીઓ ઘણા નાના હોય છે ત્યારે જ આમ બને છે. મ્હોટા થયા પછી ત્હેમનામા જંગલીપણુ વધવાનું વલણ રહે છે. જો તે વધવા દીધુ હોય તો પછી ત્હેના પ્હેલાના સોબતી તરફ પણ તેનું વર્તન ક્રુર થવાનો સંભવ રહે છે. કોઇ ગામના જંગલમા થોડા વખત સુધી વાછરડું જંગલી અવસ્થામા રહે તો પછી ત્હેને પકડના બહુ હરકત પડે છે. પરન્તુ જો ગાય તબેલામા વ્હીયાઇ હોય તો પ્હેલેથી જ તે વાછરડું ગરીબ હોય છે. મરઘીના બચ્ચાંઓમા પણ આ નિયમ જોવામા આવે છે. આ બચ્ચાંઓમા પણ માણુસ જાતિ તરફ જુદે જુદે વખતે ભય તથા પ્રીતિની પ્રેરણાઓ ઉત્પન્ન થઇ શકે છે. જો કોઇ મરઘીનુ બચ્ચુ મરઘીની ગેરહાજરીમા ઇંડામાંથી બ્હાર નીકળ્યુ હોય તો તે ગમે તે ચાલતા પ્રાણીને અનુસરે છે અને તેથી જો કોઇ માણુસ

તે વખતે હાજર હોય તો ત્હેની પાછળ ફર્યા કરે છે. સ્પૉલ્ડીંગ નામના એક ગૃહસ્થે આ પ્રમાણે અનેક મરઘીનાં બચ્ચાંઓને પોતાની પાછળ ફરતાં તથા શીશોટી વગાડે ત્યારે ત્હેની પાસે આવતાં કર્યાં હતાં. કેટલાએકે એમ જાણ્યું કે એમાં કંઇ જાદુ હશે. પરન્તુ ફક્ત ઉપરના નિયમ શિવાય ત્હેમાં કંઇ નવીન છે જ નહિ. તે જ ગૃહસ્થે ચાર પાંચ દિવસ પ્હેલાં જન્મેલાં બચ્ચાંઓને પોતાની પાછળ ફેરવવાનો પ્રયાસ કર્યો પરન્તુ તે રૂવેં ત્હેનાથી દૂર ન્હાસવા માંડયાં તથા પાંખો ફફડાવી જ્યાં ભરાઇ પેસાય ત્યાં પેસી ગયાં. તાત્પર્ય એ છે કે પ્રીતિ અને ભયની પ્રેરણાઓ જુદે જુદે વખતે વિકાસ પામે છે અને જો પ્હેલાં વિકાસ પામેલી પ્રેરણા ટેવ રૂપે મનમા ઠસી ગઇ હોય તો તે ટેવને લીધે વિરોધી પ્રેરણાનો વિકાસ થતો અટકે છે. સર્વે પ્રાણીઓ ત્હેમના જન્મકાળ પછીની તરતની અવસ્થામાં રાંક હોય છે અને તે અવસ્થામાં જે જે ટેવો પડી હોય છે તે તે ટેવો ભવિષ્યમાં ત્હેના જંગલી સ્વરૂપને થોડે ઘણે અંશે દાબી શકે છે.

હવે આપણે ઉચ્ચ પ્રાણીઓમાં પ્રેરણાઓ ઓછી જણાવાના બીજા કારણ ઉપર આવીએ. આ કારણ એ છે કે ઘણી પ્રેરણાઓ, અલ્પકાલીન હોય છે એટલે કે અમુક વય સુધી આપણા માનસિક પ્રદેશમા રહીને પછી પોતાની મેળે દબાઇ જાય છે. એ સમયની અન્દર જો તે પ્રેરણાઓ ઉત્પન્ન કરનારી વસ્તુઓ અનુભવમા આવે તો તે પ્રેરણાઓ ટેવ રૂપે આપણા મનમાં ઠસી જાય છે. પરન્તુ જો એવી વસ્તુઓ આપણા અનુભવ માર્ગમાં ન આવી હોય તો તે પ્રેરણાઓ ટેવ રૂપે આપણા મનમાં જડાઇ રહેતી નથી અને આગળ ઉપર તે પ્રેરણાઓ આપણા માનસિક બંધારણમાથી જતી રહે છે. એટલું જાણવું જરૂરનું છે કે આ નિયમ સર્વે પ્રેરણાઓને સરખી રીતે લાગુ પડતો નથી. કેટલીએક પ્રેરણાઓ નાની ઉમરમાંથી જતી રહે છે અને કેટલીએક ઘણી મોટી ઉમર

થયા પછી જાય છે. તેમ કેટલીએક અમુક વખત સુધી નાશ થયા પછી ફરીથી પાછી આવે છે, જેમકે જાનવરોમાં નર અને માદાની વચ્ચે સંગતિ થવાની પ્રેરણા અમુક વખત સુધી દબાઇ જાય છે અને પછીથી પાછી ઉત્પન્ન થાય છે. ઉપર જણાવેલો નિયમ સાધારણ રીતે સર્વે ઉચ્ચ પ્રાણીઓમાં જોવામાં આવે છે અને ત્હેની પુષ્ટિ માટે કેટલાએક ઉદાહરણો નીચે જોઇશું.

મરઘીનાં બચ્ચાઓ, ગાયનાં વાછરડાંઓ વિગેરે પ્રાણીઓમાં પાછળ પાછળ જવાની તથા સોબત કરવાની પ્રેરણા ત્હેમના જન્મ પછી થોડા દિવસ પછી ઉડી જાય છે અને ભય તથા દોડી જવાની પ્રેરણા વિકાસ પામે છે. જો કોઇ મરઘીના બચ્ચાએ ત્હેના જન્મ પછી આઠ દસ દિવસ સુધી મરઘીનો અવાજ ન સાભળ્યો હોય તો તે પછી મરઘીના અવાજથી ત્હેની તરફ જવા માટેની ત્હેના ઉપર કંઇ પણ અસર થતી નથી કારણ કે ત્યાં સુધી તે પ્રેરણા નષ્ટ થઇ જાય છે. ધાવવાની પ્રેરણા પણ બચ્ચાંઓનાં જન્મ વખતે હોય છે પણ પછીથી નષ્ટ થઇ જાય છે. મનુષ્યજાતિમાં જન્મ પછી વર્ષ દોઢ વર્ષ સુધી આ પ્રેરણા થોડે ઘણે અંશે ટકી શકે છે. પરન્તુ તે પ્રેરણા એટલી અલ્પકાલીન હોય છે કે જો કોઇપણ કારણસર બાળકને જન્મ પછી પ્હેલા થોડા દિવસો સુધી ચમચાથી દુધ પાયુ હોય અથવા ખવડાવ્યું હોય તો પછી ધાવવાની પ્રેરણા જ ઉડી જાય છે; કુતરાઓમા જન્મથી ત્હેમની ખાવા વિગેરેની વસ્તુઓને પગવતી જમીનમા ખાડો ખોદીને દાટવાની પ્રેરણા હોય છે પરન્તુ જો કોઇ કુતરાને જન્મથી પાળીને ઘરમાં આણ્યો હોય તો તે પ્રેરણા ઘણા થોડા વખત સુધી રહી જતી રહે છે.

હવે આપણે મનુષ્ય જાતિની અલ્પકાલીન પ્રેરણાઓ વિષે જોઇશું. આપણા જીવનમા જુદી જુદી ઉમરે જુદી જુદી પ્રેરણાઓ બળવાન હોય છે. બાળપણમાં રમતગમતની, વાર્તાઓ સાંભળવાની, જીજ્ઞાસા વિગેરેની પ્રેરણાઓ બળવાન્ હોય છે. યુવાવસ્થામા શારીરિક

કસરતો કરવી, નવલકથાઓ વાચવી, મિત્રતા બાધવી, મુસાફરી કરવી, પરાક્રમો કરવા, જ્ઞાન મેળવવુ આ વિગેરે કાર્યોની પ્રેરણાઓ બળવાન્ હોય છે તથા પ્રૌઢાવસ્થામા આકાક્ષા, વ્યવહારદક્ષતા તેમજ જીવનના વિગ્રહમા કે આત્મોત્કર્ષ માટે જરૂરની સર્વે પ્રેરણાઓ બળવાન્ હોય છે. આ સર્વે પ્રેરણાઓ ત્હેમનો સમય પુરો થયા પછી ઝાખી પડી જાય છે અને જો તે સમયમા ત્હેમને અનુભવ માટે ન આવી હોય તો પછીથી આપણા પ્રયાસ છતા પણ ત્હેમનો અનુભવ યોગ્ય રીતે થતો નથી. યુવાવસ્થામા જો કોઇ યુવક રમતગમતમા ધ્યાન ન આપે અને બેઠે બેઠે વાચ્યા કરે તો ત્હેની આખી જીંદગી સુધી તે રમતગમતમા ભાગ લઇ શકશે નહીં અને બેઠે બેઠે જે કામ કરવાનું હોય તેજ ત્હેને વધારે પસદ પડશે. સ્ત્રી જાતિ તરફ પ્રેમનો આવેશ મોટી ઉમર થયા પછી ઓછો થાય છે અને જો ત્હેના અસ્તિત્વના સમયના પ્રથમ કાળમા ત્હેને લગતી જેવી ટેવો પડી હોય તે ટેવો આખી જીદગી સુધી રહે છે. અમુક ઉમર સુધી કોઇ માણસે લગ્ન કર્યા ન હોય તો પછીથી ત્હેની લગ્ન કરવાની ઇચ્છા કેવળ નિર્બળ બની જાય છે પ્હેલેથી જો ખરાબ સોબતમા રહી અનીતિની ટેવો પાડી હોય તો તે ટેવો પણ પછીથી મનમા જડાઇ રહે છે આ ઉપરથી જણાશે કે યુવાવસ્થામા કે જ્યારે કુમળા ઝાડની માફક મનને જેમ વાળીએ તેમ સ્હેલાઈથી વળી શકે છે, તે અવસ્થામા જેટલી કેળવણી આપી હોય તે ભવિષ્યના આખા જીવન ઉપર અસર કરે છે રમતગમતની વયમા યુવકોને જેટલી બને તેટલી શારીરિક કેળવણી આપવી જોઇએ અને ત્હેની સાથે ત્હેમની સ્વાભાવિક જીજ્ઞાસાને સદ જ્ઞાનવાળા પ્રદેશમા દોરવી જોઇએ પછીથી મન જ્યારે પુખ્ત થાય અને બુદ્ધિ વધે ત્યારે ધર્મ તત્વજ્ઞાન વિગેરેના સિદ્ધાન્તો ત્હેમના મન ઉપર ઠસાવવા જોઇએ અને તે પછી ત્હેમને વ્યવહારિક જીવનમા કુશળ થવાય ત્હેવી કેળવણી આપવી જોઇએ આ સર્વે વસ્તુઓ શીખવવામા

દરેક માણસને જીવનમાં અમુક વખત એવો આવે છે ત્યા સુધીમા જેટલું શીખાયું તેટલું ખરૂં, કારણ કે તે પછીથી ત્હેમની પ્રેરણાઓ મન્દ થતા જાય છે સાધારણ રીતે પચીશ વર્ષની વય સુધિમા જે જ્ઞાન મળ્યુ હોય તથા ટેવો પડી હોય તેમની ઉપર વધારે અને લાંબા સમય સુધી અસર કરે છે, આ ઉમર પછી નિ સ્વાર્થી જીજ્ઞાસા બ. ઓછી હોય છે મન અમુક દિશામાજ દારાયેલુ હોય છે, અને તે દિશા સિવાય બીજી બાબતોનો રસ સુકાઇ જાય છે કદાચિત્ આ બીજી બાબતો વિ. આપણે કાઇ જાણીએ તો તે આપણને નવા જેવુ તથા પારકું હોય તેમ લાગે છે અને તે વિ. આપણે મનમા કાઇ નિશ્ચિત મત બાંધી શકતા નથી આથી ઉલટુ પ્હેલા જે આપણે શીખ્યા હોઇએ તે આપણને હમેશા તાજુ રસમય, અને જાણે આપણુ જ હોય તેમ લાગે છે તાત્પર્ય એ છે કે દરેક શિક્ષકે યુવકોમા અમુક વિષય શિખવાની પ્રેરણાઓ કયે વખતે સૌથી વધારે બળવાન હોય છે તે વખત શોધી કહાડવો જોઇએ અને દરેક યુવકે પોતાના ભવિષ્યની માનસિક શક્તિ ઉપર આધાર ન રાખતા યુવાવસ્થામા જેટલુ બને તેટલુ મનને કેળવી લેવું જોઇએ તથા જાણવુ જોઇએ કે તે અવસ્થામા જે જે ટેવો ત્હેમણે પાડી હશે જે જે મતો બાંધ્યા હશે તથા જે જે સિદ્ધાંતો સ્થાપ્યા હશે તેજ ગમે તો સારા હશે કે ખોટા હશે પણ ત્હેમના ભવિષ્યના જીવનમા ઠેઠ સુધી કાયમ રહેશે.

ઉપર જણાવ્યા પ્રમાણે મનુષ્યમા અનેક પ્રેરણાઓ હોય છે તે સર્વેનું અત્રે વર્ણન આપવું એ અશક્ય છે, કારણ કે તેમ કરવામા પ્રત્યેક પ્રેરણાની ઉત્પત્તિ, ત્હેનો આવિર્ભાવ ત્હેને ઉત્પન્ન કરનારી વસ્તુઓ વિગેરેનુ વિગતવાર વિવરણ કરવુ પડે અત્રે ઉદાહરણ રૂપે આપણે ભયની પ્રેરણાને લઇ ત્હેનું સક્ષિપ્ત વર્ણન કરીશ

સાધારણ રીતે જે જે વસ્તુઓ કુરતા અથવા વિકરાળપણાનું આપણને ભાન કરાવે તે વસ્તુઓ આપણામા ભય ઉત્પન્ન કરે છે

જે કોઇ વસ્તુ આપણને ઇજા કરે અથવા આપણો નાશ કરે હેની તરફ આપણે ભય ધરાવીએ છીએ તથા હેનો નાશ અથવા હેને ઇજા કરવાની પણ ઇચ્છા રાખીએ છીએ. આવી વસ્તુની સમક્ષ આપણે આ બેમાંથી કઈ પ્રેરણા પ્રમાણે વર્તીશું, ભયથી દોડી જઇશું કે હેની સ્હામા થઇ હેનો નાશ કરીશું એ પ્હેલેથી કહી શકાતું નથી પરન્તુ તે વખતે વસ્તુની તથા આપણી સ્થિતિ ઉપર આધાર રાખે છે. ભયના શારીરિક ચિહ્નો ક્રોધ તથા વિષયવાસનાનાં ચિહ્નોની માફક ઘણા તીવ્ર અને એકદમ જણાઇ આવે હેવા હોય છે. પરન્તુ મનુષ્ય જેમ જંગલી અવસ્થામાંથી સુધરેલી અવસ્થામા ચઢે છે તેમ ભયના કારણો ઓછા થતા જાય છે. જંગલી સ્થિતિમા દરેક મનુષ્યને પોતાને જ પોતાનુ રક્ષણ કરવાનું હોય છે તથા ભય ઉત્પન્ન કરનારી વસ્તુઓથી પોતાનું રક્ષણ કેવી રીતે કરવુ હેનું જ્ઞાન હેને હોતુ નથી. આમ હોવાથી હેના જીવનમા ભયના પ્રસંગો ઘણા હોય છે સુધરેલી સ્થિતિમા આથી ઉલટુ જ હોય છે. કારણ કે જ્ઞાન વડે એક તો ભયના કારણો ઓછા લાગે છે અને બીજું આત્મરક્ષણના સાધનો વધારે હોય છે. આવી રીતે સુધરેલી પ્રજાઓમા અને હેમાં ખાસ કરીને શહેરોમા રહેનારા ઘણાખરા મનુષ્યોને તો ખરેખરા ભયનુ તો માત્ર નામ જ ખબર હોય છે અને જંગલમા ભય ઉપજાવનારી વસ્તુઓ વિશેની ખરી વાતો પણ હેમને નવલકથાની માફક લાગે છે. દરેક પ્રકારની સગવડવાળા ઘરમા ઉછરેલા પુરૂષને વાઘના પંજામા સપડાવાથી જે ભય ઉત્પન્ન થાય હેની ખરી કલ્પના કદી પણ થઇ શકતી નથી અને એવો અનુભવ મનુષ્યના જીવનમા સંભવિત છે એ પણ એને આશ્ચર્યજનક જણાય છે. આ પ્રમાણે ભયનો અનુભવ જો કે ઓછો થાય છે છતા એટલું યાદ રાખવું જોઇએ છીએ કે ભય એ એક ખરેખરી પ્રેરણા છે અને તરતના જન્મેલા બાળકમા જે પ્રેરણાઓ જણાય છે હેમાની તે એક છે. ન્હાના બાળકોમા બીજાં કારણો કરતા અવાજોને લીધે ભય વધારે

ઉત્પન્ન થાય છે. મૅા. પેરેઝ નામનો ગૃહસ્થ જણાવે છે કે "ત્રણ અને દસ મહિનાની વચ્ચેની વયના બાળકો આંખથી દેખાતી વસ્તુઓ કરતા કાનથી સંભળાતી વસ્તુઓથી વધારે બ્હીએ છે. એક સાડાત્રણ મહિનાની ઉમરના બાળકે કોઇ મકાનને આગ લાગી હતી ત્યારે ભડકા વિગેરે જોઇને કંઇ પણ ભય અથવા આશ્ચર્ય દર્શાવ્યો નહોતો અને તે ઉલટુ હસતુ હતુ પરન્તુ આગ હોલવનારાઓના રણશિંગડાના તથા વરાળ યંત્રના પૈડાના અવાજોથી ત્હેને તરત ભય ઉત્પન્ન થયો અને રોવા માંડયુ. વળી આટલી ઉમરે કોઇ છોકરૂં વરસાદના તોફાનમાં વીજળી થવાથી બ્હીતું નથી પરન્તુ ગર્જના સાંભળીને બ્હીએ છે. આવી રીતે અનુભવ વિનાના બાળકોને ભય ચક્ષુ કરતા કર્ણદ્વારા વધારે ઉત્પન્ન થાય છે." મોટી ઉમરે પણ અવાજોથી ભય વધારે ઉત્પન્ન થાય છે. જમીન અગર દરિયા ઉપર વરસાદનું તોફાન ત્હેના અવાજથી વધારે ભય ઉપજાવે છે. કોઇ જનાવર આપણા ઉપર ફક્ત ધસી આવતુ હોય ત્હેના કરતા ઘુરકતુ અથવા ભસતું ભસતું આવતુ હોય તો વધારે બ્હીક લાગે છે

વિચિત્ર એટલે પૂર્વે ન જોયેલા માણસો ને જનાવરો પણ ભય ઉત્પન્ન કરે છે કેટલીએક વખત એમ બને છે કે કોઇ બાળક બહુ જ ન્હાનું હોય ત્યારે વિચિત્ર જંતુઓ કે પ્રાણીઓને જોઇને ભય દર્શાવતું નથી પરન્તુ પાછળથી એકાએક બ્હીવા માંડે છે. આનું કારણ એ છે કે ત્હેના ભયની પ્રેરણા વિકાસ પામેલી હોતી નથી અને પછીથી જ્યારે તે વિકાસ પામે છે ત્યારે એકાએક ભય ઉત્પન્ન થાય છે કાળી વસ્તુઓ અને ખાસ કરી અંધારી જગાઓ ઘણી વખત ભય ઉત્પન્ન કરે છે ઘણે અંશે આનું કારણ એ છે કે આવી જગોએથી કોઇ માણસ અથવા જનાવર આપણા ઉપર હુમલો કરશે એમ આપણે જાણતા હોઇએ અથવા અનુભવ્યુ હોય અને તેથી ભય લાગે પરન્તુ તે કેટલેએક અંશે આપણા માનસિક બંધારણમા વંશપરંપરાથી ઉતરેલો હોય છે. આપણે પ્હેલેથી જાણુતા

હોઇએ કે અમુક અંધારી જગોમા કંઇ પણ બ્હીક ઉત્પન્ન કરે તેવુ નથી છતા થોડી ક્ષણ સુધી તો અન્દર જના ભય લાગે છે આનુ કારણ એમ જણાય છે કે આપણા પૂર્વજોને અંધારી જગો માથી એટલો ભય જણાતો હોવો જોઇએ કે અન્ધારાનો અનુભવ અને ભયની લાગણી એ બે વચ્ચે મનમા ગાઢ સાહચર્ય બંધાયેલુ હોવુ જોઇએ અને તેથી આ સાહચર્ય વંશપરંપરાથી ઉતરી આપણા માનસિક તેમજ શારીરિક બંધારણમા જડાઇ ગયેલુ જણાય છે

ઘણી વખત ઉંચી જગાઓ ભય ઉત્પન્ન કરે છે આ ભય પણ પ્રેરણાત્મક હોય છે કારણ કે જો કે આપણે જાણતા હોઇએ છીએ કે આપણે સહીસલામત છીએ તથા પડવાનો ખામ સભવ નથી પ્ના મનમા થોડો વણો ભય લાગે છે

આ સર્વ ઉપરાત અતીન્દ્રિય વિષયો પણ એક પ્રકારનો ભય ઉત્પન્ન કરે છે આ ભયમા કલ્પનાનો વ્યાપાર વિશેષ હોય છે એકાન્ત અને અંધારી જગો હોય, ઘોર અવાજ થતા હોય, કોઇ આકૃતિ જણાતી હોય, તથા આપણી ધારણાથી કઇક ઉલટુ થતુ હોય, ત્યારે ભૂત, પ્રેત વિગેરેની કલ્પના મનમા થઈ આવે છે અને ભય ઉત્પન્ન થાય છે ખાસ કરીને જ્યારે આપણી ધારણાથી ઉલટુ તથા કુદરતના ક્રમથી વિરુદ્ધ થતુ હોય તેમ કઇ જણાતુ હોય ત્યારે આવો ભય વધારે જણાય છે

આપણે બેઠા હોઇએ ને એકાએક આપણી ખુરશી કોઇના હલાવ્યા વિના હાલતી જણાય તો સ્વાભાવિક રીતે ભય ઉત્પન્ન થાય છે આ વિ૦ અધમ પ્રાણીઓ ઉપર પણ કરેલા પ્રયોગોથી જણાય છે કે ત્હેમને પણ કઇ અણધારેલુ બનવાથી બ૦ ભય લાગે છે એક કુતરાની ખાવાની વસ્તુને એનાથી ખવાય એવી રીતે દોરી બાધીને ખેચવામા આવી ત્યારે અણધારેલી રીતે વસ્તુને હાલતા જોઈ તે કુતરાને અત્યન્ત ભય ઉત્પન્ન થયો હતો ઉત્ક્રાંતિવાદના નિયમોથી જોતા બીજી પ્રેરણાઓની માફક ભયની પ્રેરણા પણ આપણા જીવનને

ઉપયોગી છે અને તેથી જ આપણા શારીરિક બંધારણમાં રહેલી છે. સર્વે હાનિકારક અથવા નાશકારક વસ્તુઓથી બચવા માટે ભયની પ્રેરણા એ એક મુખ્ય સાધન છે અને એમ પણ ચોક્કસ છે કે આ સાધન જો એક સ્વાભાવિક લક્ષણ તરીકે આપણા મનમા હોય તો મનુષ્ય જાતિનો નાશ પણ ક્યારનોએ થઇ ગયો હોત પરન્તુ જો કે ભયની પ્રેરણા આવી રીતે આપણા આત્મ સંરક્ષણ માટે જરૂરની જણાય છે છતા એટલુ પણ જણાય છે કે ભયના આવેશથી શારીરિક હાનિ પણ થાય છે અને કોઇ વખત અત્યન્ત ભયને લીધે એકાએક હૃદય બંધ પડી મરણ થવાના દાખલાઓ પણ બને છે

આમ છતા ઉત્ક્રાંતિવાદના નિયમો વડે ભયના કેટલાએક આવિર્ભાવો ઉપર ઘણુ પ્રકાશ પડે છે ઉદાહરણ તરીકે સાધારણ ભયમાં કાતો આપણે દોડી જઇએ છીએ અથવા તો એક જગોએ જાણે પક્ષાઘાત થયો હોય તેમ સ્થિર અને અચળ થઇને ઉભા રહીએ છીએ આવી રીતે ઉભા રહેવુ તે કેટલાએક પ્રાણીઓ ભયથી જાણે મરી ગયા હોય તેમ પડી રહે છે, તે વ્યાપારનું અવતરણ છે આ વ્યાપારની ઉપયોગિતા એ છે કે જ્યારે એક પ્રાણીની પાછળ બીજુ પ્રાણી દોડતુ હોય અને પ્હેલુ પ્રાણી જ્યારે ભયથી જાણે તે મરી ગયેલુ હોય તેમ અચળ પડી રહે ત્યારે બીજુ પ્રાણી ત્હેને દૂરથી હાલતું ચાલતું ન દેખે અને તેથી ત્હેનું ધ્યાન ત્હેની ઉપરથી જતું રહે છે અને ત્હેને દેખવુ પણ બન્ધ થાય છે. કારણ કે અધમ પ્રાણીઓના ચક્ષુઓ ચલાયમાન વસ્તુઓ કરતા સ્થિર વસ્તુઓથી ઘણા ઓછા આકર્ષાય છે આ પ્રમાણે ભયમા સ્થિર ઉભા રહેવાની સ્થિતિ પ્રાણીઓને પોતાના આત્મ સરક્ષણ માટે ઉપયોગી નીવડવાથી વશપરપરાના નિયમ પ્રમાણે આપણા શારીરિક બંધારણમા જડાઈ રહેલી છે એમ માનવાનુ કારણ મળે છે

---

## પ્રકરણ બાવીસમું.

### ઈચ્છા શક્તિ.

અત્યાર સુધી આપણે પ્રેરણાથી એટલે આપણા મનના કંઈ પ્રયત્ન વિના ઉત્પન્ન થતા કાર્યો વિષે જોયું આવા કાર્યો પ્રાણી માત્ર કરી શકે છે અને હેનું ખાસ લક્ષણ એ છે કે તે સર્વ કર્તાની ઈચ્છા તથા ધારણા વિના પરાવર્તિત રીતે ઉત્પન્ન થાય છે. પરન્તુ હવે આપણે ઇચ્છાત્મક કાર્યો એટલે જે કાર્યો ઉત્પન્ન કરવાને આપણે પ્હેલેથી ઇચ્છા તથા ધારણા કરી હોય ત્હેના કાર્યોનું સ્વરૂપ જોઈશુ વાસ્તવિક રીતે આવા કાર્યો મનુષ્ય જાતિથી થઈ શકે છે કારણ કે બુદ્ધિની સાથે વિકાસ પામેલી ઈચ્છા શક્તિ એ સર્વ પ્રાણીઓમા મનુષ્યનુ વિશિષ્ટ લક્ષણ છે પરન્તુ આની સાથે એટલુ યાદ રાખવાની જરૂર છે કે ઇચ્છાત્મક કાર્યો આપણી શારીરિક તન્ત્રના ગૌણ વ્યાપારો છે અને પ્રેરણાત્મક કાર્યો પ્રાથમિક સ્વરૂપ ધરાવે છે. આપણા તન્તુચક્રની રચના એવી રીતે ઉત્પત્તિ પામેલી છે કે પ્રથમ તો અમુક પ્રોત્સાહનો અમુક જાતના પરાવર્તનો આપણા શરીરમા ઉપજાવે છે અને આવા પ્રેરણાત્મક કાર્યો અમુક રીતે થાય છે અને ત્હેમનું અમુક પરિણામ આવે છે એવો અનુભવ થયા પછી ઈચ્છા શક્તિ વડે તે પરિણામ ઉપજાવવા માટે પ્હેલેથી ધારણા કરીને ઇચ્છાત્મક કાર્યો કરી શકીએ છીએ અર્થાત્ જેવી રીતે ઇન્દ્રિયો વડે મળતા સસ્કારોના અનુભવ સિવાય વિચારો થઇ શકતા નથી તેવી જ રીતે પ્રેરણાત્મક કાર્યોના અનુભવ સિવાય ઇચ્છાત્મક કાર્યો થઇ શકતા નથી એક વખત કોઇ પ્રેરણાત્મક કાર્ય થયુ હોય તો તે આપણા સ્મરણમા જડાઇ રહે છે અને પછીથી તે કાર્ય આપણે ધારીએ ત્યારે ઇચ્છા શક્તિ વડે ઉત્પન્ન થઈ શકે છે પરન્તુ તે પ્હેલા તો તે કાર્ય આપણી ઇચ્છા શક્તિની બહાર જ રહે છે. આ ઉપરથી આપણી ઇચ્છા શક્તિના મુખ્ય નિયમ તરીકે એમ નક્કી

કરી શકીએ કે આપણા જીવનની પ્રથમ આવશ્યક શરત એ છે કે પ્રેરણારૂપે ઇચ્છા સહિત ઉત્પન્ન થતી જુદી જુદી ગતિઓના અનુભવો ( ચારો રૂપે સ્મરણમાં જડાઇ રહેવા જોઇએ.

હવે સર્વે પ્રકારના ગતિઓના અનુભવોના બે પ્રકાર હોય છે; એક પ્રકાર, સ્થાનિક ગતિના અનુભવો અને બીજો પ્રકાર અસ્થાનિક ગતિના અનુભવોનો છે.

આપણા શરીરના જે કોઈ અવયવ કોઇ ચલાયમાન વસ્તુની સાથે સંનિકર્ષમા આવે અથવા શરીરના જે કોઇ ચલાયમાન અવયવ સાથે કોઇ વસ્તુ સંનિકર્ષમાં આવે તે જ અવયવમાથી સ્નાયુ પ્રસક્ષો વડે જ્યારે ગતિનો અનુભવ થાય ત્યારે ત્હેને સ્થાનિક ગતિ કહી શકાય. કારણ કે શરીરના જે સ્થાનમા ગતિ ઉત્પન્ન થાય છે તેજ સ્થાન ગતિનુ ભાન પણ કરાવે છે. જેમકે આપણે કોઇ વસ્તુ ઉપર હાથ ફેરવીએ અથવા કોઇ હાલતી વસ્તુ ઉપર હાથ ફેરવીએ અથવા કોઇ હાલતી વસ્તુ ઉપર હાથ રાખીએ તો હાથમાથી ઉત્પન્ન થતા પ્રસક્ષો વડે જ ગતિનું ભાન થાય છે. પરન્તુ જ્યારે શરીરના એક ભાગમા ગતિ થતી હોય અને ત્હેની અસર કોઇ બીજા ભાગ ઉપર થઇ તે બીજા ભાગ વડે ગતિનો અનુભવ મળતો હોય અથવા તો ચલાયમાન વસ્તુને જોવાથી અથવા સાભળવાથી ગતિનું ભાન થતું હોય ત્યારે તે ગતિને અસ્થાનિક ગતિ કહી શકાય કારણ કે ગતિનું પોતાનું સ્થાન અને જે ઇન્દ્રિય સ્થાન વડે ત્હેનો અનુભવ મળતો હોય તે બન્ને જુદા હોય છે જેમકે કોઇ હાલતી વસ્તુને જોવાથી અથવા કોઈ ગતિમાન્ વસ્તુના અવાજને સાભળવાથી ગતિનો જે અનુભવ થાય ત્હેને ગતિનો પરસ્થાનિક અનુભવ કહી શકાય હવે બન્ને પ્રકારના અનુભવોમા પ્હેલા પ્રકારના અનુભવ વડે આપણા શરીરના કોઇ ભાગ ઉપર પ્રેરેલી ગતિનું ભાન થાય છે. આપણે આંખો બન્ધ કરીને પડી રહીએ અને કોઇ માણસ આપણા હાથ અથવા પગ ઉપાડીને અમુક સ્થિતિમા મૂકે તો તે સ્થિતિ કઈ છે

હેનું આપણને તરત ભાન થાય છે. અને બીજા હાથ કે પગને આપણે તેજ સ્થિતિમાં આંખો ઉઘાડયા શિવાય મુકી શકીએ છીએ, તેવી જ રીતે આપણે જો અંધારામાં ઉંઘમાંથી એકદમ જાગૃત થઇએ તો આપણા શરીરના ભાગો કઇ સ્થિતિમા છે તે આપણે જોયા વિના જાણી શકીએ છીએ. કારણ કે તેમાં સ્થાનિક ગતિનો સ્નાયુ પ્રત્યક્ષો વડે અનુભવ થાય છે. આમ હોવાથી પક્ષાઘાત-કે કોઇ બીજા કારણ સર કોઈ અવયવોના જ્ઞાન તન્તુઓ જુદા પડી ગયાં હોય તો તે અવયવો વડે સ્થાનિક ગતિનો અનુભવ મેળવવાની શક્તિ નષ્ટ થાય છે. એક છોકરો કે જેની જમણી આખ અને ડાબા કાન સિવાય બધાં અંગો જુદાં પડી ગયા હતા હેના વિષે લખતાં પ્રો. સ્ટ્રમ્પેલ જણાવે છે કે " તે દરદીના શરીરના અન્તિમ સ્થાનો ઉપર ગમે તેટલી ગતિ મ્હારથી પહોચાડીએ પણ હેને કંઈ ખબર પડતી નહીં. ફક્ત જ્યારે સાધાઓ અને ખાસ કરીને ઘુંટણના સાધાઓ જોરથી મ્હોળા કર્યા હોય ત્યારે હેને માત્ર ખેંચાણની થોડી લાગણી ઉત્પન્ન થતી પરન્તુ તે કયા ભાગમા થાય છે હેની હેને કોઇક જ વખત ખબર પડતી. ઘણી વખત હેની આખો ઉપર પાટા બાધીને હેને ઓરડામાં ફેરવી મેજ ઉપર સુવાડેલો તથા હેના હાથપગોને વિચિત્ર અને ઘણી અગવડ-વાળી સ્થિતિમા મુકયા હતા પરન્તુ હેને કોઇ સ્થિતિનો શક પણ પડતો નહતો અને જ્યારે પાટો છોડી દેતા ત્યારે પોતાની સ્થિતિ જોઇ હેને અસન્ત આશ્ચર્ય થતું. હેને જ્યારે ઉંધો લટકાવતા ત્યારે તે ફેર આવવાનું કહેતો હતો પરન્તુ હેના કારણની એને ખબર પડતી નહીં. પાછળથી જ્યારે હેના અવયવોને ગોઠવતા કંઇ અવાજો થતા તે ઉપરથી હેને જણાતુ કે હેના શરીર ઉપર કંઇ થાય છે. સ્નાયુઓના થાકનું ભાન હેને હતુ હમણાં હેની આંખો બંધ કરીને જો હેને હાથ ઉંચો કરવાનું અને એમને એમ રાખવાનું કહ્યુ હોય તો તે કંઇ પણ હરકત વિના રાખી શકતો. એક બે મીનીટ પછી હાથ ધ્રુજવા માંડતો અને હેને ખબર પડયા વિના

હેઠળ પડી જતો અને હજી હાથ ઉંચા રાખી મુકવાને તે શક્તિમાન છે એમ જણાવતો. હેના હાથની આંગળીઓને સ્થિર પકડી રાખી હોય તો હેને ખબર પડતી નહિ અને તેમ છતાં તે એમ ધારતો કે તે હથેલીને ઉઘાડવાસ કરી શકે છે.

આ પ્રમાણે ગતિના અનુભવો બે પ્રકારના હોય છે. અને જ્યારે જ્યારે આપણે કંઇ ગતિ વ્યાપાર કરવાનો હોય ત્યારે આ બેમાથી જે પ્રકારની તે ગતિ થવાની હોય હેનો વિચાર મનમાં પ્હેલેથી ઉત્પન્ન થવો જોઇએ. અર્થાત્ ગતિ વ્યાપારના પરિણામનો વિચાર પ્હેલેથી મનમાં હોવો જોઇએ. હવે ગતિના પરિણામની કલ્પના સંવાદક તન્તુઓના વ્યાપાર વડે પણ થાય છે અને તેથી એમ કહી શકાય કે દરેક ગતિવ્યાપાર થતા પ્હેલા સ્નાયુઓમાંથી સંવાદક તન્તુઓ માર્ગે મગજમા આવતા પ્રવાહોથી ઉત્પન્ન થવો જોઇએ. હવે આપણે ઉપર જોઇ ગયા છીએ કે જ્યારે જ્યારે આપણે ગતિ ઉત્પન્ન કરવી હોય ત્યારે કોઇ પણ સ્નાયુઓનું આકુંચન થવુ જોઇએ. જેમકે આપણે ચાલવું હોય ત્યારે પગના સ્નાયુઓનું આકુંચન થાય છે; હાથવની કોઇ વસ્તુ પકડવી હોય તો હાથના સ્નાયુઓનું આકુંચન થાય છે, માથું એક બાજુએથી બીજી બાજુ ફેરવવું હોય તો ગળા તથા માથા સ્નાયુઓનું આકુંચન થાય છે વિગેરે. હવે કેટલાએક શારીરિકશાસ્ત્રીઓનું માનવું એમ છે કે દરેક ગતિ વ્યાપારમાં ઉપર જણાવેલા બે પ્રકારના વિચારો ઉપરાન્ત સ્નાયુઓનું આકુંચન ઉત્પન્ન થવા માટે જે તન્તુ વ્યાપાર મગજમાંથી ઉત્પન્ન થઈ ઉદ્વાહક તન્તુઓ માર્ગે સ્નાયુઓ તરફ જાય છે તે તન્તુ વ્યાપાર અમુક ગતિ માટે કેટલો જોઇશે હેનો વિચાર પણ પ્હેલેથી થવાની જરર છે. અર્થાત્ પ્રત્યેક ગતિ વ્યાપાર માટે મગજમાં આવતા તેમજ મગજમાંથી જતા એટલે કે સંવાદક તન્તુ વ્યાપારો તેમજ ઉદ્વાહક તન્તુ વ્યાપારો થવાની જરર છે. તાત્પર્ય એ છે કે જેમ સ્નાયુઓમાથી સંવાદક તન્તુઓ માર્ગે

મગજમાં આવતા પ્રવાહોવડે સ્નાયુ પ્રત્યક્ષો તથા ત્હેમની કલ્પનાઓ ઉત્પન્ન થાય છે તેમ મગજમાંથી ઉદ્વાહક તન્તુઓ માર્ગે સ્નાયુઓમાં જઈને આકુંચન ઉત્પન્ન કરનારા પ્રવાહો. પણ એક જાતનું પ્રત્યક્ષ મનમાં ઉત્પન્ન કરે છે અને દરેક ગતિ વ્યાપાર થતાં પ્હેલા આવા પ્રત્યક્ષની કલ્પના મનમાં થાય છે તથા આ કલ્પનાવડે અમુક ગતિ કેટલી બળવાન્ છે અને ત્હેને ઉપજાવવામાં કેટલો પ્રયત્ન રહેલો છે ત્હેનું ભાન થાય છે એમ માનવામાં આવે છે હવે મગજમાંથી સ્નાયુઓમાં જતા ઉદ્વાહક તન્તુ પ્રવાહો થવાની સાથે આવા કંઇ માનસિક વ્યાપારનું ભાન થાય છે કે નહિ તે વિષે શારીરિકશાસ્ત્રીઓમાં ઘણો મતભેદ છે અને ઘણાઓનું માનવું એમ છે કે એ વ્યાપાર માત્ર તન્તુ વ્યાપાર જ છે અને તે ઉત્પન્ન થતી વખતે માનસિક પ્રદેશમાં ત્હેનું કંઇ પણ ભાન થતું નથી ગતિ ઉપજાવવાના વ્યાપારમાં સ્નાયુઓમાંથી મગજમાં આવતા સંવાહક તન્તુ પ્રવાહોવડે જે પ્રત્યક્ષો તથા ત્હેમની કલ્પનાઓ થાય તેજ હોય છે અને અમુક ગતિ કેટલી બળવાન્ થશે અને ત્હેને કરવામાં પ્રયત્ન કેટલો જોઇશે ત્હેનો વિચાર આ સંવાહક તન્તુ વ્યાપારે ઉત્પન્ન થતા પ્રત્યક્ષોની કલ્પના કર્યાથી જણાય છે જેમકે કોઈ વસ્તુને ઉપાડવાની ગતિ કરવામાં કેટલો પ્રયત્ન કરવો પડશે ત્હેનો વિચાર તે વસ્તુને ઉપાડવાથી કેટલો ભાર જણાશે અર્થાત્ હાથના સ્નાયુઓમાંથી મગજમાં જતા તન્તુ પ્રવાહવડે કેવું સ્નાયુ પ્રત્યક્ષ ઉત્પન્ન થશે ત્હેની કલ્પના કરવાથી થાય છે કોઇ પણ ઇચ્છાત્મક ગતિ વ્યાપાર શરૂ કરતી વખતે આપણે આપણા મનનું અન્તર્નિરીક્ષણ કરીશું તો જણાશે કે ગતિ વ્યાપાર પુરો થયા પછી કેવો જણાશે ત્હેની કલ્પના મનમાં હોય છે અને આવી કલ્પના સિવાય બીજો કોઇ મનોવ્યાપાર જેમકે મગજમાંથી સ્નાયુઓમાં જતા ઉદ્વાહક તન્તુ પ્રવાહની લાગણી એટલે કે ઇચ્છાવડે સ્નાયુઓમાં અમુક બળ પ્રેરવાની લાગણી જણાતી નથી. ધારો કે આપણે અમુક સ્થળે જવું

હોય તો તે કાર્ય કરવાની પ્હેલાં તરત જે કંઈ વિચાર આપણા મનમા હોય છે તે તે સ્થલ તથા આપણે ત્યા પહોચવું ત્હેની કલ્પના જ હોય છે આવી કલ્પના અને ગતિ વ્યાપાર અર્થાત્ કાર્ય તે બે વચ્ચે કંઇપણ બીજો મનોવ્યાપાર જણાતો નથી અત્રે એટલુ જાણવાની જરૂર છે કે ખરેખર ઈચ્છાત્મક વ્યાપારો કે જ્હેમા અમુક કાર્ય કરવુ કે બીજુ એવી પસંદગી કરવાની હોય તો તે જે કાર્ય કરવાનો અન્તે નિશ્ચય કર્યો હોય તે કરવુ એવી અન્તરાજ્ઞારૂપી મનોવ્યાપાર કલ્પના અને કાર્ય વચ્ચે હોય છે આવી અન્તરાજ્ઞાનું સ્વરૂપ આપણે આગળ જોઈશુ પરન્તુ અહીં આપણે ત્હેની અવગણના કરી શકીશુ કારણ કે તે અન્તરાજ્ઞા સર્વે ઇચ્છાત્મક કાર્યોમા સમાનરૂપ અને સરખી રીતે હોય છે અને તેથી ત્હેના વડે ઉદ્‌વાહક તન્તુનું ભાન થતું નથી કારણ કે આ પ્રકાર સર્વે કાર્યોમા સમાન નથી પરન્તુ દરેક કાર્યનો વિશિષ્ટ ગુણ છે આ સર્વે હકીકત ઉપરથી જણાશે કે ઇચ્છાત્મક કાર્યો થતી વખતે આપણા મનમા જે કંઇ જણાય છે તે કાર્યોના ઇન્દ્રિય ગ્રાહ્ય પરિણામોની કલ્પના તથા જે કાર્યો વિષે મનમા વિગ્રહ હોય તેમાથી અમુક કાર્ય કરવાની અન્તરાજ્ઞા તે બેજ છે

આવી રીતે દરેક ઇચ્છાત્મક કાર્ય થવા પ્હેલા તરત આપણા મનમા જે કલ્પના વ્યાપાર હોય છે ત્હેને કાર્યોત્પત્તિક વ્યાપાર ચિહ્ન કહીશુ આપણે ઉપર જોઇ ગયા છીએ કે ગતિ બે પ્રકારની હોય છે અને તે બન્ને પ્રકારોની કલ્પનાને આપણે સ્થાનિક ગતિની કલ્પના અને અસ્થાનિક ગતિની કલ્પના કહીશુ હવે પ્રશ્ન થાય છે કે સ્થાનિક ગતિની કલ્પના જ કાર્યોત્પત્તિક વ્યાપાર હોય છે કે અસ્થાનિક ગતિની કલ્પના પણ કાર્યોત્પત્તિનો વ્યાપાર થઇ શકે? અર્થાત્ કોઇ કાર્યની આપણા શરીરના સન્નિકર્ષમા આવીને થતી કંઈ અસરની કલ્પના કર્યાથીજ તે કાર્ય ઉત્પન્ન થાય છે કે શરીરના સન્નિકર્ષમા આવ્યા વિના ત્હેની જેવી સાંભળેલી વિગેરેની અસર

કલ્પના પણ કાર્યને ઉત્પન્ન કરી શકે છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે બન્ને પ્રકારની કલ્પનાઓ વડે કાર્ય ઉત્પન્ન થઈ શકે છે. કોઇ કાર્ય પ્રથમ શીખતી વખતે સ્થાનિક ગતિની કલ્પના કર્યાથીજ તે થાય છે પરન્તુ જેમ જેમ તે કાર્ય કરવાનો અભ્યાસ પડતો જાય છે, તેમ તેમ સ્થાનિક ગતિની કલ્પનાઓ મનમાંથી ઓછી થતી જાય છે અને અસ્થાનિક ગતિની કલ્પનાઓ હેમનું સ્થાન લઇ કાર્યને ઉત્પન્ન કરી શકે છે; કારણ કે જે વસ્તુમાં આપણને કંઈ રસ અથવા પ્રયોજન હોય છે તે વસ્તુ મનમાં ટકે છે અને બીજી વસ્તુઓ મનમાંથી નીકળી જાય છે. સાધારણ રીતે કાર્ય કરવામાં હેની સ્થાનિક અસર એટલે કે આપણા શરીરના કોઇ અવયવ ઉપર થતો ગતિ વ્યાપાર ઓછો રસિક અને પ્રયોજનવાળો હોય છે. આપણને જે જરૂરનું છે તે કાર્યનું અન્તિમ પરિણામ હોય છે. આ પરિણામ જોયા, સાંભળ્યા, સુંઘ્યા વિગેરે ઇન્દ્રિય વ્યાપારોથી એટલે કે અસ્થાનિક ગતિ વ્યાપારોથી જણાય છે અને તેથી હેમની કલ્પના વધારે પ્રયોજન ધરાવતી હોઇ મનમાં વધારે થાય છે. બાળક જ્યારે પ્હેલાં ચાલતાં શીખે છે ત્યારે હેના મનમાં પગ ઉપાડીને મુકવાની સ્થાનિક ગતિની કલ્પનાઓ હોય છે. અર્થાત્ પગ ઉપાડતાં જે સ્નાયુ પ્રત્યક્ષો મળે તે પ્રત્યક્ષોની કલ્પના ગતિને ઉત્પન્ન કરે છે. પરન્તુ ચાલતા બરોબર આવડયા પછી જ્યારે જ્યારે ચાલવાનું હોય છે ત્યારે ચાલતી વખતે કયા સ્નાયુ પ્રત્યક્ષો મળશે હેની કલ્પના કાર્યમાં હોતી નથી પરન્તુ જે પ્રયોજન માટે આપણે ચાલતા હોઇએ તે પ્રયોજન એટલે ચાલવાના પરિણામનો વિચાર આપણા મનમાં હોય છે. જેમકે કોઇ યુવક નિશાળે જતો હોય તો ચાલવાનો ગતિ વ્યાપાર શરૂ કરતી વખતે તેના મનમાં ચાલતાં ચાલતાં આ સ્નાયુ પ્રત્યક્ષો મળશે હેની કલ્પના હોતી નથી પરન્તુ હેનું નિશાળે જઇ પ્હોંચવું એવી અસ્થાનિક ગતિનો અથવા દૂરનો વિચાર હોય છે. ચાલવાનું શરૂ કરતી વખત નિશાળે જવું છે એવી મનમાં

અંતરાગ્રહ હોય છે અને પોતે ચાલવાની ક્રિયા યાન્ત્રિક રીતે માનસિક પ્રયત્ન વિના થયા કરે છે. જે જે ઇચ્છાત્મક કાર્યોમાં અમુક એવો મનમા વિગ્રહ નથી હોતો તે સર્વેમા આ પ્રમાણે થાય છે. આવા કાર્યોમા જે કંઈ અંતરાગ્રહ રહેલો છે તે કાર્ય શરૂ કરતી વખતે જ તે કાર્ય કરવું એવો હોય છે. 'કોઇ માણસને કપડાં બદલવાં' એવો વિચાર આવે કે તરત પછીથી ઇચ્છાના પ્રયત્ન વિના પોતાની ટેવ પ્રમાણે એક પછી એક કપડાં ઉતારે છે. ઘણી વખત આપણને 'હેઠળ જવું' એવો વિચાર અર્થાત્ અન્તરાગ્રહ થાય છે કે તરત આપણે હેઠળ ઉતરી જઇએ છીએ અને ફક્ત પરિણામના વિચારથી પ્રેરાયેલું તે કાર્ય એવી યાન્ત્રિક રીતે થાય છે કે ઉતર્યા પછી આપણે હેઠળ આવ્યા છીએ એવું ચોક્કસ ભાન થાય છે. એટલુંજ નહીં પણ કોઇ ગુંચવાડાભરેલો અથવા મુશ્કેલ ગતિ વ્યાપાર કરવામા તે વ્યાપારની સ્થાનિક કલ્પનાઓ એટલે કે તે ગતિથી આપણા શરીર ઉપર કેવી લાગણીઓ થશે એવા વિચારો મનમા રાખ્યાથી તે કાર્ય સધાતું નથી. એક પાતળી લાકડી ઉપર ઉંચે અદ્ધર ચાલવુ હોય તો જેમ આપણા પગ ત્હેના ઉપર કેવી રીતે પડે છે ત્હેનો વિચાર ઓછો કરીએ તેમ વધારે સારી રીતે ચાલી શકાય છે કોઇ વસ્તુ ઝીલવી હોય તે ઝીલતી વખતે હાથને તે કેવી લાગશે ત્હેનો વિચાર કર્યા કરતા આપણી આંખો એના ઉપર બરોબર ચોટી હોય તો ત્હેને ઝીલવાનો વધારે સંભવ રહે છે. તેમજ કોઇ વસ્તુ હાથમા ઝીલીને અમુક નિશાની ઉપર ફેંકવી હોય તો તે નિશાના ઉપર આંખ સ્થિર રાખ્યાથી તે કાર્ય પાર પડશે પરન્તુ ફેંકતા પ્હેલા હાથની સ્થિતિ ઉપર વિચાર કરવા રહીએ તો નિશાન ચુકી જવાનો સંભવ રહે છે.

ઉપરની સર્વે હકીકત ઉપરથી કાર્યની પૂર્વે થતો વિચાર કેવા પ્રકારનો હોય છે તે સ્પષ્ટ રીતે સ્હમજાશે. આ વિચાર કાર્યમાં સ્થાનિક અથવા અસ્થાનિક પરિણામો અને ઘણી વખત અસ્થાનિક

એટલે દૂરનો પરિણામોનો જ હોય છે. આપણે જોયું કે આવા વિચારોવડે આપણું કાર્ય શું થશે તે નક્કી થાય છે પરન્તુ માત્ર આવા વિચારોથી જ કાર્યો ઉત્પન્ન થાય કે નહી તે હવે આપણે જોવાનું છે અર્થાત્ પ્રશ્ન એ છે કે કોઇ કાર્યના ઇન્દ્રિય ગ્રાહ્ય પરિણામોની માત્ર કલ્પના કર્યાથી કાર્ય પોતાની મેળે ઉત્પન્ન થઇ શકે કે આવી કલ્પના ઉપરાંત કાર્ય ઉત્પન્ન થવાં પ્હેલા 'આ કાર્ય કરવું' એવી અન્તરાજ્ઞા અથવા ઇચ્છાત્મક નિશ્ચયની જરૂર છે? આ પ્રશ્નનો ઉત્તર આપણે ઉપર જોઇ ગયા તેમ એ છે કે કેટલીએક વખત કાર્ય ઉત્પન્ન થવાને માત્ર આવી કલ્પનાજ બસ છે અને કેટલીએક વખત અન્તરાજ્ઞાની જરૂર હોય છે. અહીં વધારે જણાવવાનું એ છે કે અન્તરાજ્ઞા વિનાના માત્ર વિચારથી પ્રેરાતાં કાર્યોનો પ્રકાર આપણા ચેતનનું મૂળ, સાદું અને પ્રાથમિક સ્વરૂપ છે. અન્તરાજ્ઞાવાળા કાર્યો કે જ્હેને ખરેખરી રીતે ઇચ્છાત્મક કાર્યો કહી શકાય તે કાર્યો વધારે ગુંફિત અને પાછળથી વિકાસ પામેલાં હોય છે. પ્રથમ આપણે પ્હેલા પ્રકારનાં કાર્યો કે જ્હેને વિચારાત્મક કાર્યો કહીશું ત્હેમનું વિવેચન કરીશુ અને પછી અન્તરાજ્ઞાવાળા અર્થાત્ નિશ્ચયાત્મક કાર્યોનું સ્વરૂપ જોઇશું.

જે કાર્યનો વિચાર જ તે કાર્યને તરત તથા મનમાં કંઇ આનાકાની વિના ઉત્પન્ન કરે ત્હેને વિચારાત્મક કાર્યો કહી શકાય. આ કાર્યોમાં વિચાર અને કાર્ય એ બે વચ્ચે બીજો કંઇ મનોવ્યાપાર હોતો નથી. આપણા જીવનનાં ઘણાખરાં કાર્યો આવી રીતે થાય છે. કોઇની સાથે વાત કરતે કરતે આપણા કોટ ઉપર ધૂળ ચોંટેલી જણાય અને વાતને બંધ કર્યા શિવાય ધૂળને ખંખેરી નાખીએ અથવા માથે ખણુજ આવતી હોયને ખણીએ અથવા મ્હોં ઉપર માખી બેઠેલી જણાય ને ત્હેને ઉરાડીએ વિગેરે કાર્યોને વિચારાત્મક કાર્યો કહી શકાય. અહીં આપણે મન વડે કંઇ પણ ખાસ નિશ્ચય કરતા નથી પરન્તુ વિચાર આવ્યો કે યાન્ત્રિક રીતે

કાર્ય થાય છે. તેવીજ રીતે આપણે કંઇ વાચતા હોઇએ તથા ન્હાનો પ્યાલો પાસે પડ્યો હોય અને વાચને વાચને થોડા થોડા વખતને અન્તરે ન્હા પીતા જઇએ તે કાર્ય પણ માત્ર ન્હા પીવાના વિચારથી જ ઉત્પન્ન થાય છે. હારમોનિયમ વગાડતા હોઇએ તો એક પછી એક કળ દાબવાના માત્ર વિચારવડે જ આગળીઓ ફરે છે અને અભ્યાસ પડયા પછી તો આપણે ટેવના પ્રકરણમા જોયું તેમ વિચાર વિના પણ યાન્ત્રિક રીતે આગળીઓ ફરી વળે છે. આપણું ચાલવું, બેસવું, ઉઠવુ, હરવું, ફરવુ વિગેરે રોજના અનેક કાર્યો આની રીતે થાય છે.

હવે આ સર્વે કાર્યોનું મુખ્ય સ્વરૂપ અને માત્ર વિચારથી જ ઉત્પન્ન થતા હોવાનું કારણ એ છે કે તે કાર્યો કરતી વખતે મનમા ત્હેમનું પ્રતિબન્ધન કરનાર કંઇ પણ વિચાર હોતો નથી. કાંતો મનમા ત્હેમના વિચાર શિવાય બીજા કોઇ વિચારો હોતાજ નથી અથવા તો જે વિચાર હોય છે તે તે વિચારોના પ્રતિબન્ધક હોતા નથી જ્યારે આવા પ્રતિબન્ધક વિચારો કાર્યના વિચાર સાથે હોય છે ત્યારે મનમા વિચારોનો વિગ્રહ શરૂ થાય છે એક સામાન્ય ઉદાહરણ તરીકે, શિયાળાની ઠંડી સ્હવારે વ્હેલા ઉઠવાની મુશ્કેલી દરેક પુરૂષ સ્હમજે છે. અહીં ટાઢના વિચાર ઉઠવાના વિચારનુ પ્રતિબન્ધન કરે છે. ઘણા વાચકોના અનુભવમા હશે કે આ વિગ્રહને લીધે એકાદ કલાક સુધી પણ પડી રહેવાય છે. આપણે જાણીએ છીએ કે ઉઠવામા મોડું થશે અને તેથી કંઇ કામ કરવાનું હોય તે રહી જશે તથા એમ પણ વિચાર આવે છે કે નહી હવે તો ઉઠવુંજ જોઇએ છતા પથારીમા પડી રહેવું એટલુ સારૂ લાગે છે અને બ્હારની ટાઢ ખમવાનો વિચાર એટલો નાપસંદ લાગે છે કે મન કંઇ ચોક્કસ નિશ્ચય ઉપર આવી શકતું નથી તથા કોઈ વખત ઉઠવાની અણી ઉપર પણ હોઇએ અને મન પાછું હઠે છે. આવી સ્થિતિ કેટલાએક વખત ચાલ્યા પછી અન્તે જ્યારે ઉઠવાનો વિચાર બળવાન્ થાય છે અથવા તો બીજા

વિચારોમાં પડી જઇએ અને કોઇ અગત્યનું કામ કરવાનો વિચાર એકાએક મનમાં આવે ત્યારે આપણે એકદમ ઉઠીને ઉભા થઇએ છીએ. આવી રીતે જ્યારે તે વિચારના અન્તરાયરૂપ બીજો વિચાર મનમાં હોતો નથી અથવા તો બીજા વિરોધી વિચારો કરતા તે વધારે બળવાન હોય છે ત્યાં સુધી મન ઘોળાયા કરે છે પરન્તુ જેવો આ કાર્ય બાધક વિચાર નબળો પડે છે કે તરત ઉઠી જઇએ છીએ.

આ ઉદાહરણ ઉપરથી સર્વે ઇચ્છાત્મક કાર્યોની ઉત્પત્તિ સ્હમજી શકાશે. આપણા ઘણા વિચારોનું કાર્યમાં પરિણામ આવતું નથી, ત્હેનું કારણ એજ છે કે તે ક્ષણે ત્હેમના બાધક વિચારો પણ મનમાં હોય છે. અને આ પ્રબળ વિચારોના વિરોધથીજ ત્હેમની કાર્ય સાધક શક્તિ નિર્બળ થઈ જાય છે. પરન્તુ એટલું યાદ રાખવાની જરૂર છે કે જો કે આવી સ્થિતિમાં કાર્ય થતુ નથી પરન્તુ કાર્ય થવાનું વલણ તો રહ્યા કરે છે જ. અર્થાત્ કોઈ ગતિ અથવા કાર્યનો દરેક વિચાર તે ગતિ અથવા કાર્યને ઉત્પન્ન કરવાનું વલણ ધરાવે છે. બીજાં વિરોધી કારણોને લીધે તે ખુલ્લી રીતે ઉત્પન્ન ન થાય તે જુદી વાત છે પરન્તુ આ વલણ તો હમેશા હોય છે જ. ઘણી વખત કોઇ કાર્ય જોવામા અથવા ત્હેના વિચારમા આપણે તલ્લીન થઇ ગયા હોઇએ છીએ એટલે કે ત્હેના બાધક વિચારો મનમા ન હોય તો તે કાર્યમાં થતી ચેષ્ટાઓ આપણાથી થઇ જાય છે. જેમકે કોઈ માણસ દડો ફેંકતો હોય અને ત્હેના હાથની ગતિ ઉપર ખાસ ધ્યાન આપીએ તો આપણા હાથના સ્નાયુઓમા રહેલા તન્તુઓ પણ ઉત્તેજીત થઇ જાય છે અને કોઇ કોઇ વખત હાથ પણ જેમ દડો ફેંકવામાં હાલે તેમ થોડો ઘણો હાલે છે. કોઇ દોડતા માણસની આબેહુબ કલ્પના કરીએ તો આપણુ શરીર પણ દોડવાની તૈયારીમાં હોય તેમ થઇ જાય છે. આ સર્વે ઉપરથી આપણે નીચે પ્રમાણે નિયમ બાંધી શકીએ કે કાર્યની દરેક કલ્પના થોડે ઘણે અંશે તે કાર્યને ઉત્પન્ન કરે છે અને જ્યારે આવી કલ્પનાની સાથે ત્હેનો

એક પ્રતિબન્ધક વિચાર મનમાં હોતો નથી ત્યારે પૂર્ણ અંગે તે કાર્ય ઉત્પન્ન થાય છે.]

હવે આ નિયમમા ર્‌હેલો મુખ્ય સિદ્ધાન્ત જે આખા માનસશાસ્ત્રનો એક મુખ્ય સિદ્ધાન્ત છે તે એ છે કે આપણા ચેતનનું સ્વરૂપજ કાર્યાત્મક છે. પ્રત્યેક ઇન્દ્રિય સંસ્કાર તથા વિચાર કંઈ પણ કાર્યમા પરિણામ પામવાનું વલણ ધરાવે છે. તત્વશાસ્ત્રના શબ્દોમા કહીએ તો ઇન્દ્રિય સ્થાનોમા ઉત્પન્ન થઈ સંવાહક તન્તુ માર્ગે મગજમાથી નીકળી સ્નાયુઓમા જઇ ત્હેમનું આકુંચન ઉત્પન્ન કરવાનુ વલણ ધરાવે છે. આ ઉપરથી જણાશે કે સારા કાર્યોમા પ્હેલા કાર્યનો વિચાર થાય અને પછી કાર્ય ઉત્પન્ન કરવા બીજા કંઈ મનોવ્યાપાર થાય એમ હોતુ નથી. વિચાર પોતેજ કાર્ય ઉત્પન્ન કરવાને શક્તિમાન્ હોય છે અને કાર્ય કરવા માટે અન્તરાયની જરૂર તો જ્યારે કોઇ વિરોધી અને પ્રતિબાધક વિચાર સાથે હોય ત્યારેજ પડે છે. સામાન્ય માન્યતા એવી છે કે મનનું સ્વરૂપ માત્ર વિચારાત્મકજ છે અને વિચાર ઉપરાન્ત જ્યારે ઇચ્છા શક્તિનો વ્યાપાર થાય ત્યારેજ કાર્ય ઉત્પન્ન થઇ શકે છે આ માન્યતા પ્રમાણે ઇચ્છા શક્તિ અને ક્ષેત્રો જુદા જુદા માનવામા આવે છે. પરન્તુ વસ્તુતઃ એવું છેજ નહીં વિચારશક્તિ, ભાવનાશક્તિ અને ઇચ્છાશક્તિ એ ત્રણે એકજ મનના જુદા જુદા સ્વરૂપો છે તથા ત્હેમના ક્ષેત્રો પણ એક જ હોય છે આ ભૂલભરેલી માન્યતા ઉત્પન્ન થવાનું કારણ એ છે કે આપણા ઘણા વિચારો બાહ્ય રીતે કાર્યમા પરિણામ પામતા નથી અને તેથી એમ મનાય છે કે ઇચ્છાનું બળ હોય ત્યારે જ વિચારમાથી કાર્ય પરિણામ પામે પરન્તુ ઉપર આપણે જે જોઇ ગયા ત્હેનું તાત્પર્ય એ છે કે માત્ર વિચારમાથી કાર્યનું ઉત્પન્ન થવું એ આપણા ચેતનનો નિયમ છે અને કાર્યમા પરિણામ પામ્યા વિનાના વિચારો તો અપવાદરૂપે હોય છે ગમે તે પ્રકારનો મનોવ્યાપાર હોય પરન્તુ અન્તે તે કાર્યમા પરિણામ

પામવાનું વલણ ધરાવે છે. વિચારાત્મક કાર્યો આપણા મનના સાદામા સાદાં કાર્યો છે અને ત્હેમનું સ્વરૂપ સ્હમજવા પછીજ ખરે-ખરા ઇચ્છાત્મક કાર્યોનું સ્વરૂપ સ્હમજી શકાય તેમ છે. આ વિષય બન્ધ કરતાં પ્હેલા એટલુ જાણવાની જરૂર છે કે કોઈ પણ વિચાર વડે કાર્ય થવાનું વલણ હોય તો ત્હેનો વિરોધી વિચાર મનમા રાખી ત્હેને દાબી દેવા માટે કંઇ ખાસ અન્તરાયા અર્થાત્ ઇચ્છાનો પ્રયત્ન કરવાની દરેક વખત જરૂર હોતી નથી. જેવી રીતે સાદા કાર્યોમાં માત્ર કોઇ વિચારનું અસ્તિત્વ કાર્ય માટે બસ છે તેમ ત્હેના વિરોધી વિચારનું માત્ર અસ્તિત્વ ત્હેને દાબી દેવાને બસ હોય છે. ઉદાહરણ તરીકે હાથની એક આગળી સીધી રાખીને ત્હેને જાણે વાકી વાળતા હોઇએ એમ માત્ર કલ્પના કરીશું તો તે વાકી વળવાની તૈયારીમા રહેશે પરન્તુ વળશે નહિ. કારણ કે વાસ્તવિક રીતે ત્હેનું વાકુ ન વળવું એ વિચાર પણ આપણી કલ્પનાના અંશ તરીકે મનમા હોય છે. એ વિચાર જો આપણે મનમાથી કહાડી નાખીએ અને ફરી ત્હેના વાકા વળવાનો જ વિચાર રાખીએ તો તરત કંઇપણ પ્રયત્ન વિના આગળી વાકી થઇ જશે આવી રીતે કાર્યસાધક વિચારની સાથે ત્હેનો બાધક વિચાર પણ જો મનમા બળવાન્ હોય તો કાર્યને દાબી દેવામા કંઇ પ્રયત્ન કરવો પડતો નથી. તેમજ જ્યારે બાધક વિચાર નિર્બળ થઈ જાય અથવા મનમાથી નીકળી જાય, ત્યારે કંઇ પ્રયત્ન વિના કાર્ય પોતાની મેળે જ થાય છે. બીજી એક વસ્તુ એ યાદ રાખવાની છે કે જહેને આપણે ઉપર ગતિ અથવા કાર્ય કહી ગયા છીએ તે માત્ર બ્હારની વસ્તુઓ ઉપર થતી ગતિ અથવા કાર્યો નથી પરન્તુ આપણા શરીરમા તથા શરીર ઉપર થતા ફેરફારોનો પણ કાર્યોમા સમાવેશ થાય છે. કારણ કે તન્તુશાસ્ત્રની દૃષ્ટિએ જોતા સ્નાયુઓના આકુંચનો એ સર્વ કાર્યો છે. આવી રીતે જેમ ચાલવું, દડો ફેંકવો, ગાડી હાકવી, વિગેરે કાર્યો છે તેમ ભવા ચડાવવા, નસકોરા ફુલાવવા, શ્વાસ કહાડવો, આખો હલાવવી વિગેરે પણ કાર્યો છે.

હવે આપણે આપણા ઐચ્છિક જીવનના ઉચ્ચ પ્રકારના કાર્યો કે જ્હેમા અન્તરાત્મા તથા નિશ્ચય કરવાની જરૂર હોય છે ત્હેમનું સ્વરૂપ જોઈશુ. આવાં કાર્યોમા આપણે ઉપર જોઈ ગયા તેમ એકી વખતે પરસ્પર બાધક વિચારો મનમા હોય છે અમુક કાર્ય કરવાની ઇચ્છા હોય તો કેટલાએક વિચારો તે કાર્ય કરવા તરફ હોય છે અને કેટલાએક તેથી વિરૂદ્ધ હોય છે આ સ્થિતિમા શુ કરવુ તે વિષે મન વિચારમા પડી જાય છે અને અન્તે જે બાજુ તરફ ઇચ્છાનું બળ વધારે હોય છે તે કાર્ય કરવાની અન્તરાત્મા અર્થાત નિશ્ચય થાય છે. જેમ કોઇ કાર્ય વધારે ગુચવાડા ભરેલું હોય છે એટલે કે ત્હેના સાધક તથા બાધક વિચારો અનેક હોય છે તેમ મનમા વિચાર વધારે આવે છે અને નિશ્ચય ઉપર આવતા વાર લાગે છે ઘડીઆળના લોલકની માફક મન આમતેમ ઝોકા ખાય છે અને છેવટે જ્યારે કંઈપણ નિશ્ચય ઉપર આવે છે ત્યારે શાન્તિ મળે છે. હવે આવી રીતે નિશ્ચય ઉપર આવવાના અનેક પ્રકારો છે આમાના મુખ્ય પાચ પ્રકારો છે જે આપણે હવે જોઇશુ

આમાના પ્રથમ પ્રકારના નિશ્ચયને બુદ્ધિપૂર્વક નિશ્ચયનુ નામ આપી શકાય છે આ પ્રકારમા અમુક કાર્ય વિષે નિશ્ચય થતા પ્હેલા ત્હેની તરફની તેમજ ત્હેની વિરૂદ્ધ દલીલો વિષે મનમા પૂર્ણ વિચાર થાય છે અને અન્તે જે બાજુ તરફ દલીલનું પ્રમાણ વધારે હોય તે તરફ મન પોતાની મેળે વળે છે જ્યા સુધી આવા નિશ્ચય ઉપર મન આવતું નથી, ત્યા સુધી તે વિષય મનમા ઘોળાયા કરે છે ત્હેને લગતા વિચારોની તુલના મનમા થાય છે અને કાર્ય થતુ નથી. જ્યારે આસપાસની સઘળી બાબતોનો વિચાર કરી અમુક કાર્ય કરવુ જોઇએ એવો બુદ્ધિપૂર્વક સકલ્પ થાય છે ત્યારે જ કાર્ય થાય છે. આ પ્રકારના નિશ્ચયમા કોઈ કાર્ય કરવાને આપણી પોતાની ઇચ્છા ગૌણરૂપે હોય છે અને કાર્ય કરવાના સબળ કારણોની પ્રતીતિ વડે જ મનમા નિશ્ચય થાય છે અર્થાત આપણી કાર્યોત્પાદક

શક્તિને બુદ્ધિના નિયન્ત્રણમાં રાખીએ છીએ અને આપણી વૃત્તિ ગમે તે તરફ હોય પરન્તુ બુદ્ધિને જે ખરૂં લાગે તે તરફ જ મનનો સંકલ્પ થાય છે. આવી રીતે બુદ્ધિપૂર્વક નિશ્ચયનું મુખ્ય લક્ષણ એ છે કે અમુક બાબત વિષે સઘળો વિચાર કર્યા પછી જે તરફ વધારે બુદ્ધિનું પ્રમાણ હોય ત્હેનો નિશ્ચય થાય છે.

બીજા અને ત્રીજા પ્રકારના નિશ્ચયમાં કોઇ બાબત વિષે પુરેપુરો વિચાર થયા પ્હેલા મન નિશ્ચય ઉપર આવી જાય છે. ઘણી વખત એમ બને છે કે કોઈ બાબત વિષે બે જુદા રસ્તાઓ હોય અને તે બેમાથી અમુક એક સ્વીકારવા વિષે મનમા કંઇપણ સબળ કારણ જણાતુ ન હોય. બન્ને રસ્તાઓ સરખી રીતે સારા કે સરખી રીતે ખરાબ જણાતા હોય અને બેમાથી કયો સ્વીકારવો ત્હેનો મનમા નિશ્ચય થઇ શકતો નહી હોય આવી અનિશ્ચય અને સંદેહની સ્થિતિમા મન જ્યારે લાંબો વખત રહે છે ત્યારે આપણે કંટાળી જઇએ છીએ અને કંઇપણ નિશ્ચય ઉપર ન આવવા કરતા ગમે તો ખોટા રસ્તાના નિશ્ચય ઉપર પણ આવવુ વધારે સારૂ છે એમ જણાય છે.

આ પ્રમાણે જ્યારે મનનું આન્દોલન હોય છે ત્યારે કોઇ આકસ્મિક વસ્તુ અથવા બનાવવડે મન બેમાથી એક રસ્તા તરફ આપણા મનનું વલણ ઢળે છે અને તે તરફ આપણો નિશ્ચય બધાય છે. બીજા પ્રકારના નિશ્ચયમા જે આકસ્મિક વસ્તુવડે આપણો નિશ્ચય બંધાઇ જાય છે તે વસ્તુ આપણા મનની નહિ પરન્તુ બાહ્ય હોય છે એટલે કે કંઇ બહારના બનાવ વડે આપણું મન બેમાથી એક રસ્તા તરફ આકસ્મિક રીતે દોરાય છે. અને બીજા પ્રકારમા નિશ્ચય જો કે બીજા પ્રકારની માફક આકસ્મિક રીતે જ થાય છે પરન્તુ તે નિશ્ચય કેવળ બ્હારના કોઇ બનાવ ઉપરથી થતો નથી પરન્તુ આપણા મનમાથી જ ઉત્પન્ન થાય છે. બેમાથી કયો રસ્તો લેવો એ વિષે મન જ્યારે અત્યંત સંદેહ અને ગુંચવાડાની સ્થિતિમા આવે છે ત્યારે અન્તે ઘણી વખત આપણુ મન કંઈ પણ સારા

ખોટાની તુલના કર્યા શિવાય તથા બ્હારના કંઇ બનાવથી પ્રેરાયા શિવાય અમુક એક રસ્તા તરફ આકસ્મિક રીતે વળી જાય છે અને પછીથી તે રસ્તા તરફ યાન્ત્રિક રીતે કાર્ય થાય છે આ નિશ્ચયનું મુખ્ય લક્ષણ એ છે કે બહુ વખત ગુંચવણમા રહેલું મન અન્તે જ્યારે એક રસ્તા તરફ છૂટે છે ત્યારે આગળ પાછળનો વિચાર કર્યો વિના જોસ અને ઉત્સાહથી તે માર્ગમા આગળ વધે છે એટલે કે તે કાર્ય કરવામા જો કે સારા ખોટાનો વિવેક મનમા હોતો નથી પરન્તુ ત્હેને બદલે સાધારણ કાર્યોમા કાર્યશક્તિનું બળ ત્હેના કરતાં વધારે હોય છે આપણી વિવેક શક્તિ જાણે સ્થિર હોય અને કાર્ય શક્તિ દોડતી હોય તેમ જણાય છે સાધારણ પુરૂષોમા આ પ્રકારનો નિશ્ચય બહુ જોવામા આવતો નથી પરન્તુ જે પુરૂષોને ઉંડો વિચાર કરવાની શક્તિ બહુ ન હોય પરન્તુ અત્યન્ત કાર્ય શક્તિ હોય તેઓમા ખાસ કરીને જોવામા આવે છે સામાન્ય રીતે એમ બને છે કે જે પુરૂષોમા ખોટાનો વિચાર કરવાની ટેવ બહુ હોય તેઓ જો કે ખોટું કાર્ય ભાગ્યે કરે પરન્તુ સતત્ વિચારોને લીધે કાર્યશક્તિ એટલી ક્ષીણ થઇ જાય છે કે ત્હેમનાથી થોડા જ કાર્યો વાસ્તવિક રીતે થઇ શકે છે અને ત્હેમનો ઘણો ખરો વખત તો સારા ખોટાનો વિચાર કરવામા જ જાય છે આથી ઉલટી રીતે પ્રવૃત્તિમાન્ પુરૂષોમા કાર્ય કરવાનો ઉત્સાહ અને પ્રવૃત્તિ બહુ હોય છે ત્યારે સારા ખોટાનો વિચાર કરવાની ટેવ હોતી નથી અને જે કાર્ય તરફ મન વળે તે કાર્ય તરફ પોતાનું પૂર્ણ બળ વાપરે છે આવા પુરૂષોથી જો કે ખોટા કાર્યો ઘણી વખત થાય છે પરન્તુ તેની સાથે જગતના ઇતિહાસમા નોંધ લેવા લાયક મહાન કાર્યો ત્હેમનાથી જ થાય છે.

ચોથા પ્રકારનો નિશ્ચય ઉપલા બે પ્રકારો સાથે નિકટ સબન્ધ ધરાવે છે અને ત્હેમા પણ નિશ્ચય આકસ્મિક રીતે થાય છે આ પ્રકારનો નિશ્ચય જ્યારે કંઇ પણ બ્હારના અથવા મનના કારણથી

એક પ્રકારની માનસિક સ્થિતિમાં બીજા પ્રકારની માનસિક-સ્થિતિમાં આવી જઇએ ત્યારે થાય છે. ઉદાહરણ તરીકે રમતીઆળ અથવા બેદરકાર સ્થિતિમાંથી ગંભીર અને ઉદ્યોગી સ્થિતિમાં મન આવી જઈ જે કાર્ય કરવાનો નિશ્ચય થાય તે આ પ્રકારનો નિશ્ચય છે. જેમ જેમ આપણી ઉમર તથા વિચારો બદલાતાં જાય છે તેમ તેમ આપણા મનની સ્થિતિઓ બદલાતી જાય છે અને ત્હેની સાથે કાર્યો કરવાના નવા સંકલ્પો મનમાં થતા જાય છે. પ્હેલાં જે વસ્તુઓમાં આપણું મન આસકત હોય તે વસ્તુઓ પાછળથી નજીવી અથવા ખોટી જણાય છે અને જે અગત્યની વસ્તુઓ તરફ આપણે પ્હેલાં દરકાર કરી ન હોય તે વસ્તુઓ તરફ મન ચોંટે છે અને ત્હેમનાવડે આપણા આખા વર્તન ઉપર એવી અસર થાય છે કે જાણે આપણે પ્હેલા કરતાં બીજા જ કોઇ હોઇએ. આવી રીતે નવી માનસિક સ્થિતિઓ કે જહેને આપણે મનની જાગૃતિ, અન્તર્દીપનો પ્રકાશ વિગેરે કહીએ છીએ તે સ્થિતિઓ ઉદ્દભવ પામવાથી મન પ્હેલાં જે અનિશ્ચયની સ્થિતિમાં હોય તેમાથી નિશ્ચયની સ્થિતિ ઉપર આવે છે.

પાંચમા પ્રકારના નિશ્ચયનું મુખ્ય લક્ષણ એ છે કે અમુક એક માર્ગ ઉપર આવવાનો નિશ્ચય કરવામાં ઐચ્છિક પ્રયત્ન બહુ કરવો પડે છે. આ પ્રકારના નિશ્ચયમાં કાર્યના જુદા જુદા માર્ગો વિષે બુદ્ધિ-પૂર્વક વિચાર કર્યો હોય કે ન કર્યો હોય પરન્તુ નિશ્ચય ઉપર આવતાં ઐચ્છિક વ્યાપાર મોટા પ્રમાણમાં થતાં સ્પષ્ટ રીતે જણાય છે. જુદા જુદા માર્ગો વિષે વિચાર કરીને એક માર્ગને ખરા તરીકે બુદ્ધિ વ્યાપારવડે જાણ્યો હોય પરન્તુ તે બુદ્ધિ વ્યાપાર કાર્ય ઉત્પન્ન કરવાને માટે નબળો હોય તો તે પ્રમાણે કાર્ય કરવાનો નિશ્ચય કરવામાં પ્રયત્ન સાથે ઐચ્છિક વ્યાપાર કરવો પડે છે તથા જો આવો બુદ્ધિ વ્યાપાર થયો ન હોય તો ગમે તે માર્ગમાં કાર્ય કરવા માટે પણ ઐચ્છિક પ્રયત્ન કરવાની જરૂર રહે છે. ઉપર જણાવેલા નિશ્ચયના પ્રકારો અને આ પ્રકાર વચ્ચે મુખ્ય ફેર એ છે કે જ્યારે તે પ્રકા-

રોમા અમુક એક માર્ગનો નિશ્ચય થતી વખતે બીજો માર્ગ મનમાથી કેવળ અથવા લગભગ નીકળી જાય છે, ત્યારે આ પ્રકારના નિશ્ચયમા બન્ને માર્ગો ઠેઠ સુધી મનમા ઘોળાયા કરે છે અને ઐચ્છિક બળ વડે જ અમુક એક માર્ગનો નિશ્ચય કરવો પડે છે સાધારણ રીતે આપણે જે નિશ્ચય હમેશા કરીયે છીએ ત્હેમાના ઘણાખરા આવા પ્રયત્ન વિનાના હોય છે અને જો કે નિશ્ચય કરતા પ્હેલા જ્યારે અનેક માર્ગો મનમા હોય ત્યારે તે વખતે અમુક માર્ગ પસદ કરવામા ઘણો ઐચ્છિક પ્રયત્ન કરવો પડે તેમ જણાય છે છતા નિશ્ચય થતી વખતે બહુ પ્રયત્ન કરવો પડતો નથી પરન્તુ આ પ્રકારના નિશ્ચયમા તો નિશ્ચય કરતી વખતે જ ઘણું ઐચ્છિક બળ વાપરવુ પડે છે સર્વે ઉચ્ચ ઇચ્છાત્મક કાર્યો કરવામા આવા ઐચ્છિક પ્રયત્નની જરૂર રહે છે અને આવો ઐચ્છિક પ્રયત્ન તેજ આપણા ઉચ્ચ કાર્યોનું વિશિષ્ટ લક્ષણ છે હવે આવા પ્રયત્નનુ સ્વરૂપ શુ છે અને આપણા કાર્યો ઉપર ત્હેની શી અસર થાય છે તે જરા વધારે વિસ્તારથી જોઈશુ

ઉપરના એક પ્રકરણમા આપણે જોઇ ગયા કે આપણા સર્વે ચેતન વ્યાપારો કાર્યાત્મક છે અર્થાત્ પ્રત્યેક મનોવ્યાપાર સ્નાયુઓના આકુચનો ઉત્પન્ન કરવાનું વલણ ધરાવે છે પરન્તુ આ નિયમની સાથે એટલું યાદ રાખવાનુ છે કે મનોવ્યાપાર યોગ્ય પ્રમાણમા બળવાન હોય ત્યારે જ કાર્ય ઉત્પન્ન થઇ શકે છે નબળા મનોવ્યાપારો અને તેથી ત્હેમના સહચારી નબળા તન્તુ વ્યાપારો સ્નાયુઓમા કદાપણ સ્પષ્ટ ક્રિયા ઉત્પન્ન કરવાને અશક્ત હોય છે કેટલાએક મનોવ્યાપારો સ્વાભાવિક રીતે, સબળ રીતે ઉત્પન્ન થાય છે અને કેટલાએક નિર્બળ હોય છે કે કઇ પણ વ્યક્ત ક્રિયા ઉત્પન્ન કર્યા વિના નષ્ટ થાય છે હવે જ્યારે સબળ મનોવ્યાપારોની ક્રિયા નિયન્ત્રિત કરવા માટે ત્હેમને ઓછા બળવાન્ કરવાની જરૂર હોય અથવા નિર્બળ મનોવ્યાપારોને બળવાન્ બનાવી કંઇ કાર્ય ઉત્પન્ન કરવુ હોય ત્યારે ઐચ્છિક પ્રયત્નની

ખાસ જરૂર પડે છે. આવા પ્રયત્નવડે કોઈ સબળ મનોવ્યાપારને ત્હેના કરતાં વધારે બળવાન મનોવ્યાપાર મનમાં ઉત્પન્ન કરી દાખી શકાય છે તથા નિર્બળ મનોવ્યાપારને બળવાન્ બનાવે એવા વ્યાપારો પણ ઉત્પન્ન થઇ શકે છે. ઘણી વખત આપણા વિચારો એવા નબળા હોય છે કે તેઓ પોતાની મેળે કાર્ય ઉત્પન્ન કરી શકતા નથી અને ત્હેમને કાર્યમાં મુકવા માટે ઈચ્છા બળ વાપરવાની જરૂર રહે છે. હવે આવો પ્રયત્ન દરેક પુરુષને સરખી રીતે કરવો પડે તેમ નથી; જે પુરૂષની ઇચ્છા શક્તિ દૃઢ હોય છે તથા વિચારો યોગ્ય રીતે બળવાન્ હોય ત્હેને સાધારણ રીતે પ્રયત્ન ઓછો કરવો પડે છે. તથા બીજાઓને વધારે કરવો પડે છે તેમ એક જ પુરૂષમાં જુદી જુદી વખતે વધારે ઓછો પ્રયત્ન કરવાની જરૂર રહે છે. મન જે વખતે કોઈ કાર્ય માટે ઉત્સાહમાં હોય છે ત્યારે ઓછા પ્રયત્નની જરૂર રહે છે અને જ્યારે શિથિલ હોય છે ત્યારે વધારે પ્રયત્ન કરવો પડે છે. ટુંકામા આપણે એટલું કહી શકીએ કે જ્યારે સાધારણ રીતે ઓછા બળવાન્ મનોવ્યાપારોને વધારે બળવાન કરવા હોય તથા વધારે બળવાન્ મનોવ્યારોને ઓછા બળવાન્ બનાવવા હોય ત્યારે ઐચ્છિક પ્રયત્ન કરવાની જરૂર રહે છે.

હવે જુદા જુદા મનોવ્યાપારો કુદરતી રીતે જુદી જુદી કાર્યોત્પાદક શક્તિ ધરાવે છે અને જે પુરૂષના મનના વ્યાપારોનું બળ કુદરતી રીતે જેટલું જોઇએ તેટલું હોય ત્હેની ઇચ્છાશક્તિને આપણે સામાન્ય અથવા વિકાર રહિત ઇચ્છાશક્તિ કહી શકીએ. આવી વિકાર રહિત ઇચ્છાશક્તિ ધરાવવી એ સાધારણ નિયમ છે અને કોઈ પુરૂષમા આવા કુદરતી નિયમનો ભંગ હોય અર્થાત્ ઇચ્છાશક્તિ વિકારમય હોય તો તે અપવાદરૂપ છે. આવેશ, વાંચ્છના, લાગણી વિગેરે વસ્તુઓને લગતાં મનોવ્યાપારો, સુખ દુઃખના વિચારો, જે વિચારોને કાર્યમાં મુકવાની ટેવ પડી ગઈ હોય તેવા વિચારો તેમજ સ્થળ અથવા કાળમાં નજીક વસ્તુઓને લગતા વિચારો–આ

સર્વે મનોવ્યાપારો સ્વાભાવિક રીતે બળવાન્ હોવાનો ગુણ ધરાવે છે. આથી ઉલટી રીતે કાળ અથવા સ્થળમા દૂર વસ્તુઓના વિચારો, ભાવવાચક વિચારો, ટેવ વિનાના વિચારો, તથા પ્રેરણાઓ સાથે કઇપણ સબંધ વિનાના મનોવ્યાપારો સ્વાભાવિક રીતે ઘણી થોડી કાર્યોત્પાદક શક્તિ ધરાવે છે. આવા વ્યાપારોને જ્યારે કાર્યમા મુકવાના હોય છે ત્યારે ઐચ્છિક પ્રયત્ન કરવાની જરૂર રહે છે.

હવે કોઇપણ ઇચ્છાત્મક કાર્યોમા જ્યારે પરસ્પર વિરોધી વિચારો મનમા ઉત્પન્ન થાય છે ત્યારે દરેક વિચાર પોતાનું કાર્ય ઉત્પન્ન કરવાનુ વલણ ધરાવે છે અને અન્તે સર્વે વિચારોના મનોવિગ્રહમા એક વિચાર પ્રમાણે કાર્ય બહુ ઉતાવળથી નહી તેમ બહુ ધીમેથી પણ નહીં એવી રીતે થાય છે. કોઇ વખત કાર્ય જલદી થાય છે તો પણ વિરોધી વિચારોની પરસ્પર તુલના મનમા થોડા વખતમા થાય છે અને હેનો નિશ્ચય થતા પ્હેલા કાર્ય કરવા માટે કયો માર્ગ ઉત્તમ છે ત્હેનું ભાન થાય છે જે પ્રમાણમા વિચારોનું બળ કુદરતી રીતે હોવુ જોઇએ તે પ્રમાણમાજ હોય અને કાર્ય આ પ્રમાણમા પરિણામને અનુસરીનેજ થાય છે ત્યારે ઇચ્છાનો વ્યાપાર યોગ્ય અને વિકારરહિત હોય છે પરન્તુ જ્યારે આ પ્રમાણમા ભંગ થાય છે ત્યારે ઇચ્છાશક્તિ વિકારમય હોય છે. મનની આવી વિકારમય સ્થિતિને લીધે કાતો કોઇ વિચાર થવાની સાથેજ ત્હેનો વિરોધી અથવા ત્હેને દાબી દેનાર વિચાર મનમા ઉત્પન્ન થયા શિવાય એકદમ કાર્ય થાય છે. અથવા તો જો કે વિરોધી વિચારો મનમા ઉત્પન્ન થાય છતા બળવાન્ વિચારોનો કુદરતી પ્રમાણમા ભગ થાય છે.

હવે આવી રીતે કુદરતી પ્રમાણનો ભંગ થવાથી ઐચ્છિક વ્યાપારની બે સ્થિતિઓ સંભવિત છે એક સ્થિતિ એ છે કે જેમા અસાધારણ કાર્યો કરવાનુ વલણ એટલું સખત હોય છે કે તે અટકાવી શકાતા નથી અને બીજી સ્થિતિ એ છે કે જેમા કાર્ય કરવાની શક્તિ

પણ એટલી નબળી પડી ગયેલી હોય છે કે સાધારણ કાર્યો પણ થઇ શકતાં નથી; પ્રથમ પ્રકારની સ્થિતિને આવેગમય ઇચ્છા અને બીજા પ્રકારને અવરોધમય ઇચ્છાનું નામ આપીશું. આપણે પ્રથમ આવેગમય ઇચ્છાની સ્થિતિ તપાસીશું.

આવેગમય ઇચ્છા બે પ્રકારની હોય છે. ઉપર આપણે જોઇ ગયા કે ઇચ્છાત્મક કાર્યમાં બે પ્રકારના વિચારો હોય છે. એક પ્રકાર કાર્યને ઉત્પન્ન કરનારાઓનો અને બીજો કાર્યને દાબી દેનારાઓનો હોય છે અને આ પ્રકારના વિચારોનું બળ અમુક પ્રમાણમાં હોય છે. આથી આવેગમય ઇચ્છા બે રીતે હોઇ શકે. એક તો કાર્યને દાબી દેનારા વિચારોની કાર્યને ઉત્પન્ન કરનારા વિચારોના પ્રમાણમાં સ્વાભાવિક રીતે જોઇએ તેના કરતાં વધારે નિર્બળતાવાળી ઇચ્છા અથવા કાર્યને ઉત્પન્ન કરનારા વિચારોની કાર્યને દાબી દેનારા અર્થાત્ અવરોધક વિચારોના પ્રમાણમાં સ્વાભાવિક રીતે જોઇએ તેના કરતા વધારે બળવાન ઇચ્છા; જેવી રીતે કોઇ ઘોડા ગાડી વધારે જોરમા જવાનું કારણ એ હોય છે કે હાંકનાર એટલો નબળો હોય કે સાધારણ ઘોડાને પણ નિયંત્રણમાં ન રાખી શકે અથવા તો ઘોડાઓ એટલા બધા તોફાની હોય કે કોઇ પણ ત્હેમને દાબમાં રાખી શકે નહિ. તેવીજ રીતે અહીં પણ મન આવેગમય હોવાનું કારણ કાંતો જોઇએ તે કરતાં ઓછા દાબને લીધે હોય અથવા તો જોઇએ તે કરતા વધારે આવેગને લીધે હોય.

પ્રથમ આપણે અવરોધક વિચારો ઓછા હોવાને લીધે મન આવેગમય થાય છે તે વિષે જોઇશું. ઘણાએક મનુષ્યોથી કોઇ કાર્યનો વિચાર થવાની સાથે તે કાર્ય એટલી ત્વરાથી થાય છે કે તેના અવરોધક વિચારોને ઉત્પન્ન થવાનો વખતજ મળતો નથી. ચંચળ અને હીંમતવાન્ પુરૂષોમાં આ લક્ષણ ઘણે ભાગે જોવામાં આવે છે. કાર્ય કરવાનો ઉત્સાહ જાણે ઉભરાઇ જતો હોય તેમ ત્હેમની ચેષ્ટાઓ ઉપરથી જણાય છે અને ચાર પાંચ માણસ બેઠા

હોય તો વાતોમાં પણ તેઓ અગ્રેસર હોય છે. આવા પુરૂષ જો સારી બુદ્ધિવાળા હોય તો ત્યાં આગળ પડતો ભાગ લઇ શકે છે. અને જો કે સારા ખોટાનો વિવેક કરવાનો હેમને અવકાશ રહેતો નથી પરન્તુ જે કાર્ય તે ધારે છે તે ઘણે ભાગે ફતેહમંદ રીતે પાર પાડી શકે છે. અવરોધમય ઇચ્છાવાળો પુરૂષ આ સઘળું કરવાને પોતને શક્તિમાન માનતો હોય ખરો પરન્તુ ત્હેના મનમાં અવરોધક વિચારોનું બળ એટલું બધું હોય છે કે ત્હેનાથી કોઇ કાર્ય જલદીથી થઇ શકતું નથી અને મોટા સાહસ કામો તો કરી શકતો જ નથી. આવેગમય પુરૂષના મનમા ખટકો તથા પરિણામનો વિચાર હોતો નથી તથા જે ક્ષણે જે વિચાર મનમા આવે તે ક્ષણે તેજ વિચારથી મન ભરેલું હોય છે. આ કારણને લીધે જે ત્હેનામા અપૂર્વ કાર્ય શક્તિ જણાય છે, ત્હેના વિચારો કે લાગણીઓ કંઇ બહુ બળવાન જ હોવા જોઇએ તેમ નથી પરન્તુ અવરોધક વિચારોનો અભાવ તેજ ત્હેની પ્રકૃતિનું મુખ્ય લક્ષણ હોય છે.

સાધારણ રીતે બાલ્યાવસ્થામા મન આવેગમય હોય છે. કારણ કે જ્ઞાનના અભાવને લીધે કોઇ કાર્યના અવરોધક વિચારો મનમા હોતા નથી પરન્તુ જેમ જેમ મોટી ઉમર થતી જાય છે તેમ તેમ કાર્યો વધારે નિયન્ત્રિત અને અંકુશવાળા થાય છે. પ્રજાઓનાં જીવનમા પણ આ પ્રમાણે જોવામા આવે છે. જે પ્રજાઓ ઓછી સુધરેલી હોય છે તેઓ કેટલાએક પ્રકારના સાહસો અને પરાક્રમો કરી શકે છે કે જે સુધરેલી પ્રજાઓ ત્હેમની ઉચ્ચ ભાવનાઓને લીધે કરી શકતી નથી.

હવે આવી રીતે આવેગમય હોવુ એ કેટલીએક બાબતોમા ખોટું અને કેટલીએક બાબતોમા સારૂ પણ છે. જનસમાજમાં જેમ વિચારવન્ત પુરૂષોની જરૂર છે તેમ ઉત્સાહી તથા પ્રવૃત્તિમાન પુરૂષોની જરૂર હોય છે. અને દુનિયાના ઇતિહાસમા અમર થયેલા પુરૂષો સાહસિક અને પરાક્રમી જોવામાં આવે છે. અલબત આવા પુરૂષો

આવેગમય હોવા ઉપરાંત બુદ્ધિશાળી તથા વ્યવહારકુશળ હોય છે પરન્તુ તેઓનું એક મુખ્ય લક્ષણ એ હોય છે કે અમુક વિચાર થવાની સાથે તેના અવરોધક વિચારોથી મનને કંઈપણ ગુંચવાડામાં નાંખ્યા શિવાય તે પાર પાડી શકે છે. જે પુરૂષોને વિચાર જ કરવાની બહુ ટેવ હોય છે તેઓ સારા ખોટાનો વિવેક કરી શકે છે ખરા પરન્તુ મહાન્ કાર્યો તો તેઓને ઘણાં જ કઠિન જણાય છે. કેટલાએક વિષયો કે જેમાં વિચારની જ બહુ જરૂર હોય તેમાં તેઓ નિપુણ હોય છે અને આવેગમય પુરૂષો જે ભુલો સાધારણ રીતે કરે તે ભૂલો તેઓ કરતા નથી પરન્તુ જે કાર્યોમાં આવેગમય પુરૂષો ભૂલ કરતા નથી અથવા તો ભૂલને સુધારી શકે છે તે કાર્યો બીજા કોઇથી થઈ શકતાં નથી અને તેથી જનસમાજની ત્હેમને ઘણી જ જરૂર રહે છે.

કેટલાએક પુરૂષો સાધારણ રીતે આવેગમય ઈચ્છાવાળા હોતા નથી પરન્તુ કેટલાએક વિષયોમા ત્હેમનું મન એટલું આવેગમય થઇ જાય છે કે તે વિષયના અવરોધક વિચારો ઉત્પન્ન થવાનો અવકાશ રહેતો નથી. ઉદાહરણ તરીકે કોઇ દારૂડીઓ માણસ બીજી બધી બાબતોમાં પોતાનું મન રોકી શકતો હોય પરન્તુ જ્યાં દારૂ પીવાનો વિચાર આવે છે કે તરત ત્હેનું મન એવું ઉશ્કેરાઈ જાય છે કે ક્ષણવાર પણ દારૂના ગેરફાયદાનો વિચાર મનમાં થતો નથી અથવા થાય છે તો ઘણા ઓછા બળવાળો હોય છે. ઘણાખરા દારૂડીઆને પુછીશું કે તેઓ એટલી બધી વખત દારૂ પીવાની ઈચ્છાને વશ કેમ થઇ જાય છે તો તેઓ ઘણે ભાગે એજ જવાબ દેશે કે ત્હેમને પોતાને જ ત્હેના કારણની સ્હમજણ પડતી નથી. દારૂનો નીશો ઉતર્યા પછીની દુઃખમય સ્થિતિની કલ્પના ત્હેમને પીધા પ્હેલાં થતી હોય અને અન્તે પોતે શરીરે તથા પૈસે ખુવાર થશે એમ તેઓ જાણતા હોય છતાં દારૂ પીવાની ઇચ્છા એટલી આવેગમય હોય છે કે તે ઇચ્છા હોય ત્યાં સુધી તેઓ બધું ભુલી જાય છે, અને તે સ્થિતિનું ત્હેમને

ભાન પણ રહેતું નથી. આવી રીતે ક્રોધ, વિષય વાસના વિગેરે રાગો જે પુરૂષમાં બહુજ બળવાન્ હોય છે, તેઓ તે રાગના અસ્તિત્વ કાળમાં ગાંડા થઇ જાય છે, અને હેને રોકનારા વિચારો મનમાં ઉત્પન્ન પણ થઈ શકતા નથી. આવા પુરૂષો જે વિષયમાં આવેગરૂપ હોય છે તે વિષયમાં તેઓ બહુ જલદીથી ઉશ્કેરાઈ જાય છે અને અન્તે ત્હેમનું મન ઉશ્કેરાઇને એટલું ટેવાઇ જાય છે કે નજીવા કારણથી અને કોઇ વખત કારણ વિના પણ આવેગમાં આવી જાય છે. હીસ્ટીરીયાના દરદથી પીડાતા પુરૂષોમાં આ લક્ષણો ખાસ કરીને જોવામાં આવે છે. વારંવાર દિલગીરીની લાગણીને તાબે થઇને રોવાથી તેઓનું મન એટલું રોગિષ્ટ બની જાય છે; અર્થાત્ રોવાના વ્યાપારની સાથે સંબન્ધ ધરાવનારા જ્ઞાનતન્તુઓ ઉશ્કેરાવાને એટલા બધાં ટેવાઇ ગયેલાં હોય છે કે બ્હારના કારણ વિના પણ તેઓ રોયા કરે છે. અને તેઓ પોતે પણ રોવાનું કારણ આપી શકતા નથી. અત્યન્ત આવેગમય થવાથી મન કેટલું રોગિષ્ટ બની જાય છે ત્હેનું ઉત્તમ ઉદાહરણ આવા પુરૂષો આપે છે.

હવે આપણે આવેગમય ઇચ્છાના બીજા પ્રકાર વિષે જોઇશું. આ પ્રકારનું સ્વરૂપ એ છે કે કાર્યના અવરોધક વિચારો મનમા કુદરતી પ્રમાણમાં હોય છે ખરા પરન્તુ કાર્યોને ઉત્પન્ન કરનારા વિચારો એટલા અપૂર્વ રીતે બળવાન્ હોય છે કે તે કાર્ય રોકી શકાતું નથી પ્રથમ પ્રકાર કરતા આ પ્રકારમાં કાર્યને ઉત્પન્ન કરનારા વિચારનું બળ ઘણું વધારે હોય છે. કારણ કે જ્યારે પ્હેલા પ્રકારમા અવરોધક વિચારોનો અભાવ હોય છે અથવા બહુ નબળા હોય છે ત્યારે આ પ્રકારમાં તેઓ યોગ્ય રીતે હોવા છતાં પણ કાર્ય થયા વિના રહેતું નથી. આવા પ્રકારના મનવાળા પુરૂષો થોડા હોય છે પરન્તુ કાંતો તેઓ મહાન્ પુરૂષો હોય છે અથવા દિવાના પુરૂષોને મળતા આવે છે. અમુક વસ્તુ તરફ તેઓની ઇચ્છા એટલી તો સખ્ત હોય છે કે ગમે તેવા અનિષ્ટ પરિણામને સહન કરીને પણ પોતાની

ઇચ્છાને તૃપ્ત કરવાને તેઓ તૈયાર હોય છે. સાધારણ માણસને તો આવી સ્થિતિની વાસ્તવિક રીતે કલ્પના કરવી તે પણ કઠિન છે. દારૂ પીવાની અત્યન્ત બળવાન્ ઇચ્છાવાળા પુરૂષો આ સ્થિતિનું એક ઉદાહરણ છે. એમ જણાવવામાં આવે છે કે આવા પુરૂષો એટલે સુધી કહે છે કે " દારૂનો શીશો ઓરડાના એક ખુણામા હોય અને મ્હારી તથા તેની વચ્ચે તોપના ગોળાઓ છૂટયા કરતા હોય છતાં પણ તે શીશો લેઇને મ્હોએ માંડવાની ઇચ્છાને હઠાવી શકું નહીં." " મ્હારી અને દારૂના શીશાની વચ્ચે નર્કનો ખાડો હોય અને તે શીશાને પકડતાજ નર્કમાં પડીશ તે હું જાણતો હોઉં છતાં પણ હું તે શીશો લીધા વિના રહું નહીં " વિગેરે. અમેરિકામાં સીન્સીનાટી સંસ્થાનનો ડૉ. મસી નામનો ગૃહસ્થ નીચેની વાત જણાવે છે. "થોડાં વરસો પ્હેલા આ સંસ્થાનમા ગરીબોને પાળવાના ઘરમાં એક દારૂડીઆને રાખવામા આવ્યો હતો. થોડા દિવસ સુધી એણે દારૂ મેળવવાને ઘણા પ્રયત્નો કર્યા પરન્તુ તે ફાવ્યો નહી. અન્તે ત્હેણે એક વિચિત્ર યુક્તિ ફતેહમંદ રીતે કરી. તે ઘરમા જ્યા લાકડાઓ પડયાં રહેતા હતા ત્યા જઇ એક કુહાડી લઇને એક ઘા વડે પોતાનો એક હાથ કાપી નાખ્યો અને આવા લોહીવાળા હાથ સાથે ઘરમાં દોડી જઇને બુમ પાડી કે ' થોડો દારૂ લાવો ! મ્હારો હાથ કપાઈ ગયો છે.' ગભરાટમાં ને ગભરાટમા કોઇએ મ્હોટો પ્યાલો ભરીને દારૂ આણ્યો. તરતજ તે દારૂડીઆએ પોતાનો લોહીવાળો હાથ પ્યાલામાં નાખ્યો અને પછી પ્યાલો મ્હોડે માંડીને બધો દારૂ પી ગયો, પીધા પછી જાણે ખુશ થયો હોય તેમ બોલ્યો કે 'હાશ, હવે મ્હને જંપ વળ્યો." બીજી એક વાત ડૉ. ટરનર જણાવે છે કે એક દારૂડીઓ મહિના સુધી દાક્તરની સારવારમાં હતો. ત્હેવામાં છ દારૂથી ભરેલા શીસાઓ કે જેમા મરી ગયેલાં પ્રાણીઓ સાચવી રાખવા માટે મુક્યાં હતા ત્હેમાથી બધો દારૂ છાનોમાનો પી ગયો. અને જ્યારે એમ પુછવામાં આવ્યું કે આવું અનિષ્ટ કામ તેં કેમ કર્યું ત્યારે ત્હેણે

જવાબ દીધો કે 'સાહેબ, જેવી રીતે મ્હારા હાથના ધબકારાને કાબુમાં રાખવામાં મ્હારામાં શક્તિ નથી તેમ દારૂ પીવાની તૃષ્ણાને પણ કાબુમાં રાખવાને હું અશક્ત છું.'

આ ઉદાહરણોથી જણાશે કે આ પ્રકારની આવેગમય ઇચ્છા તે એક પ્રકારનો માનસિક રોગ જ છે.

ઘણી વખત મનમાં કોઇ વિચાર નજીવો હોય છે છતાં તે એટલો બળવાન હોય છે કે જ્યારે તે પાર પડે ત્યારે જ મનને જંપ વળે છે. ખાસ કરીને નબળા મનના પુરુષોના જીવનમાંથી આવા ઘણાં ઉદાહરણો મળી શકે છે. આવા કોઈ પુરુષના મનમા એમ આવે કે એના હાથ ગંદા લાગે છે. હવે તે સારી રીતે જાણતો હોય કે એના હાથ ગંદા નથી પણ ગંદા લાગવાનો વિચાર એના રોગિષ્ટ મનમાં એટલો બળવાન હોય છે કે જ્યારે તે હાથ ધૂવે ત્યારે જ એને જંપ વળે અથવા તો કપડાં પ્હેરતો હોય અને એને વિચાર આવ્યો કે તે બરાબર નથી પ્હેરાયાં તો પાછાં કહાડીને ફરીથી પ્હેરે ત્યારે જ તેનું મન ઠેકાણે આવે. સાધારણ માણસના જીવનમા પણ આવા દાખલા જો કે થોડે અંશે પરન્તુ કોઈ કોઇ વખતે બને છે. ઘણા-ખરાના અનુભવમા હશે કે રાત્રે સુતા પછી વિચાર આવે કે બારણુ અન્દરથી બન્ધ કર્યું રહી ગયું છે અને ત્હેની સાથે એમ પણ વિચાર આવે કે બંધ કર્યું છે છતાં બન્ધ ન કર્યાનો આવેગમય વિચાર મનને એટલો સતાવે છે કે ઉઠીને જ્યારે તેની ખાત્રી કરીએ ત્યારે જ નિરાંતે ઉંઘ આવે છે.

ઉપર પ્રમાણે આપણે આવેગમય ઇચ્છા વિષે જોયુ. હવે અવ-રોધક ઇચ્છાનું સ્વરૂપ ટુકામા જોઇશું. જેમ આવેગમય ઇચ્છામા અવરોધ ઘણો ઓછો હોય છે અથવા અવરોધ ઘણો વધારે હોય છે તેમ અહીં વિચારોનો આવેગ ઘણો ઓછો હેય છે, અથવા અવરોધ ઇચ્છાશક્તિના કુદરતી વ્યાપાર માટે એટલું જરૂરનું છે કે કોઈ કાર્ય પ્રેરક તથા અવરોધક વિચારોની મનમાં તુલના થવી, જોઇએ તથા

એ તુલનાને અનુસરીને પછીથી કાર્ય થવું જોઇએ. પરન્તુ મનની અવરોધક સ્થિતિમાં જો કે પરસ્પર વિરોધી વિચારોની તુલના થાય છે ખરી છતાં કાર્ય થતું જ નથી. અથવા થાય છે તો જુદીજ રીતે થાય છે. આ સ્થિતિમાં જો કે મનની જુદા જુદા વિચારોની તુલના કરવાની વિવેક શક્તિ સારી પેઠે રહે છે પરન્તુ વિચારોના માનસિક વિગ્રહમાં મનની કાર્યશક્તિ એટલી ક્ષીણ થઇ જાય છે કે જે વખતે જે કાર્ય કરવું જોઇએ તે થતું નથી અને થાય છે તો ખોટું થાય છે. આવા મનવાળો પુરૂષ ઘણા ઉચ્ચ આશયવાળો હોય તથા સારા ખોટાનો વિવેક બહુ સારી રીતે કરી શકતો હોય પરન્તુ ત્હેના આશય પ્રમાણે અમુક નિશ્ચય અથવા કાર્ય કરવાનું હોય તે નિષ્ફળ નીવડે છે. ત્હેનું જ્ઞાન બીજા કાર્યોત્સાહી પુરૂષો કરતાં ઘણું વધારે હોય પરન્તુ જ્યારે આવા પુરૂષો ઉત્સાહ અને હિંમતથી સાહસો તથા કઠિન કાર્યો કરી શકે છે ત્યારે આ પુરૂષ માત્ર પાછળથી ભૂલો કહાડે છે, બબડે છે, ટીકાઓ કરે છે, વાંધાઓ ઉઠાવે છે, તથા મનમાં અર્ધો નિશ્ચયો કર્યા કરે છે. કાર્યોત્સાહી પુરૂષ કરતાં એનો અવાજ ધીમો અને જુસ્સો ઓછો હોય છે તથા ત્હેનાં વાક્યો પણ આજ્ઞાસૂચક નહીં પરન્તુ ઘણું ખરૂં સંશયસૂચક હોય છે. એના વિચારો તથા કાર્યો વચ્ચે વિરોધ જોવામાં આવે છે. અને જો તે પોતે એ વિરોધ બીજા પુરૂષો કરતાં વધારે સારી રીતે સ્હમજી શકતો હોય છતાં ત્હેને દૂર કરવાને તે હમેંશાં અશક્ત હોય છે. પરિણામ એ આવે છે કે એના વિચારો જો કે બીજા પુરૂષો કરતાં વધારે સારા હોય છે પરન્તુ કાર્યો વધારે નબળા તથા ખોટાં હોય છે.

ઉપરની સર્વ હકીકત ઉપરથી જણાશે કે જ્યારે જ્યારે પ્રેરણાત્મક અથવા ટેવ પ્રમાણે થતાં કાર્યને રોકી લેઇ કાંઇ દૂર વસ્તુના વિચાર અથવા ટેવ પડયા વિનાના વિચારને કાર્યમાં મુકવાનું હોય ત્યારે ઐચ્છિક પ્રયત્નની જરૂર પડે છે તથા જ્યારે અત્યંત આવેગમય વિચારોને રોકવા હોય તેમજ અત્યંત અવરોધક વિચારોને

હાણી દેવાના હોય ત્યારે પણ ઇચ્છા બળવડે પ્રયત્ન કરવો પડે છે હવે આ પ્રયત્નનું ખરું સ્વરૂપ શું છે તે આપણે જોઈએ સાધારણ રીતે આપણે જાણીએ છીએ કે ઐચ્છિક પ્રયત્નની તે એક જાતની શક્તિ છે અને જે વિચારના પોતાના બળમાં આ શક્તિનું બળ ઉમેરાય છે તે વિચાર બળવાન્ થાય છે અને કાર્ય ઉત્પન્ન કરી શકે છે જ્યારે કોઇ પદાર્થ ઉપર બ્હારથી અનેક બળો લાગુ કરવામાં આવ્યા હોય ત્યારે આપણે એમ કહીએ છીએ કે જે દિશામાં સૌથી ઓછો પ્રતિરોધ હોય અથવા સૌથી વધારે આકર્ષણ હોય તે દિશામાં તે પદાર્થની ગતિ થાય છે પરન્તુ આ નિયમ આપણા મનને લાગુ પડતો નથી જે જે પ્રસંગોમાં ઇચ્છા બળનો ઘણો ઉપયોગ કરવાનો હોય અને સ્વાભાવિક રીતે ઘણું ઓછું બળ ધરાવતા વિચારો અથવા આ કાર્યો પાર પાડવાના હોય તે સર્વે કાર્યો કરતા જે દિશામાં મનને લઇ જવું પડે છે તે દિશા સૌથી વધારે પ્રતિરોધની દિશાની જણાય છે જે પુરુષ પોતાના શરીર ઉપર દાક્તરના વાઢકાપને કદીપણ દુઃખની બુમ પાડયા વિના સહન કરે છે અથવા જે પુરુષ લોકોની મશ્કરીને પણ સહન કરીને પોતાની ફરજને તાબે થાય છે તે પુરુષ સૌથી વધારે પ્રતિરોધ તથા પ્રયત્નની દિશામાં કાર્ય કરતો હોય એમ તેને જણાય છે તથા પોતાના આવેગો તથા લાગણીઓને જાણે જીતતો હોય તથા વશ કરતો હોય એમ તેને લાગે છે પરન્તુ એક દારૂડીઓ અથવા બીકણ પુરુષ પોતાના મિતાહારપણાને અથવા હિંમતને જાણે જીતતો હોય તેમ કહી શકાય નહીં અર્થાત્ અનીતિમાન્ પુરુષ નીતિમય ભાવનાઓ જીતતો હોય એમ કહી શકાય નહીં પરન્તુ તે ભાવનાઓ કરતા ત્હેમના વિરુદ્ધના જે મનોવ્યાપારોનું બળ સ્વાભાવિક રીતે વધારે હોય છે ત્હેમનાથી ધસડાઈ જાય છે એમ કહી શકાય અને નીતિમય પુરુષ તો પોતાના આવેગો ઉપર જીત મેળવે છે એમ જ કહી શકાય વિષયી અથવા અનીતિમય પુરુષને માટે એમ કહી શકાય કે તે

ઇચ્છાશક્તિનાવડે પ્રયત્ન કર્યા વિના પોતાની બળવાન્ વૃત્તિઓને તાબે થાય છે, અથવા તે પોતાના ઉચ્ચ આશયો ભૂલી જાય છે અથવા પોતાની ફરજો તરફ વિમુખ રહે છે વિગેરે. એટલે કે પોતે પ્રયત્ન રહિત થઇને જે દિશામાં સૌથી ઓછો પ્રતિરોધ છે તે દિશામાં કાર્ય કરે છે. આથી ઉલટું નીતિમાન્ પુરૂષ માટે એમ કહી શકાય કે તે ઐચ્છિક પ્રયત્નવડે પોતાની ઉચ્ચ ભાવનાઓ કે જ્હેની કાર્યોત્પાદક શક્તિ સ્વભાવિક રીતે ઓછી હોય છે, ત્હેમને બળવાન્ બનાવે છે અને જે કાર્યોમા આવો પ્રયત્ન વધારે રહેલો હોય છે તે કાર્યો ઘણુંખરૂ કરે છે. મનના આવેગો, રાગો, વિષય વાસનાઓ જેમ વધારે બળવાન્ હોય છે એટલે કે જેમ પ્રતિરોધ વધારે હોય છે તેમ પ્રયત્નની વધારે જરૂર રહે છે તથા તેઓ થોડા હોય છે તો પ્રયત્ન થોડો જોઇએ છીએ. આ ઉપરથી નીતિમય કાર્યની એક ટુંકી વ્યાખ્યા જોઇતી હોય તો એમ કહી શકીએ કે અમુક, સંજોગો વચ્ચે સૌથી વધારે પ્રતિરોધની દિશામા જે કાર્ય થાય ત્હેને નીતિમય કાર્ય કહી શકાય. આ સર્વે હકીકત ઉપરથી જણાશે કે આપણે ધારીએ તેમ ઐચ્છિક પ્રયત્ન વધારે ઓછો કરી શકીએ છીએ અને તે કેટલો કરવો ત્હેનો આધાર સ્હામેના આવેગોનું બળ કેટલું છે એના ઉપર રહેલો છે.

ઉપર આપણે જોઇ ગયા કે કેટલાએક વિચારો આવેગમય અને કેટલાએક અવરોધમય હોય છે. હવે આપણે આમ હોવાનું એક મુખ્ય કારણ તપાસીશુ. સાધારણ રીતે આપણે જાણીએ છીએ કે વસ્તુઓ તથા વસ્તુઓના વિચાર કાર્યને ઉત્પન્ન કરે છે. હવે આપણા મનોવ્યાપારોનો એક મુખ્ય નિયમ છે કે દરેક બુદ્ધિવ્યાપાર તથા ઇચ્છા વ્યાપારની સાથે થોડાઘણો લાગણીનો વ્યાપાર હંમેશા રહેલો છે. અર્થાત્ આપણે જે જે વિચાર આવે તથા જે જે કાર્ય કરીએ ત્હેની સાથે આનન્દ કે દુ ખની થોડી ઘણી પણ લાગણી મનમાં ઉત્પન્ન થાય.

છે. આવી લાગણીની કાર્ય ઉપર અસર થાય છે તથા કાર્યનું સ્વરૂપ લાગણીવડે બદલાય છે અને ધીમે ધીમે આનંદ તથા દુઃખની લાગણીઓ કાર્યોમાં આવેગ તથા અવરોધ ઉત્પન્ન કરી શકે છે. અત્રે એટલું યાદ રાખવાની જરૂર છે કે કોઇ આનન્દ વિષેનો વિચાર ખાસ કરીને અનન્દદાયક જ હોવો જોઇએ તેમ નથી તથા કોઇ દુઃખના વિચારનો વિચારે ખાસ કરીને દુઃખમય હોવો જોઇએ તેમ નથી. ઘણી વખત તો આનન્દનો વિચાર અને ખાસ કરીને ભૂતકાળમા અનુભવેલો આનન્દનો વિચાર મનમાં દુઃખ ઉત્પન્ન કરે છે તથા ભૂતકાળમાં સહન કરેલા દુઃખોનો વિચાર આનન્દ ઉત્પન્ન કરે છે પરન્તુ એટલું તો સત્ય છે કે વર્તમાન આનન્દ કાર્યની ઉત્પત્તિ તથા વર્તમાન દુઃખ કાર્યને દાબી દેવાનાં બળવાન્ કારણો છે અને તેથી આનન્દ તથા દુઃખના વિચારો પણ જે વિચારો મનને આવેગમય તથા અવરોધમય બનાવે છે તેઓમા મુખ્ય સ્થાન ધરાવે છે. હવે મનના બીજા બધા વિચારો સાથે આનન્દ તથા દુઃખની લાગણીઓના વિચારો શો સંબંધ ધરાવે છે તે જોઇશું.

સ્વાભાવિક રીતે જો કોઇ કાર્ય આનન્દજનક જણાય તો જ્યાં સુધી આનન્દ મળે ત્યા સુધી આપણે ફરી ફરીને કરવાનું વલણ ધરાવીએ છીએ. તથા જો તે દુઃખમય જણાય તો ત્હેને અટકાવવાનું વલણ ધરાવીએ છીએ એટલે કે આનન્દ તથા દુઃખના વિચારો કાર્યની ઉત્પત્તિ તથા અવરોધ ઘણી બળવાન્ રીતે કરે છે. હવે આપણા સર્વે કાર્યો ઉપર આનન્દ તથા દુઃખના વિચારોની અસર એટલી બધી હોય છે કે કેટલાએક માનસશાસ્ત્રીઓનું માનવું એમ છે કે આનન્દ મેળવવાના તથા દુઃખનું નિવારણ કરવાના વિચારો જ કાર્યને ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે અર્થાત્ જે જે કોઇ કાર્ય આપણે કરીએ છીએ તે કોઇ પણ પ્રકારના આનન્દ મેળવવાના અથવા દુઃખનું નિવારણ કરવાના હેતુથી કરીએ છીએ અને જે કાર્યોમાં આવો હેતુ સ્પષ્ટ રીતે જણાતો ન હોય તેમા પણ દૂરના

વિચાર કરીએ તો કોઈ પણ પ્રકારના આનન્દ માટે જ તે થાય છે અને તેથી ગાઢ રીતે પણ તે હેતુ એ કાર્યોમા રહેલો છે. આ મતને આનન્દવાદ કહેવાય છે અને માનસશાસ્ત્ર તથા નીતિશાસ્ત્રના મુખ્ય વાદોમાનો તે એક છે. પરન્તુ ખરી રીતે જોતા આ મત ભૂલ ભરેલો છે ઉપર આપણે જોયુ તેમ આનન્દ તથા દુખના વિચારો કાર્યોને બળવાન્ રીતે ઉત્પન્ન કરનારા વિચારોમા મુખ્ય છે પરન્તુ ફક્ત તેઓજ કાર્યને ઉત્પન્ન કરી શકે છે, એમ માનવું ભૂલભરેલુ છે. આપણી પ્રેરણાઓ, આવેશો, લાગણીઓ વિગેરે કાર્યો આનન્દ કે દુખના હેતુ વિના ઉત્પન્ન થાય છે. આપણે હસીએ છીએ અથવા ચ્હીડાઇએ છીએ તે હસવા કે ચ્હીડાવાના આનન્દ માટે કરતા નથી. શરમાઇએ છીએ તે કઇ શરમાવાથી થતા દુખનું નિવારણ કરવા માટે શરમાતા નથી તેમજ ક્રોધ, શોક, કે બ્હીકની લાગણીને વશ થઇ જે કાર્યો કરીએ છીએ તે કઈ ત્હેમનાથી મળતા આનન્દ માટે કરતા નથી આ સર્વે કાર્યોના પ્રોત્સાહકો આનન્દ કે દુખના વિચારો નહિ પરન્તુ ક્રોધ વિગેરેની વસ્તુઓ અથવા ત્હેમના વિચારો પોતેજ છે ચેતન અને ગતિવ્યાપારના પ્રકરણોમા આપણે જોઇ ગયા છીએ કે પ્રત્યેક મનોવ્યાપાર થોડી ઘણી કાર્યોત્પાદક શક્તિ ધરાવે છે, અને જો કે આનન્દ કે દુખની લાગણીઓમા તથા ત્હેમના વિચારમા આ શક્તિ બળવાન્ રીતે રહેલી છે છતા તે શક્તિ ત્હેમનામાજ છે, એ માન્યતા ભૂલભરેલી છે. અમુક વ્યાપાર સ્વાભાવિક રીતે કાર્ય ઉત્પન્ન કરવા માટે અમુક જ બળ મનમા કેમ ધરાવે છે, ત્હેનો નિર્ણય મનુષ્યના ઉત્ક્રાન્તિના નિયમોવડે કરી શકાય તેમ છે. માનસશાસ્ત્રને તે મનોવ્યાપારના સ્વરૂપો નિરીક્ષણવડે જેમ જણાય છે તેમ ગ્રહણ કરવાના છે. અને આમ જોતા આપણુ ચેતનજ કાર્યોત્પાદક શક્તિવાળુ છે એમ નિ સંશય જણાવે છે.

જેવી રીતે પ્રેરણાત્મક કાર્યોમા આનન્દ તથા દુખના વિચારોનો અવકાશ હોતો નથી તેવી રીતે જ્હેને આપણે વિચારાત્મક

કાર્યો કહી ગયા તથા જે કાર્યો કરવાની ટેવ પડી ગઈ હોય તેમાં પણ આ વિચારો થતા નથી. દરરોજ જે કાર્યો આપણે કરીએ છીએ, જેમકે કપડા પહેરવાં, ચાલવું વિગેરે કેવળ ટેવ પ્રમાણે થાય છે. જેવી રીતે શ્વાસ લેવાના આનન્દ માટે શ્વાસ લેતા નથી તેવી રીતે કંઈ લખવાના આનન્દ માટે લખતા નથી પરન્તુ મનમા થતા વિચારોને નોધી લેવા માટે લખીએ છીએ. આવાં અનેક કાર્યોના ઉદાહરણો આપી શકીએ કે જે આનન્દ ઉત્પન્ન કરવાના, દુઃખનું નિવારણ કરવાના હેતુ વિના થાય છે. કેટલીએક વખત તો કાંઇ કાર્યથી સ્હેજ શારીરિક કે માનસિક દુઃખ ઉત્પન્ન થતું હોય છતાં માત્ર તે દુઃખનો અનુભવ લેવાને કાર્ય ફરી ફરીને કરીએ છીએ. જો કે આમ કરવું અસાધારણ હોય છે છતાં ઘણી વખત આવાં કાર્યો થતાં જોવામા આવે છે અને ખાસ કરીને વિકારમય મનવાળા પુરૂષોના જીવનમા આ પ્રકારના કાર્યો વધારે જોવામા આવે છે. આપણો દાત હાલતો હોય અને આપણે જાણતા હોઈએ કે જીભ વડે ત્હેને હલાવ્યાથી દરદ થશે છતા કોઇ કોઇ વખત માત્ર દરદનો સ્વાદ ચાખવાને પણ હલાવીએ છીએ. થોડી દુર્ગંધ આવતી હોય તો તે ગન્ધ કેવી ખરાબ છે તે ચોક્કસ કરવાને પણ આપણે ફરી સુંઘીએ છીએ. વિકારમય મન થવાને લીધે દુઃખ જાણી જોઇને સહન કરવા મનનું વલણ થાય છે. એમ કહેવામાં આવે છે કે એક વિદ્યાર્થી એક વખત પોતાની કોલેજના મકાનની એક બ્હારીમાંથી ભુસકો મારીને પડી ગયો હતો તથા સખ્ત ઇજા પામ્યો હતો. હવે બીજો એક વિદ્યાર્થી તે પેલા વિદ્યાર્થીનો મિત્ર હતો ત્હેને તે બ્હારીની પાસે થઇને વારંવાર જવું આવવું પડતું હતું અને જ્યારે જ્યારે તે ત્યાંથી જાય ત્યારે પોતાને પોતાના મિત્રનું અનુકરણ કરવાની ઇચ્છા થઇ આવતી. આ ઇચ્છા એના મનમા એટલી બધી ઘોળાવા લાગી અને એનું મન એટલું વિકારમય થઇ ગયું કે ત્હેણે ત્હેના ગુરૂને જઇને કહ્યું કે જ્યારે બ્હારીમાથી પડીશ ત્યારે મ્હારા જીવને નિરાંત થશે

ત્હેના ગુરૂએ જાણ્યું કે એમ કર્યા સિવાય એનું મન ઠેકાણે નહિ આવે તેથી કહ્યુ કે 'ઠીક, પરંતુ જ એમ જો ત્હારા મનમા નિશ્ચય થયો હોય તો તુ નક્કી પરન્જે.'

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે માત્ર આનન્દ મેળવવાનો કે દુઃખ તજવાના વિચારો જ કાર્યોમા આવેગ ઉત્પન્ન કરતા નથી. જે સરત ઉપર વસ્તુઓનો આવેગ તથા અવરોધ ઉત્પન્ન કરવાનો ગુણ આધાર રાખે છે તે સરતને જો એક જ શબ્દમા જો આપણે દર્શાવવી હોય તો 'રસ' શબ્દમા તે સર્વેનો સમાવેશ થઈ જાય છે. રસમા વસ્તુ કે વિચારોમા આનન્દજનક, દુઃખમય, રેવાઇ ગયેલી, મનમા આખો દિવસ ભમ્યા કરતી વિગેરે અનેક વસ્તુઓ તથા ત્હેના વિચારોનો સમાવેશ થાય છે. અમુક સંજોગો વચ્ચે જે વસ્તુ આપણા ચેતનમા મુખ્ય સ્થાન ધરાવતી હોય એટલે કે ત્હેના ઉપર અમુક વખતે આપણુ મન અર્થાત્ ધ્યાન ચોટેલુ હોય પછી તે આનન્દજનક હોય કે ગમે તે હોય તે વસ્તુને રસમય કહી શકાય અને જે વિચાર આવી રીતે મનમા અમુક ક્ષણે રસમય હોય તે વિચાર તે ક્ષણે કાર્ય કરતી વખતે આવેગમય અથવા અવરોધમય હોય છે. આ ઉપરથી આપણે એક સામાન્ય નિયમ બાધી શકીએ કે અમુક ક્ષણે જે આપણુ ધ્યાન રોકે છે તે વિચાર પ્રમાણે કાર્ય થાય છે કોઇ કાર્ય વિષે અમુક એક વિચાર આપણે મનમા લાવીએ અને ત્હેના ઉપરજ આપણુ સઘળુ ધ્યાન રોકીએ કે જેથી બીજો કોઇ વિચાર મનમા ઉત્પન્ન થઇ પ્હેલા વિચારને મનની બ્હાર કહાડી ન મુકે તો તે વિચાર પ્રમાણેજ કાર્ય થાય છે આ નિયમ પ્રેરણાત્મક, વિચારાત્મક તેમજ ઇચ્છાત્મક સર્વે પ્રકારના કાર્યોમા લાગુ પડે છે. અને કાર્યોનો આવેગ તેમજ અવરોધ ત્હેના ઉપર આધાર રાખે છે જેમ કોઇ કોઇને અનુકૂળ વિચાર ઉપર મનનુ સઘળું ધ્યાન હોય છે તે કાર્યનું આવેગમય રીતે ઉત્પન્ન થવાનું કારણ છે તેમજ કોઇ કાર્યના પ્રતિકૂલ વિચાર ઉપર મનનુ સઘળુ

ધ્યાન દેવું તે તે કાર્યના દબાઇ જવાનું કારણ છે. જો આવા પ્રતિકુળ વિચારો જેમકે સંદેહો, વિસ્મયો આંચકાઓ વિગેરેને કોઇ માણસ ભૂલી જાય અથવા હેમના ઉપર ધ્યાન ન આપે તો હેના કાર્યશક્તિના આવિર્ભાવનો પાર જ ન રહે!

હવે આવી રીતે કોઇ કાર્યને લગતા વિચાર અથવા ઈચ્છા ઉપર મનનું એકાગ્ર ધ્યાન દેવું તે ઇચ્છાના માનસિક વ્યાપારનો અન્ત છે કારણ કે તે પછી કાર્યને ઉત્પન્ન કરનારા જે સર્વ વ્યાપારો થાય છે તે કેવળ શારીરિક વ્યાપારો છે. એક વખત મનમા ઇચ્છા બળવાન થઇ પછી તે ઇચ્છા પ્રમાણે કાર્ય થઇ શકે નહી. તે માત્ર તન્તુવ્યાપારોના નિયમો ઉપર આધાર રાખે છે. ઇચ્છાનો વ્યાપાર તો કાર્યને લગતો વિચાર મનમાં વ્યાપી રહેવાની સાથે સંબન્ધ થાય છે. આપણે કંઇ લખવાની ઇચ્છા કરીએ ને લખવાનું કાર્ય તરત થઇ શકે છે પરન્તુ છીંક ખાવાની ઇચ્છા કરીએ છતા તે કાર્ય ઉત્પન્ન થતું નથી. છતા છીંક ખાવાનો વ્યાપાર તો મનમાં છેજ અને લખવાના તથા છીંકને ખાવાના બન્ને વ્યાપારો એક સરખી રીતે ઇચ્છા વ્યાપારો છે. લખવાની ક્રિયામા પણ હાથ પક્ષઘાતથી રહી ગયા હોય તો લખી ન શકાય પરન્તુ લખવાની ઇચ્છાનો વ્યાપાર તો જેમ સાધારણ માણસમા થાય તેની જ રીતે થાય છે.

હવે આપણે ઐચ્છિક વ્યાપારનુ ખરેખરૂં રહસ્ય રહમજી શકીશુ. આ રહસ્ય સ્હમજવું ઉપરની સર્વે હકીકત જાણ્યા પછી કઠિન નથી. મુખ્ય પ્રશ્ન એ છે કે કયા વ્યાપારવડે કાર્યને લગતો વિચાર મનમા સ્થિરપણે ટકી શકે છે? પ્રત્યક્ષ, ધ્યાન, સાહચર્ય વિગેરેના પ્રકરણોમા આપણે જોયું કે હેમને લગતા વિચારો ઇચ્છાશક્તિના પ્રયત્ન વિના મનમાં આવે છે અને તેવી રીતે મનમા ઉત્પન્ન થવાના નિયમો પણ આપણે જોઇ ગયા. અહીંઆ જે વિચારો વિષે આપણે જોવાનું છે તે ઇચ્છાશક્તિના પ્રયત્ન વડે મનમાં ટકી

રહેતા વિચારો વિષે છે. અને હેમને લગતો મુખ્ય નિયમ એ છે કે આવા પ્રયત્નવડે ધ્યાન આપીને કોઇ કઠિન વિચારને મનમાં સજજડ પકડી રાખવો તેજ ઐચ્છિક વ્યાપારનું વિશિષ્ટ લક્ષણ છે.

દરેક પુરૂષ આ નિયમનું સત્ય પોતાની મેળે સ્હમજી શકે તેમ છે. કારણ કે પુરૂષ માત્રને આવા માનસિક વિગ્રહનો અનુભવ થાય છે. ક્રોધ દુષ્ટ અને બળવાન્ આવેગ મનમા વ્યાપી રહ્યો હોય ત્યારે નીતિ માર્ગમાં કાર્ય કરતાં શી મુશ્કેલી જણાય છે? કાર્ય કરવામા જે શારીરિક વ્યાપારો થાય તે કરવાની મુશ્કેલી હોતી નથી. ક્રોધ માણસને ક્રોધના આવેશમા ગાળો દેવી અથવા મુંગા રહેવું તે બેમાથી એકકે હેમને માત્ર શારીરિક વ્યાપારો તરીકે જોતા કઠિન નથી. અનીતિના ઘર તરફ જવુ અથવા ત્યાથી દૂર રહેવું એ બન્ને કાર્યોમાથી શારીરિક દૃષ્ટિએ જોતા એકકે કાર્ય કઠિન નથી પરન્તુ જે મુશ્કેલી છે તે માનસિક છે. ક્રોધના આવેશમા ગુસ્સાના શબ્દો ન બોલવાની ઇચ્છા ઉપર મનને ચોટાડવું તથા અનીતિના ઘર તરફ ન જવાના વિચારને મનમા સબળ રીતે સ્થાપવો તેજ ખરેખરી મુશ્કેલી છે. જે પુરૂષનું મન બળવાન હોતુ નથી હેને જ્યારે કંઇ પણ આવેગ મનમા થાય છે ત્યારે તે આવેગને વધારવાના વિચારો હેના મનમા આવતા જાય છે અને જો હેની વિરૂદ્ધ કોઇ વિચાર થાય તો તરત હેના અવરોધી વિચારોના ભાર તળે દબાઇ જાય છે. સાધારણ રીતે પણ એમ બને છે કે આપણે ખુશીમા હોઇએ તો સારા વિચારોજ મનમા આવે છે અને ખરાબ વિચાર જેવા થાય છે તેવા દબાઇ જાય છે. દિલગીરીમા હોઇએ છીએ ત્યારે મનને ઉદ્વેગમા નાખનારા વિચારોથી જ મન ભરાયેલુ રહે છે. જ્યારે કોઇ વિષયવાસના તૃપ્ત કરવા તરફ મન દોડે છે ત્યારે હેની વિરૂદ્ધનો નીતિમય વિચાર ક્ષીણ સ્થિતિમા પણ જો મનમાં આવે છે તો તે તરફ નિર્લક્ષ થઇ જવાનું વલણ હમેશા રહે છે તથા તે વિચારને મનમાંથી જેમ બને તેમ દૂર કરવાનો પ્રયત્ન થાય છે. જે પુરૂષની

ઇચ્છાશક્તિ ઘણી દૃઢ હોય તેજ પુરા વિષયવાસનાઓના બળવાન
આવેગમા પણ બુદ્ધિના શીઘ્ર અવાજને વળગી રહી અન્તે તે
અવાજને પોતાના મનમા વ્યાપી રહેવા દે છે કોઈપણ વિચાર
જ્યારે મનમા આવી રીતે વ્યાપી રહે અને ઇચ્છા બળ વડે ટકી
શકે ત્યારે જ તે કાર્ય ઉત્પન્ન કરવાને શક્તિમાન થાય છે અને આ
પ્રમાણે ટકી રહેવા માટે મુખ્ય વસ્તુ એ છે કે ત્હેના ઉપર એકાગ્ર
ચિત્તવડે ધ્યાન આપવુ જોઇએ આવી રીતે ધ્યાન આપવાને પ્રયત્ન
કરવો તેજ ઇચ્છાશક્તિના વ્યાપારનુ રહસ્ય છે અને એ પ્રયત્નનું
મુખ્ય કાર્ય એ છે કે બીજા બધા વિચારોને મનમાથી દૂર કરી જે
વિચાર પ્રમાણે કાર્ય કરવાનુ હોય તેજ વિચાર ઉપર મનને ચોટાડવુ

હવે જેવી રીતે બીજા બધા વિચારોને મનમાથી કહાડી કોઇ
અમુક વિચારને મનમા સ્થાપવો એ ઇચ્છાશક્તિનું મુખ્ય કાર્ય છે,
તેવી રીતે અમુક કાર્ય ન કરવાના વિચારોને પણ મનમા દૃઢ કરી
તે ચોટાડવો એ પણ ઇચ્છાશક્તિનુ એટલુંજ મુખ્ય કાર્ય છે કોઇ
અનિષ્ટ કાર્ય કરવા તરફ મનનું વલણ જણાતુ હોય તો તે કાર્યના
વિચારને મનમાથી હાકી કહાડવા માટે ઐચ્છિક પ્રયત્નની જરૂર
રહે છે આ પ્રયત્ન જ્યારે નબળો હોય છે ત્યારે અનિષ્ટ કાર્ય
કરવાની ઇચ્છા મનમા સબળ થતી જાય છે અને તે કાર્ય ન કર
વાના વિચારને ગમે તે બ્હાનાં કહાડી તેમનાથી દૂર રાખવાનુ વલણ
રહે છે કોઈ દારૂડીઆને દારૂ પીવાની જ્યારે જ્યારે ઇચ્છા થાય છે ત્યારે
ત્યારે અનેક બ્હાના કહાડીને ન પીવાના વિચારને ડુબાડી દે છે
થાક લાગ્યો છે, શરદી જેવુ જણાય છે ગળુ સુકાય છે, નવી જાતનો
દારૂ છે, શ્રમ પડે તેવુ કાર્ય કરવાનુ છે વિગેરે અનેક બ્હાનાઓને
મનમા ઉત્પન્ન કરી કાર્ય નિરોધક ઇચ્છાને દાબી દે છે પરન્તુ આ
સઘળા વિચારોને બદલે દારૂ પીવાથી દારૂડીઆ બની જઇ અનેક
દુખો સહન કરવા પડે છે એ વિચારને ઇચ્છા શક્તિના પ્રયત્નવડે
મનમા સબળ રીતે રાખ્યો હોય તો દારૂ પીવાની દરેક લાલચના

જોરથી મન હાલી શકતું નથી. પ્રત્યેક ઇચ્છા વ્યાપારમાં આવી રીતેનો પ્રયત્ન મુખ્ય સ્થાન ધરાવે છે. કોઇપણ નીતિમય કાર્ય કરવામાં તે કાર્યના વિચારને પ્રયત્નવડે મનમાં ટકાવી રાખી ત્હેને બળવાન્ બનાવવો તે જ તે કાર્યનું નૈતિક સ્વરૂપ છે.

આ સર્વ વિવેચનનો સાર એ છે કે ઇચ્છા વ્યાપારની માનસિક ક્રિયાનું લક્ષ્ય બિન્દુ કે જ્હેના ઉપર ઇચ્છાનો વ્યાપાર થાય છે તે હમેશાં કાર્યનો વિચાર હોય છે તથા આપણી ઇચ્છા શક્તિને જે કોઇ વસ્તુથી અવરોધ થઇ શકે તે કોઇ વિચારને ધ્યાનપૂર્વક મનમાં ટકાવી રાખવાની જે મુશ્કેલી પડે તે જ છે. આવા વિચાર ઉપર મનનું સઘળું ધ્યાન આપવું તેજ ઇચ્છાત્મક વ્યાપારનું રહસ્ય છે.

હવે ઉપર આપણે જોઇ ગયા કે આ પ્રકારનો ઐચ્છિક પ્રયત્ન આપણે ધારીએ તેમ વધારે ઓછો વાપરી શકીએ છીએ. અર્થાત્ કોઈપણ કાર્યમાં અમુક વિચારને બળવાન્ બનાવવા માટે જે પ્રયત્ન કરવો પડે તે હમેશાં અમુક બળવાળો જ હોય તેમ કંઇ નથી. પરન્તુ ત્હેને વધારે ઓછો કરી શકીએ એમ આપણને લાગે છે. કયા કાર્યમા કેટલા બળવાળો પ્રયત્ન કરવો જોઇએ એનો આધાર કાર્ય કરનારા મનનું બંધારણ, કાર્યના અવરોધક વિચારોનું બળ વિગેરે વસ્તુઓ ઉપર રાખે છે. હવે આવી રીતે આપણા મનનો પ્રયત્ન વધારે ઓછો કરી શકીએ છીએ, એ જો ખરું હોય તો આપણી ઇચ્છા સ્વતંત્ર છે એમ માનવાનું કારણ મળે છે પરન્તુ આ માનસિક પ્રયત્ન–બળ જો હમેશા એક જ હોય એટલે કે જે કોઇ વિચાર આપણા મનમા આવે ને આપણા માનસિક પ્રયત્નથી સ્વતન્ત્ર રીતે આવે તો આપણી ઇચ્છા પરતન્ત્ર છે એમ માનવું જોઇએ. મનુષ્ય ઇચ્છા સ્વતન્ત્ર કે પરતન્ત્ર છે એ નીતિશાસ્ત્રનો એક મહાન્ પ્રશ્ન છે અને તે વિષે ઘણા કાળથી બે વિરૂદ્ધ મતો માનવામાં આવ્યા છે. એક મત પ્રમાણે આપણી ઇચ્છા એકી વખતે અનેક કાર્યોમાંથી જે એક કાર્ય મનને પસંદ પડે તે કરવાને શક્તિમાન્ છે અર્થાત્

સ્વતન્ત્ર છે. બીજા મત પ્રમાણે અમુક વખતે અનેક કાર્યોમાંથી કયું કાર્ય આપણે કરીશું તે પસંદ કરવાને આપણી ઇચ્છા સ્વતન્ત્ર નથી પરન્તુ કોઇ કાર્યના વિચારનું આપણા મનમાં જે પ્રમાણે બળ હોય છે તે પ્રમાણે ઇચ્છા દોરાઇ જાય છે. અર્થાત્ ત્હેનો વ્યાપાર કાર્યને લગતાં મનની બ્હારના કારણથી નિયન્ત્રિત થયેલો હોય છે અને તેથી તે પરતન્ત્ર છે. હવે આ બે વિરૂદ્ધ મતોમાંથી કયો મત ખરો છે ત્હેનો નિર્ણય માનસશાસ્ત્રના દૃષ્ટિબિન્દુવડે થઇ શકતો નથી પરન્તુ નીતિશાસ્ત્ર અને તત્વજ્ઞાનના વધારે ઉચ્ચ દૃષ્ટિબિન્દુથી થઇ શકે તેમ છે. માનસશાસ્ત્ર તો ફક્ત કઇ દિશામાં આ પ્રશ્નનો નિર્ણય થઇ શકે તે સૂચવે છે અને આ દિશા ઉપર જણાવ્યા પ્રમાણે ઐચ્છિક પ્રયત્ન આપણે ધારીએ તેમ વધારે ઓછો કરી શકીએ છીએ કે નહી તે છે. માનસશાસ્ત્ર જો કે આ પ્રમાણે નિર્ણયની દિશા સૂચવે છે પરન્તુ તેના પોતાથી તે નિર્ણય થઇ શકતો નથી. અમુક સંયોગો વચ્ચે કોઇ વિચારને મનમા ટકાવવા માટે અમુક બળવાળો પ્રયત્ન કર્યો હોય તો તેનાથી વધારે કે ઓછો પ્રયત્ન થઇ શકતો હોત કે નહી તે ચોક્કસ રીતે કહી શકાતું નથી. આવી રીતે ચોક્કસ કહી શકવું તે પ્રયત્ન કરનારના મનની અન્તર્સ્થિતિ ગણિતપૂર્વક ચોક્કસતાથી જાણતા હોઇએ તો જ બની શકે છે. આવી અન્તર્સ્થિતિ માનસશાસ્ત્ર કે શારીરશાસ્ત્ર જાણી શકવાને હજી સુધી તો અશક્ત છે અને શક્તિમાન્ થવાનો સંભવ પણ નથી. કોઇ કાર્યમાં ઐચ્છિક પ્રયત્ન થયો છે કે નહિ તે આપણે આત્મ નિરીક્ષણ વડે જાણી શકીએ છીએ ખરા પરન્તુ જેટલો થયો તેટલો જ શા કારણથી અને કયા નિયમો પ્રમાણે થયો તે માનસશાસ્ત્ર ચોક્કસ રીતે કહી શકતું નથી. પ્હેલા પ્રકરણમાં આપણે જોઇ ગયા તેમ માનસશાસ્ત્રનો પ્રદેશ મનના બાહ્ય આવિર્ભાવોને લગતો છે. અને તેથી જ્યાં મનની આન્તર્સ્થિતિમા ઉતરવું પડે તેમ હોય ત્યાં તે અટકે છે. ઇચ્છા શક્તિના વિષયમા તે શક્તિના વ્યાપારના સામાન્ય નિયમો,

મનોવ્યાપારોનું કાર્યોત્પાદક તથા કાર્ય વિરોધક લક્ષણ, પ્રયત્ન સહિત ધ્યાન વડે મનમાં સ્થપાઇ રહેવાનું હેમનુ સ્વરૂપ, ઐચ્છિક પ્રયત્ન, કાર્યની ઉત્પત્તિ તથા અવરોધ સાથેનો સંબંધ, આ વિગેરે ઇચ્છાના બાહ્ય વ્યાપારોનો જ માનસશાસ્ત્રના પ્રદેશમા સમાવેશ થાય છે. ઇચ્છા સ્વતન્ત્ર છે કે પરતન્ત્ર એ પ્રશ્નને અલગ રાખી માનસશાસ્ત્ર ઇચ્છા શક્તિનું સ્વરૂપ શું જણાય છે તથા હેની ક્રિયા શા શા વ્યાપારોમાં રહેલી છે તે વિષયમાં સંકુચિત રહે છે. આ સર્વે વિવેચન ઉપરથી જણાશે કે ઇચ્છા શક્તિના વ્યાપારમા માનસિક પ્રયત્ન ઘણું મહત્વનું સ્થાન ધરાવે છે. કેવળ માનસશાસ્ત્રના નહીં પરન્તુ નીતિશાસ્ત્રના દૃષ્ટિબિન્દુથી પણ આવા પ્રયત્નના વ્યાપાર ઘણા ઉપયોગી છે.

આપણા જીવનનો વિકાસ કઇ દિશામાં થશે હેનો આધાર ઇચ્છાશક્તિ ખીલવવામા કેટલો પ્રયત્ન કરવાને શક્તિમાન છીએ તેના ઉપર રહે છે. આપણી મીલકત, શારીરિક બળ, બુદ્ધિ વિગેરેને આપણા પોતાના માનીએ છીએ તથા હેમના વડે આપણુ અનેક ઉપાધિઓથી ભરેલુ જીવન ગાળી શકવાને સમર્થ માનીએ છીએ. પરન્તુ આ સર્વે વસ્તુઓ કરતા જે વસ્તુને આપણે ખરી રીતે આપણી પોતાની જ કહી શકીએ તથા જે વસ્તુથી આપણા જીવનની ખરી મુશ્કેલીઓમાથી પસાર થઇ શકીએ તે આપણી ઇચ્છાશક્તિનું બળ જ છે. બીજી વસ્તુઓ જેને આપણે આપણી પોતાની કહીએ છીએ તેઓ સર્વેની ઉત્પત્તિ થોડે ઘણે અંશે બાહ્ય કારણોને લીધે હોય છે. પરન્તુ ઇચ્છાશક્તિ વાપરવાનો આપણા મનના પ્રયત્નને માત્ર આપણે નહીં પણ આપણા પોતાનું જ એક મુખ્ય સ્વરૂપ છે એમ જણાય છે. જે પુરૂષ ઇચ્છાશક્તિ વડે સબળ પ્રયત્ન કરી શકે છે તે દુનીઆની અનેક લાલચોમાથી પસાર થઇ પોતાનું જીવન ઉચ્ચતર બનાવી શકે છે. જ્યારે નિર્બળ માનસિક પ્રયત્નવાળા પુરૂષનું મન પવનના દરેક ઝપાટાથી જેમ ઝાડના પાદડાઓ હાલે તેમ લાલચ ઉત્પન્ન કરનારી વસ્તુઓથી હાલી જાય છે. કોઈ કાર્ય

સ્વતન્ત્ર છે. બીજા મત પ્રમાણે અમુક વખતે અનેક કાર્યોમાંથી કયું કાર્ય આપણે કરીશું તે પસંદ કરવાને આપણી ઇચ્છા સ્વતન્ત્ર નથી પરન્તુ કોઇ કાર્યના વિચારનું આપણા મનમાં જે પ્રમાણે બળ હોય છે તે પ્રમાણે ઇચ્છા દોરાઇ જાય છે. અર્થાત્ તેનો વ્યાપાર કાર્યને લગતા મનની બ્હારના કારણથી નિયન્ત્રિત થયેલો હોય છે અને તેથી તે પરતન્ત્ર છે. હવે આ બે વિરૂદ્ધ મતોમાંથી કયો મત ખરો છે તેનો નિર્ણય માનસશાસ્ત્રના દૃષ્ટિબિન્દુવડે થઇ શકતો નથી પરન્તુ નીતિશાસ્ત્ર અને તત્વજ્ઞાનના વધારે ઉચ્ચ દૃષ્ટિબિન્દુથી થઇ શકે તેમ છે. માનસશાસ્ત્ર તો ફક્ત કઇ દિશામાં આ પ્રશ્નનો નિર્ણય થઇ શકે તે સૂચવે છે અને આ દિશા ઉપર જણાવ્યા પ્રમાણે ઐચ્છિક પ્રયત્ન આપણે ધારીએ તેમ વધારે ઓછો કરી શકીએ છીએ કે નહી તે છે. માનસશાસ્ત્ર જો કે આ પ્રમાણે નિર્ણયની દિશા સૂચવે છે પરન્તુ તેના પોતાથી તે નિર્ણય થઇ શકતો નથી. અમુક સંયોગો વચ્ચે કોઇ વિચારને મનમાં ટકાવવા માટે અમુક બળવાળો પ્રયત્ન કર્યો હોય તો તેનાથી વધારે કે ઓછો પ્રયત્ન થઇ શકતો હોત કે નહી તે ચોક્કસ રીતે કહી શકાતું નથી. આવી રીતે ચોક્કસ કહી શકવું તે પ્રયત્ન કરનારના મનની અન્તસ્થિતિ ગણિતપૂર્વક ચોક્કસતાથી જાણતા હોઇએ તો જ બની શકે છે. આવી અન્તસ્થિતિ માનસશાસ્ત્ર કે શારીરશાસ્ત્ર જાણી શકવાને હજી સુધી તો અશક્ત છે અને શક્તિમાન્ થવાનો સંભવ પણ નથી. કોઈ કાર્યમાં ઐચ્છિક પ્રયત્ન થયો છે કે નહિ તે આપણે આત્મ નિરીક્ષણ વડે જાણી શકીએ છીએ ખરા પરન્તુ જેટલો થયો તેટલો જ શા કારણથી અને ક્યા નિયમો પ્રમાણે થયો તે માનસશાસ્ત્ર ચોક્કસ રીતે કહી શકતું નથી. પ્હેલા પ્રકરણમાં આપણે જોઇ ગયા તેમ માનસશાસ્ત્રનો પ્રદેશ મનના બાહ્ય આવિર્ભાવોને લગતો છે. અને તેથી જ્યાં મનની આન્તર્સ્થિતિમાં ઉતરવું પડે તેમ હોય ત્યાં તે અટકે છે. ઇચ્છા શક્તિના વિષયમાં તે શક્તિના વ્યાપારના સામાન્ય નિયમો,

મનોવ્યાપારોનું કાર્યોત્પાદક તથા કાર્ય વિરોધક લક્ષણ, પ્રયત્ન સહિત ધ્યાન વડે મનમાં સ્થપાઇ રહેવાનું હેમનું સ્વરૂપ, ઐચ્છિક પ્રયત્ન, કાર્યની ઉત્પત્તિ તથા અવરોધ સાથેનો સંબંધ, આ વિગેરે ઇચ્છાના બાહ્ય વ્યાપારોનો જ માનસશાસ્ત્રના પ્રદેશમાં સમાવેશ થાય છે. ઇચ્છા સ્વતન્ત્ર છે કે પરતન્ત્ર એ પ્રશ્નને અલગ રાખી માનસશાસ્ત્ર ઇચ્છા શક્તિનું સ્વરૂપ શું જણાય છે તથા હેની ક્રિયા શા શા વ્યાપારોમાં રહેલી છે તે વિષયમાં સંકુચિત રહે છે. આ સર્વે વિવેચન ઉપરથી જણાશે કે ઇચ્છા શક્તિના વ્યાપારમાં માનસિક પ્રયત્ન ઘણું મહત્વનું સ્થાન ધરાવે છે. કેવળ માનસશાસ્ત્રના નહીં પરન્તુ નીતિશાસ્ત્રના દૃષ્ટિબિન્દુથી પણ આવા પ્રયત્નના વ્યાપાર ઘણા ઉપયોગી છે.

આપણા જીવનનો વિકાસ કઇ દિશામાં થશે હેનો આધાર ઇચ્છાશક્તિ ખીલવવામા કેટલો પ્રયત્ન કરવાને શક્તિમાન છીએ તેના ઉપર રહે છે. આપણી મીલકત, શારીરિક બળ, બુદ્ધિ વિગેરેને આપણાં પોતાનાં માનીએ છીએ તથા હેમના વડે આપણું અનેક ઉપાધિઓથી ભરેલું જીવન ગાળી શકવાને સમર્થ માનીએ છીએ. પરન્તુ આ સર્વ વસ્તુઓ કરતા જે વસ્તુને આપણે ખરી રીતે આપણી પોતાની જ કહી શકીએ તથા જે વસ્તુથી આપણા જીવનની ખરી મુશ્કેલીઓમાંથી પસાર થઇ શકીએ તે આપણી ઇચ્છાશક્તિનું બળ જ છે. બીજી વસ્તુઓ જેને આપણે આપણી પોતાની કહીએ છીએ તેઓ સર્વેની ઉત્પત્તિ થોડે ઘણે અંશે બાહ્ય કારણોને લીધે હોય છે. પરન્તુ ઇચ્છાશક્તિ વાપરવાનો આપણા મનનો પ્રયત્નને માત્ર આપણે નહીં પણ આપણા પોતાનું જ એક મુખ્ય સ્વરૂપ છે એમ જણાય છે. જે પુરૂષ ઇચ્છાશક્તિ વડે સબળ પ્રયત્ન કરી શકે છે તે દુનીઆની અનેક લાલચોમાંથી પસાર થઇ પોતાનું જીવન ઉચ્ચતર બનાવી શકે છે. જ્યારે નિર્બળ માનસિક પ્રયત્નવાળા પુરૂષનું મન પવનના દરેક સપાટાથી જેમ ઝાડના પાંદડાઓ હાલે તેમ લાલચ ઉત્પન્ન કરનારી વસ્તુઓથી હાલી જાય છે. કોઈ હોય

કરતી વખતે અનેક વસ્તુઓ હોવા છતાં જે પુરૂષ પોતાના મનમાં ધારેલા વિચારનેજ પુરો પાડવા પ્રયત્ન કરે છે તથા "બસ મ્હારા વિચારનેજ બર લાવીશ" એવો દૃઢ સંકલ્પ કરી તે પ્રમાણે વર્તે છે તે પુરૂષ બીજાઓને વિકટ જણાતા ઘણાં કાર્યો સ્હેલાઈથી કરી શકે છે. જે કાર્યોમાં સામાન્ય પુરૂષો થાકીને પાછા હઠે છે તે કાર્યો આવો પુરૂષ પોતાની પ્રબળ ઇચ્છાશક્તિના જોર વડે સાધી શકે છે, જનસમાજને પોતાના વિકાસ માટે આવા પુરૂષોની ઘણી જરૂર રહે છે. કારણ કે સામાજીક સુધારણા માટે જે ખંત તથા લોકોની નિન્દા વિગેરે અનેક મુશ્કેલીઓથી મન ડગવા ન દેવા માટે પ્રબળ ઇચ્છાશક્તિ જોઇએ છીએ તે આવા પુરૂષોમાંજ હોય છે. ત્હેનું જીવન દેશના યુવકોને આદર્શરૂપ બને છે તથા પ્રયત્ન વડે મનુષ્ય પોતાની ઈચ્છાશક્તિનો કેટલે સુધી ખીલવી શકે છે, તેનું દૃષ્ટાંત પુરૂં પાડી માનસિક સુધારણા માટે પ્રયત્ન કરતા પુરૂષોમાં ઉત્સાહ પ્રેરે છે.

## પ્રકરણ ચોવીસું.

### માનસશાસ્ત્ર તથા તત્વજ્ઞાન.

હવે આપણે માનસશાસ્ત્રના વિવેચનના અંત ઉપર આવ્યા છીએ. મનની વિચારશક્તિ, ભાવનાશક્તિ તથા ઇચ્છાશક્તિનું બાહ્ય સ્વરૂપ તથા ત્હેમના વ્યાપારના નિયમો આપણે જોયા. આ સર્વે ઉપરથી વાચનારને સ્વાભાવિક રીતે વિચાર આવશે કે માનસશાસ્ત્રનું જ્ઞાન હજી ઘણું અપૂર્ણ છે. છેલ્લા પ્રકરણમાંજ આપણે જોઇ ગયા કે ઇચ્છા સ્વતન્ત્ર છે કે પરતન્ત્ર એ પ્રશ્નનો નિર્ણય માનસશાસ્ત્ર કરી શકતું નથી. નીતિશાસ્ત્રના દૃષ્ટિબિન્દુએ ઇચ્છા સ્વતન્ત્ર છે એમ માનવાનું કારણ મળે પરન્તુ આ શાસ્ત્ર તો તે વિષે કંઇપણ નિશ્ચય ઉપર આવી શકતું નથી. આ ઉપરાંત ઘણી એવી બાબતો છે કે જે માનસશાસ્ત્રને ત્હેમનું સત્ય સિદ્ધ કર્યા વિના સ્વીકારી લેવી પડે છે.

પરન્તુ આમા કઇ માનસશાસ્ત્રનો દોષ નથી વિશ્વ એટલુ અગાધ અને વિશાળ છે કે પ્રથમ તો ત્હેના વિભાગોનું કટકે કટકે જ્ઞાન સપાદન ર્યા શિવાય મનુષ્ય બુદ્ધિને કંઇપણુ બીજો ઉપાય નથી હવે આવી રીતે કટકે કટકે પ્રત્યેક વિભાગનુ વિસ્તૃત જ્ઞાન મેળવવા માટે મુખ્ય જરૂરનુ એ છે કે જે વિભાગનો અભ્યાસ કરવાનો હોય ત્હેને બીજા વિભાગોથી જેમ બને તેમ અલગ રાખી ત્હેની જ વિગતો ઉપર લક્ષ સકુચિત કરવુ જોઇએ પરન્તુ મુશ્કેલી એ છે કે આમ કરવામા વાડે ઘણે અંશે કુદરતના નિયમોથી વિરૂદ્ધ વર્તવુ પડે છે કારણ કે કુદરતમા તો એવો એક વિભાગ નથી કે જે બીજા વિભાગો સાથે ગાઢ અને પરસ્પર નિકટ સબન્ધ ધરાવતો ન હોય અને તેથી દરેક વિભાગનુ સપૂર્ણ જ્ઞાન બીજા વિભાગોનુ સપૂર્ણ જ્ઞાન મળ્યાથી જ મળી શકે છે. આ મુશ્કેલી ઘણી મોટી છે પરન્તુ ત્હેને પહોચી વળવા માટે આપણી પાસે એજ રસ્તો છે કે પ્રત્યેક વિભાગના નિયમોનુ પૃથક્ પૃથક્ જ્ઞાન મેળવી અન્તે સર્વે નિયમોને એકઠા કરી તથા તેમને એક બીજાના દૃષ્ટિબિન્દુથી તપાસી જે તત્વ નીકળે તે ઉપર સકળ વિશ્વના જ્ઞાનના પ્રબન્ધની રચના કરવી આ રચનાને તત્વજ્ઞાનનુ નામ આપી શકાય આ ઉપરથી જણાશે કે પ્રત્યેક શાસ્ત્રની દૃષ્ટિ અમુક વિભાગમા સકુચિત હોઈ પોતાની વિગતોને બધબેસતા કેટલાએક સિદ્ધાન્તો કે જ્હેમનુ સત્ય પોતાથી સિદ્ધ થઇ શકતુ નથી ત્હેમને માની લેવા પડે છે માનસશાસ્ત્રના પ્રદેશમા પણ આવા કેટલાએક સિદ્ધાન્તો છે જ્હેમાનો મુખ્ય એક એ છે કે પ્રત્યેક મનોવ્યાપાર કોઈ પણ તન્તુ વ્યાપારની સાથે સાહચર્ય ધરાવે છે હવે આ સિદ્ધાન્તવડે માનસિક પ્રદેશમા ઘણી બાબતો સ્હમજાય છે અને માનસશાસ્ત્રના ઘણા ખરા નિયમો આ સિદ્ધાન્ત ઉપર રચાયના છે પરન્તુ 'સાહચર્ય'નુ ખરૂ સ્વરૂપ શુ છે તે વિષે આપણાથી અહીં કહી શકાતું નથી મનોવ્યાપારો તથા તન્તુ વ્યાપારો એક બીજાથી કેવળ ભિન્ન તથા સ્વતન્ત્ર

વસ્તુઓ છે કે તન્તુ વ્યાપારો મનોવ્યાપારોના કારણો છે ?, અને વ્યાપારો એકજ વસ્તુનાં બે જુદાં જુદાં સ્વરૂપો છે, એ પ્રશ્ન આપણા શાસ્ત્રમા ઉત્પન્ન થાય છે. તથા દરેકની તરફ તેમજ વિરુદ્ધ કારણો પણ મળે છે પરન્તુ જ્યાં સુધી મનોવ્યાપાર તથા તન્તુ વ્યાપારનું અન્તસ્વરૂપ શું છે તે જાણી શકાતું નથી ત્યાં સુધી પ્રશ્નો આપણી સમક્ષ ઉભા જ રહે છે. ઉપરનાં પ્રકરણોમાં આપણે પ્રત્યેક મનોવ્યાપારની વસ્તુ સંહિત તથા અનેક વ્યાપારોની બનેલ હોય છતા તે વ્યાપારને એક તથા અપૃથક્કરણીય વ્યાપાર તરીકે માન્યો છે. તેમજ તન્તુ વ્યાપારની ક્રિયા એટલે આખા મગજની સામટી ક્રિયા એમ માન્યું છે. કારણ કે એ માન્યતા મન તન્તુઓ વિષે આપણા હાલના જ્ઞાન પ્રમાણે સૌથી ઓછી ભૂલવાળી જણાય છે. અણુવાદ જો ખરો હોય તો આખું મગજ તે તન્તુશાસ્ત્રનું એકમ નથી પરન્તુ મગજના અણુઓજ ખરા તત્વો છે અને તેથી પ્રત્યેક અણુમા થતો તન્તુ વ્યાપાર એ એક સ્વતન્ત્ર વ્યક્તિ છે એટલે મગજના સમગ્ર વ્યાપારોને મૂળ તત્વ તરીકે નહિ પરન્તુ પ્રત્યેક સૂક્ષ્મ તન્તુ વ્યાપારને મૂળ તત્વ તરીકે ગણવો જોઈએ. આ રીતે વિવિધ મતો હાલ પ્રચલિત છે અને હાલ આપણે એટલે જ અટકવું પડે તેમ છે. પરન્તુ માનસશાસ્ત્રીઓ તથા તન્તુશાસ્ત્રીઓ આ વિષય વિષે હાલ અનેક શોધખોળ તથા પ્રયોગો કરી રહ્યા છે અને આશા છે કે હેમની મહેનતના પરિણામે ભવિષ્યમાં મગજ તથા મનના વ્યાપારો ઉપર વધારે પ્રકાશ પડશે.

બીજો એક પ્રશ્ન જે માનસશાસ્ત્રના અભ્યાસથી ઉદ્ભવે છે તે એ છે કે મનોવ્યાપારો તથા હેમની વસ્તુઓ અર્થાત પ્રત્યેક જ્ઞાનમા જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે શો સંબંધ છે; તે બન્ને જુદાં જ છે કે વાસ્તવિક રીતે એક જ છે ! ઉદાહરણ તરીકે કોઈ ભૂરી વસ્તુ તરફ નજર કરતા ભૂરા રંગનું જે પ્રત્યક્ષ મળે છે તે લાગણી આ પ્રત્યક્ષમા ભૂરૂં હોવાનો ગુણ પ્રત્યક્ષ નામનો વ્યાપારમાં છે કે